# કવિતા

વર્ષ: ૨૯

તંત્રી સુરેશ દલાલ   અંક ૧૬૯   ઑક્ટોબર ૧૯૯૫   ૩૦ રૂપિયા   જન્મભૂમિ પ્રકાશન



O, God !
What an absurdity !
The Sun is one
but
Days are

D

## રઘુવીર ચૌધરી

### મહાનગર

કંઈ એક પળમાં ઊભું થયું નથી
આ મહાનગર.
સદીઓની માયાની મૂડી
પથરાઈ છે બની સંગેમરમર.
દુઃસ્વપ્ન નથી આ કોઈ તીર્થંકરનું.
મનુષ્ય, શ્વાન, વંદા-
સહુએ અહીં ફરી ફરી અવતરવું.
અવનવા આલેખના હલેસે
વિશ્વકર્માનું ખારા જળમાં તરવું.

થાપણ છે ઇતિહાસની
આ મૂંગી મહેલાતો, મુખર રાતો.

કોઈ કવિએ જાણ્યું તો કોઈએ માણ્યું
આધુનિક અરણ્યરૂપે,
આકાશ ટીંગાઈ રહ્યું અહીં મૌનના સ્તૂપે.

જીવી જાય છે વળી કોઈ સુજાણ
મૃત્યુને ગુલાબ ધરી
ને વહેલી સવારે ખૂલતા રસ્તે
મળી જાય છે આરોગ્યધામની કોઈક પરી.

પ્રદૂષિત સંધ્યાના ભાલે
ચંદ્રનું આભૂષણ
મોજાનાં ફીણમાં શમી જાય છે
સકલંક ક્ષણ.
નથી આ ઉધાર જનાનાનું સરવૈયું,
અહીં પણ ધબકે છે તમારે ખાતર
કોઈકનું હૈયું.

પરસ્પર અપરિચિત વ્યક્તિઓની
શતસહસ્ર એષણાઓ

સત્ત્વ પામવા સૂર્યનું
ઊંચકે પાંપણ,
બહિરંતર ઊઘડે રણાંગણ.

તૂટ્યાફૂટ્યા માર્ગો
દેખાય છે પૃથ્વીની પીઠ પરના ઉઝરડા.
કોઈકને ચીંધે ગતિ, કોઈકને વિરતિ.

સામે શૂન્ય અવકાશમાં ઝળહળે
ઈમારતી ઓરડા,
જાણે સ્વપ્નિલ પ્રકાશના વીરડા.
એ પણ અક્ષર છે ઈતિહાસ લિપિના—
મનુષ્યના પ્રસ્વેદજન્ય ઉન્નયનના વીરડા.

૧૯૮૫

## જે અંતને જાણે છે

જે પોતાના અંતને જાણે છે
એ નગરને સલામ,
અંતજયી કાળને જાણનાર
પ્રમુખ સંતને સલામ.

કાષ્ટમાં કોતરાયેલી કવિતા,
ફુવારે ફુવારે ભીંજાય સવિતા.
કોઈક મરમીને મળી આવશે
આટલામાં જ ક્યાંક છલાવેશે
પ્રજ્ઞા પારમિતા

સંભવી રહી અહીં
કુરુક્ષેત્ર વિનાની એક ગીતા.
પદ્મની સુવાસ સમી આસ્તિકતા,
અહીં અનુભવાય
ગુલાબી તારુણની સત્તા.

વાંચું છું યુવકોના ભાલે અંકિત
તિલકે અનાસક્તિનો રંગ,
હૃદયે લહેરાતો સમર્પિત ઉમંગ.

સહુ કર્મે પ્રસન્ન જ્યાં વસે નિઃસંગ
એ નગરને સલામ.
ટોળાને મેળામાં
ને ભીડને નીડમાં ફેરવી દેતા
સત્ સંગને સલામ.

એંશી કરોડને કેડે તેડીને
દોડવા ઇચ્છતો મારો દેશ
એક વળાંકે આવીને ઊભો છે.
કોઈનો ભાર ન બનતા
સૂકા તરણાનોય વિચાર કરતા
વ્રતધારી સંત
આ દેશે વિહરતા.
સત્યનું પારાયણ
ને નમો નારાયણ કરતા આવે
ડાબી બાજુ હથેલીનું નેજવું ધરી કહે:
'ભાઈ મારા, યુગે યુગે તારે
કુરુક્ષેત્રે જવાનું હોય નહીં,
આવ આ વૃંદાવનની વાટે.
ગોકુળને ઘાટે વિરમીએ ઘડી
બે ઘડી મન મૂકી આત્મસ્વરૂપ થઈએ.
પગ ઉપાડીએ સાબરમતીને તીરે
ધર્મક્ષેત્રે...'

બાળક પૂછે બહેનને
ગાંધીજી કચ્છ કાં પહેરે?
બહેન કહે: કચ્છની ખાદીનો તાર
જોડતો હતો સાત લાખ સેવાગ્રામને,
સુદામા સાથે ઘનશ્યામને.

એ તાર કર્મનો
ભક્તિથી છલકે ભીંજાયેલો
વણોટાયેલો અંતર્મુખ અજવાળે.
પણ અમારી પેઢી કમાવા બેઠી
પડતર ટેકરે,
મહાત્માને નાંખી વખારે
પ્રજા સૂકું ને નેતા લીલું ચરે.

વેસ્ટ મનાતું બેસ્ટ,
ત્રીસ તાર ગાંધીના,
સિત્તેર પોલિયેસ્ટરના.
ત્યાં આ અકબંધ તાકો ક્યાંથી?
કચ્છભુજથી કે ગઢપુરથી?
એનો વણાટ અસલ રામાનંદી
જે ચાદર ગુરુએ ઓઢાડી શ્રીજીને
મળી વારસામાં ગુણાતીત વૃત્તિને.

મોહના કુરુક્ષેત્રમાંથી
મોહનના ધર્મક્ષેત્ર ભણી વાળે
એ માર્ગને સલામ.
પ્રદર્શને દર્શન ચીંધતા
ને બંધને છેદતા પ્રબંધને સલામ.

આ વ્યક્ત મધ્યે કશું જ નથી વ્યર્થ,
અર્થનાં સપ્તક જેના સ્વરમાં પમાય
એ સંતને સલામ.

આશ્રમનાં પંખી જાગ્યાં
ને દાંડીકૂચ શરૂ –
પચાસ વર્ષ જાણે પાછાં મળ્યાં
ને ગેરુરંગી કચ્છધારીઓ
આવી પુગ્યા હૃદયકુટીર કને
સરજ્યું સ્વપ્ન ચંદ્રભાગાની કોતરોમાં
વળી પાછા વિખેરાયા જીવનવને...

ભારતને ખૂંદીને દંડી જનાર દેશ
આપે આજે ધર્મવેરો સંતની ઝોળીને.
ગુરુ-હરિ જાણે ગરીબની થાળીને.
એક દાણો મૂકે વાસણના ખાલીપે,
બીજો દાણો મૂકે ભોમકાની માલીપે.

એકના સો થયા સંતો,
શ્રમિકના આંગણાની લીંબડીએ
મઘમઘી ઊઠી વસંતો.
તો તુરત કહ્યું:

કોઈ વસંત
મોટી નથી બે માસથી.
ભૂલો નહીં અંતને.
રાજી કરો અંતરતમ શ્રીજીને.

જે પોતાના અંતને જાણે છે
એ નગરને સલામ,
અંતજયી કાળને જાણનાર
પ્રમુખ સંતને સલામ.

૧૯૮૫

## મારે તારી જરૂર છે મુરલીધર!

(બાબા આમટેને મળવા જતાં)

મારે તારી જરૂર છે મુરલીધર!
ઘરઘરમાં વહેંચાઈ ગયું ગામ,
દહેશતની ડમરીઓથી ઘેરાયું
વનરાવન ધામ,
સૂનો પડયો છે કાલિન્દીનો ઘાટ
કદંબની સુગંધ ઓઢીને પોઢયા છે
વિષપતિ વિરાટ ફણિધર,
મારે તારી જરૂર છે મુરલીધર!

મારા છેવાડા ખેતરમાં હું ડરતો નથી,
કેમકે છેક દ્વાપરથી
મેં સ્થાપ્યો છે ત્યાં એક ચાડિયો!
જેના એક હાથમાં છે તૂટેલું શસ્ત્ર,
બીજા હાથમાં છે અધૂરું શાસ્ત્ર,
એની આડશે બચતો રહ્યો યુગોથી
અડધો આમ, અડધો તેમ.
કોણે કરવો હતો સાક્ષાત્કાર પૂર્ણ સત્યનો?

નરકુંજરના ધર્મ-યુદ્ધમાં હું વીસરી ગયો
વિકર્ણ અને યુયુત્સુની વ્યથાને.
મને એમ કે
હાડપિંજરથી ચાલતું હોય તો હાર્દની જરૂર શી?

કવિતા

વિજયની અધિરાઈમાં અધૂરા મૂકેલા સંઘર્ષને
મારે મળવું છે મુખોમુખ, તારી સાક્ષીએ મુરલીધર!
નરભક્ષક ભય સામે લડવું છે બહિરંતર નિરંતર.

મેઘલી રાતે માથે મેલું ઉપાડીને જતા
તેજસ્વી ધારાશાસ્ત્રીની સ્ફૂર્તિલી ચાલમાં
સફાઈકામ આવડયાનું અભિમાન.
માનવીય સ્વમાન રક્ષવાનો સંકલ્પ
એ જ સાચું આત્મજ્ઞાન.
જમીનદારીનો વારસો ગળું ભીંસે એ પહેલાં
શિકાર ખેલી છુટ્ટા હાથે પશુઓની હિંસાને હરાવી હતી.
અજાણી સન્નારીનું શિયળ રક્ષવા
ખાલી હાથે કૂદી પડીને ઝીલ્યા હતા ઘા પર ઘા.
ત્યારે બેઠા હતા બાપુ દેશના હૃદયે.
બિરદાવતા આવા અભયને
છતી સાહ્યબીએ અછૂતવાસે જઈ વસેલા
મુરલીધર દેવીદાસ આમટેને!

વળાંકની આ ક્ષણે
મારે તને મળવું છે મુરલીધર!
કહે, ફરી કહે એ મેઘલી રાતની વીતક વાત.
એક મર્મભેદી ઝબકારે જોયું જે
તારું જ અવ્યક્ત આત્મરૂપ!
મનુષ્યનું કલ્પનાતીત વિરૂપ;
ખવાઈ ગયેલા હાથપગે વહેતું પરુ
નાક નહિ, માત્ર બે વ્રણ ખુલ્લા.
માથે ઉપાડેલા મેલાની ગંધ આટલી ઉગ્ર નહોતી,
નહોતું પડયું કોઈ પ્રેત ટૂંટિયું વાળીને સામે,
આ તો કણસી રહ્યું હતું જીવતું દર્દ
માણસાઈની મુઠ્ઠી ઉઘાડીને,
જીવનના સંગાથથી દૂર,
ઉપેક્ષાના હાંસિયે, છેવાડા ઉકરડે...

વીરત્વનું આયુધ સરી પડયું,
કંપારી છૂટી અંગોથી
મહાપ્રસ્થાન માટે તારે જાત બહાર જવું ન પડયું મુરલીધર!
જગતનાં સૌંદર્ય જોયાનો અનુભવ

ભૂંસાઇ ગયો આંખ થકી,
જાગ્યો ભય, અફાટ અનંત કાળો ભય ફણિધર...

બધિર બની ગઇ સકળ સૂક્ષ્મ સંવેદનાઓ
અટકી ગઇ પત્ર-મૈત્રી નોર્મા શિઅરર સાથેની
યાદ આવ્યા ઇશુ - રક્તપિત્તિયાનું કપાળ ચૂમી જેણે કહેલું:
'તું મારા માટે અતિ પવિત્ર છે બંધુ!'
પરચુરે શાસ્ત્રીને પડખે બેસી દેશનું ચક્ર ચલાવતા ગાંધી
ને યાદ આવ્યા કુષ્ઠરોગી - વસાહતને જઇ વસેલા વિનોબા.

તેં ઓળંગ્યો અફાટ વિસ્તાર ભયનો
એક અંતરિયાળ ઝબકારે.
જાગ્યો સંકલ્પ: લો, બનાવો જંતુઓની પ્રયોગશાળા
મારા આ ક્ષણભંગુર શરીરને...
અને તું સગો થયો સકળ અજાણ્યાં દર્દીનો.

શમ્બુક અને એકલવ્યને ભાગ્ય પર છોડી
મેં ઉતારેલી આરતી સતજુગની.
પૃથ્વી પર પ્રથમ વાર મનુષ્યાયન લખતા કળિયુગથી વિમુખ રહી
મેં જ મને બાંધ્યો છે ભૂતકાળના અછોડે.
પ્રત્યક્ષ સત્યના ધારદાર પાનાથી
જો ચીરી શકું સુવર્ણનું પાત્ર,
જો પામી શકું અભય પુરુષની સાધનાનું વરદાન -

જીવ અને શિવને જોડતાં એક-બે સ્વપ્ન-કલ્પન -
હિમલકશાનાં ગાઢ જંગલોમાં
નીલોજ્જવલ પ્રકાશ મંદાકિનીનો
જગતભરનાં ગુલાબોની સુરખીમાં વિકાસ
ભારતભારતીનો.

નંદવનથી આનંદવન પહોંચેલા મુરલીધર,
મારે તારી જરૂર છે સૂકી સાબરમતીને કિનારે.
કદાચ ગાઇ શકું હુંય નાન્દી એક યુગયાત્રાની,
કન્યાકુમારીથી હિમાલય સુધીના
અવિભાજિત આકાશને ભરી લઇ આંખમાં
કેળવી શકું પાત્રતા ચાલવાની,
મારે તારી જરૂર છે મુરલીધર!

૧૯૮૫

# નામરૂપ અસ્મિતા નું વિજયા

વિજયા હવે રૂપ નથી
નામ છે, માત્ર નામ.
પવન, પ્રકાશ ને પાણીએ રૂપ વહેંચી લીધું,
અગ્નિએ અવકાશમાં છોડી થોડી રાખ
કોઈક જોગી માટે.
જોગી માટે અનેક નામમાંનું એક આ નામ વિજયા?
ના.
અન્ય સઘળાં નામ તો યાત્રાનાં અજાણ્યાં મુકામ.

યાત્રી જોતો નથી રાત્રે બારી બહાર
કેટકેટલાં સ્ટેશન આવે, જાય -
સકળ તીરથ માત્ર સ્ટેશન બનીને રહી જાય,
યાત્રી વહી જાય.

જોગી આવે મારી મુખોમુખ, ધરે રાખ.
હું મારી અંતરિયાળ બની રહું અણજાણ.
વિજયાને મળ્યાં મારા જેવાં
કેટકેટલાં અવાચક ઠામ?

અનાદિ અનંત અપરિચયને સજાવ્યો
કેવા કેવા નામરૂપે?
પરદેશી પવન ઉડાડે રાખ
મારી આંખ બહાર.
કોણ જાણે કયા જોગીની આણે
બિડાયાં આંસુનાં દ્વાર.

મારું ચાલે તો
હું નામરૂપે પણ ન રહું.
ઇતિહાસના બંદીગૃહમાં પુરાયેલી સંજ્ઞાઓ
જલદી મરતી નથી એ જાણું છું.
વિજયા પરંપરામાં માનતી,
એક સંજ્ઞા બીજી સંજ્ઞાને સ્મરે છે એ જાણતી.
પણ એને તો ઇષ્ટ હતો કેવળ કવિતાનો ઇતિહાસ.
જે રચાય છે અરૂપ સમયના કલ્પસૂત્રથી.
કોણે ધાર્યું હતું એ સૂત્ર બનશે સાંકળ,

વર્તમાનને અંકિત કરવા જતાં
અળપી લેશે સઘળું ભવિષ્ય.

સાંકળ ફરી કલ્પસૂત્ર બનશે કે કેમ
એનો ઉત્તર નથી
મારા મન પર પડતી એક જ નામની મુદ્રાઓ પાસે.
સમય વહેંચાય છે ક્ષણોમાં,
ક્ષણો શમી જાય છે પવનની ભંગુર લહરીઓમાં.
સ્મરણમાં તર્યા કરે છે 'હું' એનો?
એ તો હવે નથી.

એની આંખ મળી અરવિંદ સાથે
અને એ પણ છબિ બની ગઇ.
ચાલો, એ છબિને નામ આપીએ નવું.
જીર્ણ વસ્ત્રની જેમ ત્યજી દઇએ
જૂનાં નામરૂપ.
આપણે પણ એકવાર મટી જઇએ.
ડૂબીને જઇ ઠરીએ
પ્રેમપાતાળને તળિયે, એની જેમ,
બનીએ તેજ કોઇક મોતીનું.

અરૂપ સાગરે વસતી વિજયા
આ ક્ષણે મારા ભણી જોતી,
ગાતી પરમહંસ કને શીખેલી
કવિવરનું ગાન:
'ડૂબ ડૂબ ડૂબ રૂપસાગરે મારા મન.
તલાતલ પાતાલ શોધ્યે, મળશે રે પ્રેમરત્ન ધન.
શોધ, શોધ, શોધ, શોધ્યે દેખીશ હૃદયમહીં વૃંદાવન.'

ચાલો એનો સ્નેહ સંભારી
આપણે અજવાળીએ ભવસાગરને
અંતરતમ દીવે.
અને જોઇએ સાગરનો તાગ લેવા ગયેલી
મીઠાની પૂતળીને ઓગળતી.
ઉપર ઊભું ખાલી વહાણ
હવે શું કામ પાછું વળે?
ભીતર ઓગળી રહી

કવિતા

એક નામરૂપ અસ્મિતા
તું વિજયા!

૧૯૮૫

## ચંદ્ર આથમ્યો અમારાં સપનાંની આસપાસ

૧.
ડહોળાયેલી નદી શી પદ્માની આંખ ખૂલી,
માલાનાં આંસુમાં તારા ટમટમી ઊઠ્યા.
વાદળથી અણધાર્યું ઢંકાયું નક્ષત્ર.
મિત્રોએ સિગારેટ મૂકી દીધી.
એની સહેજ રાખ ખરી ન ખરી
ત્યાં સૂર્યના તડકામાં પ્રસરી
કપૂરની સુવાસ.

૨.
ચંદ્ર આથમ્યો અમારાં સપનાંની આસપાસ.

૩.
બધું બહુ જ ધીમે
નીરવ ભાવે થયું.
છેલ્લે બારી બિડાઈ.
આ બાજુ અમારી ભીતર જાગી
નિર્જનતા નામની ઘટના.

૪.
સુરેશભાઈ શૂન્યને ભારેખમ લેખતા
ત્યારે સવાલ થતો.
આજે અનુભવાય છે
અજયની અભીપ્સા:
'પણ માલા,
જળનું બિંદુ જળમાં એકાકાર થાય
તેમ એકાકાર થવાની આપણી સાધના
કદાચ જન્મોજન્મ વિસ્તરવાની હશે.
જે સ્નેહ આ શૂન્યને આવરી લઈને
સમૃદ્ધ બની શકે

તેને પામવા મથું છું...
આપણે આપણી વચ્ચે
જેટલી દૂરતા સમેટી લઈએ
તેટલું આપણા પ્રેમનું ઐશ્વર્ય વિશેષ.'
સુરેશભાઈ કહેતા કે આ માલા
કદી પૂરેપૂરી ક્યાંય હાજર રહેતી નથી:
અર્ધી બારીબહાર, અર્ધી જ અંદર;
અર્ધી આ જન્મમાં, અર્ધી પરજન્મમાં.
આજે સમજાય છે
પ્રેયસીની મર્મકાયાને
વ્યક્ત કરવા માગતા કવિની વ્યથા.
'હું'ના દોરે
શૂન્યના મોભે
ઝૂલતી જિંદગીને પ્રેયસી જાણતાં
ભવોભવ વીતી જાય.
પણ પાત્રોને ઘડતા સર્જકની જેમ
સર્જકને ઘડતાં પાત્રોએ કહેલું:
'આપણી આખી છબી પામવા
આપણે કેટલા બધા સંબંધો કેળવવા પડે છે!'
અને ગમે ત્યારે
કાળા અસવારના ઘોડાના ડાબલા
આપણા લમણામાં ગાજી ઊઠે છે.
ઘૂઘવતા સમુદ્રને દૂર ખેંચી જાય છે
ઓટનાં મોજાં.
છીપનાં મોતી શોધવામાં
ચાંદની સહેજે સહાયક થતી નથી.
એ માટે તો મરણિયા થઈને
ઝૂમવાનું રહે છે અકળ ઊંડાણે.
અકારથ બની જાય છે
શહેરના ટાવરના ઘડિયાળનો સંવાદ.
સળગતાં હોય વન એકાન્તનાં
ત્યારે સમ્બન્ધનું સત્ય તારવી લેવાની
મથામણ વિશે હજી તો
તમારી કને કાન માંડીને બેસવું હતું.
હજી એક બીજા પડાવ સુધી
પહોંચવું હતું પણ--

## સ્ત્રી અને યુદ્ધ [] ઇ. ડબ્લ્યુ. વિલકોકસ [] મહેશ દવે
(અંગ્રેજી)

અમે સ્ત્રીઓ છીએ,
અમારા નાનકડા દીકરાઓને અમે પાઠો શીખવાડીએ,
સંસ્કાર સીંચીએ -
'લડવું-ઝઘડવું બહુ હીણું અને ખરાબ છે'
શાળા અને દેવળ અમારા વિચારનું સમર્થન કરે છે
ઊછરતા માનવ-મનમાં પ્રેમ અને શાંતિના વિચાર ભરે છે
અમે કહીએ છીએ, 'કુત્તાઓ ભલે ભસવા અને કરડવામાં આનંદે'
'પણ માણસનો આત્મા અમર છે.
તેણે જાનવરના જીવનથી ઊર્ધ્વગામી થવાનું છે
જાત પર કાબૂ રાખવો, નિયમન કરવું, બુદ્ધિથી ચાલવું'

'પણ હે, ભલા ભગવાન !'
આ તમે પુરુષો, ડાહ્યા ને બળવાન પુરુષો,
અમારાથી બુદ્ધિમાં ચડિયાતા હોવાની આપવડાઈ કરતા પુરુષો,
આચાર-વિચારના અમારા ધણી-ધોરીઓ,
તમે તો યુદ્ધે ચડો છો !
એકબીજા પર લપકો છો, ઝપકો છો, ઝપાઝપી કરો છો !
તમારા જાતભાઈઓને જ લુલા-લંગડા કરો છો,
ભૂખે મારો છો, કત્લેઆમ કરો છો !

અને પાછા તમારા પરાક્રમના વખાણ ઇચ્છો છો;
બડાઈ મારો છો, અકડાઈને ચાલો છો !
તમારા વીરગાન જો કોઈ ન ગાય,
લોહી-નીંગળતી કલમે તમારી પ્રશસ્તિમાં મહાકાવ્ય ન રચાય
તમે કેટલી સ્ત્રીઓને વૈધવ્ય બક્ષ્યું તેની નોંધ ન લેવાય

તમે તો ખચીત જ કહેવાના -
'કવિઓ મરી પરવાર્યા છે

આ શેખ ને રસિક, શિરીષ ને સુમન
પેલા જયંત ને ભરત —
વાણીનો આખાબોલો વ્યવહાર
આજે અંતર્મુખ.
કેવો અણધાર્યો છતાં સહજ છે
આ સ્મરણ અને મરણનો પ્રાસ!!
આંખના ઝાકળમાં મહાકાળનો વિલાસ...
તમે પ્રબોધેલી ભંગુરતા
નથી કવિતાની નિયતિ.
જુઓ ભારતીનાં કર્ણફૂલની છબિ.
તમારું મરણોત્તર જીવન
અમારું પ્રિયજન.

૧૯૮૬

## અછત

વગડાની ધારે ઊભેલી અવાચક
ગોવાલણી કશું કળી શકતી નથી,
વાદળનું ધણ
પવનના ગલ ભરાતાં એવું ખેંચાય છે
કે આકાશ પાછું પડી જાય છે.
ધરતીને છાયાની હૂંફ મળતી નથી.
સળ ઊઠયા છે સૂકી તલાવડી પર
તોય સૂરજદાદા ખમૈયા કરતા નથી.

ગોવાલણીનાં આંસુથી
ધોમધખતી લૂની તરસ છિપાતી નથી.
વાછરડાંની આશ તરે છે
મૃગજળનાં તમ્મરમાં.

ગાયોની પાંસળીઓ વચ્ચેની જગા પૂરવા
વાદળિયા ફૂલકા હાથ લાગતા નથી.
તરણાંનાં મૂળિયાં
સુકાતાં સુકાતાં ઝરણાની જન્મોત્રી સુધી પહોંચ્યાં છે
ગોવાલણીનું હૈયુ ધબકે છે ભીતિથી –

ગોવાળ સાથે દેશાવર ગયેલી પોઠ
પાછી ફરશે ખરી?

૧૯૮૭

## પાયલનું વીતેલું વરસ

પાયલને ગમે
ગાયોની ઘંટડીઓના તાલે તાલે આવતું પ્રભાત.
માનો કંઠ ખૂલે ફૂલે ફૂલે
રામગરીના રાગે ઊઘડે
લીલેરા મેદાનનો ઢોળાવ.
સૂરજ જાણે
સરોવરની પાળનો રળિયાત રાજકુમાર.
લહરીઓ નીચે છોડેલા સોનરથે
અશ્વો જોડાય એ પૂર્વે ચાલી જાય રાત.
પાયલનાં પોપચાં મલકે
હલકે ફરકે ઝાકળભીનાં ગુલાબ.

જોતજોતામાં સૂરજ ચઢી જાય આંબાની ડાળ.
એનો તડકો વીણે
ગાયોનાં શીંગડેથી માણેકઠારી પૂનમનો ઠાર.
પાયલ જુએ બારી બહાર
મન એનું અસવાર.

લેસન કરવા બેસતાં કાયમ થતી વાર.
જુવારના ખેતરમાં ઊડે ચકલી ને પોપટ
પાયલ ચાવે દાતણ કડવુંમીઠું ઝટપટ.
પછીતે લહેરાય લીંબડાનો મહોર અઢળક.

કાજળ ગાલેથી લૂછી આંખમાં અંજાય
ત્યાં કીકી ચમકે તોફાની વાછરડાની
જોવા પાયલનાં લટકણિયાંના હીરા,
શ્રાવણમાં વાદળ ને વીજ બેઉ અધીરાં.
હવામાં ધારોષ્ણ દૂધની સુગંધ,
ધીરે ધીરે થઈ જતી મંદ.
બહાર પાનખર, અંદર પરીક્ષાની મોસમ
સૂરજ સાથે હસવા બોલવાનું બંધ.

હવે ઊઘડતી નથી બારી,
ખોદાય છે કયારી રાહતકામની.
અટકે સવારી સાહેલીની
પાયલ જાય નિશાળે વહેલી.

પરીક્ષાનું પેપર કેવું ભારે?
પાયલે દીઠો દુકાળ ક્યારે?
તોય લખવો રહ્યો નિબંધ
કાગળમાં દેખાય બપોરના ધોળા ઓળા પડછંદ.

ઘરે આવી જોયું તો
સુકાતા ગલગોટાના છોડ
ગુલાબની વચલી ડાળે
અક્કડ ઊભી કાંટાની જોડ.
ઘંટડીઓના રણકાર
વહી ગયા દૂર દૂર દૂર,
જોતા રહી ગયા
ગિરધરના ગાડાની ધૂળ...

પાયલની આંખ સામે ઊડી ગયું
ગાયોનાં શીંગડાંનું નૂર,
વગડામાં વધી રહી લૂખ અને ભૂખની હોડ,
તરસ્યા પ્રવાસીને દેખાય
સૂકાં થડ જોડાજોડ.

આથમતા અજવાળે થાકેલી આંખે
ઊપસી આવે એક ચિત્ર:
માણસના તૂટેલા પગ,
ફરતે સૂકું ગીર જુએ શીંગડાંનો ઢગ.
મમ્મી કહે: 'તું કવિતા વાંચ,
લાવ બેટા એ છાપું મને આપ.
આનો ચિતારો લાગે છે પૂરો ઠગ.'

'પણ મમ્મી, ક્યાં ગઈ એ બધી ગાય
આમ શીંગડાં ને ખરીઓ મૂકી
કેવી રીતે પાછાં જવાય?'

કવિતા

સૂકો લાગે છે કેમ આ હૂંફાળો તડકો?
બપોરનો વગડો વેરાન - આખેઆખો ભડકો.
પાયલ ડરી જાય, સરી જાય માને હૈયે,
માની પાંપણ ભીંજાય પિયરને દરિયે..
ગળે મોતનમાળ, નજરમાં હરણફાળ...
ઓ આવે મામા વાદળની વાતો લઈ,
ખભે છાંયડી જોઈ પાયલ રાજી રાજી થઈ.

ચાંદા મામા ને સૂરજ પિતા,
ધરતીમાતાના વછેરા વરસાદમાં નાહતા!

ગાયોની પગલીએ ઊગ્યું ઘાસ,
વતન વિસ્તરતું ગયું આસપાસ...
આજે પીંછી રંગાય એકએક ફૂલે,
પાપલે દોરેલ હીંચકે
મમ્મી-પપ્પા ઝૂલે.

૧૯૮૮

## છાયા વિનાનું વન

વૃક્ષો સુકાય છે અને આંખો ભીંજાય છે,
ડમરીમાં મોરપીંછ હવે લોપ થાય છે.

માયા વિનાનું મન અને છાયા વિનાનું વન,
ગોરજ વિનાના ગામમાં ગોવાળ જાય છે.

સંભારણાં તો બાળપણાનાં ઘણાં હશે,
આંસુ સીંચેલ વેલ ઝરૂખે સુકાય છે.

સૂરજ છે, ખારો પાટ, વરખડો ને તુંય છે,
વાટે જનાર ભરથરી વેરાન ગાય છે.

સાગરનું સ્વપ્ન ચંદ્ર, જે જુએ કિનાર પર-
રોકાઈ ના નદી, સમૂળગી સુકાય છે.

૧૯૮૮

# સ્મૃતિ તાજી થતાં

ચિનારછાયું શૈલશિખર જોવા
કાશ્મીર જવું છે,
નેહરુને જોયા ત્યારથી.

આંખોની વાણી
અલકનંદાના પાણીથીય વધુ ભાવવાહી
દેશના ગુલાબે ગુલાબે ખીલ્યું જેનું પ્રયાગ,
જેના આગમને મેદની બની જાય વાસંતી બાગ..

સંસ્કૃતિના વિમલ જલે ખીલ્યા
શતદલ પદ્મની એક કલ્પના
મારી પાસે હતી.
આજે પ્રતીતિ છે, સ્મૃતિ છે
એની અર્ઘસમર્પક સૌરભની.

હિમાલયની ઉપત્યકાની આ બાજુ
હરિયાળાં મેદાનોની અનંત સંવેદના પર
કોણ વિહરે આ વહેલી સવારે?
અનુભવે શ્વાસે શ્વાસે પારિજાતની
મર્મકાયા શી એક કમલાની સંનિધિ -
પૂછે ઝાકળભીની તાઝગીને
વિદાયના વહેલા મુહૂર્ત વિશે.

પ્રકૃતિ અને નિયતિ વચ્ચે
પરમાત્માનો રહસ્યલોક ઊઘડે
અનંત મેદાનોની છાયાદ્યુતિમાં...
સૌથી મોટી સચાઈ તો છે આ ભૂમિ,
ચાલતા ચરણનું સામૈયું કરે
અવનવાં ઋતુપત્ર ધરી....

નિયંતા ભલે અવ્યક્ત રહે
તું કર્તા છે મનુજ
આ તારા હાથ એ જ તો છે આંખો અદશ્યની.
વિધાત્રી વિશે ન પૂછ,
વરદાત્રી છે આ સૃષ્ટિ.

કવિતા

શું કામ સભાન રહેવું
તારી ભંગુરતા વિશે?

જોતો રહે શિખરો ઓળંગતા ચંદ્રને
અને ઝરણાંના કલનાદમાં ફૂટતા પ્રકાશને.

સ્મૃતિશેષ નેહરુનું અસ્તિત્વ
અહીંના અણુઅણુમાં છે,
જેણે તને દેવ ઠરાવેલ
પૂજાના એક માત્ર અર્ઘ્યથી,
એની યુગચેતનાના પરમાણુનો
પૂર્ણકુંભ ભરાયો છે
મહાકાલના પ્રાંગણમાં,
જેની એક એક અંજલિએ
શતાબ્દીઓ સમર્પિત થતી રહેશે,
માનવતાના ચહેરે
ખીલતું રહેશે પ્રતિદિન એક ગુલાબી સ્મિત
નિર્હેતુક પ્રીત...

૧૯૮૮

## ક્યારા વાળું ને

હું તો ક્યારા વાળું
ને ડાળ છાંયો ધરે
મારા ખેતરમાં નાનકડાં ઝાડ
પાન પાણીમાં જોવાને પાસે સરે!

હું તો નીકો ખોળું
ને કેવું કૌતુક ભાળું
મૂળ શોધી લે નવીનવી ભોમ!
બને માટી સુંગધ નવી નીકે તરે!

હું તો થાકું
ને થોર બધા વાતો કરે!
કોક માળામાં પંખી મલકાય,
હું તો આળસ તજું ને આભ ગાતું ઊરે...

૧૯૮૮

## ગુજરાત

તું આવકારનો ભાવ સદા ગુજરાત!
વિભુની કૃપારૂપે લહેરાય નર્મદામાત!
   ભારતમાની કેડે બેસે
      હૈયે મૂકી હાથ,
   રત્નાકરના મોજે મોજે
      તારે ભરવી બાથ.
નરસૈંયો જગવે છે ભીતર નિત્યનવીન પ્રભાત!
   રણ રોકીને ઊભો અર્બુદ
     વનની ચીંધે વાટ,
   તીર્થસલિલા સાબર-તીરે
      ગાંધી બાંધે ઘાટ!
શિર સાટે નટવર વરનારા યુગવલ્લભ જન જાત!
   નિત્ય નવો પુરુષાર્થ પ્રેરતા
      પ્રેમ-શૌર્યમાં ખરા,
વસે અહીં સહુ વંશ વિશ્વના
   ધર્મનીડ આ ધરા,
ન હો કર્મને સીમા સ્વાર્થની એ જ કૃષ્ણની વાત!

૧૯૮૯

## કૃ. દી. ને

માયાના મામલામાં ભલે હોય તું ફકીર,
છોડી નહીં કલમ ને કિતાબો તેં કૃષ્ણવીર!

મુંબઈ ગળી ગયું ઘણાને પીઠ પર લઈ,
તેં કાળજું રાખ્યું સૂરતમાં, ખોયું નહીં હીર!

શહેરોમાં સવારે મરે છે શબ્દ અબજમાં
તારી કને કફન નથી, સૌને પૂરે તું ચીર!

આ યંત્ર, ગતિ ગોળ, આ અવાજ અર્થહીન!
ત્યાં એક મૌન મંત્ર જપે તું ધરીને ધીર!

તારા ગયા પછી હશે સિલકમાં નીર-ક્ષીર
સ્નેહી વિવેકને કરે સલામ રઘુવીર!

૧૯૮૯

# અતિવૃષ્ટિમાં અતિથિ

અરે! આ પહાડી નથી, જલ છે, જીવતું.
આ પાંખો નથી વિરાટ પંખીની,
પલળેલાં મકાનો છે, નહીં ઊડે, ડબ્બા છે.
ગઇ વખતે ગગનચુંબી લાગતાં હતાં
આજે વ્હીલે મોંએ ઊભાં છે
કોઇક પ્રવાસીને ભીતિ જાગે છે
આ પાંખમાંથી પીછાં ખરવા લાગશે કે શું?

રેલવેના પાટા જીવ પર આવીને
અસલ ધરતીને બાઝી રહ્યા.
અગતિક આખું લોહનગર.
ખીલે જડયા શબ સમું.
કીડામકોડાની આષાઢી પાંખો
પડી હતી પ્રવાસીના પગ પાસે,
જંકશનના યાર્ડમાં.
ક્યારેક અહીં સ્વપ્નમહેલ જોયેલા,
આજે આભાસ થતો
જોજન લાંબા મગરમચ્છના
મસાલા ભરેલા શબનો.
વિમાસણને ઘૂંટતી સમયના ગાતે,
બુઝાયેલા એન્જિન સમી
તંત્રની વિરતિ.
અજાણ્યા લોકો ઓળખાય
એ પહેલાં થઇ રહ્યા વિમુખ.
સંપર્કસૂત્રનો બીજો છેડો
સાંપડતો નથી.
સઘળે સમાન્તર પાટાઓનો
સ્વગત સંવાદ.
ડબ્બામાં વાગોળતાં પ્રાણીની
આંખોમાંથી બહાર આવે મૌન.
મુસાફરો હરેફરે,
સામાન સ્થગિત,
અટકવાનો આ કેવો અનુભવ!
સઘળું ચરાચર બની ગયું ગૌણ!

૧૯૮૯

## અતિવૃષ્ટિમાં ચાલતાં

વરસે છે ચાર મેઘ
ખાંગા થઈને
જાણે માનસર
આભલાની વચ્ચે લહેરાય.

રાજાધિરાજનું વાગે મૃદંગ
ઘણું ગોરંભે
વીજળીઓ નાચે નવરાત.

મુંબઈમાં મેઘધનું સડકે છલકાય
અને તડકો લઈ વિમાનો ઊંચાણે જાય.

દરિયો ડૂબે તો પછી
મોટાં તોતિંગ ઝાડ
તરવાને સહેજે લલચાય.

ભેગી વસેલ વનવાસીની ઝૂંપડીઓ
કાગળની હોડી થઈ જાય.

પાણી આવ્યું તો ભલે આવ્યું
રે પીપળાની પેઠે ઊગ્યાનું મન થાય.
પાણી આવ્યું તો ભલે આવ્યું
રે પીપળાની પેઠે ઊગ્યાનું મન થાય.

૧૯૮૯

## અતિવૃષ્ટિમાં ફોન પર

હલો હરીન્દ્ર!
તમે 'ભૂમિ' સુધી પહોંચ્યા કેમ કરીને?
મનુની નૌકા
કોઈ મત્સ્ય-પુચ્છના પ્રહારે
કિનારાની ગતિ પામે
એ આપણા યંત્રયુગની નિયતિ નથી.

આજે બધા જ કિનારા
ડૂબી ગયા છે.
માહિમની ખાડી પાસે

હિમાલયની સ્મૃતિ પણ નથી.
સહુ કોઈ અટકી ગયું છે
ઘરે-બાહિરે.

ગઈ કાલના બીબાંઢાળ
સમાચાર રેલાઈ ગયા છે
અતિવૃષ્ટિમાં,
પલળી ગયેલી આગાહીઓ
ભૂલી પડી છે ત્યારે
કઈ મંત્રકવિતા
તમને દોરી ગઈ
કર્મના ધોરી માર્ગ સુધી?

પાછા વળાય એવું હોય નહીં ત્યારે
પૂંઠ ફેરવીને જોવું જ નહીં.

તમારે પગલે પગલે પાણી વધ્યું
ને સર્જાયો વિશાળ જળમાર્ગ
જેના પર વહે જળ-સ્થળની ક્ષિતિજ
એના સહારે ચાલી રહ્યો હું
તમારી વિપરીત દિશે.

હું હાથમતી ને સાબરના સંગમનો ચાહક
પામ્યો દરિયાની ક્ષિતિજનો સધિયારો,
આ કંઠ ડૂબ્યો ડબલ ડેકરને જોતો
ચાલુ હું પાણીના દરિયામાં
અથવા દરિયાના પાણીમાં.

ઓટના અંતઃપુરની બહાર
ધસી આવતા શબ્દને રોકશો નહીં.
લખજો આજે
જીવનના આષાઢી મિજાજ વિશે.

સાયનની સડક પરના
આ માથોડું જલપ્રવાહને
સ્વાદ છે, ગંધ છે, રંગ છે.
એકેએક ઇન્દ્રિયે પ્રમાણ્યું

એનું પ્રમત્ત રૂપ.

યાદ આવ્યો
જલપ્રલયનો લય, જીવંત,
એ રોમાંચને ન હજો અંત...

૧૯૮૯

## અતિવૃષ્ટિને અંતે

જેમને ઘેર સિવાય ક્યાંય પહોંચવું નથી
એમને ઉતાવળ છે.
માની લીધેલા મુકામે પહોંચ્યા પછી
ભય નથી રહેતો,
મરણ સામે મળી રહે છે જડતાનું કવચ.
કે કામેચ્છાનું ઘેનભર્યું ખેંચાણ.
સર્જનની ક્ષણ વિશે વળી
કોણ હોય છે સભાન?
વાતાનુકૂલિત વિચારધારામાં
કોને દેખાશે ક્રૌંચવધ...
કોને અપેક્ષા છે અહીં આર્તવાણીની?
નવકવિઓ લખતા જશે
કક્કો ગોઠવીને કવિતા.
એમને કોણ કહેશે
આવો જુઓ, કૂદો આ દર્દના મહાસાગરમાં.

આ નગરી
નથી આપન્નસત્ત્વા ભરતી
સમી કોઈ રમણી.
મુંબઈ? તારું ભવિષ્ય મોટું કે ભૂતકાળ?

ઝૂમાં પુરાયેલ પ્રાણી ડઘાઈ ગયાં હોય તેમ
ડરી ગયા હતા સવારથી સત્તાવાળા.
છેક લગી સડક સુધી આવ્યા નહીં.
પાણીને પ્રણામ કરતા ઊભા રહ્યા.
આવ્યો તો એક દરિયો
ઉંબરો ઓળંગીને આવ્યો બધે.

એક પ્રૌઢની પૂંઠે પૂંઠે
દીપશિખા શી ત્રણ યુવતીઓ
વૃષ્ટિમાં ઝળાંહળાં
ચાલી જાય સામી પાર.
કોણ ટેકો લેતું મારા ખભાનો?
નર-નારીનો ન ભેદ.
જનકપુરીના રાજમાર્ગે પસાર થતા
શુકદેવની મનોદશા ઘણાની હતી.
અતિવૃષ્ટિ નિર્મળ બનાવે સૃષ્ટિના
પ્રત્યેક રૂપને
ઉઘાડે કોઇક યાત્રીના આત્મસ્વરૂપને...

તરે મારુતિ આડે પડખે પડેલી ફિયાટ,
કેટલાંક વાહનો કાચબાની જેમ સ્થિર,
વળી પાછી હવા,
હલેસાની જેમ ચાલતા ખેંચાતા માણસો.
પગ ઊખડવા દઇ
પાણીમાં પડવા ઝંખતું બહુરૂપી મન.

કોર્પોરેશનનો ઉદ્ધારક ખટારો
પાણીમાં સ્થિર.
એન્જિનનો પંખો હજી ચાલુ છે.
ઉડાડે છે પાણી મૂછમાંથી ફુવારાની જેમ.
ધોઇ નાખે છે ઘણાની ગમગીની.
આ રમૂજભરી પ્રસન્નતા
મને આગંતુક રહેવા દેતી નથી.
જોઉં છું આનંદ બે અજાણ્યા મુસાફરની આંખમાં,
કેવો સંવાદ છુપાયેલો હતો આપત્તિની પાંખમાં!

૧૯૮૯

## માને તો માયા એ જ મોક્ષ

માએ જન્મ આપ્યો.
મેં શું આપ્યું માને?
અગ્નિદાહ.

ધવડાવી ખવડાવી

મોટી ફલાંગો ભરવાનું
પોષણ આપ્યું માએ.
વાટખર્ચીમાં ખૂટે નહીં.
એટલો સ્નેહ આપ્યો.
મેં શું આપ્યું માને?

આ સદીનાં શહેરોએ
વિખૂટાં પાડી દીધાં સંતાનોને માવતરથી.
માનાં ધૂળિયાં મૂળિયાંને
શહેરની સડક ક્યાંથી સદે?
ને આપણા માટે તો
અન્ય બંધનોની જેમ સંબંધ પણ
એક સાપ્તાહિક સવાર.
માને મળાય ન મળાય
ને દૂર નીકળી જવાય માળાથી,
વિસામા વિનાની વાટે...

મારાં બધાં ભ્રમણ આજે
માના અંગૂઠા કને એકાગ્ર
જે અગ્નિએ મા અન્નપૂર્ણા હતાં
એણે જ ચિતા પેટાવી છે.
ઊઘડતું જાય છે એનું બહિરંતર રૂપ.
સર્વાધિક પ્રિયનું સમર્પણ એટલે યજ્ઞ.
માની ચિતા એક યજ્ઞ છે પુત્ર માટે...

પિતાજી નેવુંમા વર્ષે
ધનતેરસની વહેલી સવારે પોઢી ગયા.
ધીરે ધીરે પ્રાણમય કોષ સંકોરતા.
મા ત્યારે બ્યાશીનાં હતાં, કંચનવર્ણા,
સતત કામગરાં...
પિતાજીની વિદાય વખતે ભાગોળના કૂવે
બલૈયાં ફોડી કલ્પાંત કરી મૂક્યું...

પછી વિખેરાઇ ગયાં પોણા ત્રણ વર્ષમાં.
ઘેર જાઉં એટલી વાર પૂછે:
'ભાઇ, મોત ક્યારે આવશે?'
હસીને કહેવાનું: 'હજી થોડી વાર છે.'

કવિતા

આ વખતે જોતાં જ થયું
દેવળ જૂનું થયું કે શું?
ધારી સેવા ન થયાની પીડા
આંખોથી ટપકતી રહી,
એમાન દીધાંઃ દાનપુણ્ય કરીશું મા!
આંખો બિડાઈ, તરી આવ્યાં છેલ્લાં આંસુ.
આંસુ વિનાની એકેય વિદાય
મા પાસેથી મળી નથી,
એમણે વિદાય માગી એ જ આંસુના હકથી,
દિવાસાની સાંજે
પક્ષીઓ માળામાં ફરે એ પળે...
વાદળ બહાર સૂરજની કિનારી તગે
એમ સહુની આંખોની કોર ચમકે...
પંચાશી વર્ષનો નાતો
આખા ઉપરવાસનો...

પિતાજી મંદિરે ગયા હોય
ને મા ઘરને ઓટલે બેઠાં
એકેએક વટેમારગુની ભાળ લેતાં રહે.
કોની મજાલ કે મળ્યા વિના જાય?
વચ્ચેના દિવસોનું સરવૈયું રજૂ થાય,
અહીંથી શીખના બે શબ્દ સંભળાય.

'મા, તમે બહુ બોલો છો!'
– હસીને કહીએ તો ધીમેથી જવાબ મળે –
'બોલું નહીં તો મારો દાડો શેને જાય?'

સાચી વાત એ હતી કે
માનાં આંખ-કાન સાબદાં હતાં.
બોલવા કરતાંય એ વધુ સાંભળતાં,
સમજતાં, કહેતાં, એક વાક્યની ગીતાઈઃ
'કોઈથી કજિયો ન કરીએ કે છેતરાઈએ નઈં.'

મા નાતની આખી સત્યાવીનેઓળખતાં.
ગામ સત્યાવીનાં ચોપન થયાં
ને છેલ્લી પચીસીમાં એ પરગામ ગયાં નહીં,
તોય આખો ઈલાકો આંખ સામે હૂબહૂ.

''અચાનક મારી આંખ ઊઘડી ગઈ
મારી એટલે કોની ?

જે રાત્રે સૂએ છે
એ જ શું સવારે આંખ ચોળતો ચોળતો
પથારીમાંથી ઊભો થાય છે ? એનો એ ?

અરે મારી ચાદર ક્યાં ગઈ ? જે ઓઢીને હું સૂતો હતો ?
નરકના પાતાળકૂવામાં પડી ગઈ કે
સ્વર્ગના પગથિયે ક્યાંક રહી ગઈ ?

પણ હું તો ક્યાંયે ગયો જ નથી
હું તો અહીંનો અહીં છું
અહીં જ હતો હમેશાં
એક ઘાસની નાનકડી ચાદરી નીચેના
આ બેહુદી મેદાનમાં હું તો
લાંબી તાણીને સૂતો હતો !

હા, મને એટલું જ યાદ છે કે
આમી નદીના ખોળામાં મારું માથું હતું
અને પગ સ્પર્શતા હતા પશ્ચિમાચલની
આછી અમથી લાલાશને !
સૂર્ય ડૂબતો હતો અને
કાગ નમણીને પૂછતો હતો ઘર જવાનો રસ્તો
હા, મને બસ આટલું જ યાદ છે

અને હવે બ્રહ્માંડની છેક ઉત્તરે
આ આમીનો કિનારો છે
જ્યાં હું અનંતને એક ગાંસડીની જેમ
પીઠ પર ઊંચકીને
હું ફરી પાછો ઊભો છું !

ઊભો છું
કે પડ્યો છું
કે ઝૂલું છું ?
આ તે વળી કેવો અનુભવ કે બધી ક્રિયાઓ
એક સરખી લાગવા માંડી ?
જવા ઈચ્છું છું
પણ ક્યાં ?

રાજાપરજા – બધું સમજતાં.
માતમા ગાંધી ને ઝવેરીલાલ નેરુ જેવા
આગેવાનોને વખાણતાં.
બીતાં નહીં,
પોતાની પરજાને કોઈ ગાળ દે તોય
દુર્ગા બની જતાં,
દીકરો અધવચ્ચે ઢળી પડે તો
ઝંડો લઈ આગળ વધતી મા
જેવી ગોર્કીની તેવી જ મારા ગામની.

મા લડે છે આપણને
ત્યારેય એ આપણા વતી લડતી હોય છે.
માને તો માયા એ જ મોક્ષ.
માળા ફેરવતાં જાય
ને ખબરઅંતર પૂછતાં જાય.
જસોદાજીએ બાળગોપાળના મુખમાં
ત્રિભુવન દીઠું
ત્યારથી બ્રહ્મવિહારી થઈ ગયું છે
માનું વાત્સલ્ય.
એની આશિષ ઊતરી આવે છે
સંતાનોના ખાલીપામાં,
સચેતન કરી જાય છે આગામી સવાર.

ચિતાની ટાઢી વાળવા ગયો
ત્યારે સૂર્યોદય થવામાં હતો.
માનાં ફૂલ જાણે મને ઓળખતાં હોય
એમ દુધિયલ આંસુ શાં ચમકી ઊઠયાં.
થોડાંક વીણ્યાં, શેષ સાચવીને વાળ્યાં.
ધવલોજ્જ્વલ રાખની ઢગલી પર
ભગવા રંગના મોરિયાનું ઝમતું જળ...
ઉપરની કુલડીમાં સોપારી ને ધરો,
નજીકના શેઢે નવા અંકુર.

૧૯૮૯

## પણ બીજી વાર?

ગુલમહોર નીચે રમતું
કુરકુરિયું
એકાએક સડક પર સરી આવ્યું
ને કાબરચીતરા બે ખટારાની
આંટીમાં ફસાઇ ગયું.

ગભરાઈને હતું ત્યાં ઠરી ગયું.
તસુ બે તસુમાં બચી ગયું.
પણ બીજી વાર
આવું બનશે ખરું?

૧૯૮૯

## શિશુને

શિશુને લાડથી ટપલી મારતાં
પવનની થપાટે ડાળી પરથી
સુંગધ રેલાય છે

શિશુને વઢીને
હાથ ઉગામતાં
ડાળી પરથી બે કળી ખરે છે
આંસુ સમી મુલાયમ

૧૯૮૯

## ગામમાં ઉતરાણ

ઠાર પડ્યો છે,
હવા ઠરી ગઇ છે.
કાગળના પતંગ રૂના બની ગયા છે.

નાનાં છોકરાં નાગાંપૂગાં
પોતાના પતંગને
પૂંછડીથી પકડીને ઊભાં છે.

વાયર ખુલ્લા છે,
વીજળી આવે છે, જાય છે.

દીવો ઝબકે છે ડીમ,
દોરીથી વાયરની આંકડી ખેંચાય છે.
પતંગને કાંટો વાગે છે.
હવા વધતાં
વીજળીનો દીવો ફુલ.
બહારનું અજવાળું અંદર.
ઉંદરની આંખો દર બહાર
પતંગ નીચે.

## હા, આ આટલું જ શિવકુમાર !

સાગરનાં મોજાં
ઊછળી ઊછળીને
અર્પિત થતાં રહ્યાં આકાશને
પણ એને ઉત્તરમાં મળે
માત્ર ઝીણું ઝાકળ
શિવકુમાર,
તમને પણ આ આટલું જ.

પ્રવાસીને ચિરવિરહ હોય છે
ચહેરાઓનો.
સંધ્યાના રંગોથી એની સ્મૃતિકથા.
અંકાય છે વિશ્રાન્તિના પટ પર

વ્યાપાર અને કલાવ્યાપાર વચ્ચે
વરણી કરવામાં તમે મોડા પડયા,
ગ્રાહક કે સહૃદય
કોણ જીરવી શકશે છેહ
એ તમે કળી ન શક્યા.
રથના એકેય ચક્રને અંજન
ઓછું પડે એ કેમ ચાલે?
આ વિમાસણમાં
સોનલ છાંયની તમારી શોધ
અધૂરી રહી.

ત્રસ્ત વર્તમાન
અને વંધ્ય ભાવિ વચ્ચે

મુક્તિસૈનિકે વેઠેલો સંધિકાળ
તમે રજૂ કર્યો ત્યારે
દશ્ય અદશ્ય આભ
ઝળૂંબી રહ્યું હતું
ઝમવા નવલખ ધારે
જે નારીના હૈયે,
એ કદાચ તમને મળી ન હતી.
પદ્મા નદીને તીરે તો
ઊભી હતી કલ્પના.

તમે પાછા આવો
ત્યાં સાબર સુકાઇ ગઇ.
વિસ્તરતો ગયો
રેતાળ પટ સરસ્વતીનો.

કંચુકીબંધ છૂટયા પછીનો
અનંગરાગ અનુભવ્યો
અંગારભસ્મમાં.
શેશાદ્રિની આત્મહત્યા પછીની
સુવર્ણરેખા
સ્વયં વરેલા અભિજિતને
પડખે જાગતી બેઠી છે
તમારી યાદમાં-
બસ, એટલું જ શિવકુમાર!
આપણું જીવન
એટલે અધૂરા મિલન પછીની યાદ.

૧૯૮૯

## ..a ઠાકરને

આળસ મરડી ઊઠો ઠાકર,
અજવાળે મલકાતું પાદર.

બંધ બંગલો ડોલે ઠાકર
છલકાશે ઝાકળની ગાગર.

ગઇ કાલે ઘોંઘાટ ઘમંડી
વાંસવને સાંભળતો મર્મર.

વાછરડાંની પુચ્છપીંછીએ
વનરાવન દોર્યાં છે ઘરઘર.

ખરે શબ્દના કોટકાંગરા,
વહે નિરંતર લયનું નિર્ઝર.

અરે, ખરા છો તમે જ મૂકી
'બની ઠની'ના મુખમાં સાકર.

૧૯૯૦

## હું કે તું

એ અકસ્માતમાં કોણ હતું?
હું કે તું?
નદીને અંજલિ આપવા હાથ લંબાવ્યો
ત્યાં બસ ખેંચાઈ –
નદી પડખું ફરી કે શું?
બસ કૂદી, પડી, તરી, ડૂબી–
તટવાસી જૂની નૌકા કંપી,
જલની લહર લહર તૂટી,
ખૂટી છેલ્લી ક્ષણ
ત્યાં કોણ તર્યું સામા પ્રવાહે
કોણ વહી ગયું લયમાં
તું કે હું?

ઊંઘમાં સંભળાઈ મિસાઈલની ચીસ
લાઈટ કરું ત્યાં બંધ ટી.વી. કાચમાં
પ્રતિબિમ્બ પામે બુદ્ધ
પડોશીની ચેનલમાં અખાતી યુદ્ધ.
સ્ટીમરની ટાંકીઓ તૂટી
દટાયો દરિયો ડીઝલ નીચે
વચ્ચે તરફડે મત્સ્ય
એ
હું કે તું?

ક્યાં સરયૂનું ખંડિત પુરાતત્ત્વ
ને ક્યાં અરબી સમુદ્રનું અદ્યતન બજાર?
પણ એક બે ત્રણ વિસ્ફોટમાં

સળગીને એક થયું વચ્ચેનું આકાશ!
માણસને હૈયે ભંડારેલો સદીઓનો વિનાશ
છતો કરે કોણ
તું કે હું?

ના, તું તો નહીં જ.
હું તને યાદ કરું છું, રચું છું કે કલ્પું છું.
એકલાતથી કંટાળી લંબાવું છું એક હાથ,
બીજો રાખું છું પીઠ પાછળ.
એમાં કલમ છે કે કટાર
એની તને તો શું
મનેય ખબર નથી.

૧૯૯૦

## આષાઢ સુદી બારશે

આષાઢ સુદી બારશે
મારે પુરાઈ રહેવાનું નહોતું
ગગનચુંબી ઇમારતે.
અહીં વતન ક્યાંથી વરસે?

ગામની શેરીઓ વહેતી
એકમેક પર,
ખેતરે ખેતરે કેડીઓ લથબથ.
વીજળીના ઝબકારે
ગરજે ઘનશ્યામ
કે ત્ર્યંબકનું અટ્ટહાસ-

ડાળીઓની કેશવાળી ફરકાવી
ડોલતાં વૃક્ષો
ભાગેડુ વાદળોથી વિમુખ
ને ધરતીની મુખોમુખ-

પહેલા વરસાદમાં નહાવું એટલે શું
એની શહેરવાળાંને શી સમજ?
રાયણને મૂળિયે મૂકેલું નવું પહેરણ
બેઉ બાજુથી પલળતું

બટન સુધી પહોંચીને રેલાતું,
ખિસ્સું દબાવી જાતે ચાલતું,
માટીની સુગંધે તરબતર રંગાતું.
એ પહેરીને મારકણા રેલ્લાની જેમ
નસકોરાં ફુલાવતો તૂટી પડયો
વાવાઝોડા સામે
મારામાં ભુલાયેલો કિશોર.
એ રાયણ, એ ખેતર, એ સીમ -
સઘળે જળ અસીમ.
અને હું?
અહીં સ્ટીકરની જેમ શોભી રહ્યો છું
સત્તરમા માળે.
શું હું આ માટે હતો?

૧૯૯૦

## પારિજાત જેવી પ્રાર્થના

બાવળનું વન ખીલ્યું છે,
ફૂલોએ પીતામ્બર પહેરાવ્યું છે
કાંટાઓને.
બાવળની શીંગ ગણી ગણાતી નથી.
પ્રકાશમાંથી પોતાનો રંગ ખેંચી લેવા
બેચેન હોય છે ફૂલો બેશુમાર -
અને કાંટા?
દેખાય એથી ઘણા વધુ હોય છે.

મને કાંટાઓનો બાધ નથી,
સંસાર જેટલો જ ગમે છે બાવળ,
પણ બાવળનું વન
એ મારા મનની નિયતિ નથી.

એક પારિજાત પણ છે
થાકેલા યાત્રીના સ્વપ્ન જેવું,
જેને નથી અભિમાન
ફૂલોના સ્વયંભૂ શણગારનું,
એને સંકોચ છે સભરતાનો
અણુએ અણુમાં વ્યાપ્ત સૌરભનો.

અંતરતમ માધુર્યનો
દાવો નથી પારિજાતને,
કાંટાળી ઝાડી વચ્ચે પ્રકાશતા સંતને.

મધ્ય રાત્રિએ ભૂખ્યાતરસ્યા
નવજાત શિશુ વિશે બેખબર સંસાર
ભલે પરાયાપણાથી ઘોર્યા કરે.
માતાના હૈયે દૂઝતું ઝરણું
અચૂક જાગે છે
પારિજાત ખરે છે પ્રભાતિયાના લયમાં,
સંતની પ્રાર્થનાનો પ્રત્યેક ધ્વનિ
મને સંભળાય છે.
તું પાસે હોય એમ લાગે છે.

૧૯૯૦

## ત્રીજું લખનઊ

દહેશત જાગી ગોમતીના ઊંચા ઘાટની આ બાજુથી -
લક્ષ્મણે વસાવેલી નગરીને
નદીએ વચ્ચેથી ચીરી નાખી છે કે શું?
નજીક જઈ નમીને મેં જળ સાથે નજર મેળવી.
બે બાળક નામે શ્યામ અને સલીમ
સામસામેના શૂન્ય અવકાશમાં તાકી રહેવાને બદલે
સલમા અને સીતાની જેમ
વહેતા જળમાં હથેલી મૂકે છે.
ત્યાં ગોમતીના લહેરાતા પ્રવાહની હૂંફ સ્પર્શે છે બેઉને.
જળ જોડે છે અજાણ્યાં જીવનને અચાનક.
ન ગણતરી ન ભીતિ, કેવળ અહેતુક પ્રીતિ.
સાથે હોવાનો રોમાંચ જગવે છે જોનારમાં,
શીતળ પ્રાણવાયુ પમરે છે શ્વાસમાં.
નિરંતર વહે છે બેઉ કિનારાને રહી રહીને બાથમાં લેતી
ગોમતી - નિસર્ગની જળગતિ.

નાનામોટા ઇમામવાડા છે આ બીજા લખનઊમાં.
જોવા જતાં પડખું બદલીને પૂછી બેસે છે દહેશત -
અહીં વર્તમાન કરતાં ભૂતકાળ મોટો કેમ?
શું કામ ઊંચક્યો છે મોટા ઇમામવાડાએ

પીઠ પર ભૂલભુલામણીનો ભાર?
પ્રાર્થનાનું મેદાન છોડી ગયેલો સમય
દૂર ડોકાઈને બાતમી આપે છે,
દુકાળનાં કારમા વર્ષોમાં
બંધાઈ હતી આ ઊંચી ઈમારત,
ભૂખ્યા માણસોને જિવાડવા.
સર્વહારા બનેલા શ્રીમંતો રોજી માટે રાતે આવી
એક એક ઈંટ ઊંચાઈ વધારતા આ ઈમામવાડાની.
પરગજુ શહેનશાહના સ્મારક પર
દુનિયાનો મોટામાં મોટો ગુંબજ આ,
એના પર ઈશ્વરના અનુગ્રહ સમું આસમાન..

એક ત્રીજું લખનઊ છે રેસિડેન્સીનાં ખંડિયેરમાં.
વિખૂટાં પડેલાં વૃક્ષની બરછટ છાલમાં
ગઈ સદીના અંધારનો વાસ અવિચળ,
પાંદડાંની ઝંખાઈ ગયેલો મર્મર....
વાજિદઅલી શાહનાં સંગીત-નૃત્યના બોલ
રગદોળાઈને આટલામાં જ દટાયા હશે

હું પગ ઉપાડી લઉં છું એકાએક
અને મૂકું છું પાછો એ જ માટી પર.
જે એની વીતકકથા કહેવામાં ઉતાવળ કરતી નથી,
કેમકે એને અંત નથી.
આ ખંડિયેર - છેલ્લો વિસામો કંપની સરકારનો.
નદીની સામી પારથી ધસી આવેલા વિપ્લવી વીરોની શહાદત
આ વિલુપ્ત સંગીત ભેગી ભળી ગઈ કે શું?
શેનો છે આ હૃદયકંપ? આ ધ્રુજારો લાલ?

વિદાય લીધી જેમણે એ શત્રુ નથી
મારા, તમારા કે કોઈના -
નથી બદલી શકાતો ભૂતકાળ,
નથી વહેંચી શકાતો ભૂતકાળ,
આ ખંડિયેરને ઘેરીને ઘુમરાતી
સડકોના ગગનચુંબી કોલાહલ વચ્ચે
સભ્યતાની સરગમને શોધવા જતાં
મને સંભળાય છે કરુણનો સમ.

ભૂગર્ભખંડના પગથિયે
અજવાળું આથમતું જાય છે.
અઢારસો સત્તાવનના જુલાઈની પહેલી તારીખે
તોપનાં અણધાર્યા ગોળાથી મૃત્યુ પામેલી
ઓગણીસ વરસની સુઝાન પામરની અણજાણ સ્મૃતિ.
વિવશ કરી મૂકે છે આખી સરગમને
કરુણાનો સમ સ્થિર થાય છે
રેસિડેન્સીના ઝાકળભર્યા ધુમ્મસમાં.
ત્યાં ગાજી ઊઠે છે વિફળ ઇતિહાસના ગોળા
મારી ભીતર.

ગોમતીને કિનારે અંજલિ ભરીને ઊભેલાં બાળકોને
મારી તરસ સોંપીને
હું ચાલી નીકળ્યો છું તમારી તરફ -

૧૯૯૦

## નવતર આંગન

પળ પળ નવતર આંગન ગેહ!
બાળ કનૈયો હૈયે ચાંપી સ્વર્ગ બને માતાનો દેહ!

એક સમે અહીં હતો ગ્રીષ્મનો
      અકળાવિકળ અવસાદ,
અંધ આભને હૈયે જાગ્યો
      તહીં અષાઢી નાદ!
હરે જુદાઈ સકળ તત્ત્વની વરસે હરષે મબલખ મેહ!

વહી ગઈ સહુ સાંજ શિયાળુ
      આવી ઊભી વસંત,
નીડ મહીં ઊઘડી ખગ-આંખો
      નભમાં ઊડે અનંત!
પગલી બને પ્રસાદ, ધરાને તરણે તરણે ફરકે નેહ!
પળપળ નવતર આંગન ગેહ!

૧૯૯૧

## મંદાર

મંદારના આવતાં જ
ઘર આખું બની ગયું પારણું
દાદીમાના રુદિયામાં
ખૂલી ગયું આનંદલોકનું બારણું

ચિત્રો થયાં સજીવન,
વિસ્મયથી ચકિત આયનાને
મળ્યું જાણે મન!

અજવાળું જોવા આતુર
નવજાત શિશુનો વાન!

મંદાર જુએ ત્યારે
જુએ બધું જ,
પણ કોઈ એકને નહીં.
નજર એની આપણા ચહેરાની પાર
કશુંક તાકી રહી!
સહુ કોઈ એને ઓળખ આપે પોતાની
રહી રહી, ચહી ચહી....

તમે ભલે ઊંઘો,
એને જાગવું હોય ત્યારે જાગે છે,
ક્યારેક હોલાની જેમ ઝબકે છે.
મરજીમાં આવે તો હસે છે,
એના પોપચે, હથેલીમાં, પાનીએ
નરી ખુશીઓ વસે છે.
દરેકે પાકો કર્યો
એની સાથેનો સંબંધ
આપ્યું છે આગવું નામ
માલવ, મિલિંદ, માધવ,
મુરલી મનોહર મુરારિ!
પણ મંદારને ચહેરે તો
કેવળ વિરામ અપરિચયનો.
ભાવ અમારા ભોળપણ પરના વિજયનો!

ક્યારેક કોઈક ઉલ્લેખ કરે વયનો -
દિવસ પક્ષ માસ -
પણ મંદારે બની રહેવું અર્થાતીત સ્વર્ગીય સમાસ.
દુનિયાદારીમાં ભળવાની ઉતાવળ
એને નથી લાગતી ઠીક
ટકાવી રાખવી છે જાણે
જન્મ પૂર્વેની ઓળખ અલૌકિક.....

કરે વિવશ અણદીઠ દૂરથી
જકડે ખેંચે મને મૂળથી

પ્રાણ અહીં આ તનમાં ધબકે,
રાગ ફાગ વનવનનો છલકે
છકે ઉર ભરપૂર આજ હું રથિ
નહીં મુજ નિકટ સારથિ !

આંખ બનીને પાંખ શોધતી,
જડે ભલે નહિ, વધે પ્રતીતિ.
તાર તાર ખેંચાય, અણુમાં જલવિદ્યુત્
થઈ જાય સકળને મથીમથી.

કરે વિવશ અણદીઠ દૂરથી
જકડે ખેંચે મને મૂળથી.

૧૯૯૧

## સહજ જો મળાયું

પ્રતીક્ષા કરી ના, સહજ જો મળાયું તો હરખાઈ આંખો,
પરિંદા વિનાના સૂના સાવ માળાને વરતાઈ પાંખો.

અમે સ્નેહમાં રૂપ સન્માનનું જોઈ જીવ્યા, સમાન્તર,
ઘટાદાર છાયા મળી ના, તૃણોએ લીલો પંથ રાખ્યો.

તમે એક છો નામરૂપે સમયમાં હજી ગોપવેશી,
મને વેણુમાં રેણુમાં યાદ આવે એ નાતો અનોખો.

## મંદાર

મંદારના આવતાં જ
ઘર આખું બની ગયું પારણું
દાદીમાના રુદિયામાં
ખૂલી ગયું આનંદલોકનું બારણું

ચિત્રો થયાં સજીવન,
વિસ્મયથી ચકિત આયનાને
મળ્યું જાણે મન !

અજવાળું જોવા આતુર
નવજાત શિશુનો વાન !

મંદાર જુએ ત્યારે
જુએ બધું જ,
પણ કોઈ એકને નહીં.
નજર એની આપણા ચહેરાની પાર
કશુંક તાકી રહી !
સહુ કોઈ એને ઓળખ આપે પોતાની
રહી રહી, ચહી ચહી....

તમે ભલે ઊંઘો,
એને જાગવું હોય ત્યારે જાગે છે,
ક્યારેક હોલાની જેમ ઝબકે છે.
મરજીમાં આવે તો હસે છે,
એના પોપચે, હથેલીમાં, પાનીએ
નરી ખુશીઓ વસે છે.
દરેકે પાકો કર્યો
એની સાથેનો સંબંધ
આપ્યું છે આગવું નામ
માલવ, મિલિંદ, માધવ,
મુરલી મનોહર મુરારિ !
પણ મંદારને ચહેરે તો
કેવળ વિરામ અપરિચયનો.
ભાવ અમારા ભોળપણ પરના વિજયનો !

ક્યારેક કોઈક ઉલ્લેખ કરે વયનો-
દિવસ પક્ષ માસ-
પણ મંદારે બની રહેવું અર્થાતીત સ્વર્ગીય સમાસ.
દુનિયાદારીમાં ભળવાની ઉતાવળ
એને નથી લાગતી ઠીક
ટકાવી રાખવી છે જાણે
જન્મ પૂર્વેની ઓળખ અલૌકિક.....

કરે વિવશ અણદીઠ દૂરથી
જકડે ખેંચે મને મૂળથી

પ્રાણ અહીં આ તનમાં ધબકે,
રાગ ફાગ વનવનનો છલકે
છકે ઉર ભરપૂર આજ હું રથિ
  નહીં મુજ નિકટ સારથિ!

આંખ બનીને પાંખ શોધતી,
જડે ભલે નહિ, વધે પ્રતીતિ.
તાર તાર ખેંચાય, અણુમાં જલવિદ્યુત્
  થઈ જાય સકળને મથીમથી.

કરે વિવશ અણદીઠ દૂરથી
જકડે ખેંચે મને મૂળથી.

૧૯૯૧

## સહજ જો મળાયું

પ્રતીક્ષા કરી ના, સહજ જો મળાયું તો હરખાઈ આંખો,
પરિંદા વિનાના સૂના સાવ માળાને વરતાઈ પાંખો.

અમે સ્નેહમાં રૂપ સન્માનનું જોઈ જીવ્યા, સમાન્તર,
ઘટાદાર છાયા મળી ના, તૃણોએ લીલો પંથ રાખ્યો.

તમે એક છો નામરૂપે સમયમાં હજી ગોપવેશ।
મને વેણુમાં રેણુમાં યાદ આવે એ નાતો ર.

હવાની લહર કૈંક ફૂલોની વચ્ચે જો પળવાર થંભે,
વનો પર્વતો ભાવવાહી બની જાય અંધાર ઝાંખો.

ન શબ્દો લખ્યા કે ન ઉદ્‌ગાર કીધા ન એકાંત તોડ્યું,
તમારી અવેજી તમે છો, પ્રભુનાં ભલે રૂપો લાખો.

૧૯૯૧

## જોઇએ શું?

દર્દ એવું તો નથી જેની કરું ફરિયાદ,
પણ જુદાઈમાં જીવ્યો છું એ હજીયે યાદ.

જિંદગીમાં જોઇએ શું? ફૂલફળનો ભાર,
કંટકોથી વેર ના, જો પર્ણ ને કલનાદ.

તું ભલે ને દૂર તુજથી હું હજી ભરપૂર,
તાર અંતરિયાળ ગુંજે, શાંત સર્વે વાદ.

હું વિકટ પંથે પડ્યો ભૂલો છતાં પે હારા,
કેટલા અણજાણ જણના યાદ આવે સાદ.

મેં મૂક્યો વિશ્વાસ તુજમાં જાગતાંની સાથે,
ઊંઘમાં કે અંધકારે શ્વાસનો સંવાદ.

૧૯૯૧

## પ્રીતિને

આ પંથ પૂરો થઈ જાય ત્યાં લગી
થશે ખરી ને તુજ સંગ વાત?
ચાલી રહ્યો ભીડ મહીં નિહાળી
તને, દિશા કેવળ એક તારી.

વિપુલ આ વૈભવની વચાળી
રહેતો નિહાળી સભરંગ ટાળી,
થશે ખરીને તુ જ સંગ વાત.
પહોંચ્યા સુધીના અણદીઠ અંતરે?

ત્યાં મેઘની મંથર મહેક ઊતરી,
ઝીણાં ઝીણાં શીકર-બિન્દુ સંચર્યાં,
હાથે કપોલે નયને અને તને
યથાર્થની ઓળખ વિસ્તરી રહી,
ઝૂલી ઊઠયું લોક વિરાટ ઝૂલે.

આભાસના દર્પણમાં હું ચાલતો
ને શેષ અવકાશ પટકૂળ પહેરી
બની ગયો ઈન્દ્રધનુ ક્ષણાર્ધમાં-
પ્રકાશનું આ પ્રતિરૂપ એ જ તું?
સંવાદનો અર્થ-
ક્ષણાર્ધ માટે પણ સંગ હોવું.
મૂકી ગયું વાદળ છત્ર બે ઘડી,
ગતિ બની આર્દ્ર અશબ્દ સંગતિ,
અવ્યક્ત નાદે લહું વિશ્વની કડી,
ફોરાં મહીં સૂરજ-ઝાંય ઊઘડી.

૧૯૯૧

## શબ્દનો અજવાસ

સાંઇ એક ગુફા રે ખૂલી મધ-ગિરનારજી!
ટમ ટમ તગે દીવડો દૂર!
ઓલીગમ ઝરે છે સિંદૂર.
રાજરાણી ચાલ્યાં મીરા યોગેશ્વરને દ્વારજી!
રુદિયે રમે કેવળ નામ
ગોકુળ જાગે ગામેગામ
સાંઇ તારી તળેટી વૈકુંઠનો અવતારજી!
ગિરિવન જીવશિવનો વાસ,
શિખરે શબ્દનો અજવાસ.
સાંઇ તારા એકતારે સુણી મેં સિતારજી!

૧૯૯૧

## પાછી મળો એ મર્યાદાની સ્મૃતિ

લીલા દુકાળની દુનિયામાં
ગઈ કાલનો શાણો સમાજ

ઉંબરે ખોડંગાઈ ઊભો છે આજે.
વીસમી સદીનો દસમો દાયકો
વિદૂષકવેશે દાખલ થયેલો
છદ્મવેશે માનવતાનું અપહરણ કરશે
કે ડરશે મારા-તમારાથી?

પેટ્રોલ પુરુષ બુશ અને સદ્દામ
પેટ્રોલ વડે પેટ્રોલ માટે લડયા હતા,
આપણે પથ્થર બની પથ્થર થકી
પથ્થર માટે લડીશું.
આપણે ગીતા કે કુરાનસાર નહીં વાંચીએ,
ધર્મને સત્તાને શરણે મોકલી
વિવેકના હાથ બાંધી
હૃદયને ખાલી કરાવ્યું છે સહજીવનની સ્મૃતિઓથી:

કામૂના 'ક્રૉસ પર્પઝ'નું મૂળ ક્યાં નથી?
દીકરાની, ભાઈની રાહ જુએ છે મા-દીકરી.
ત્યાં કમાઈને આવ્યો છે એક યુવક,
રાત્રે હત્યા કરી, સવારે ખબર પડી:
આ જ પુત્ર હતો, ભાઈ હતો, જેની રાહ જોઈ નિરંતર...

એનું નામ ધર્મ હોય કે વિવેક
ફરક પડતો નથી માણસને તોડનારાઓ માટે.
આપણે મકાન તોડવા જતાં
આપણામાંથી જ કોઈકની શ્રદ્ધાનું આસન તોડીએ છીએ.
ઇતિહાસને ખૂણેખાંચરે દટાયેલા
રાગદ્વેષને ખોતરી કાઢીએ છીએ.

ખંડિત ઇમારતોને બદલે
અખંડ ઇતિહાસમાં લટાર મારી શકાય.
બાબરને બદલે અકબરને યાદ કરી શકાય.
સંસ્કૃતિના સંગમતીરે આત્મજ્યોતના અજવાળે ઊભેલા
કબીરથી મોટું કોણ છે?
મિર્ઝા ગાલિબનું દર્દ
આવનાર સદીઓમાં વ્યાપી ચૂક્યું છે.

મારી-તમારી ત્રિજ્યાઓથી એને માપી લેવું છે?

જાય સી-રહીમ રસખાનની કવિતા
હૈયે ઘૂંટી શકાય.
ઝીણા જેવા જનાબો ભલે ઊભા ઉધાર પાસે,
વસંત-રજબની શહાદતનો સંકેત
ઇતિહાસે અર્થ પામ્યો છે:
'સત્ય જીતતું નથી,
સંગઠિત સત્ય જીતે છે.'
સત્ય જીવે છે પ્રજાની પ્રતીતિમાં, સ્મૃતિમાં.
બંદીવાન નથી એ શાસ્ત્ર કે શસ્ત્રનું
વિશ્વાસ છે એને, અર્ધનગ્ન યાત્રીનો.

જો સિંહાસનના હાથારૂપે
ધર્મો ધન્યતા અનુભવે
તો ન્યાયદેવતા નમ્રતાથી
નતમસ્તક ઊભા રહે સત્તાજી સમક્ષ.
ત્યારે કોઈક સૂની આંખ આગ ઝરે.
માણસ વિશે વધુપડતું માની લીધેલું આપણે.
એ ઘણી વાર એની ગરજેય નથી સુધર્યો.

મૂરત જોઈ સમજી-વિચારીને સિધાવ્યા,
પણ ભીડ જોઈ ભૂલા પડયા નેતાઓ
ભૂતકાળમાં.
ભૂલી ગયા ભવિષ્યને.

કલિંગ-વિજયથી નિરાનંદ અશોકે
આત્મખોજ પછી રચના કરી નરકની.
દોષિતોને દંડવા નીમ્યો ઘોરને,
આપી સત્તા અબાધ:
'દંડજે મનેય તારી આણમાં પ્રવેશું તો.'

એ નરકમાં સ્વસ્થ રહી શકેલા
સાધુને જોવા જઈ ચડયો એક દિ' અશોક.
કેમ અસર નથી યાતનાઓની સાધુને?

ને લપેટાયો રાજા સ્વયં અગ્નિકુંડની જ્વાળાઓમાં
ને જાણ્યું કે નરક બહાર નથી.

આપણે પોતપોતાનું નરક ભૂલી
મુક્તિ માગીએ છીએ.
ઈશ્વર મુક્ત નથી કરતો,
કસોટી કરે છે -
મારી, તમારી, તેમની,
એમાં પાર ઊતરે પ્રહ્લાદ
એ ધ્રુવ સત્ય.

શબરીએ જે આતમરામની
રાહ જોઈ હતી,
જેણે હકનું કશું લીધું નહીં,
દઈ દીધું દઢતાથી
પુરુષોત્તમરૂપે;
શીલ, શક્તિ ને સૌંદર્ય
સંવર્ધિત કર્યાં મર્યાદા પ્રબોધીને.
પાછી મળો એ મર્યાદાની સ્મૃતિ,
સંસ્કૃતિ.

૧૯૯૨

## મશાલ અને પથ્થર

મશાલ લઈને નીકળ્યો માણસ
પથ્થર લઈને આવ્યો,
અજવાળાની ઓળખ એને
ઓળો ક્યાંથી લાવ્યો?

શંકર થઈને શિખર બિરાજે
કૈલાસે નભ-અડી,
ગિરજા પૂજા કરે વહે જ્યાં
યમુના - ગંગા નદી.
સરયૂનાં આંસુએ એને
ખારો સ્વાદ ચખાવ્યો.

'શ્રદ્ધા તારી સ્વયં પ્રભુ છે'
- રામ કહે નાવિકને -
'તું તરવૈયો બની તારતો
સહુની સાથે મને.'
મહેલે તો મંથરા, સીતાને
વનનો મારગ ફાવ્યો

૧૯૯૨

## મનનો માળો તો મારો નાનો

મનનો માળો તો મારો નાનો ને માનસર
કેમ કરી એમાં સમાવું?
પાણીને ઢાળ બહુ ફાવે અંધારાનો
મેઘધનુ ક્યાંથી બતાવું?

મુઠ્ઠીની રેખામાં સંતાડું રાગદ્વેષ
હૈયામાં હારની હતાશા,
સપનાંના ખંડેરે કાંટા અભરખાના
લૂલીને ભાનભૂલી ભાષા,

ગાંઠે બાંધેલ મૂળ હીરાને ઘડવામાં
ઝાંખે ઉજાસ કેમ ફાવું?

લીલાં મેદાનોમાં રમવાનું દૂર ગયું
ગલીઓમાં ગામ મેં વસાવ્યું.
વૃત્તિની ભીડ મહીં ભૂલી પડીને
મેં તો પલ્લવનું પારણું ગુમાવ્યું.

ભોળી ભરવાડણ હું વેચું હરિને
દહીં ખાટું કરીને ઘેર લાવું.
મનનો માળો તો મારો નાનો ને માનસર
કેમ કરી એમાં સમાવું?

૧૯૯૨

## શબવાહિની

કરફ્યુમાં છૂટ છે શબવાહિનીને
એનો ચાલક જુવાનજી
ચાર પહોરનો ચાકર છે.

પણ કરફ્યુ વખતે
એ વાનમાં જ જીવે છે,
શબ વચ્ચે.

એના પિતા રામજી વતનને ખાતર
હિમાલયની ઊંચાઈએ છેલ્લે
હંસની જેમ ઊડયા હતા પ્રકાશમાં.
જુવાનજીને ઠંડું અંધારું રૂંધે છે.
એના શ્વાસ ક્યારેક શબપેટીમાં પુરાઈ જાય છે,
તો એની સવાર ઊઘડે છે શબઘરના ભોંયરે.

બીજાં વાહનો ખૂટે કે તૂટે ત્યારે
એની વાહિની ખેંચે છે જીવતા લોહીમાંસને.
ક્યારેક વજન વધી જતાં સવાલ થાય છે:
શબ તો બધાં હળવાં ફૂલ લાગતાં હતાં
તો આ વજન શેનું? શ્વાસનું?
જીવતો માણસ ભારે પડતો હશે કે શું?

પિતાજી યુદ્ધના ગોળાઓને ઉમંગથી ભેટતા,
જુવાનજી પાસે એક અનુમાન છે
પ્રાણ વીંધી જતી વસ્તુઓની આગનું.
ક્યારેક આખા વાહનને પીડા ઊપડે છે
ખખડે છે સડક દાંડીકૂચવાળી....

છેલ્લે એ લઈ આવ્યો છે એક શબ
બાળકનું.
પણ જગ્યા નથી ક્યાંય,
શબઘર મોટું કરવું પડશે કે શું?

આ બાજુ બગીચો છે, પેલી બાજુ ધર્મસ્થાન,
એની પાછળ ઢંકાયેલું ને અવાજરૂપે ઓળખાતું
કલાકેન્દ્ર.
એ બધુંય સમાઈ શકે શબઘરના ઘેરાવામાં...

જુવાનજીને એ બધી જંજાળ નથી,

હર ઘડી ઓળખ માગતા માણસ સાથે નહીં,
એમણે શબ સાથે કામ પાડવાનું છે.
જેને કશી ઓળખ હોતી નથી.
જુવાનજી જોયા કરે છે:
ઠરેલા આંસુ જેવું,
સાવ અજાણ્યું,
નર્યું, નરવું શબ.

૧૯૯૨

## અંધ કવિમિત્રોને

આમ તો જેમને દેખાય છે
એમનેય કેટલું દેખાય છે?
તમારી પાસે નથી નજર
પણ આંસુ તો છે…

શંખ-ચક્ર-ગદા-પદ્મ જોવાનો આ સમય નથી,
હોર્ન-વ્હીલ-ટૅન્કથી ઘેરાયેલા નગરમાં
લક્ષ્મીજીની છબીઓ ન જોઈને
તમે પદ્મજાનું સૌંદર્ય ચૂક્યા નથી.

સહુએ છોડેલા ખૂણે દાતણ વેચતી ગોપી
ધૂણી પાછળ ઢંકાઈ જાય
કે સૂકા હાથે ને રાંટા પગે વજન ખેંચતો
કોઈક ગોપ
ચમકતી ને દમકતી કારમાં બેઠેલાની ગાળ ખાય
ત્યારે કોઈ દ્રષ્ટાનું રૂંવાડું ફરકતું નથી.
તમે સાંભળતા જાઓ છો એક વધુ અવાજ
સુદામાની લાકડીના ટેકે
બેઉ બાજુની દુકાનો વચ્ચે
ધસમસતું ઊનું અંધારું પાર કરો છો.

આ નિત્યનૂતન કુરુક્ષેત્રમાંથી પસાર થતાં
તમે જે નથી જોયું
એ જોઈને અમે જે પામ્યા છીએ

એનું સરવૈયું તો
તમારી આંખના ખૂણેય સમાય એવું છે.

ગોગલ્સની બે બાજુ
વેદના વધતી ઓછી હશે
પણ વિરહ છે અનંત...
અમે જોઈને ઝાઝું જોયું નથી
ને અનુભવ્યું છે તમારાથી ઓછું, આછું...
બહારના રણને તમે
ભીતરના જળથી સીંચ્યું છે.
તમારી પાસે ભલે નજર ન હોય
આંસુ તો છે.

૧૯૯૩

## હરિ આપે તો

હરિ આપે તો આપ ફરી સોનાનું પારણું!
ઝૂલે તું એમાં, હું હરખાઉં હીંચોળી લઈ લઈને તારું ઓવારણું -

હૈયાનો અંધાપો છાયા બનીને સરે
માટીમાં, છાતીમાં ફૂલ.
તારી સુગંધ ઊડે અજવાળે અજવાળે
ફરકાવે ઝીણાં દુકૂલ.

સાતમા એ મજલાની બારીના પડદા પર લીલુંછમ તારું સંભારણું.

પાણિયારી સીંચે છે રણમાં કુંવારકાનું
લઈને જળ, વૃંદાનો છોડ,
બેટાની આ બાજુ દ્વારકાનો દરિયો
ને ઓ ગમ કૈલાસભર્યા કોડ.
શક્તિમાં તાંદુલ ને ભક્તિમાં કેદારો લઈને
હરિ આપે તો આપ ફરી સોનાનું પારણું!

# સૂકું ખેતર અને ટહુકો

જાણું છું કે પાછું વળતું વાદળ
વરસતું નથી,
છતાં ખેતરમાં નીકળ્યો છું,
પળવાર છાંયડો તો ધરશે ને એ!

વાદળના ચંદરવા
ક્યારેક પારિજાતના પટ જેવા હળવા
તો ક્યારેક નવીસવી વણાયેલી પછેડી જેવા ભારે!
શૈશવની 'સઘન કુંજની શીતલ છાયા' ભુલાવા આવી,
આજે તો આશ્વાસન આ અવકાશી ઉપરણાનું.

શેઢાનું ઝાડ સુકાવામાં છે,
વટેમારગુ બન્યા છે કઠિયારા,
કઠિયાણા બન્યા છે કાળમુખા,
મુવા ડાળપાંદના દુશ્મન.
ઠૂંઠવાતી જાય છે મારી સીમ
તોય થાક્યાપાક્યા મનને
અઢેલવા મળશે એકાદ થડ લીંબડાનું, બાવળનું.

પડોશીનો બાવળ પાંગર્યો છે શૂળના જોરે,
ઈંડાં ગળવા આવેલા એરુને
ચાંચના ઘાથી અટકાવી
બાવળની ટોચે બેઠી છે ઢેલ.

સૂકું ખેતર ખેડતાં પહેલાં
ઈંડાં શેઢે મૂકવા ધારું ત્યાં યાદ આવે:
આદમીના અડકેલાંને ઢેલ સેવે નહીં,
તો શું કરું?
ભલે પડી રહે પડતર આ આખું ખેતર
મોરના સાદે વરસાદ આવે કે ન આવે,
મને ટહુકો તો સાંભળવા મળશે.

૧૯૯૭

## ઘઉંના ખેતરમાં

નેંધલવા આવેલા
ઘઉંના રૂઆબભર્યા લીલેરા ખેતરમાં
બેસીને ઊડેલી સારસી,
ચાંદા ને સૂરજનાં દર્પણ તો દૂર રહ્યાં
આવી મળી છે તમે આરસી!

ડાળડાળ માળામાં
કલબલતાં લેલાંનો
મેળો તું જોતી સવારમાં.
પંખી પણ કેવાં ચાલાક-
તને પાસે બોલાવી લીધ  ખાસી

કોને કરે છે હજી યાદ?
એક પરદેશી
મીઠું મલકીને
જૂની ઓળખ જગવીને
તને આપી ગયેલ જે ઉદાસી?

ઘઉંની ઊંબીમાં
લીલા દાણા ભરાશે
જેમ માતાની છાતીમાં દૂધ.
સોનેરી રંગ આખા ખેતરમાં લહેરાશે
આવીને પૂછશે પ્રવાસી,
પછી જોજે ના ભૂલે સુધબુધ!

૧૯૯૪



કેરલ અવિરત શાન્ત!
નીલ હરિત નભ-ધરા ઝાંયનો જલધિ આખો પ્રાન્ત!

આમ્રકુંજમાં ઊંઘે ફણીધર,
નારિયેળનો મર્મર નિર્ઝર,
કાજુ-દ્રાક્ષની કુંજકુંજમાં સુંદર ભમતું ભ્રાંત!

જળજીવંત કે કળા મગરની?
પાની ગ્રહે યુવા શંકરની.
માએ કીધા મુક્ત: 'જાઓ.' ને પૂર્ણા-તીર નિશાન્ત!
કેરલ અવિરત શાન્ત

૧૯૯૪

## એકલતા અથવા સુન્દરતા

આ અભિમાન
સુંદર હોવાનું છે?
કે આ છે કેવળ સુંદરની અભિવ્યક્તિ?

કોઈક કવિતા હોય છે જે
અભિમાનને પણ સુંદર બનાવી દે છે.

હવે દૂરથી જોતાં પ્રશ્ન થાય છે:
આ અભિમાન છે કે એકલવાયાપણું?
હારેલા મનુષ્યનું નહીં, જિજ્ઞાસુનું-
રહસ્યની તલ અતલ યાત્રાના
આરંભ પૂર્વેની ખામોશીથી ઢંકાયેલું
એકલવાયાપણું અર્થાત્ એકત્વ.

પૂર્ણા નદીને કિનારે
ફણસ નાળિયેરી અને આંબાની સહિયારી છાયામાં
એકાન્ત શોધી લેવાથી
આત્મસાત નથી થતું એકલવાયાપણું.
સમૂહથી વિમુખ થવા છતાં
વૈરાગી નથી થઈ શક્યું તમારું મૌન.
અહીં પ્રકૃતિનો મર્મર છે
કે જળને રોકી રહી છે એક છબિ?
જોજો, અજાણતાં જ
એકલતા બનીને બેસે સુન્દરતા!

તમારી આંખોમાં નદીની લહરીઓ જ નહીં,
પૂર્ણામાં વહેતું ગગન ઝલમલી રહ્યું છે.

તમારી સામે ઝૂકેલાં પાંદડાં
તમારા કર્ણમૂલ સાથે સંવાદ રચે છે.
સંધ્યા પ્રતિબિંબ પામી રહી છે.
કપોલના કિસલય પર.
એમાં અતિશયોક્તિ નથી
કે તમે મોડે સુધી ત્યાં બેસી રહેશો તો
તારા નદીમાં રમવા પહેલાં
ચમકવાનું પસંદ કરશે તમારી આંખોમાં.
એ પછી પણ એકલતા જાગે તો
આપને મુબારક!
જુઓ! કોઈક ચાલ્યું તમારી નજરના અજવાળે
દૂર, આભારી.

૧૯૯૪

## પહેલા વરસાદ સમું

પહેલા વરસાદ સમું આવતું ઉનાળામાં
સૂતેલું વનરાવન ઝરણાંથી ઘેરાઈ ખેંચાતું આવે અમારામાં.
વૈશાખે વન વળે એવું કહેવાતું જે
ભુલાયું જેઠના બફારે,
તારા આવ્યાનો અણસાર નહીં ક્યાંય
હવા અટકીને ઊભી સવારે,
બંધાયો જીવ મારો સપનાંના ભારામાં. પહેલા વરસાદ સમું
ચમકી ના વીજ તારી પાંપણની પાર,
બધે હેતના ન હોવાનો ભાસ,
અંગે-ભ્રૂભંગે ને હોઠોના રંગે
ના વરતાયો તારો ઉજાસ.
હંસ ઝૂરે છે એકાકી મોતીના ચારામાં. પહેલા વરસાદ સમું
યુગોથી આવ્યો ના આવો આષાઢ
ફરી ગોવર્ધન ડોલ્યો ગોકુળમાં,
જમુનાનો ઘાટ તારી ભાગોળે સરજાયો
અમરતનાં પૂર મારી ધૂળમાં,
આજ ખીલ્યું કદંબ ઓલ્યા ઉદ્ધવના ક્યારામાં. પહેલા વરસાદ સમું

૧૯૯૪

## હાથ મારો હજી મશાલ

કેમ ઊભા રહ્યા છો એકાકી,
ટેકરી એક છે હજી બાકી.

શબ્દની નાવ મૂકો પાણીમાં
પાત્રમાં તારલા ધરે સાકી.

આભ ઊંચું ન હોય વૃક્ષોથી
ઊડજો પર્ણપુષ્પને તાકી.
આંખનું તેજ વધે અંધારે
ભાગ્યરેખા ભલે રહે વાંકી.
હાથ મારો હજી મશાલ નથી,
કલ્પનાએ કલમ ઘણી હાંકી.

૧૯૯૪ (શ્રી ભરત વિંઝુડા માટે)

## રાઈના ફૂલ

સૂર્ય હવે છ વાગ્યે નથી આથમતો,
રોકાય છે રાઈનાં ફૂલો જોવા.
આ ફૂલ એકલદોકલ મહેકતાં નથી,
મહેકવા કરતાં પણ પ્રકાશે છે વધુ.

શતસહસ્ર છોડને
એક સાથે મહેકાવતો આ રંગ
પીળાં પટકુળની યાદ આપે છે.

સરસવ અને રાઈના છોડને
પાનખર હોતી નથી.
ફૂલ એક સવારે ઝાકળ ઓઢીને
લીલા દાણામાં સમાઈ જાય છે
પછી
નીલ ગગન નીચે હરિત ઝાંય
સૂરજની સામે જુએ છે.
વસંતપંચમી ઊજવે છે
વચ્ચેનો અવકાશ.
સૂરજ વધુ રોકાય છે.

૧૯૯૫

## અણજાણ સહૃદય

મને મળવા કે અમસ્તાં ઊભાં હતાં તમે,
કશું કળાય એ પહેલાં મેં કહી દીધું:
આવું આમ ફરીને.

નેપથ્યનાં પગથિયાં ઊતરું
ત્યાં મિત્રો મળ્યા એકબે,
ક્ષણો વીતી ત્રણ-ચાર.

માની લીધું હતું કે
તમે હજી ત્યાં જ હશો.
પણ શોધવાથી જડી માત્ર જગ્યા
ફર્શ પર દર્પણ જેવું પ્રતિબિંબ પડતું નથી
પણ જગ્યા તો એ જ હતી
જ્યાં તમે ઊભાં હતાં દીપશિખા શાં.
સંચારિણી દીપશિખા સમાં-
ક્યાં ગયાં? કોને પૂછું? કોને વિશે?

દૂરથી જોઈ લીધાં હોત એક પલકારે
ને યાદ હોત આછાં આછાં
તોય પૂછી લેત સુરેશભાઈને.
પણ મેં તો જોયો હતો
માત્ર તમારો ઉજાસ.
મારે કબૂલવાનું છે કે
એકાદ ઝલક કે ઝાંખી વિના
હું કલ્પી શકતો નથી કોઈને.
ને ઊંઘમાં હસતા શિશુ સિવાય
જોઈ નથી શકતો કોઈને એકીટક.
તમને નિરાંતે મળાશે માનતાં
જોવાનું બાકી રહ્યું.
હવે સમજાય છે
આંખો હોવાનો અર્થ હતો.

પૂછું કાન્તિભાઈને?
એ વળી આડા ફાટે!
એક માણસથી અજાણ્યા રહી જવાથી
શો ફેર પડે છે? કેમ નીતિન?

જાતને સભાગૃહની બહાર મૂકી
હું કલ્પું છું તમારું મૌનમય રૂપ.
યુરોપની પર્વતમાળાના વળાંકે
પળવાર પહેલાં ઠરેલું ઝરણું જોયું હતું.
પછી વર્ડ્ઝવર્થના વતનમાં
વસંત બેસતાં
પારદર્શી જળમાં જોઇ હતી મીનની આંખો-
ને મોનિકા સેલેસના મિત્રની દુકાનમાં
પૂછયું હતું મીના નામના રત્નનું મૂલ.

સ્મૃતિ અને કૃતિમાં વહેંચાયેલો હું
હવે સમ્મુખે પામું અરબી સમુદ્રની ફેનિલ ખારાશ.
એમાં ઓગળી ચૂકી
અલકનંદાને કાંઠે ઊભેલી મહાશ્વેતા.

'જ્ઞાસ્યસિ મરણેન પ્રીતિઃ મે-
મૃત્યુથી જાણશો પ્રીતિ.'
એમ માનતો
વિદાયની પ્રત્યેક ક્ષણે કવિ
ખરે છે ચંપાના ફૂલની જેમ
પણ તે ક્ષણે જાગ્યું
પાંદડું તૂટયાનું દર્દ.

૧૯૯૫



## આદિલ મન્સુરી

એક સૂર્ય અન્ધકારમાં ચારેતરફ હતો
તડકોય ધોધમાર બહુ રફ ને ટફ હતો

એણે કદીય એકલા પડવા નથી દીધો
એ તો સદાય સાથ અને સફ બ સફ હતો

થીજી ગયું'તું શ્હેર સફેદીની આરપાર
દૃષ્ટિ પહોંચે ત્યાં સુધી કેવળ બરફ હતો

એકાંત વચ્ચે મૌનના પડઘા પડ્યા અને
દર્પણમાં એક ચહેરો પછી ધોળો ધફ્ફ હતો

જલદીથી સૌએ મૌનમાં એને ગણી લીધું
થીજી રહેલ હોઠે જે છેલ્લો હરફ હતો
❑

ઊિત્તા બિત્તા કલમ બલમ ને હાથહલેસાં કરવાનાં
કાગળની આ હોડી લૈને દરિયા પાર ઊતરવાના

ખાલી શ્હેરોનાં ભીતરમાં અર્થ નવેસર ભરવાના
અર્થ ઘસાઇ ચાલે ત્યારે શ્હેરો ખાલી કરવાનાં

એકબીજાને કોઇ નથી ઓળખતું અહીંયાં વરસોથી
મેન્હટ્ટનમાં પડછાયાના રસ્તાઓ ચાતરવાના

ઐરા ગૈરા નથ્થુ ખૈરા લલ્લુ પંજુ લાખ કરોડ
મૃત્યુનાં ખાલી ખપ્પરને ધીમેધીમે ભરવાના

ગરમી ઘટશે ઠંડી વધશે સાથે સાથે વૃક્ષોથી
પીળા કથ્થાઇ લાલ કેસરી ભબલક રંગો ખરવાના

❑



એક સૂર્ય અન્ધકારમાં ચારેતરફ હતો
તડકોય ધોધમાર બહુ રહ્યો ને ટૂંક હતો

એણે કદીય એકલા પડવા નથી દીધો
એ તો સહારા સાથ અને સફળ સફર હતો

ચીરી ગયું'તું શહેર સહુદીથી આરપાર
દૃષ્ટિ પહોંચી જ્યાંસુધી કેવળ બરફ હતો

એકાંત વચ્ચે મૌનના પડઘા પડ્યા અને
દર્પણમાં એક ચહેરો પછી ધોળો ધફ્ફ હતો

જલદીથી સૌએ મૌનમાં એને ગણી લીધું
ચીજ રહેલ હોઠે જે છેલ્લો હરફ હતો

ચારેતરફ છવાયલી આ શૂન્યતા ન ઢાંક
તારા મિલનની આમ બધી શક્યતા ન ઢાંક

તારી ત્વચા ને ચાંદની સંપૂર્ણ એક છે
આ ભિન્નતા છે નામની આ ભિન્નતા ન ઢાંક

જો પૂર્ણિમાનો ચન્દ્ર કશું કાનમાં કહે
રહેવા દે મિત્ર આમ રતિભિન્નતા ન ઢાંક

બીજું તો કોઇ જોતું નથી; મુક્ત થૈને પી
હે શેખ આ તો સ્વર્ગ છે અહિંયાં સુરા ન ઢાંક

દુનિયાને મોં બતા'વાની ચિંતા નથી રહી
રહેવા દે તું કફન હવે, મારી દશા ન ઢાંક

એકાદ બાજુ ખુલ્લી રહેવા દે ઓ ખુદા
તારા સુધી લઈ જતી સર્વે દિશા ન ઢાંક
□

ઝુલ્ફોના અન્ધકારની પહેલી જ રાત છે
ને સ્પર્શ આરપારની પહેલી જ રાત છે

કોમળ કળીની આંખમાં ખુશ્બૂ છલક છલક
આ બાગમાં બહારની પહેલી જ રાત છે

આ ગુલબદન તો ફૂલની કાળી લચક લચક
કે મુગ્ધતાના ભારની પહેલી જ રાત છે

અભિસારિકાની ચાલ થનન થન બહક બહક
સૌંદર્યના ખુમારની પહેલી જ રાત છે

તારા વદનના રંગના રેલા ઝલક ઝલક
શું પૂર્ણિમાના પ્યારની-પહેલી જ રાત છે

મેંદીભરેલ હાથના સપનાં પલક પલક
રંગીન ઇંતેઝારની પહેલી જ રાત છે

પાલવ ભરેલ તારલા મનમાં મલક મલક
ઘૂંઘટમઢી સવારની પહેલી જ રાત છે

સ્નેહીજનો કબરમાં ઉતારી જતા રહ્યાં
આદિલ જુદા પ્રકારની પહેલી જ રાત છે
❑

કમરામાં એક ખુરસી અને મેજ હોય છે
આદિલ ગઝલની રચના પછી સ્હેજ હોય છે

જ્યારેય પણ જુઓ તો એ સામે જ હોય છે
ના ના બીજું કોઈ નહીં બસ એ જ હોય છે

ફૂલોની જેના માટે સદા સેજ હોય છે
ખુશ્બૂ તો એના શ્વાસમાં આમેજ હોય છે

દુનિયાની સામે ઝાંખા ન પડવા દે એ કદી
તારા સ્મરણનું ચહેરા ઉપર તેજ હોય છે

તારા જ દમથી રોશની દેખાય ચોતરફ
તારા વિના તો આ બધું નિસ્તેજ હોય છે

એને જ સ્વર્ગ નર્ક કે જીવન ગણી શકો
જે હોય છે બધું સદા સાથે જ હોય છે

હોઠો ઉપર તરસના રણો વિસ્તર્યા કરે
ને આંખમાં કોઈની જરા ભેજ હોય છે

ઘટનાઓ બનાવા માંડે છે ક્રમવાર ત્યાં પછી
પહેલાં તો મનમાં ખાલી ફક્ત સ્ટેજ હોય છે

આ ગુર્જરી ગઝલ હું લખું છું ને ચોતરફ
કાળા ને ધોળા 'મેરિકન અંગ્રેજ હોય છે

કાબાનાં દ્વાર ખૂલવાની એને શરત કહો
બસ અન્યના વિચારનો પરહેજ હોય છે

આદિલને મળવું હોય તો મુશ્કિલ નથી કે એ
જર્સીમાં જો ન હોય તો સરખેજ હોય છે
□

મૃત્યુના ઝેરી ઘેનને કહેજો કે ચઢ મને
જીવનની કાળી ઘોર ગુફામાંથી કઢ મને

ચારે તરફ એ મારાં ઉડાવે છે ચીંથરાં
સંજોગનો પવન શું હજી સમજે શઢ મને

જૂની જીવન કિતાબનું ફાટેલ પૃષ્ઠ છું
હે મિત્ર સાચવી જરા હળવેથી પઢ મને

પરસેવે રેબઝેબ લપસતોજ જાઉં છું
માટી જ ના થવા દે હવે ક્યાંય દઢ મને

આ પગને શું થયું કે ઊપડતા નથી હવે
ને કાનમાં કહે છે કોઇ: "આગે બઢ" મને

આવી ગઇ છે રાસ જમાનાની આ હવા
ને ઝંઝાવાત કરતા રહે છે સુદઢ મને

બે શબ્દ પણ બચાવમાં બોલું નહીં હવે
લે છેલ્લીવાર મનભરી તુ આજ વઢ મને

હા ચોકી ભરતા ક્યારના બેઠા છીએ અહીં
હું ગઢને સાચવી રહ્યો આદિલ; ને ગઢ મને

લાગી રહ્યું કે શ્વાસની સાથે જશે હવે
આદિલ આ કોના નામની લાગી છે રઢ મને
□

મૌનને આપ્યું ન હડસેલો હવે
શબ્દની લીલાને સંકેલો હવે

બહારની પંચાત સૌ મેલો હવે
વાટ અંદર જાય છે તે લો હવે

પળ તમારું નામ દૈ પોકારતી
પળને પાછી આમ ના ઠેલો હવે

એક ચહેરાથી બધી વસતિ હતી
સાવ સૂનો થૈ ગયો ડેલો હવે

નાવ સામે પાર પહોંચી પણ ગઇ
જિંદગીના શઢને સંકેલો હવે

તું વચન આપે અને આવે નહીં
ને સમય પણ સાવ વંઠેલો હવે

ઊંધા પડતા જાય છે પાસા બધા
શ્વાસની ચોપાટ સંકેલો હવે

હાથમાં બ્રહ્માંડનું કશ્કોલ છે
આમ અમથો હાથ ના ઠેલો હવે

ચીડ ચડતી જેને એના નામથી
થૈ ગયો એ પણ ગઝલઘેલો હવે

પેલા ચૂડીદાર ઝભ્ભા ક્યાં ગયા
ને નથી હોતો ખભે થેલો હવે

આ બધાં વર્ષો ગયાં કઠણાઈમાં
આખરી દિવસ જુઓ સહેલો હવે

આમ સૌ હથિયાર હેઠાં ના મૂકો
ખેલ આદિલ આખરી ખેલો હવે

❑

કાઢયા તેં ગલીમાંથી ક્યાં જૈ તે ફરી બેઠા
જો કાબાના દરવાજે આ ધરણા ધરી બેઠા

આ વૃક્ષની છાયામાં જ્યાં આવી જરી બેઠા
પર્ણોને થયું શું કે સૌ માથે ખરી બેઠાં

અકબંધ છે શૈશવનાં ફૂલોથી ભરી ડાળી
ને મેઘધનુષ ઉપર ત્યાં હું ને પરી બેઠાં

બીજું તો નથી કોઈ; ના કોઈ નથી બીજું
એકાંતના દર્પણથી નાહકના ડરી બેઠા

મર્યાદા સભાની પણ, હદ હોય છે સંયમની
જીરવી ન શકાયું તો એક આહ ભરી બેઠા

એ સહેજ હસી બોલ્યાં કે મળશું ફરી કાલે
અમને શું થયું પાછું; વિશ્વાસ કરી બેઠા

લંબાવી દીધું કોણે અહિંયાં સુધી રણ આદિલ
કે માંડ હજી હમણાં આ દરિયો તરી બેઠા

જાણી ન શક્યું કોઈ; ના ઓળખ્યા કોઈએ
આદિલ અમે રસ્તામાં કૈં વેશ ધરી બેઠા
❑

સખત ગરમી અને તડકા પડયા કૈં
તે અમદાવાદ જૈ માંદા પડયા કૈં

ઘણાં વરસે ઘણા મિત્રો મળ્યા ને
પછી તો શબ્દ પણ ઓછા પડયા કૈં

અમે ધોળેદહાડે સ્વપ્ન જોયાં
અને એ સ્વપ્ન પણ સાચાં પડયા કૈં

તમારું નામ ઉચ્ચાર્યું હૃદયમાં
સકલ બ્રહ્માંડમાં પડઘા પડયા કૈં

હઠાવ્યું આવરણ ચહેરા ઉપરથી
ને તારાઓ બધા ઝાંખા પડયા કૈં

ન આવ્યા આપ કે વરસાદ આવ્યો
ને વર્તારા બધા ખોટા પડયા કૈં

અરે આ કોણ છે? મન્સૂરી આદિલ
નદીની રેતમાં આડા પડયા કૈં
❑

બધીયે બાબતે પાછા પડયા કૈં
ને મનસા કર્મણા વાચા પડયા કૈં

હતું ન્યૂયોર્ક નામે એક જંગલ
ને જંગલમાં અમે ભૂલ્યા પડયા કૈં

હવે દરવેશ દેખાતો નથી પણ
જુઓ કશ્કોલમાં સિક્કા પડયા કૈં

જુઓ કે જાય છેલ્લી બસ તમારી
તમે બસ બેઘડી મોડા પડયા કૈં

ગઝલ પર દાદ આપી પણ ખરેખર
કવિના ખિસ્સામાં પૈસા પડયા કૈં

વધી ચાલ્યા બધા પડછાયા આદિલ
ખરેખર માણસો ટૂંકા પડયા કૈં
❑

કોઇના આંગણે પગલાં પડયાં કૈં
ને ભીંતે કંકુના થાપા પડયા કૈં

જુઓ એ બાગમાં લંગડાતો ચાલે
પવનના માર્ગમાં કાંટા પડયા કૈં

આ ઘોડાપૂરના ધસમસતા પ્રવાહો
ને મરજીવા બધા સામા પડયા કૈં

ઊડી ગૈ તિતલી સાથે સૌ વસંતો
ધરા પર પાંદડાં સૂકાં પડયાં કૈં

થયું એક રાતમાં શું? કે સવારે
એ દર્પણ જોઇને ભોંઠા પડયા કૈં

હતું પાણીય ઓછું મૃગજળોમાં
ને આદિલ એટલે નહાવા પડ્યા કૈં
□

ખરેખર લોહીના ડાઘા પડ્યા કૈં
ને માનવદેહના ટુકડા પડ્યા કૈં

ઘણાં પાસે ઘણાં આઘાં પડ્યાં કૈં
આ રણમેદાનમાં માથાં પડ્યાં કૈં

મુસીબત માર્ગમાં ઓછી નહોતી
પહાડો રણ અને દરિયા પડ્યાં કૈં

કબર પામે એ સાચા ભાગ્યશાળી
કે લાશોના બધે ઢગલા પડ્યા કૈં

હવે શું પીઠનો ઉલ્લેખ કરવો
હવે તો ચોતરફથી ઘા પડ્યા કૈં

ઉદાસી લૈને બેઠો છું ને સઘળે
સ્મૃતિના કાચના ટુકડા પડ્યા કૈં

કબરમાં જીવતો દાટી દીધો ને
પછી તો શ્વાસના સાંસા પડ્યા કૈં
□

ભીતર ઊતરતા ક્યારના બેઠા છીએ અહીં
ખાલીપો ભરતા ક્યારના બેઠા છીએ અહીં

તું મધ્યબિંદુરૂપે પ્રગટ થૈ શકે તો ધા
વર્તુળમાં ફરતા ક્યારના બેઠા છીએ અહીં

પાતાળથી શરૂ કરી નભમાં ગગન સુધી
ચઢતાઊતરતા ક્યારના બેઠા છીએ અહીં

અહીંથી ક્ષિતિજ; ક્ષિતિજની, અગોચર અનંતમાં
અવકાશ ભરતા ક્યારના બેઠા છીએ અહીં

# ફૂટપાથ અને શેઢો

ફૂટપાથ પર ઊભા રહેવાનો થાક
ખેતરમાં કામ કરીને ઉતારું છું,
આ શેઢે છાંયો શ્વાસને ભરી દેતો,
સામે ઝમતો મોલિયો આંખને ઠારતો,
ભીકની માટી – કપાસની માની.

અહીં ધૂળિયા ઇશારે
ફૂટપાથે ઓગળતા બરફ પાસે
ઊભો છું.
સમયપત્રક મુજબની આગલી બસ
પસાર થઈ જાય છે ભરચક....
કોઈ મોડી પડેલી બસ
પોરો ખાવા ઊભી રહે છે.
લોકલ તો લોકલ.
ચઢી જાઉં છું છેલ્લી ઘડીએ.

આવકારવા રાહ જોતી લાગતી કોઈ જગ્યા.
બેસી જાઉં છું અડસટ્ટે
કે ઊભો રહું છું પીઠ ફેરવીને વારાફરતી.

કોઈકને જરૂર લાગે છે
મુસાફરમાંય આત્મીય થઈ વાત કરવાની.
કોઈક આંખથી કાઢે છે પીઠ પરથી.
પડોશીને કહી સંતોષ લે છે

ત્યાં આગળ દોડતી રિક્ષા
ફેરિયાઓની ધૂળ ઓકતી
નાનાં બધાં પ્રદૂષણો પર વિજય મેળવતી
વળી જાય છે ઢોળાવ બાજુ.
શહેર છૂટતું જાય જલદી.
એમાંય બહાર છટકી આવેલાં
સરકતી વૃક્ષો ડાળખાંખરીએ ઘવાયેલાં છે.

કૂંપળ મારા મનમાંય ફૂટતી જાય,
શેઢે વાવેલા ગોટલાને
ફૂટી હોય તો હોય...

[illegible]

૧૦-૬-૩

## पावसाच्या झाडाखाली

पावसाच्या झाडाखाली कवि उभा असतो.
तो ऐकतो पावसाच्या पानांचं हिंस्र सळसळणं.
पाऊस पडत असतो कवीच्या उजाड माथ्यावर,
निर्मनुष्य डोळ्यांवर,
उघड्या पसरलेल्या हातांवर.
पाऊस रक्तासारखा लाल आणि खोलवर जाणारा
अविरत कोसळत असतो कवीच्या आयुष्यावर, कवितांवर
आणि तो स्वीकारत असतो पावसाचा मारा
पाठीवर, छातीवर, माथ्यावर.
तो कोसळतो, उठतो, कोसळतो;
रुजून राहतो पडलेल्या खोडासारखा उद्ध्वस्त भूमीत
आतल्या त्वचेच्याही आत एक नाजूक कोंभ घेऊन.

— वसंत आबाजी डहाके

હોળી-ગીત

હવે હુક છોડી ઊતરોજી હેઠા
કે ચોર સહુ 'ખુલ જા સમસમ' કહી ચિતડામાં પેઠા
મહિલાવિભાગનું પાનું ખોલીને, તમે છાપું વાંચો છો બેઠાબેઠા?

સોળ શણગારે, સોળમી તે સાલે?
સરવાળામાં બત્રીસ લખણાઓ રખે ઝાલે!
પછી પિચકારી-કમખાના સીધા વ્યવહાર થશે, ખધરોની આડત નહિ ચાલે

કે હીરાની રજથી રમતા તો નથી દીઠા...
મોટા મોટા શેઠિયાઓ, મુઠ્ઠી ગુલાલ થકી, માણસ જેવા જ લાગે મીઠા
એક તો પતંગિયાંઓ પાક્કાં પિચકકડ, ને પાંદડીએ-પાંદડીએ પીઠાં

ખલ્લડપણાની આજુબાજુમા બેસીને તોતડાઓ કવ્વાલી ગાતા
કેરા ગુલાલ જેમ ચહેરે ચડીને, પછી ચહેરેથી ઊતરી જાતા
તરસ મારી બાધી
ને શિયાવિયા થઈને બેઠી છે જરી આઘી
કોણ સમજાવે એને મરજાદ, કે છાંટવાનાં પાણી નથી રે પિવાનાં!

ઉદયન ઠક્કર

મનમાં સહસ્ત્રદળ જે કમળ ખીલતું સતત
તુજ ચરણે ક્યારના બેઠા છીએ અહીં

ઘૂંટાય એક નામ સ્મૃતિપટ ઉપર અને
ખુદને વિસરતા ક્યારના બેઠા છીએ અહીં

કાબાના બંધ બારણાં ખોલીને જોઇ લે
કે ધ્યાન ધરતા ક્યારના બેઠા છીએ અહીં

કાબાના બંધ બારણાં ખોલીને જોઇ લે
સજદાઓ કરતા ક્યારના બેઠા છીએ અહીં

અંતિમ દિવસના માનમાં તું સૌને માફ કર
રડતા કગરતા ક્યારના બેઠા છીએ અહીં

આદિલ સકલ જહાનને ભૂલી જઇ હવે
એકનામ સ્મરતા ક્યારના બેઠા છીએ અહીં
❑

પટ પર પ્રસરતા ક્યારના બેઠા છીએ અહીં
ને તળિયે ઠરતા ક્યારના બેઠા છીએ અહીં

આ શ્વાસની સુગંધની ઇર્ષ્યા કરે વસંત
અંદર પમરતા ક્યારના બેઠા છીએ અહીં

જે પાપ ના કર્યાં અમે, તે સૌનો હશ્રમાં
એકરાર કરતા ક્યારના બેઠા છીએ અહીં

સન્મુખ છીએ છતાંય પ્રતિબિંબ ના પડે
દર્પણથી ડરતા ક્યારના બેઠા છીએ અહીં

એકેક ઝાંઝવાના કિનારે જીવન રહે
જો તરસે મરતા ક્યારના બેઠા છીએ અહીં

ઠેબે ચડાવે કોક; ઉપેક્ષા કરે કોઇ.
સૌને અખરતા ક્યારના બેઠા છીએ અહીં

કોઈ જુએ નહીં અને સૂંઘેય પણ નહીં
વનમાં નિખરતા ક્યારના બેઠા છીએ અહીં

આવી રહી છે ચારે તરફથી મુસીબતો
સૌથી ઊગરતા ક્યારના બેઠા છીએ અહીં

આદિલ સમયના ઘાવ તો રૂઝાય ના કદી
લોહી નિતરતા ક્યારના બેઠા છીએ અહીં



ક્ષણક્ષણમાં સરતા ક્યારના બેઠા છીએ અહીં
યુગયુગ વિહરતા ક્યારના બેઠા છીએ અહીં

ક્ષણમાત્રમાં જ ખાલી થઈ જાય છે બધું
ખપ્પરને ભરતા ક્યારના બેઠા છીએ અહીં

સૂરજને ઊગવાને ઘણી વાર છે હજી
ઝાકળમાં ઝરતા ક્યારના બેઠા છીએ અહીં

આ મૌન માનસરના અવલ આરપારમાં
મોતીડાં ચરતા ક્યારના બેઠા છીએ અહીં

સુકાતી મોસમોની સતત આવજાવમાં
પર્ણોમાં ખરતા ક્યારના બેઠા છીએ અહીં

વાણીની પેલેપાર ઉદાસીના ઓટલે
જો મૌન ધરતા ક્યારના બેઠા છીએ અહીં

સૂરજના ઊગવાની પ્રતીક્ષામાં એકલા
થરથર થથરતા ક્યારના બેઠા છીએ અહીં

મોતી બન્યા અને કદી પરપોટા પણ બન્યા
ડૂબી ઊભરતા ક્યારના બેઠા છીએ અહીં

આદિલ આ એક બે અને લાખો સ્વરૂપમાં
નિજને જ ફરતા ક્યારના બેઠા છીએ અહીં



ન કોઇ અર્થને તૂંસે કે તાણે
ચઢાવો સર્વ શબ્દોને સરાણે

હજી હમણાં તમારું નામ લીધું
તમે આવ્યા ખરેખર યોગ્ય ટાણે

ગઝલનું અવતરણ આનંદદાયી
હવે કોઇ વગોવે કે વખાણે

કોઈ હાલરડાં ગાતું પારણામાં
ધખાવે છે કોઇ ધૂણી મસાણે

ફરી સ્પર્શી લઉં એ ખોરડું જ્યાં
દીવાલો આંગણું લીંપેલ છાણે

ખબર નહોતી કે વેચાઇ જવાશે
ગયા'તા ગામમાં અમથા હટાણે

નથી ખૂલતી હજીયે આંખ આદિલ
ને મૃત્યુ આવીને ઊભું સિરાણે
□

જીવનભરનો થયો સંબંધ જાણે
જરા અમથી નજીવી ઓળખાણે

મળે ચારેતરફ ભળતાં જ નામો
ને મારું નામ શોધું દાણેદાણે

ઘડીની પણ ખબર ક્યાં છે કોઇને
ને કાલે શું થશે અલ્લાહ જાણે

કરોડો માણસો ચહેરા વગરના
અહીં કોઇ ન જાણે કે પિછાણે

અહીંથી માર્ગ લાંબો ને કઠિન છે
કહો યમરાજને અશ્વો પલાણે

ગઝલ પર દાદ ક્યાં મિલતી નહીં થી
અરે તુમ ભી લગે ગાજે બજાણે

સહજરૂપે જ એ પ્રગટે હમેશાં
લખાતી ક્યાં ગઝલ આદિલ પરાણે
❑

શબ્દના આ હમાલ અંદાજે
બાલની કાઢે ખાલ અંદાજે

આ કઈ જાતની લડાઈ છે
તેગ તૂટે ન ઢાલ અંદાજે

સેકડો લાખો સૂર્યમાળાઓ
આભમાં અંતરાલ અંદાજે

જન્મદિવસ તો યાદ રાખ્યો પણ
બોલ મૃત્યુની સાલ અંદાજે

મત્સ્યકન્યા તણાઈ આવે પણ
નાખ પાણીમાં જાલ અંદાજે

ડોકિયાં કરતું દ્વાર પર ઊભું
મોતની જો મજાલ અંદાજે

સૌને ધારણ કરે અને પોષે
પૃથ્વી કેવી વિશાલ અંદાજે

છે લિબર્ટીના હાથમાં આદિલ
ઓલવાતી મશાલ અંદાજે
❑

રોજની આ ધમાલ અંદાજે
જિંદગી છે બબાલ અંદાજે

છાની છપની છિનાલ અંદાજે
સૌની ટપકાવે લાલ અંદાજે

ફૂલીફાલી રહી ગઝલ મોસમ
કેવો મબલક છે ફાલ અંદાજે

ટ્રેન છુક છુક કરી વધે આગળ
ને હવામાં રૂમાલ અંદાજે

અર્થની માવજત પછી; પહેલાં
શબ્દની દેખભાલ અંદાજે

સૂર્યમાં ક્યારની તપાવું છું
તોય ગળતી ન દાલ અંદાજે

અન્યની વાત છોડ આદિલ; ને
અપની પગડી સંભાલ અંદાજે
❑

જો ક્ષિતિજ લાલ લાલ અંદાજે
સૂર્ય વેરે ગુલાલ અંદાજે

જો વસંતોનો તાલ અંદાજે
હર કળી ખુશખુશાલ અંદાજે

તીર સ્પર્શી ગયું જરા માથે
બચ ગયે બાલ બાલ અંદાજે

મોઢું જોવા મળ્યું ઘણાં વરસે
ઊભરાયું વહાલ અંદાજે

કોઈની પાસે પણ જવાબ નથી
પૂછજો સૌ સવાલ અંદાજે

જ્યાં જુઓ ત્યાં બધું બળે ભડકે
સૌ થયા પાયમાલ અંદાજે

એકેક ક્ષણ છે કીમતી આદિલ
જિંદગી બેમિસાલ અંદાજે
❑

એક નિરુત્તર સવાલ અંદાજે
સાવ ખાલી ખયાલ અંદાજે

શસ્ત્રના સૌ દલાલ અંદાજે
થૈ ગયા માલામાલ અંદાજે

કોક ખૂણે સડી રહ્યું છે કશું
ઝટ કરી દો નિકાલ અંદાજે

કેવો પ્રસરી રહે બહાર અંદર
શ્વાસની જો કમાલ અંદાજે

એક નજર જોઈ લો જરા દીદાર
હાલ પૂછો ન ચાલ અંદાજે

આ સજા છે કયા ગુનાહોની
જીવતા ખેંચો ખાલ અંદાજે

આજની વાત આજ કર આદિલ
કાલનું કામ કાલ અંદાજે
❑

ઝાકળનું મળ્યું જીવન ને સૂર્યમાં ઠરવાનું
કોઈ હવે સમજાવો આદિલને શું કરવાનું

એક પળમાં નિખરવાનું; એક પળમાં વિખરવાનું
આ ફૂલ જે ખીલ્યું તે ખીલીને તો ખરવાનું

સૂરજ તો બધો તડકો ઢોળી દે અહીં સાંજે
ને રોજ સવારે આ કશ્કોલને ભરવાનું

એકલતાની આ કેવી સરહદમાં પ્રવેશું કે
પોતાનાથી વીંટળાઇ પોતાનાથી ડરવાનું

હોડી ન હલેસાં હો શઢ હો ન સુકાની હો
દરિયો ય ન દેખાતો ને પાર ઊતરવાનું

ક્યાં મુજને લઈ ચાલી એકાંતભરી રાતો
યાદ આવે સતત તારી ને ખુદને વીસરવાનું

ક્યારેય ન રોકાતો વેગીલો સમય કિંતુ
એક ક્ષણને ઊભી રાખી ને ઊંડા ઊતરવાનું

પગરવ હો ન પડઘા હો, થડકાર ન ધબકારા
એકલતા લપેટીને અવકાશમાં ફરવાનું

સરખા જ બધા લાગે; ના ભેદ કોઈ જાગે
એહરામ પહેરીને મક્કામાં ઊતરવાનું

બીજું તો કશું આદિલ ક્યાં યાદ હવે અમને
હર શ્વાસના ઊંડાણે એક નામને સ્મરવાનું

❑

રણમાં ફૂલઝાડ જો
આભમાં તિરાડ જો

દૃષ્ટિ પહોંચે ત્યાં સુધી
ઝરણાં જો, પહાડ જો

કોઈ ખટખટાવતું
બારણાં ઉઘાડજો

છે અતિથિ કે પવન
બારણાં ઉઘાડજો

પાણી તરસ્યાને અને
ભૂખ્યાને જમાડજો

શત્રુ સામે જો મળે
તો ગળે લગાડજો

આંખ સામે ઊઘડે
કાબાનાં કમાડ જો

❑

શ્વાન જો; શિયાળ જો
જીભ ઝરતી લાળ જો

ક્યાં સુધી હું સાંભળું
જિંદગીની ગાળ જો

કાચબાની પીઠ પર
-થી હરણી ફાળ જો

એક સિક્કો સૂર્યનો
નભ સુધી ઉછાળજો

માછલી ગળી ગઇ
દરિયા સાથે જાળ જો

દરિયો પણ ઊડી ગયો
સૂર્ય જો; વરાળ જો

વસ્લનું વચન હવે
આપો છો તો પાળજો

વિશ્વમાં પ્રવાસી જેમ
સર્વ દિવસો ગાળજો

છુટ્ટા પડવાની ઘડી
આંસુથી પલાળજો

પગ ન લપસી જાય ક્યાંક
માર્ગમાં છે ઢાળ જો

કાળું કાળું છે કશુંક
જો જરા આ દાળ જો

હો ભલેને અમૃતમ
સાત ગરણે ગાળજો


અંધારભર્યા ખંડે ઝંખું છું ઉદય જેવું
તૂટી પડે દીવાલો ને ઓગળે ભય જેવું

જો મૂળમાં ઊંડાણે કોરી રહ્યું ક્ષય જેવું
ઘેરી રહ્યું પૃથ્વીને જાણે કે વિલય જેવું

તારા અને મારામાં સ્હેજેય નથી દૂરી
આ વચ્ચે નડે છે બસ આભાસી સમય જેવું

આ શહેરના ખંડેરે લપકી રહી જ્વાળાઓ
એને જ ગણી લઈએ ઝળહળતા વિજય જેવું

શીખેલું ભૂલી જાઉં આ મૌનની પગથારે
વાણી મને શિખવાડે હરરોજ વિનય જેવું

શત્રુઓ તો વરસોથી ઘેરીને ઊભા તોય
એક શહેર અડીખમ છે આજેય અજય જેવું

હા ક્યાંક તો મુક્તિના બે શ્વાસ લઈ શકીએ
કે કોઈ તો ખૂણે હો સાચે જ અભય જેવું

પૃથ્વીના બધાયે દુઃખ ધોઈ દે; હા ધોઈ દે
એક વાર ફરીથી તું લૈ આવ પ્રલય જેવું

આ શાંત સરોવરમાં પથ્થર તમે નાખો ને
દેખાય સપાટી પર સ્હેજે ન વલય જેવું

હું આપને પથ્થરની ઉપમાય નહીં આપું
પથ્થરને નથી હોતું ક્યારેય હૃદય જેવું

જીવનની ગઝલ આદિલ બાકી તો બરાબર છે
બેચાર સ્થળે વચ્ચે ખૂટી રહ્યું લય જેવું
❑

વાત જે મૌનમાં ભળી ગૈ છે
તે દીવાલોય સાંભળી ગૈ છે

વાતથી વાત નીકળી ગૈ છે
દુનિયા આખ્ખીયે ખળભળી ગૈ છે

મારા એકાંતની સભા વચ્ચે
તારી યાદો લળી લળી ગૈ છે

એવું શું જોયું ગાઢ અંધારે
વીજળી આભમાં છળી ગૈ છે

ભીનાં પગલાં છે એનાં રેતી પર
રણની વચ્ચેથી વાદળી ગૈ છે

ખોટકાઇ પડયું છે સિગ્નલ તો
પાટેથી ટ્રેન પણ ખળી ગૈ છે

સ્પર્શ એવો અછડતો આછેરો
જાણે રગરગમાં વીજળી ગૈ છે
❑

રાત આકાશને ગળી પણ ગૈ
સૂર્યની આંખ તો ઢળી પણ ગૈ

એક ઇચ્છા હતી ફળી પણ ગૈ
એક મંજિલ હતી મળી પણ ગૈ

એકેક ક્ષણને સાંકળી પણ ગૈ
યાદ એવી હળીમળી પણ ગૈ

જો ગુફાના પ્રવેશદ્વાર સુધી
કેડી પહોંચી અને વળી પણ ગૈ

બસ લિસોટા જ રહી ગયા બાકી
સર્પની સાથે કાંચળી પણ ગૈ

એક તારાના તૂટવા સાથે
કોઈની રાત ઝળહળી પણ ગૈ

સંગેમરમરની પૂતળી આદિલ
સ્પર્શતાવેંત ઓગળી પણ ગૈ

❑

કોઇ અવકાશ વાયુથી ભરે છે
અને વાયુ તો છિદ્રોથી સરે છે

સકળ અવકાશ સૂરજથી ભરેલો
અને સૂરજ તો માટી થૈ ખરે છે

સકળ અવકાશ અક્ષરથી ભરેલો
અને અક્ષર તો ભૂંસાયા કરે છે

સકળ અવકાશ ચક્ષુથી ભરેલો
અને ચક્ષુ તો બિડાયા કરે છે

સકળ અવકાશ વાણીથી ભરેલો
અને વાણી તો પડઘાયા કરે છે

સકળ અવકાશ સપનાંથી ભરેલો
અને સપનાં તો સંતાયા કરે છે

સકળ અવકાશ ખાલી કે ભરેલો
સતત આંખોમાં ડોકાયા કરે છે

❑

નજરમાં એક ખિસકોલી ફરે છે
સકળ અવકાશને અમથી ભરે છે

અટૂલી છાજલી ધૂળે ભરેલી
ને ચકલી ત્યાં હવે આળો કરે છે

સ્મૃતિ છે શેષ વીતેલી પળોની
કબૂતર ક્યાં હવે નજરે ચડે છે

દિશાઓ ઊંઘથી જાગી ગઈ ને
હજી પણ કૂકડો ઘોર્યા કરે છે

સકલ સૂનકાર ખાલી ઓરડામાં
અને બે કીડીઓ વાતો કરે છે

દીવાલો પાંસળીઓમાં અટકતી
લટકતી આંગળી ઝૂલ્યા કરે છે

પ્રલયની ક્ષણ ફરી આવે ન આવે
સમયની શ્રૃંખલાઓ ખણખણે છે
□

શેરીમાં આંગણમાં ઘરમાં કોણ છે
હું નથી તો 'હું' વગરમાં કોણ છે

કોના માટે છે આ તડકો છાંયડો
સૂર્યની સાથે સફરમાં કોણ છે

આંખમાં બ્રહ્માંડ તો વસતું નથી
તો પછી ખાલી નજરમાં કોણ છે

કોણ છલકે છે વસંતે રંગ થૈ
પર્ણ પીળી પાનખરમાં કોણ છે

નામ દૈને રોજ બોલાવે મને
મારી આ ખાલી કબરમાં કોણ છે
□

બળ્યું ઝળ્યું શબ્દોનું રણ... ને ગઝલ
રળ્યું ખળ્યું કો અર્થહરણ... ને ગઝલ

કપાયલા વાણીના હોઠે થરકે
ઉદ્‌ગારો વચ્ચેની ક્ષણ... ને ગઝલ

ધૂળ ધૂંધળી ઊડે ચારે બાજુ
ધુમ્મસિયા શબ્દોનું ઘણ... ને ગઝલ

ફરરરર પાંખો; ખાલી અમથી પાંખો
સનનન વીંઝાતી ગોફણ.... ને ગઝલ

બારી બારણા બંધ ને ભીંતો ચૂપ.....
ઊંડી ઘેરી ગૂંગળામણ... ને ગઝલ

ઘૂંટાતું શબ્દોનું કાળું મૌન
મૌન તિમિરની અકળામણ... ને ગઝલ
❑

નગર આખું જાગ્યા કર્યું રાતભર
કશુંક એવું કામણ હતું રાતમાં

સમંદર ઊછળતો રહ્યો રાતભર
કશુંક એવું કામણ હતું રાતમાં

અગાસીમાં છાયાઓ ફરતી રહી
કશુંક એવું કામણ હતું રાતમાં

પદાર્થોમાં ચૈતન્ય છલકાયા કર્યું
કશુંક એવું કામણ હતું રાતમાં

ઘટાથી ટહુકા વરસતા રહ્યા
કશુંક એવું કામણ હતું રાતમાં

સકળ મૌનનો સ્પર્શ ખીલી ઊઠયો
કશુંક એવું કામણ હતું રાતમાં

તિમિર તેજના અંતરો ઓગળ્યાં
કશુંક એવું કામણ હતું રાતમાં

ચળકતાં રહ્યાં વૃક્ષનાં પાન સૌ
કશુંક એવું કામણ હતું રાતમાં

ગઝલ પણ અધૂરી જ મૂકવી પડી
કશુંક એવું કામણ હતું રાતમાં
❑

ચાલવાની ક્શે જગા ન રહે
શ્વાસ લેવાનીય હવા ન રહે

ન રહે કાળનું કોઇ બંધન
ને સમયની સભાનતા ન રહે

કોઇ ઘટના બને ન જીવનમાં
ચન્દ્ર સૂરજ કે તારલા ન રહે

પગ તળે ના રહે પછી ધરતી
આભ પણ માથું ઢાંકવા ન રહે

પૃથ્વી ઉપર ફરી વળે પાણી
ચાલવાની કોઈ જગા ન રહે
☐

...અને હવામાં હાથ ઊગ્યા
....અને દીવાલે પડછાયા

...અને નગરમાં કોલાહલ
...અને મકાનોમાં પડઘા

...અને મશાલો લહેરાઇ
...અને ઓગળ્યાં અંધારાં

...અને ઉદાસી ચહેરા પર
..અને હતાશા આંખોમાં

..અને સળગતાં સપનાંઓ
..અને શબ્દ સૌ તણખાતા

..અને મુઠ્ઠીઓ ભીંચાતી
..અને માણસો રોષાતા
☐

ખાટાં મીઠાં ખરબચડાં
રસ્તાઓ સાથે પગલાં

પગલે પગલે પાવાગઢ
ગઢે ફરકતી શ્વેત ધજા

ધજા ગગન થૈ લહેરાતી
દૂર દૂર પક્ષી ઊડતાં

ઊડતાં ઊડતાં મોક્ષ મળે
પહાડ સાથે અથડાતાં

ભાષાની અથડામણમાં
શબ્દો રાતા ખરડાતા

ખરડો લખવો લોહીથી
વાર ન લાગે વંચાતા

વાંચો આંખો બંધ કરી
વાંચો અક્ષર વાયુના

વાયુ વાદળ વડવાગોળ
સ્પર્શ કર્યો કે ખરી પડ્યાં

ખર્યાં ખાખરા ખાર ખડક
ખડક દેડકા થૈ કૂદયા

વચ્ચેનો દરિયો ભૂલી
કૂદકો સીધો લંકામાં

સીધી સાંકળ સોનાની
થરથર થરકે એકલતા

એકલ દોકલ અલગારી
અલગ અલગ આડાઅવળા

આડાઅવળા અંધારે
માથા છાયા પડછાયા
□

કવિતા

અંધકારના દરવાજા
હડસેલ્યા કે ખૂલી ગયા

આજુબાજુ મહેક ઊડી
ખૂલ્યા ઓરડા ખુશ્બૂના

ખુશ્બૂનો સૂરજ સળગ્યો
ઝગમગ ઝગમગ દશ્ય
બધાં

દશ્યે દશ્યે નોખા રંગ
એકબીજામાં ઓગળતા

ઓગળતા આકારોમાં
ચહેરા કે ઝાંખા પાંખા

ઝાંખું પોત પ્રતીક્ષાનું
થીગડ થાગડ લહેરાતાં

લહેરાતું વન આંખોનું
આંખે આંખે અંધારાં

બળતા આસોપાલવનાં
તોરણ કે લીલાં સૂકાં

લીલા હોઠ ને સૂકા હોઠ
હોઠ ફફડતા બસ અમથા

અમથા અમથા અંધારાં
તડકા પણ અમથા અમથા

તડકાની નારંગીમાં
તળાવ કે ખાટાં મીઠાં



બારીમાં આ નગર હવે ડોકાય પણ નહીં
કાલે સવારે દશ્ય આ દેખાય પણ નહીં

જંગલ જે વિસ્તર્યું છે પરિચિત અવાજનું
ખાલી શરીરમાં હવે પડઘાય પણ નહીં

લોહીના રણમાં ક્યાંથી મળે માર્ગ કે દિશા
મારા જ ઘરમાં મારાથી રહેવાય પણ નહીં

ચહેરો જ ક્યાં રહ્યો છે હવે અંધકારમાં
દર્પણમાં મીટ માંડીને જોવાય પણ નહીં

પાછું વળીને જોવાની હિંમત નથી રહી
ડર છે કે ત્યાં હવે કશું દેખાય પણ નહીં



નદીઓ છે ને રસ્તા છે
આડાઅવળા લીટા છે

નક્ષત્રો છે; તારા છે
ખાલી અમથાં મીંડાં છે

એકબીજાને મળતા છે
ખાલી નોખા ચહેરા છે

વાંકીચૂંકી ગલીઓમાં
સીધા સીધા તડકા છે

લાંબી લાંબી લાંબી ઊંઘ
લાંબાં લાંબાં સપનાં છે

સુક્કી સુક્કી રેતીમાં
ભીનાં ભીનાં પગલાં છે

સાર વગરના શબ્દો ને
ભાર વગરની ભાષા છે

લીલો પીળો ભૂરો લાલ
એકબીજાથી જુદા છે.

સૌથી સાચો ધોળો રંગ
કાળી એની છાયા - છે

અંદર બહાર નથી કોઈ
ને દરવાજા ખુલ્લા છે



એ ચહેરો એ કાયા ફરે છે નજરમાં
અને કલ્પના પાંગરે છે નજરમાં

લચકતું એ યૌવન છલકતું એ જોબન
સતત ઊડે ઊડે ઠરે છે નજરમાં

સલામત રહે તારી આંખોનું કામણ
હજી વીજળી થરથરે છે નજરમાં

ટહુકે છે કમખેભર્યા મોર દિલમાં
ને ઊડીને રંગો ભરે છે નજરમાં

સતત રૂબરૂ એને ઝંખે છે હૈયું
જે સપનું બનીને સરે છે નજરમાં



સૂરજ થૈ શકવાની ઊજળી ક્ષણની વચ્ચે
ઝાકળ ઝાકળ ઝાકળ જેવું રણની વચ્ચે

ઢળતી સાંજનું વાછરડું ખોવાયું જાણે
એમ બહાવરી ગાય ભાંભરે ધણની વચ્ચે

હાથ હવામાં ઊંચકાય ને હેઠા પડતા
ખાલીપો ખખડે ખાલી વાસણની વચ્ચે

પલકારામાં ઊડતું પક્ષી હેઠું આવ્યું
પથ્થર ત્યાંનો ત્યાં જ હજી ગોફણની વચ્ચે

ગોળગોળ ચકરાતું સઘળું ચારેબાજુ
ખીલી થૈ ખોડાઇ ગયો કારણની વચ્ચે

દોરીના બે છેડાઓને ગાંઠ લગાવી
પા પા પગલી ભરતો હું ઘડપણની વચ્ચે

વિસ્મયનો વિસ્તાર સતત ફેલાતો એવો
જાણે આખી દુનિયા હો બે ક્ષણની વચ્ચે

❑

પત્થર ફૂલ નદી વાદળ
એક સદી ને અર્ધી પળ

તડકા વચ્ચે અન્ધારું
પોચું ભીનું ઘટ્ટ કોમળ

આંખ વગરના સપનામાં
ઉન્નત આધું દળ વાદળ

પીળચટ્ટા પાસા પોબાર
હાથમાં આવી છટક્યું છળ

આજુબાજુ વાત ઊડી
આગળ પણ ને પણ પાછળ

ઠંડી રાત શિયાળાની
બાવો બોલે બળ બાવળ

ઊંટ અગાસીમાં અટકે
દાવે દાવે દાવાનળ

શું સરખામણી કરવી કે
શબ્દો સૌ સરખા પોકળ

દિલ આદિલ અમથું ઊછળે
વ્યાકુળ છે કે છે વ્યાકુળ

❑

ગર્વ ગૌરવ ગુમાન છોડી દે
તારા હોવાનું ભાન છોડી દે

ક્યાં કહું છું સ્વમાન છોડી દે
પણ અહંકારભાન છોડી દે

માન મોભો ને સ્થાન છોડી દે
દિલનું ફહેવાનું માન છોડી દે

ધરતી ને આસ્માન છોડી દે
આ જગત છે સ્મશાન છોડી દે

તીર સાથે કમાન છોડી દે
તેં જે તાકયાં નિશાન છોડી દે

દેહ સાથે જહાન છોડી દે
જીર્ણ જૂનાં મકાન છોડી દે

સર્વ વિધિ વિધાન છોડી દે
કર્મથી સાવધાન છોડી દે

કેમ રાખે છે બાન છોડી દે
આખ્ખી દુનિયાના જાન છોડી દે

છુટ્ટી છોડી દે તારી નૌકાને
શઢ હલેસાં સુકાન છોડી દે

તારો બેડો જરૂર પાર થશે
શઢ હલેસાં સુકાન છોડી દે

સાત આકાશ રહી ગયાં પાછળ
બસ હવે તો ઉડાન છોડી દે

મૌન મંજિલ પહોંચતાં પહેલાં
શબ્દ સૌ દરમિયાન છોડી દે

જિંદગીનો કોઇ ઇલાજ નથી
કે દવા ને નિદાન છોડી દે

યાદ જે કાંઈ છે તે ભૂલી જા
જે મળ્યું છે તે જ્ઞાન છોડી દે

જે ફસલ પણ હજી નથી ઊગી
લે ન એનું લગાન છોડી દે

ક્યાં સુધી વેચવી દવાએ દિલ
ઊઠ ઊભો થા દુકાન છોડી દે

બકરું સમજીને ઊંચક્યું છે જે
તે ખરેખર છે શ્વાન છોડી દે

હું મહાપાપી છું કબૂલ મને
તું બડો મહેરબાન છોડી દે

તુચ્છ છે સર્વ તારી સામે તો
તું છે સૌથી મહાન છોડી દે

સંગ સ્વીકારી લે ફકીરોનો
સર્વ વૈભવ ને શાન છોડી દે

લે કરી લે તવાફ* કાબાના
એની શેરીનું ધ્યાન છોડી દે

મેં સિગારેટ ક્યારની છોડી
તું તમાકુનું પાન છોડી દે

છેડ આનંદની ગઝલ આદિલ
દર્દની દાસ્તાન છોડી દે

* તવાફ = પ્રદક્ષિણા



## ઉદયન ઠક્કર

પર્વતના પાય સુધી આવ્યા તો ચાલ, જરા બરફો પંપાળતાંને જઈએ

તડકાનો પાક સોળ આની આવ્યાની દેવચકલીએ આપી વધામણી
લણવાને ચૌદ લોક એકઠું થિયું ને પછી લ્હેરખીએ લેવડાવી લાવણી
લંબાવી હાથ કહે વનરાજિ, ઠીક બાઈ, સ્હેજસાજ ચાળતાંને જઈએ

વાદળના માથા પર આવ્યો છે દાવ અને ઝરણાંઓ સંતાવા દોડે
સરવર તો પહેલેથી કાચ્ચો પાપડ, પણે બેસીને મોઢું મચકોડે
ટગલી તે ડાળખીએ પડછાયો ટિંગાડી, જીવને પખાળતાંને જઈએ

કોઈ કોઈ પંદર બાય દસના વાતાનુકૂલ ચોસલામાં બેસીને રાજી
આપણે તો સહરાથી સપ્તર્ષિ હલ્લેસે હલ્લેસે હાલનારા હાજી!
સીધા તે મારગ પર સીધું સુકાન, ને વળાંકો પર વાળતાંને જઈએ
❑

ઉદ્‌ગારથી અસર સુધીના વિસ્તરણ વિના
કેવી રીતે ગઝલ કહું, વાતાવરણ વિના?

ખાટો ન કર તું જીવને ચપટીક વાત પર
જામી શકે ન મિત્રતા એ મેળવણ વિના

કેવાં રૂપાળાં જિંદગીનાં આભરણ હતાં!
કેવી રૂપાળી જિંદગી છે આભરણ વિના!

નજરો ચુકાવી બાળકી આ જાય, ઓલી જાય...
નાચી રહી છે ઝાંઝરી જાણે ચરણ વિના

કોઠા ને વ્યૂહ ભેદતા આગળ વધી ગયા
પાછા મુકામે આવવાની ગોઠવણ વિના

રફતાર એવી તેજ છે તારા શહેરની
ચાલી પડ્યાં છે ગીત સૌ, સાબૂત ચરણ વિના

ચિહ્નો કોઈ વિરામનાં એમાં મળ્યાં નહીં
કોણે લખી છે જિંદગીને વ્યાકરણ વિના?
❑

કાપવું હો લાંબું અંતર તો સ્વરોને,
દશ્ય કરતાં, એટલું મોડું થશે
છો ગઝલ આંખે ચડી ગઈ,
આંસુઓને કાને પડતાં એટલું મોડું થશે

પાંખડીઓને વકાસી, સૂર્યની સામે
કમળ જોયા કરે છે ક્યારનું
ફેરવી લે મોં તિમિરથી, એને
અજવાળું સમજતાં એટલું મોડું થશે

આ હજી હમણાં જ કોળેલી કળી,
જેની ફિકરમાં રાત પણ રોઈ પડી

બોજ ઝાકળનો ઉપાડી, પાંખડીઓને
ઊઘડતાં એટલું મોડું થશે

સૂર્યના અશ્વોએ, લીલા ઘાસ ઉપર,
તીતીઘોડા ઝૂલતા જોઈ લીધા
અશ્વશાળાએથી નીકળી, એ જ
પાછું કામે ચડતાં, એટલું મોડું થશે
❑

## પાનેતર શી છોકરી

પાનેતર શી છોકરી, જો ફરફરતી જાય
મીટ પડે તો માટીડો મીંઢળવંતો થાય

ઝુલ્ફો ઉપર ઝૂલીએ હું, પેલો ને આપ
તેલ ધરું હનુમાનને: થાય હસ્તમેળાપ

લઈ શકોરાં આંખનાં યુવકો ઘાંઘા થાય
શેડકઢું સ્મિત આણી ગમ થોડું તો ઢોળાય

પદ્મ વિશે ભ્રમરાવલી કદી અંદર કદી બ્હાર
સ્તનદ્વય પર ફરતો રહે એવો નીલમહાર

અગ્નિશિખા કે આંખડી? કાજળની કિનાર
કાળી થઈ ગઈ તાપથી યજ્ઞકુંડની ધાર

મીઠા જળની માછલી ને પાછી આઝાદ
તરફડવું શી ચીજ છે? આંસુનો શો સ્વાદ?

પાણી પીતાં લ્હેરથી ફરતી ઘાટેઘાટ
તરલકાય, વિદ્યુતગતિ, પડતા માછી ચાટ

આવ્યો એક જુવાનડો, ભાથામાં બે તીર:
શરીરમાંનો આતમો, બીજું સ્વયમ્ શરીર

ભવ્ય ભ્રૂકુટી તાણીને કીધુ છે સંધાન:
હતું કુંવારું બાણ: થવા કાળ તે થઇ ગયું

કર્યો મત્સ્યનો વેધ ને થયો હસ્તમેળાપ
ઝૂલા ખાતા રહી ગયા હું, પેલો ને આપ
□

**પ્રણયસૌંદર્ય વિષે દુહા**

ધુમ્મસઢાંક્યા પૃષ્ઠથી, ઝાકળભીને હાથ
ગોખે ગભરુ બાલિકા સુંદરતાના પાઠ

તાજમહાલોની બુલંદ છોને પ્રેમસગાઈ
અનારકલીએ વાપરી કેટલી એફ.એસ.આઈ.?

જોયાં છે તમને કશે એ સાચું કે ભૂલ?
ચાખ્યું મધને હોય તો પરિચિત લાગે ફૂલ

મુગ્ધમના, નવયૌવના, વળી નવો પોશાક
બારી પણ અળવીતરી, સરખે સરખો વાંક

શેરવાણીમાં ખોસીને મંડપ ચડશે વીર
તે પહેલાં પાડી લઉં ખુશબોની તસવીર

ફૂવાથાળે ટહેલવું છોડી દોને, છેલ
સૈયર બદલાવી જશે મારી સાથે હેલ

બીજું, સાજણ, શું લખું? લખું એક ફરિયાદ
ક્યારે આવી હેડકી? તેય ન આવે યાદ...
□

## થોર વિષે ત્રિપદી

કેમ કુદરત એકલો મૂકી ગઇ?
ધીરે ધીરે થોર અતડો થઇ ગયો
- પાણીનો વિવેક પણ ચૂકી ગઇ?

વાયરામાં ડોલવા જેવું નથી
લીલી-પીળી જીભ રાખી શું કરે?
રણ વિષે કંઇ બોલવા જેવું નથી

સીમવાટે, થોરને બરછટ ખભે
રાતી કૂંપળ ઊંઘરેટી જોઇ લો
બહારવટિયાની આ બેટી જોઇ લો

લાલ છાંટાઓભર્યો બરડો થયો
શૂળ ઉગામીને જે ઊભો હતો
સૌપ્રથમ એને જ ઉઝરડો થયો

પાંદડાં એવી સભામાં ખીલતાં
જ્યાં રસિક શ્રોતાઓની તાલી મળે
મંચ રેગિસ્તાનનો ખાલી મળે

ક્યારીઓમાં થોર વિકસતા નથી
સાંભળી રણભેરીઓને જે હસે
ટુચકાઓ સાંભળી હસતાં નથી

ક્યાંથી કોઇ રસ કે કસ આપી શકે?
પોતે પણ થઇ ના શક્યો બે પાંદડે
વારસારૂપે તરસ આપી શકે



## પ્રેમ વિષે ત્રિપદી

તારી નજરે પ્રેમ વાહિયાત છે?
આંખમાં આંખો પરોવી જોઇ લે
બે અને બે ચાર જેવી વાત છે

પ્રેયસી મળવાનો ક્યારે યોગ છે?
હાથ લંબાવીને હું પાસે ખસ્યો
જોઈને જોશીડો ફૂ...ફૂ...ફૂ... હસ્યો

રાતની બદલીમાં તમરાં બોલશે
પત્ર આવ્યો, એ નહીં આવી શક્યાં
ફૂલની બદલીમાં ભમરા બોલશે

મ્હેક સરનામું કદી હોતી હશે?
એક ફૂલને પામવા મધુમક્ષિકા
કેટલાં ફૂલોનાં મોં જોતી હશે?

ધ્રૂજતા હાથે જ્યાં ઊકેલી ઘડી
પત્ર પુરાણો: કરચલીઓ પડી
...એમનો ચહેરો ઉકેલાશે ખરો?



## ફૂલ-પંખીઓ વિષે ત્રિપદી

એક દૈયડ જાય બારી પાસથી
મેં સિસોટી મારી, એ ટહુકી પડ્યું
હસ્તધૂનન થઈ ગયું આકાશથી

રંગ-ટહુકાથી ભરી દેતો ગગન
મારો મનગમતો, મુલાયમ મોરલો
હું જ અણસમજુ, કે માગું ઉડ્ડયન

સ્હેજ રસ લઈને જે ચાલી જાય છે
આવતું ઊડતી મુલાકાતે ફક્ત
ફૂલ તેની સાથ કાંઈ જાય છે?

રંગની સંગે ખૂલે સુગંધ પણ
તહેલકો એવો મચે ઉદ્યાનમાં
બે કટારી કેમ રહેશે મ્યાનમાં?

ફાગ-ફોરમ, બે થયા અંકો રજૂ
ધૂળિયા પરદાને ઊંચકો, તો કહું-
મૂળની વાતો રહી બાકી હજુ



## ત્રિપદી

ટેકરીઓ હોય સજ્જડબમ અને
ચોરના સરદાર જેવું ટીપું આ
બોલી નાખે, "ખુલ જા સનસમ", અને...

ચસચસાવી ચુસકી ચાની લીધી
કીટલીમાંથી કરિશ્માઓ થયા
વાત અલ્લાદ્દીનની માની લીધી

એવી તો યુક્તિ બહુ મુશ્કેલ છે
ચાલતી અંદર અદાલત, બહાર પણ
બેવડી મુક્તિ બહુ મુશ્કેલ છે

મ્યુઝિયમમાં જોડજોડે જોઇ લો
બારની બાજુમાં સત્તરમી સદી
આપ પણ ઉમેરો પોતાની વદી

જોઇને તાજું કરેલું બાંધકામ
બાલુડા મજદૂરને આ શું સૂઝયું?
પાડતો ચાલ્યો એ ટેકાઓ તમામ

ચાંપ દાબી તો કંઇ ભળતું થયું
આ તરફ બત્તી બુઝાઇ, તે તરફ
આખુંયે આકાશ ઝળહળતું થયું

**કચ્છપાવતાર**
લાંબી આવરદા ને જાડી ચામડી
લાડવાની લાલચે રહેતા પડી
તીરથોના ઘાટઘાટે... કોણ તે?



## ગઝલ

નકામું કામઠામાં ના ઉમેર, નહિ મૂકું
નિશાન બાર હો, તો તીર તેર નહિ મૂકું

અહીં તો સૂંડલાના તોલ-માપ ચાલે છે
તમારા જાર-બાજરે ઝવેર નહિ મૂકું

કરી લો ભાવ-ખાતરી, વજન ચકાસી લો
કદીશ શેર તો કદી અચ્છેર નહિ મૂકું

કબૂલ કાળા પાણી કાગળોની કોરાશે
કલમથી કેવી નીકળી નહેર! નહિ મૂકું

શ્રીયુત તંત્રી મહોદય, સખેદ સાંભળજો
તમારી પાંજરાપોળે આ 'શેર' નહિ મૂકું
❑

## ફોન-ગઝલ

હોઠોને બીજું કામ શું? કામે લગાડજો
ચાલાક ટેરવાં! તમે ચક્કર ચલાવજો

ખુશબોને સાંભળ્યા કરું કે આપનો અવાજ
અત્તરના પૂમડાની અવેજીમાં આપજો

વાગી ઊઠે જો ઘંટડી સાંજે ત્રૂટક ત્રૂટક
એ બંધ થાય એની પહેલાં ઉપાડજો

આપ્યો મને એ ઠીક છે, ચાલો, ઘણું થયું
બીજા કોઈને નંબર, ખબરદાર, આપજો

રણકીને એક વારમાં જે શાંત થઈ ગયો
એ ફોન એમનો હતો, મનને મનાવજો

મારો તો એ સ્વભાવ છે, બોલ્યા કરું છું હું
બોલ્યાં એ માત્ર આટલું, ચાલો તો, આવજો
❑

સારથિ છે, ગેરહાજર પણ રહે, તેથી ડચકાર્યા વિના કૈં ચાલશે?
આપણે પોતે જ અહ્રે દ્વારકા, અશ્વને હાંકયા વિના કૈં ચાલશે?

વિશ્વનો વીંટો ઉકેલીને કહે સૂર્ય, "વાંચી લીધું, હાઉં? કર સહી!"
જોયું મેં તો આડુંઅવળું, આમતેમ, અંગૂઠો માર્યા વિના કૈં ચાલશે?

બત્રીસે લક્ષણ ગયાં મોંનાં, છતાં, સ્વાદ પેલો રહી ગયો છે દાઢમાં
છો જમાને ચોકઠું ખાટું કર્યું, આમલી તોડ્યા વિના કૈં ચાલશે?

એક કરતાં એક ઘરવખરી બધી બ્હાર, પાંચે દ્વારથી, મૂકવી પડી
લાગતી છત સાવ કાબરચીતરી, ઘોળવી નાખ્યા વિના કૈં ચાલશે?
□

ધોળે દહાડે પ્રેમ? મોડું થાય છે
રેડિયમ કૈં સૂર્ય થોડું થાય છે?

થાય સીધાં કામ આ વરસાદમાં?
કે કિરણ પાણીમાં ખોડું થાય છે

મેઘની પાછળ ને પાછળ કુંજડી
ને મને પણ દોડુંદોડું થાય છે

આપના કહેવાથી આ રોકી ગઝલ
ફેફસાંમાં વાવાઝોડું થાય છે
□

## આઠ બાળવાર્તાઓ

(ગઝલ)

(૧)
અંતરાત્મા એક માણસમાં રહે સામટા દસ-બાર જેવી વાત છે
રીંગણાં માગ્યાં દલા તરવાડીએ બે અને બેચાર જેવી વાત છે

(૨)
રાજહંસો સાથ ઊડતા કાચબાના પ્રથમ ઉચ્ચાર જેવી વાત છે
બોલનારા ભોંયભેગા થાય છે, કોઈ સાક્ષાત્કાર જેવી વાત છે

(૩)

શ્વાન સમજી બ્રાહ્મણે મૂકી દીધી, ત્યારે બકરીએ કહ્યું આભારમાં,
'એકથી બચીએ તો તોળાતી બીજી, ભાગ્યમાં તલવાર જેવી વાત છે'

(૪)

દ્રાક્ષને પોતે લચી પાડ્યું હતું, એટલામાં લોમડી ચાલી ગઈ
દ્રાક્ષ ખાટી નીકળી કે લોમડી? જે ગમે તે ધાર જેવી વાત છે

(૫)

શેરડીનાં ખેતરો ચારેતરફ ને તમે કહો છો કે કહું ના હરફ?
લાખ છાવરવા છતાં છટકી પડે, ગીતના ઉદ્‌ગાર જેવી વાત છે

(૬)

કોણ બેસી જાય કે ઊભું રહે? ગામ આખું બાપ-બેટાને કહે
લાતના ભૂતોને માથા પર લીધાં, ડૂબી ગઈ સરકાર જેવી વાત છે

(૭)

આ રીતે સોનાનું ઈંડું પૂર્વમાં રોજ ઊઠી કોણ મૂકી જાય છે?
લોભિયાના હાથમાં પૃથ્વી પડી, ચાકુઓની ધાર જેવી વાત છે

(૮)

માની લીધું કે તમે હરીફાઈમાં કૂદકે ને ભૂસકે આગળ ગયા
કાચબાની ચાલે પૂંઠે આવતી પળના પદસંચાર જેવી વાત છે

□

## દુહા

માટીની કાયા મહીં મુકાઈ એવી ચીજ
કૂંડી આમે સાંકડી ને વડલાનું બીજ

નજરે વહેલાં ના ચડે, પવન, પાણી ને પ્રેમ
જોઈ શકો તો પૂછજો, ચોખ્ખાં છે કે કેમ?

કદી કદી રિસામણાં, કદી કદી મેળાપ
બચપણના બે ગોઠિયા, અજવાળું ને આપ

નખ-શિખ સાચાનો અરથ કોઈ પશુને પૂછ
જીભે કહેલી વાતને દોહરાવે છે પૂંછ

ઉત્તર બાજુ તાળવું, ને દખણાદે હોઠ
પરદેશી, તારું વતન એની વચ્ચે ગોત

જળ પર વહેતાં જોઈ લો, વનસ્પતિનાં મૂળ
મુંબઈકર ઠક્કર મ્હણે ઈથેચ માઝે કુળ
❑

## કુદરત વિષે દુહા

તંબાકૂના મોલને કિરણ જરા અડી જાય
ગોટા ધુમ્મસના ઊડે, ખેતર ખાંસી ખાય

ટપ, ટપ થાતું બારણે, "હજી કેટલી વાર?"
અંદરથી બિયું કહે, "બંદા તો તૈયાર!"

લાલ લસરકો માટીનો, પીળો પચરક તાપ
એમાં વરસે વાદળી, ઓચ્છવ આપોઆપ

તમરાંની કરવત ફરે, ના સાંધો ના રેણ
થયાં રાતનાં ફાડચાં મારે પહેલે વેણ

જેવી જેની પાત્રતા, તેવું તેનું મૂલ
મનુભાઈને નખ ઊગે, વનરાઈને ફૂલ

પહેલાં તો જોતી રહી ઝરણાને ચૂપચાપ
સોડાવોટરબાટલી ફૂટી આપોઆપ

જતાં સિતારાલોકમાં વચ્ચે આવ્યાં ફૂલ
પતંગિયાની થઈ ગઈ કેવી સુંદર ભૂલ!
❑

## સોરઠા

(મધ્યમેલ)

જોગી બેઠો આસને જાગૃત કરવા પ્રાણ
એમાં થઈ મોકાણઃ ઊલટાનો પગ સૂઈ ગયો

છેટો તું બે વેંતથી, જોવા ભાવિ સાચ
જોશી, હાથ ન વાંચ, વાંચ અમારું બાવડું

ડહોળાયેલા પાણીએ ફરે ફટકડી જેમ
નજર પરોવે એમ બેટી મારી નજરમાં

ઝિલાયાં તસવીરમાં રંગ-રૂપ આબાદ!
તોય એક ફરિયાદ: ખુશબો કા ક્યા કીજિયે?

અંધારે ફંફોસતાં ઉષ્ણ કોઈ કટિ-બંધ
ઘેરી વળતી ગંધ વણજોયેલા ફૂલની

કાળી, મીઠી ને કડક: કૉફી છે કે આંખ?
છાંટો એમાં નાખ શેડકઢા કો સ્વપ્નનો

□

**જોડણીના નિયમો**

'ક' કથાનો શૈલીના 'શ'ની સમીપે જાય છે
ધીરે ધીરે અક્ષરોની ઓળખાણો થાય છે

'ફૂલ' લાંબું હોય કંઈ? 'સુગંધ' લાંબી હોય છે
વાપરાએ વંડી ને વાડો છલાંગી હોય છે

રૂપ પાસે અલ્પ શો વિરામ લેતો જાઉં છું
સુલટાવીને લખું છું અવતરણ કહેવાઉં છું

તેં મૂકેલો મુલ્ક ના કોઈએ અજવાળ્યો, પ્રિયે
ચંદ્રમાને કાંધ આપી સૂ'ર્ય' પણ ચાલ્યો, પ્રિયે

માગી બેઠો હું અઢી અક્ષરની વસ્તુ, આખરે
એ વ્યથા સમજ્યા અને બોલ્યા 'તથાસ્તુ', આખરે

શ્વાસ તો દુઃખનો ને સુખનો એકસરખો હોય છે
બે લઘુ માત્રાની વચ્ચે, જોકે, થડકો હોય છે
□

## અય ચંચલનયને

નિશ્વાસથી બંધાતાં હોતે જો વાદળાં
તો હુંય જરૂર લખતે પ્રેમકાવ્યો.
પણ અય ચંચલનયને, તારી સાથેના પ્રસંગોથી
આયુષ્ય તો ઠીક, ૨૨ મિનિટનો એક એપિસોડ પણ ન બને.
તું વિદ્યુતઝડપે આવી, ને પાવરફેલ્યરની જેમ ગઈ.

હે પાવરફેલ્યર, ક્યાં છો તું?
તારા નંદનવને હવે તો સફેદ ફૂલોની સિઝન બેઠી હશે.
તોય તને જોવી છે એકવાર
એકવાર એ ચહેરો
જે સોસાયટીનો લિફ્ટમેન, સાલો, રોજ જોતો હશે
પારુ, તારી પાનીને પસવારવા સારુ
શું સેંડલ જ વેચવા પડશે મારે
નેવ્યાશી રૂપિયા, નવાણુ પૈસે?
ક્યાં છો તું?
હજી આ રગેરગમાં રમરમે છે લોહી, એ વન ગ્રેડનું
રખેને જરૂર પડે, પ્રસૂતિબસૂતિ ટાણે, તો માગીબાગી લેજે.
(રીસીવ બ્લડ ઍન્ડ સેવ અ લાઇફ.)
ફંગોળાતી હશે તું સવારે ૧૧થી રાત્રે ૧૧
ક્યારેક મેટિની શો, ક્યારેક મેટર્નિટી શો
ઓલી ટિકિટબારી પર બેઠેલો ગમે તે અમર અકબર ઍન્થની
કરી શકતો હોય તારી હથેળી સાથે લેવડદેવડ
તો હું કેમ નહિ, પારો?
અય પતિઓ, પૂંજીના, સિંહાસન ખાલી કરો, અબ જનતા આઈ હૈ.
તારી કમર ફરતે વીંટળાતો જતો જોઈ શકું છું
કુટુંબજીવનનો પહોળો સંતોષ
સ્તનગોપુરમ્ અભડાતાં, ઢળી પડતાં જોઈ શકું છું
આગળ વધતાં વર્ષોની મ્લેચ્છસેના સામે
છતાં
તને જોવી છે એકવાર

નખ કૈડતો કૈડતો
બેઠો છું, વેલ સેટલ્ડ, ચંગે હાલ

સત્તા શ્રી અકાલ.
બાકી કદી પીએ તું, અને
કાંકરી ખૂંચે મને
લે, એવું કંઇ બને?
❑

## કવિની સ્વગતોક્તિ

પેટમાં ફાળ પેઠે
પડી ઘરમાં તિરાડો
દીવાલે નીકળી આવી મંકોડાની હાર
"મકાન, મકાન, તને ખાઉં!"

મકાનમાલિકે તેડાવ્યા લંબચંચુ ઇજનેરોને.
ઇજનેરો તો મંકોડાને જોતાં જાય ને ચાંચમાં મલકાતા જાય.
"મંકોડા, મંકોડા, તને ખાઉં!"
કરતા જાય વિહંગાવલોકન
ને ચડાવતા જાય મકાનને ચકરાવે.

ત્યાં તો એક ઇજનેરે ફાડી ચબરખી
લખ્યું કશુંક
ચોંટાડી દીધી તિરાડની વચ્ચોવચ.
"અરે, આનાથી દીવાલો પડતી અટકી જશે?"
એક-બે રહેવાસી પૂછી બેઠા.

તેમને કેમ સમજાવું
હું તો કેવળ કાપલી છું કાગળની
થોડાક શબ્દ અને કાગળથી
કઇ તિરાડ સાંધી શકાઇ છે?

મારી ઉપર લખ્યું છે,
'૬ ડિસેમ્બર, ૧૯૯૨.'
હવે આવશે તેઓ
મહિને, ત્રણ મહિને
વાંચશે તિરાડો વચ્ચે તંગ થતા જતા મારા ચહેરાને
બનાવશે રિવ્યુ, રિપોર્ટો, અવલોકનો
ત્રૈમાસિક, વાર્ષિક

મારા તનાવથી નક્કી કરશે
ઝોક કઇ તરફનો છે
કેટલી ઝડપથી ભાંગી રહી છે ભીંતો.

ખતરો જાણવાની આ જ તો ખરી પદ્ધતિ
મૅન્યુઅલ ઑફ બિલ્ડિંગ રિપેરમાં નોંધાયેલી.
હું તો કેવળ કાપલી છું કાગળની
ન બાંધું કે સાંધું
ન ઇલાજ કરું કે ઉપચાર
માત્ર ઇશારા.
કહો કે વળગણ જેવું છે આ દીવાલોનું
તે એની લકીરો વાંચતો, ઉકેલતો બેઠો છું.

આખરે, પાયાની વાત વ્યક્ત કરવા
કેટલીક કાપલીઓએ ફાટવું જ રહ્યું.


**મુક્તક**

સૌ વખાણે એનાં સર્જન ચોથથી ચૌદસ સુધી
શિલ્પકારીનું પ્રદર્શન ચોથથી ચૌદસ સુધી
ટાંકણાની બારીકીઓ ડૂબી જાશે ટાંકણે
એક દિવસ તો વિસર્જન ચોથથી ચૌદસ સુધી



કોડિયા પર સૂર્ય તડૂક્યો, "તારી કોને છે ગરજ?
નૂરની નબળી નકલઃ જા, જા, તું બીજું કંઇ સરજ..."
ઝંખવાઇ કોડિયું કહે, "મુલ્તવી રાખો હજૂર,
આ ચુકાદો, આજ રાત્રે આપવાની છે અરજ"



"વાંચીને કરજો પરત" -
હોય કૈં એવી શરત?
કૈંક ઉમેરું, લખું...
હસ્ત હો કે હસ્તપ્રત!



વૃક્ષનાં લીલાં-પીળાં પહેરણ ખરે
પાનખરમાં એક આખું જણ ખરે
આપણી વાર્તાઓ હપ્તાવારની
આજ પૂરી થાય છે: સાંધણ ખરે

●

ગુજરાતી-બચાવ

તારા કક્કાને અમે કરશું ખરો
જય ભવાનીઃ ભૂંગળો ગાજી, પ્રભુ
રાહ રોકીને ઊભા બાવન શૂરા
બાકી તારા હાથમાં બાજી-પ્રભુ!

●

પ્રેક્ષકોના ધ્યાનને આકર્ષવા
ઠીક છે, થોડાક ફૂદકા મારવા
શેરને બબ્બે ચરણ તો હોય છે
સતત ને સુદૂર સુધી ચાલવા

●

જે બધાં એકાંતથી ડરતાં રહ્યાં
રોશની વચ્ચે સદા ફરતાં રહ્યાં
તે ઇંધણના રૂપમાં પેદા થઈ
ને ઇંધણના રૂપમાં મરતાં રહ્યાં

●

એક દિવસ અક્ષરમાં થરથર આવી પહોંચી
મુનીમજીની આંખે ઉંમર આવી પહોંચી
પહેલાં તો પાંપણની ઉપર તોરણ ઝૂલ્યાં
પછી વેદના, વિધિ:પુરસ્સર, આવી પહોંચી

❑

## વૃક્ષ વિષે ત્રિપદી

તરુવરોની માણસો સાથે શરત
વાયરામાં સામસામે ખેલતાં
એકીશ્વાસે ઝીલીને ફેંકે પરત

વાયરો સહી ના શક્યો ઘોંઘાટને
લીમડાએ એનું ઓસડિયું કહ્યું,
"સ્હેજ ટહુકાઓ લસોટી ચાટને!"

ખારે તટ મીઠી ભરીને અંજલિ
એક પગ ઉપર તપશ્ચર્યા કરે
નારિયેળીની જટાઓ ફરફરે

બાપદાદાઓનાં જૂનાં ઝાડ છે?
ફોડ પાડયો એ તમે સારું કર્યું
હું તો સમજ્યો'તો ચીકુનાં ઝાડ છે!

પ્રકૃતિમાં ખાસ કેવું હોય છે?
તીતીઘોડાને પૂછયું, તો એ કહે,
"ઘાસમાં તો ઘાસ જેવું હોય છે"

કૈં ખજાનાઓ ખૂલ્યા આકાશમાં
બાખરો અક્કરમીનો પડિયો હશે
સ્વર્ણમુદ્રાઓ દડી ગઈ ઘાસમાં



## યોગભ્રષ્ટ ▢ વસંત કહાકે ▢ જયા મહેતા

નષ્ટભ્રષ્ટ મનઃસ્થિતિમાં ગામ પાછો ફર્યો.
ક્યાંયે મન લાગતું નથી.
અંતરમાં તો વડવાનલ પેટેલો છે.
અંતર્બાહ્ય ઉનાળો.
છાતીની વચ્ચેથી આખે શરીરે જ્વાળા.
બહાર રાક્ષસની આંખ.
સૂર્ય દિવસને ચર્ ર્ ર્ કાપતો જાય છે.
આખુંયે આકાશ લોહીલુહાણ.
ગળું દબાયેલાં ફૂલો નિર્જીવપણે ખરી પડી છે.
ઉજ્જડ રસ્તા પરના દીવા ડોક લટકાવીને નિરૂપાયે પ્રકાશવા માંડે છે.
હું
સ્વપ્નના બંધ ખંડમાં
મને પૂરી દઈને ગોળગોળ ફરતો રહું છું.

રોજ મારી પર પ્રહાર કરાય છે,
અને મરેલું લોહી બધે ફેલાય છે.
અંધારું ફેલાયું છે બધેઃ
હાડકેહાડકામાં,
આંખના ખાડામાં.
શબ્દો લપસી પડે છે
અને તેમના ધ્વનિ નષ્ટ થયેલા છે.
અંધારું, ભેજવાળું, શેવાળિયું અંધારું,
હું મારું અસ્તિત્વ ફંફોસું છું.
હું થૂંકી જોઉં છું.
હું નખથી ચહેરો ઊઝરડી જોઉં છું.
ધગધગતી, શબ્દાતીત અવસ્થા.
કવિતા ફૂટી શકતી નથી. ચિત્રો પણ.
લોખંડના તાર વાળીને વળ ચડાવેલી આકૃતિઓ જ શક્ય.
અંધારું. ચક્રો. આવર્તનો. ચકર ચકર ચકરાવું.
બેઠો છું. સાંજ પડી રહી છે.
ઢળતાં સૌમ્ય કિરણો. નિરભ્ર આકાશ.
દૂર વૃક્ષોની હાર. ભેગું થઈને આવેલું મૂંઝાપણું.
આમ જ બેસી રહેવાનું અનંતકાળ.
બધું જ અર્થશૂન્ય. નિરર્થક. નિરર્થક.
આ નિરર્થકતા દૂર કરવા ક્યાંક જવું, બહાર ફરી આવવું...

ક્યાં જવું? ક્યાં ફરી આવવું?
ત્યાં પણ પીછો કરતી આવનારી આ નિરર્થકતા.
સવાર. બપોર. સાંજ. રાત. સવાર. બપોર...
ઘરમાં. ઘરબહાર.
સર્વત્ર. સર્વકાળ.
સૂમસામ રાત. અંધકાર. રાતકીડાઓની કિર્‌કિર્‌.
બારીની ઉઘાડ-વાસ. સૂસવતો પવન.
સમગ્ર અસ્તિત્વની આર્ત હાંક.

સામે કોઈક વેશ્યા નાચતી હોય
અને આપણે તાળીઓ પાડતાં બેસી રહેવું.
ઝંઝાવાતમાં જોરજોરથી હાલતાં વૃક્ષ જેવો
કામવાસનાથી લાચાર દેહ.

આજ. કાળના સંદર્ભમાં 'આજ'નું કાંઈ મહત્ત્વ.... કોણ જાણે!
જલદી ઊઠ્યો. શુદ્ધ થયો.
મહાકાળીનાં દર્શને. મેળો છે. પરમદિવસે પૂર્ણિમા.
ચાંદાશહેર અમુક માટે પ્રસિદ્ધ ને તમુક માટે
અપ્રસિદ્ધ હોવા છતાં અહીં દર ચૈત્રી પૂર્ણિમાએ મહાકાળીનો
મોટો મેળો ભરાય છે.
ગર્દી. અંદર ગયો.
આંખો ભરીને જોયું. ખોડાઈ રહ્યો.
એક સર્વસ્પર્શી હાથનો સ્પર્શ અંગેઅંગે થયો.
ચાલો. ઘંટ વગાડ્યો. પાછળ ફરીને જોયું.
બે જીવલેણ આંખ તાકીને બેઠી હતી.
આવતી વખતે રસ્તામાં છોકરા પાસેથી કમળનાં ફૂલો વેચાતાં લીધાં.
કેટલાંક તડકાથી સુકાયેલાં, બીજાં સૂકવવા નાખેલાં, બધાં જ લીધાં.
याद आती रही! दिल दुखाती रही!

સફેદપીળાં ફૂલોનું એક ઝાડ,
જાડા થડમાંથી ઉપર ફેલાયેલો વિસ્તાર. વિશાળ વૃક્ષ.
ડાળીએડાળી મહોરેલી.
ભૂરાશ પડતો અંધકાર ચારે તરફ ગાઢ થતો હોય ત્યારે
હિંસ્રમધુર ગંધ નસ્કોરા ભરીને ઠેઠ કાળજામાં પ્રવેશે.
સંધિપ્રકાશમાં સેક્સનું જીવંત પ્રતીક.
હિંસ્ર ગંધથી કંપી ઊઠે છે નગ્ન રસ્તા.

જંગલ આખામાં ભટકીને બોડ તરફ પાછાં ફરતાં જનાવરો.

હાડકાં ઊપસી આવેલાં. કંટાળાજનક હારમાં.
નિરર્થક. ધૂળ જ ધૂળ.
ઉજ્જડ ઉજ્જડ સાંજ.
વેરાન ધગધગતું શરીર.
માંદલો પીળો પ્રકાશ. કુરૂપ આંખો.
સરકતી ગરોળી. અક્ષરોની ભીડ.
માનવ એક પશુ છે.
*મૅન ઇઝ અ ડોમેસ્ટિક ઍનિમલ.*
ઘર અને સમાજ બનાવીને રહેતું પશુ.
શરીર જ સત્ય. શરીરની બધી પ્રેરણાઓ પવિત્ર.
કેટલાક ધૂર્ત લોકોએ મન અને આત્માનું નિર્માણ કરીને
સમગ્ર માનવજાતને દુઃખમાં ધકેલી.
શરીરને અન્ન જોઈએ.
શરીરને બીજું શરીર જોઈએ.
ધર્મ, નીતિ, રાષ્ટ્ર, સંસ્કૃતિ, વિશ્વસંઘટના, કીર્તિ, સંપત્તિ
આ બધી મૂર્ખાઈભરી બાબતો છે.

ભીષણ સંગીત,
નાડીમાં વહેતા લોહીમાં વલોવાય છે ત્યારે
વિશાળ વાયોલિનના તીક્ષ્ણ સ્વર
છાતીની પાંસળીઓમાંથી ચકરાતા જતાં જતાં
મારા સ્વરને મરણાતીત ઊંચો કરતા જાય છે.
હું થાઉં છું. હું શક્તિહીન થાઉં છું. આખું શરીર
ધીખતું રણ. ઉઘાડાં પગલાંનો અવાજ.
ઘાટરોડ પરની ઓરડીમાં, ઓરડી છોડતાં ઉડાડેલું કંકું.
હૃદયમાં વડવાનલ વડવાનલ. બળતાં સ્મરણો અસહ્ય છે.
અસહ્ય છે બેસી રહેવું. ચાલો મેળામાં.

સખત તડકો. બપોર પવન.

ચંપલ કાઢી નાખ્યાં. નીચે બળતી માટી. ઉપર તપતો સૂર્ય.
અપાર ભીડ. ચૈત્ર-પૂર્ણિમા. નાંદેડના ભક્તો. ત્યાંથી તેઓ
આવે છે. દંડવત્ પ્રણામ કરતા કરતા. માતાનાં દર્શન.
*મને વિશ્વના ચક્કર આવે છે*
*આવ, સંભાળ મને માતા.*
નીચે બળતી માટી. ઉપર તપતો સૂર્ય.
ભક્તિ-નશાચૂર સ્ત્રીઓ. બળતી માટી પર સાષ્ટાંગ.

પોતરાજા.* વાળ છુટ્ટા. પગ ઉઘાડા.
વાદ્ય વાગે છે. તેઓ નાચે છે. શરીર પર નેતરના ફટકા.
મહોરી રે. મહોરી રે.
પગ લોહિયાળ થયા. પગ લોહિયાળ થયા.
મંદિરના પ્રાંગણના પથ્થરિયા થાંભલા પર મશાલો પ્રખરતાથી
બળે છે. વાદ્ય વાગે છે. છુટ્ટા વાળ રાખેલા
પોતરાજા ઉઘાડા પગે નાચે છે. નેતરના ફટકા
મારતા જાય છે. મશાલો પ્રખરતાથી પ્રજ્વળે છે.

હૃદયમાં વડવાનલ વડવાનલ.
આંખમાં ભેગું થયેલું પાણી.
મા....!
કરોડો સૂર્યની કાંતિ.
હું જ્વાળા. જ્વાળા. દેદીપ્યમાન.

એક ગધેડો.
આગળનો એક પગ મોટો. તેથી લંગડાપણું.
કાંઈ જ ઉપયોગનો નહીં. એટલે છુટ્ટો મૂકી દીધો.
કરુણ ભૂંકતો ફર્યા કરે છે. દિવસરાત.

બધાનું દુઃખ લઈ લેવું.
પોતાના કાળજામાં ભેળવી દેવું.
કાગળ પર લિસોટા કરવા.

સૂર્ય. આંખો. રક્તવાહિનીઓ.
ચેતના ઓસરવા માંડેલી. રક્તવાહિનીઓ ફૂટી.
મજ્જાના સૂર્યની ઉષ્ણતા અને પ્રકાશ મંદ.
બધિરતા. વિલક્ષણ બધિરતા.

વજનદાર વિશ્વ નીચે ચગદાયું શરીર.
આ બધું છોડીને નીકળી જવું.
આ બધું છોડીને નીકળી જવું.

..."પછી તેમણે તેના શરીર પર જાંબળી વસ્ત્ર ચઢાવ્યું,
કાંટાનો મુગટ ગૂંથીને તેને પહેરાવ્યો; અને તેઓ
મુજરો કરીને તેને કહેવા માંડ્યા,

* પોતરાજા: સ્ત્રીના વેશમાં પુરુષ દેવીની મૂર્તિ માથા પર મૂકીને નાચતો નાચતો ભિક્ષા માગે છે, તેને પોતરાજા કહે છે.

'હે યહૂદીઓના રાજા, તારો જયજયકાર થાઓ.'
તેમણે તેના માથા પર નેતરથી માર્યું,
તેઓ તેની ઉપર થૂંકયા અને ઘૂંટણિયે પડીને તેમણે તેને
નમન કર્યું.'

વંચના. નિરાશા. વેદના. આક્રોશ. ખૂન. બાળજાળ.
કતલ. વડવાનલ. ખૂન. આત્મહત્યા.
આત્મહત્યા. આત્મહત્યા.
આત્મહત્યા. આત્મહત્યા. આત્મહત્યા.

તાત્યાજીની આંખો.
ચશ્માંનો એક કાચ જાડો. બીજો નિર્જીવ. સાદો.
જાડા કાચમાંથી દેખાતી આંખ. મોટી ભયાનક.
*આમિ કિ? આમિ કે? આમિ કેન? આમિ કેમન કરે?*
*આમિ કોથાય?*

હું યુદ્ધના દેવનો પુત્ર છું.
મારો જન્મ દિગ્વિજય માટે જ થયો છે.
જયસર્વત્રઅપયશસ્વીશ્રીજ્ઞાનેશ્વરમાઉલીઅસમર્થ.

પડવા દે ને બૉંબ

અમારી પર
હે દયાઘન
પડવા દે ને બૉંબ
અમારી પર
દયાઘન, હે દયાઘન, દયાઘન રે...!
હું બોલું છું, રામરામરામરામ હજાર વાર
અને થૂંકું છું મારા શરીર પર હજાર વાર.

બપોર. ઝેરી. સળવળતા કાંતિમાન સાપ જેવી.
રાત. સ્વપ્ન.
મારા જ શરીરને ધૂળમાં પાડીને લાતો. મુક્કા.
કચડ કચડ કચડ્યું.
*પડતો આખડતો ઊઠયો. તળાવ તરફ. બેભાન ગાવું:*
*આકાશમાં ચંદ્ર કેવો*
*સરસ સરસ બીલે*

*એક શબ સડેલું*
*તળાવમાં ડૂલે*
*અહા...*

*ખ્રિસ્ત. જ્ઞાનદેવ. બુદ્ધ. પેગંબર. ચક્રધર.*
*હૂણ. તૈમુર. ચંગીઝખાન. આઇકમન.*

*લખવું લખવું,*
*લખતાં મરવું*
*એ જ દાન દેને દેવ*
*આખું આયુષ્ય વ્યર્થ જાય.*
મારા જખમો સણકે છે.
તે ચાટવા માટે એકાદ કૂતરો તો આવવા દે દેવ
નિર્બળ. બીકણ. પરાભૂત. વિકૃત. નિરાશ. ઉદાસ. એકાકી.
ઇત્યાદિ ઇત્યાદિ વગેરે વગેરે.

અંધારું. મા. દીવી. નાનીશી જ્યોત.
જાળાં. વર્ધક્યનાં. ચિંતાનાં.
જે કૂખે તારો ભાર વહ્યો ને જે સ્તનો તેં ચૂસ્યાં તે ધન્ય.

સૂર્ય ઉપર મેશ.
તારાં પ્રચંડ પગલાં નીચે
મને એકદમ દાબી દે
નષ્ટ કરી નાખ મને
એકદમ નષ્ટ.
મારો અવાજ,
મારી ઝંખનાઓ.

એક ચિત્ર દોર્યું
કાળા અને લાલ રંગમાં. કવિનું.
હોઠ ફાટેલા. છાતી ઊખળી ગયેલી. લોહી બહાર રેલાય છે.
આંખમાં આગ. માથામાં ચકરાતું ચક્ર.
લાલ. સૂર્ય ફાટી ગયો હોય એવી કવિતા.
આત્માની પ્રદીર્ઘ માંદગી પછી
હું ઓક્યા કરું છું.
નિરર્થક અને કેદી અંધારિયું આંધળું જીવન ફગાવી દઇ શકાય
અને મારા મગજ પર ઊપસેલી શાપવાણી ખરી જાય.

રસ્તા. વળગાડવાળું વાતાવરણ.
એક ગાંડી નાચે છે. રેડિયોના ગીતના તાલ પર.
કમ્મર લચકાવતી. આંખ નચાવતી.
અને બેઠો હોઉં છું કોઈક હોટલમાં. એકલો જ. સિગારેટ પીતો.
ઊંડા કાળજામાં આંખ રોપીને. હાડકાંમાં બળતી આગ.
અહીંથી બીજી તરફ. બીજી હોટેલમાં. ત્રીજી. ઉજ્જડ ઉજ્જડ
રસ્તા પર. આખી રાત આમ ખાઈ જવાની. ધ નાઇટ-ઇટર્સ.
દૂર શહેરનો મુલાયમ અવાજ. દીવાની હાર. અજબ પ્રકાશસ્વર.
અંતરાળમાં મધુર ઝંકાર મધુર.
કેટલાં વ્યક્તિત્વો કેટલા તફાવત રાખીને.
ફરી એક ચા. સિગારેટ. હાડકાંમાં બળતી આગ સાથે સંગમ,
ઉપનદી.
ક્ષયી ચંદ્ર. લાંબો ને લાંબો ફેલાયેલો રસ્તો. કાળી ડાળી પરથી
સરકતો એક સર્પ. પંખીના ચિત્કાર. ફડફડ.
ઊઝરડી નાખવો ચહેરો નખથી.
વ્યર્થ છે વ્યર્થ છે.
માણસને મારવાના/મરવાના કેટલા વિવિધ પ્રકાર.
અમારે ત્યાં બધી જાતનો માલ ઑર્ડર પ્રમાણે તૈયાર કરેલો મળશે.
વીજળીની ખુરશી. ગિલોટીન. ઊકળતું તેલ. આંખો કાઢવી. હાથીના પગલ નીચે.
યુદ્ધમાં તો જથ્થાબંધ પ્રમાણમાં મરી શકાય.
ઉપરાંત પાણીમાં ભૂસકો મારવો. બળી જવું. વિષ. ઊંઘની ગોળીઓ.
અકસ્માત. ધરતીકંપ. ભૂખથી વ્યાકુળ થઈ મરવું.
*સદાય લાગે રે લગન*
*અહીં મરણની મરણની*
*અને જીવને વળગે*
*ગાંડપણ એક બુઝાવાનું.*
આત્મહત્યા કરીને મરી ગયેલા કવિની કવિતા.
તેણે શું લીધું હતું કોણ જાણે.
મૃત્યુની લગની.
મૃત્યુની લગની.

દૂરથી
કોઈક મંદિરમાંથી
સ્વરવલયો...
અને તે પોતાના પગ નીચે જીવજંતુ દુઃખી થાય નહીં
એ માટે કારુણ્યમાં પગ લપાવીને જીવ નીચે જીવ પાથરતો જાય છે
એકદમ હળવેથી જેમ ભ્રમર કમલદળ પર અને ખૂંચે નહીં માટે

આંખ માંડીને જોતો નથી, જુએ છે ત્યારે અમૃતની વર્ષા અને શબ્દ
વાગે નહીં માટે મૌન, બોલે ત્યારે અમૃતનો કલ્લોલ.

ક્રૂરતા. લોહીનાં સિંહાસન. માથાંના મિનારા.

મહાત્મા કે હુકમબાજ?
મહાત્મા કે હુકમબાજ?

अहा. नई नवेली दुल्हन जैसी रात
तारों की बरसात -

ગાતા રહેવું. ગાતા રહેવું.
સવાર. સવાર. સવાર.
એક દિવસમાં સવારમાં:
બારણાની સાંકળ ખખડી. આજકાલ ઊંઘ નથી જ હોતી *સદાય લાગે રે લગની*
*બારણાની સાંકળની.* નીકળ્યો જ. શર્ટ, ટોપી. લાકડી. અંધારું. ફંફોસતો,
પડતો - આખડતો નીકળ્યો. પૂછવું: કયાં જાઓ છો તાત્યાજી?
મોહ રોક્યો. પાછળ પાછળ. પગ પીછાં કરતાંય હળવા.
દેખાતું નથી. દેખાતું નથી. ઠેસ વાગે છે.
ગલી ઓળંગી. પડતો હતો. કાળજામાં તૂટયું.
આગળ જવું. પાછા ફરવા કહેવું. થોભો.
પ્રાથમિક શાળાનું આંગણું. ઊંઘતાં કૂતરાં. અંધારું.
અંધારામાં નીકળેલો માણસ. અંધારું આંખમાં લઈને નીકળેલો માણસ.
અંધારામાં જવા માટે નીકળેલો માણસ.
કૂતરાં પર પગ. કૂતરાં પીડાથી ભસવા લાગ્યાં.
હાથમાં પકડેલી લાકડી ક્રોધથી અંધારા પર ફેરવી.
હું ઊભો શિરાયો.
ગુલાબ. ગુલાબ. ગુલાબ.
જખમ. જખમ. જખમ.

મસ્ત કલ્પના.
હવે આ વસ્ત્ર ખરી પડશે.
હવે આ હાથ. હવે આ પગ.
એક એક પેશી નાશ પામશે.
કાગડો જેમ નાની ચાંચથી જખમી જનાવરને ટોચે છે,
માંસનો નાનો ટુકડો તોડીતોડીને કાઢે છે,
એમ ખલાસ થવાનું. ખૂબ કલ્પના.

હવે એમ કર.
તું મને જંગલમાં લઈ જા.
કુહાડીથી તારા ટુકડાટુકડા કરી નાખ.
એકદમ નાના ટુકડા.
ને દશે દિશામાં ઉડાડી દે.

આ બધું છોડીને ચાલ્યા જવું.
આ બધું છોડીને ચાલ્યા જવું.

લાલચટક ગુલાબ.
લોહીની નદીઓ.
કામદેવ.
પીન સ્તન. પુષ્ટ નિતંબ.
નિતંબ સુધી પહોંચતો કેશકલાપ.
નિતંબ. નિતંબ. નિતંબ.
કહે છે કે પોનિને કમલફૂલની ગંધ!

રસ્તો. સાંજ. સંધિકાળ. શૂન્ય.
ધૂળ બેઠેલી. પગલાં અંકાયેલાં.
અંધારું ભેગું થવા માંડ્યું.

રસ્તો ગાય છે.
ખિન્ન. ઉદાસ.
રસ્તો. તારાઓની નકશી.
એકલો.
અંતઃકરણ ફોડીને આવતી કવિતા.

તેજોમય.
તેજોમય.
તેજોમય.
હું.
તેજોમય.
નશ્વરતાનું સ્વરવલય.
સ્વરવલય. સ્વરવલય. સ્વરવલયો.
શુદ્ધ થવું જોઈએ. નિષ્કલંક થવું જોઈએ.
પાંચ મહાનદીઓમાં સ્નાન. બળી જવું જોઈએ.
કરવત મુકાવવી જોઈએ.

ઇન્દ્રિયોનું દીન. ઇન્દ્રિયોનું દીન. ઇન્દ્રિયોનું દીન.
શાપભ્રષ્ટ દેવદૂત.
*દેવ ભક્તને કરવા ન દે સંસાર*
*શરીરે કરે પ્રહાર પર પ્રહાર.*

નશો. મસ્ત નશો.
દુઃખનો. પ્રેમનો.

*તારાં સ્વપ્નો ફૂલોનાં*
*હે સુકુમારી, તારાં સ્વપ્નો ફૂલોનાં*

બુદ્ધમ્ સરણ*મ્ ગચ્છામિ.
સરણમ્ ગચ્છામિ.
સરણમ્. સરણ.

સૂર્ય.
મહાસૂર્ય.
મહાસૂર્યમાં હું.
કિરણકિરણમાં હું.
રંગ હું. ગંધ હું.

મારા આત્માનાં કિરણો
તેના આત્મામાં.
ઘાટરોડ પરની ઓરડી
રોજ શબ. શબ.
ભગવાન હતબુદ્ધ.
ઓરડી છોડતી વખતે કવિતાની નોટબુકમાં ગરોળીનાં ઈંડાં.
રાતે સ્વપ્નમાં ઘણી બધી ગરોળી.
એક તો સાલી સતત પીછો કરતી હતી.
ગભરાવું. ગભરાવું. ગભરાવું.
પિરિયડ ઑફ ઇનૂસિક્યુરિટી.
નિરાશ્રિત. નાક કાપેલા. કાન કાપેલા.
હિંદુ. મુસલમાન. કાપાકાપી.
એક બૉંબ ફેંકવો.

પાસે આવી શકતો નથી.

*સરણ=ચિતા

દૂર થઇ શકતો નથી.
સમાન્તર રેખા.

હું
શાપભ્રષ્ટ દેવદૂત.
માણસ છું ને, એટલે માણસની ઇન્દ્રિયો.
માણસના વિષય. માણસની વાસનાઓ.
કાંઇ પણ ભોગવી શકાતું નથી.

ભરતડકામાં. રાતબેરાતે. આ મંદિરમાં. તે મંદિરમાં.
મંદિરો. મંદિરો. મંદિરો. કંટાળો. વડવાનલ.
પણ જીવને લાગેલો વડવાનલ ઓલવાયો નહીં.
ઓલવાવું શક્ય નથી.
તો દેવ, બળી જવા દે ને.
આપણા શરીરને તપાવવું.
આત્માને તપાવવો.
ઉપવાસ.
ઉપવાસ.
ઉપવાસ.

સ્વપ્નો.
તેની કોમળ આંગળીઓ. મારી આંગળીઓ. ગૂંથેલી.
યાતના. યાતના. યાતના.
કહે છે કે તાત્યાજીએ તળાવમાં કૂદકો માર્યો હતો.
ગલથી ખેંચી કાઢ્યા. ભીના ઘરે આવ્યા.
આપણે પણ ડૂબવું. કોઇક છોકરીના હૃદયમાં.
કમલ. ઉષા.
અરે, મને ડુબાડી દો ને.
કુમળાં પાંદડાંના ઝાડને વડવાનલ.
તે ગણતો રહ્યો
હાથમાં ખરી પડેલાં પાંદડાં.
ફફડતાં બારીમાંથી અંદર આવેલાં પીપળપાન હજી જાળવી રાખ્યાં છે.
પોઢી જા રે મારા બાળ
*હાલરડું ગાઉં*
*તને હાલરડું ગાઉં*
આંખ ખૂલી. બંધ થઇ. ખૂલી. તો સવાર.
ઊંઘ જ ન થઇ.

પગ થાક્યા.
સંગીતલહરી પર પોઢવું.

હું
પોણા છ ફૂટ.
એક સો દશ પાઉન્ડ.
અઠ્ઠાવીસ ઈંચ.

*પગ ઘૂંઘરું બાંધ મીરાં નાચી રે.*
*પગ ઘૂંઘરું મીરાં નાચી રે.*

ખૂબ ઊંઘ્યો. ખૂબ ઊંઘ્યો.
ને ઉદાસ થયો. ઉંહકારાનું ગીત.
અંતઃકરણ ખાલી ખાલી.
*બેસીને ક્યાંક કાંટાળી ઝાડીમાં*
*તારા ઉંહકારાનું થાય ગીત વહેતું!*
*આવશે એક પ્રકારે ધન્ય દિવસ સુખનો*
*જે કરશે તારી સાથે અંત તારા ગીતનો.*

એકાંક

એટલે શું તો ઘૂંટણમાં મોઢું ખોસીને એકલાં એકલાં રડવું.
તેને કહે કવિતાસંગ્રહ. તેની જાણે અર્પણપત્રિકા.
કોઈક માણસની છાતીમાં જખ્મ થયો હશે,
એ દુઃખથી સતત વેદનાના સણકા ઊઠે,
એ દુઃખની વ્યથાના ઘેનમાં આંખ મીંચાય,
સ્વપ્નો આવે, કણસવું, વચ્ચે જ સિસકારા નિસાસ
દબાયેલા હોઠમાંથી બહાર નીકળે, જે વ્યક્ત જ કરી શકાય નહીં
એવું દુઃખ કોઈક શબ્દમાં સાકાર થવા મથે,
એવી આ કવિતાઃ
સ્વપ્નમાં કણસવું, મરણની છાયામાં વેદનાના ઘેનમાં
અસ્થિર મન. આભાસમય નંદનવન
મર્ત્ય જીવોને સાદર સમર્પિત.
જય ભોલેશંકર!

આજે ફરી પાછો સૂર્ય ફૂલ જેવો કોમળ લાગે છે.

તડકાનો નશો.

ચાનો નશો.
ચારમિનારનો નશો.
બસ
તપેલો લાલ સળિયો લેવો
ને બંને આંખોમાં ખોસી દેવો.

આવેશથી આવેશથી
ગુસ્સાથી ગુસ્સાથી

અરે ઓ ભસતા કૂતરા,
ખા મારાં હાડકાં.
માંસ નથી
લોહી નથી
હાડકાં જ તોડી ખા.
પરમેશ્વરની ભૂખ લાગવી જોઈએ.

ષંઢ
નપુંસક
નામર્દ
હીજડો.

રસ્તાની ધાર પર
મરે છે સાલાં.
લખી નાખવું.
બાળી નાખવું.
ઊંચા મિનારા.
તૂટી પડેલી જિંદગી.
ખાઓ. પીઓ. મજા કરો.
શું ખાઓ?
શું પીઓ?
શી મજા કરો?
કહે છે કે કેટલાક લોકો સાપનો લાગ જોવા માટે જ વનવગડામાં
ભટકે છે. ઘરબાર ઉજ્જડ કરે છે.
ઘાટરોડ પરની ઓરડી.
ચકલીનો લાગ.
ગરોળીનો લાગ.
છોકરા-છોકરીઓનો લાગ.

કોઇ જ પાછળ રહ્યું નહીં. દીવો પેટવવા માટે પણ.
પોતાના લોહીથી નવું ઘર નિર્માણ કરવું. જિંદગીભર
વેઠ કરવી. દુઃખ સહેવાં.
સુખ કદી મળ્યું નહીં. આંખનું પાણી ખૂટ્યું નહીં.
હવે બુઢાપામાં પણ ઉનાળો જ ઉનાળો.
ક્લેશ. ક્લેશ. ક્લેશ.
જે કૂખે તારો ભાર વહ્યો ને જે સ્તનો
તેં ચૂસ્યાં તે ધન્ય!!
सब साला बेकार है!
કપાળ.
આંખ. નાક. આંખ.
હોઠ.
*કેટલું ઘસાઇને નાક તારું તે*
*ક્ષીણ થયું જો હે પદચ્યુત*
*કેટલી વાર સાલો વાળ ઓળે છે*
*સરસ સરસ તું અહો મર્કટ!*

પોતાના હાથમાં દેવતા લઇને કાળજું બાળવાનો કાર્યક્રમ.

છાતીમાંથી ઘોડા ધસમસતા બહાર પડે છે.

નગર સૂતું છે
રાતના ખભા પર ડોક ઢાળીને.

શાહી?
ખોસ પેન બાહુદંડમાં.

માણસને કેટકેટલું જોઇતું હોય છે.
ઓરડી. અન્ન. ટૉવેલ. અંડરપેંટ. બનિયન. કપડાં. બિછાનું.
બિછાના પર બાઇ. રાંડ. વેશ્યા. નાચ. હમાલ. ભવાઇ. નાટક.
સ્નો. પાવડર. લિમલેટ. લીલીનાં ફૂલો. હૃદય. વેદના. ટાયર.
બ્લેડ. મોટર. એક્સિડન્ટ. વિમાન. ગાંજો. અફીણ. ભાંગ. દાંતિયો.
દારૂ. બારણાં. બારીઓ. શીંગ. તેલ. સાબુ. બાથરૂમ. જન્મ. મરણ.
કાકોડકરની નવલકથા. લગ્ન. મંડપ. મહાપુરુષ. કૉન્ટ્રેક્ટર.
મોડ. બૅંડ. સ્ટૅંડ. લોકલ. બસ. મ્યુનિસિપાલિટી. ડી. એસ. પી. કૂતરાં.
કબર. માસિકો. ટાઇપ. ફાઉન્ડ્રી. સંતતિનિયમનનાં સાધનો.
કૉંટેબ.

ઉજ્જડ બપોરના હે સૂર્યદેવ
આ મારાં હાડકાંના માળામાં રહેલા ઉજ્જડ ઉજ્જડ સૂર્યદેવ.

સત્ય હું. સત્ય હું. સત્ય હું.
મારા મુખેથી સત્ય જ બોલે છે.

પછી અગિયાર વાગ્યા.
પછી બાર વાગ્યા.
પછી એક વાગ્યો.
પછી બે વાગ્યા.
પછી બાર સુધીના બધા આંકડા વાગ્યા.
પછી એક વાગ્યો.
પછી...

પછી તેમણે ભાલામાં માથાં ભેરવીને
નગરભર તે ફેરવ્યાં.

શાંતિથી તેણે પોતાના મોઢા પર મેશ ચોપડી.
હાથ પર. પગ પર. આખા શરીર પર.
અને નાગો જ તે બારણા પાસે ઊભેલા ગધેડા પર
ગધેડાની ગાંડ તરફ મોઢું રાખીને બેઠો.
શાંતિથી તેનું એ સરઘસ નગરના પ્રશાંત ને વિશાળ
રસ્તા પરથી ખૂબ દમામથી નીકળ્યું.
મોટામોટા શ્રેષ્ઠીઓના ભવનોના ઝરૂખામાં શાંતિથી ગર્દી કરીને
ઊભેલી દુષ્ટ સ્ત્રીઓએ તેની પર પુષ્પવર્ષા કરી.
અમંગલ આરતીઓ ઉતારી.
મહાયાત્રા.
મહાન શાંતિ.
બંને બાજુએ ખૂબ શાંત ગર્દી.
તે શાંત ગર્દીમાંથી નગરના મહાદ્વારમાંથી
તે મહાપુરુષ
હળવે હળવે નીકળી ગયો.

ભજન.
*કાળા પર જરાક ધોળું*
*આ પાપીના હાથે થાય...*
*આ પાપીના હાથે થાય...*

કૂતરાં ભસતાં હોય છે. તે ચીસો પાડે છે. બંને હાથ છાતી પર
દાબી રાખે છે. આંખ જોરથી વીંચી લે છે. અંધારી ગલીઓમાંથી
આવેશથી આવેશથી ગુસ્સાથી ગુસ્સાથી રસ્તા પર આવે છે.
ઊભો રહે છે. હાથ નીચે છુટ્ટા રાખે છે. સંવેદનાહીન. ચેતનાહીન.
મનમાં ભસવું. ચીખવું.
પૂંછડી હલાવતું લાડ કરતું એક કૂતરું તેની પાસે આવે છે.
તેની આસપાસ આસપાસ ફરે છે. હળવેથી તેના પગને જીભથી સ્પર્શે છે.
તે એકદમ આંખ ઉઘાડે છે.
કૂતરાના ગળા ફરતો હાથ નાખીને તે ડૂસકાં ભરતો રડવા માંડે છે.

તડકાનો નશો.
ચાનો નશો.
ભૂખનો નશો.
સીંગદાણાનો નશો.
ગોળનો નશો.
બેઉ મુઠ્ઠી ભરીભરીને આ તપેલી માટી માથા પર ઉડાડવી.
સૂર્ય બળે છે.
રસ્તો બળે છે.
વૃક્ષો બળે છે.
પક્ષીઓ બળે છે.
આઇસફ્રૂટ બળે છે.
जलनेवालों से दूर,
दुनियावालों से दूर.

પાણીમાં ઢોળાયેલું આકાશ.
ઢોળાયેલા પાણીમાંનું આકાશ.

ઝિમઝિમ.
મરણપાંખડીઓની વર્ષા તેના ફૂલકોમલ દેહ પર.
મરણસૂર્યનાં કોમળ કિરણોનો તેના પગને સ્પર્શ હળવેથી.
ચોવીસ પાંખડીનું ફૂલ નશ્વરના માથા પર.
હું વીણું છું ધૂળમાં મારાં ઢોળાયેલાં ફૂલો.
આ શરીરનો મને કંટાળો આવ્યો છે.
આ શરીરનો મને કંટાળો આવ્યો છે.

તમાકુ. સિગારેટ. ભાંગ. ગાંજો.
શરીરને તપાવવું. શરીરને તપાવવું.

મસ્તી જોઇએ. નશો ચકચૂર.

ફૂલો વરસે છે રસ્તા ઉપર
અને આપણે ચાલીએ છીએ. આપણે ચાલીએ છીએ.
સંગીતના ઝૂલા પર આપણે ઝૂલીએ છીએ. આપણે ઝૂલીએ છીએ.
કમળો. કમળો. લાખો કમળો.
પવનની લહેરથી કમળો સાથે આપણે પણ ઝૂલીએ છીએ.
આંખો મીંચવી આમ સૂર્ય સામે અને આંખની અંદરના
તેજોમય ભૂરા રંગમાં બધું જ વીસરી જવું.
તન્મય થઇ જવું.
માટીનું આ શરીર
એકદમ પ્રકાશમય થાય.
*તારા જીવનનો શુભ પ્રકાશ ધરા પર પથરાજો.*

હાડકાં. હાડકાં. હાડકાં.
આ હાડકાંને સુંદર વસ્ત્રમાં વીંટાળવાનાં.
એકદમ અશ્લીલ.
નગ્ન ફરવું.
એકદમ નગ્ન ફરવું.
મરવું અને બધી યાતનામાંથી છૂટવું.
મરવું અને બધી યાતનામાંથી છૂટવું.

આંખના ઘરામાં
આંખ.
સર્પોની જીભ લબલબે છે.

ધ વર્લ્ડ ઑફ અવલિયાઝ્.
पागलों का जगत.
ફૂલ્સ પેરડાઇઝ.
હું છું એક મોટો વિદૂષક.
લાંબું છે મારું નાક.
મારાં સ્વપ્નો બળીને ખાખ.
ઓ... હો... હો... લ... લા... લા...

રસ્તાની ધારે મરીને પડેલી ભિખારણ.
હાડકાં હાડકાં કેવળ હાડકાં.
સુકાઇ ગઇ છે તેની યોનિની ચામડી.

કદાચ જીવંત ક્ષણભર મારી આંખની વાસનાથી
લોહીના ઝરણામાં લથબથ તેનાં સ્તન
ફાટેલા હોઠ.

આ બધું છોડીને ચાલ્યા જવું.
આ બધું છોડીને ચાલ્યા જવું.

જેની સાથે સ્મૃતિ જકડાયેલી તે દરેક વસ્તુનો નાશ.
તારે માટે સંન્યાસ.
ભોગ છે. ભોગવવા જોઇએ.

निशदिन वरसत नैन हमारे
निशदिन वरसत नैन हमारे

પરમેશ્વર માટે જીવ વ્યાકુળ થવો જોઇએ.
રાતદિવસ જીવને ચેન નથી.
આંખમાંથી અવિરત અશ્રુધારા.
હું હલકટ છું. નીચ છું. પાપી છું. દુરાચારી છું.
નરકવાસ ભોગવવો જોઇએ. મૃત્યુલોકમાં નરકવાસ.
નરકના વિવિધ પ્રકાર.
પંકપ્રભા.
તમઃ પ્રભા.
ઉષઃ પ્રભા.
આ હાડકાંને બાળવાનાં.
અરે* અથવા અહો હે લોકો
મને પહેલાં મારો
હાલહવાલ કરીને મારો રે બાપ
અને પછી
રસ્તા પરથી ઢસડીને સ્મશાન તરફ લઇ જાઓ.

અને મેં મારે હાથે મ્હોરેલા વૃક્ષનાં ફૂલો તોડ્યાં.
અને વૃક્ષ પરનાં બધાં ફૂલો કરમાઇ ગયાં. અને વૃક્ષ સુકાઇ ગયું.
અને મેં ખળખળતી નદીમાંથી અંજલિભર પાણી લીધું.
અને બધું પાણી લોહી થયું.
આજે સૂર્ય કાળોમસ.
અને ડાળી પરનાં ફૂલો મરેલાં.
માદક સૌંદર્ય.

* અરે... તુંકારે સંબોધન. *અહો... માનાર્થે સંબોધન.

નિતંબ.
ધોયેલા વાળ.
નો અટૅચમેંટ!
બધાંથી દૂર. અલગ.
ભયંકર એકલવાયાપણું. જીવને બાળનારું.

પૂર્ણ પીલેલું ફૂલ.
આટલી આત્મીયતા કેમ લાગે છે તેને માટે?
આ સ્વર કોઇ અનામી પક્ષીના
કેટલા પાસેથી હૃદયમાંથી આવે છે એમ લાગે છે.

અરે!
તોયે મારી સ્મૃતિ નષ્ટ થતી નથી.

યથેચ્છ સ્નાન કર્યું. બહુ સારું લાગે છે.
અગરબત્તીની સુગંધ. ફૂલોની સુગંધ. ચંદન. પૂજાઘરના દેવ.
ચંદન. ફૂલો. દીવી. तमसो मा ज्योतिर्गमय.
એહેહે
કાનને દેવ સંભળાય.
આંખને દેવનાં દર્શન.
મનને દેવનાં સ્વપ્નો.
આ હાથે પાલખી ખભા પર ઉપાડવી.
દેહધારી માનવને બહુ કષ્ટ વેઠીને દેવની પ્રાપ્તિ થતી હોય છે.

સૂર્યને નશો. બાર વાગ્યાના તડકાનો.

શારડીની જેમ તડકો આંખમાં ઘૂસે છે.

કપાળ આખા પર કંકુ.

દુઃખના દિવસ ગયા
સુખના દિવસ આવ્યા.
દુઃખના દિવસ ગયા
સુખના દિવસ આવ્યા!

લાલ ફૂલો.
ત્રિવેદીનો નશો.



કુવિ.

મહાકાળી.
બળતી આંખો.
બળતું હાસ્ય.
બળતું ઉઘાડુંનાગું નૃત્ય.
વિશાળ મસ્તક
તેની પર ફરફરતાં પીપળાનાં પાન.
બળતો કોકિલનો સ્વર.
એ બધાંને હૃદયે ચાંપવા.
છાતી બળી જાય.
એ બધું.
એ મરેલું જનાવર.
એ ગણગણાટ કરતી ભેગી થતી માખીઓ
એ ઉઘાડી અચેતન આંખ:
જિંદગીભર છુપાવેલું દુઃખ મર્યા પછી ઉઘાડું પડ્યું.
આંખ. દિવસ. આંખ રાત. આંખ. સ્વપ્ન.

દુઃખનો ક્રોસ. દુઃખના ખીલા. દુઃખનો પુત્ર.
દુઃખના ચરણો પર છાતીભર દુઃખ.

તારા કપાળ પર કંકુની આંગળીઓ.
*હે સુકુમારી,*
*તારાં સ્વપ્નો મારાં થાઓ.*
હળદરની ચંદ્રકોર
તેની ઉપર કંકુનો સૂર્ય.
લાલચટક ગુલાબ.
અંગેઅંગે ગુલાબની કળા.
શય્યા.
આંબલીનું એક પાન.
આવ સુકુમારી,
આ લાલચટક ફૂલોમાંથી
તું આવ.
આવ સુકુમારી,
આ બપોરના કંઠમાંથી ખીલતી આર્ત તાનમાંથી
તું આવ.
આવ સુકુમારી.
આ શરીરમાંથી તું આવ.

સંહારકાળ.
બ્રહ્માંડ બળે છે.

તું.
પાછળ આથમતી વેળાની ક્ષિતિજ

મહાકાય તું
મારી આંખનો પરિઘ
માર્યાદિત.
પાંચ ફૂટ ઊંચાઈનું ફૂલ.
હું નશામાં છું!

બે સૂર્ય
બે આંખોમાં
ત્રીજો સૂર્ય.
કપાળ વચ્ચે.

સૂર્યને નશો.
સૂર્યનો નશો.
શરીરને. અંતરાત્માને.

છૂંદાતો. લોહીલુહાણ થતો.

બળદ તડકાથી સુકાઈ ગયા.
મરતાં સુધી બોજો ખેંચવો.
તડકામાં તપતા રહેવું.

જાળ.
તપેલો ડામ્મર.
રસ્તા-સમારકામ કરતો મજૂર.
કાળો તપેલો ડામ્મર.
અંદરબહાર ભડકેલી આગ.
ડામ્મરના ડબામાં ઊતરીને સ્નાન કરીએ તોયે આગથી દઝાશે નહીં.
આખા શરીરે કાળું લાગ્યું તોયે તે કાંઈ જ નહીં!!

બે બહેનો.
સંવાદ.

ઘર. વર. છોકરાં.
ખટખટો.
મારે લગ્ન નથી કરવાં. તમે ભણવા દીધું નહીં. તમારો સંસાર ગરીબ.
જબરદસ્તીથી લગ્ન કરાવશો તો સંન્યાસ લઈને ચાલ્યો જઈશ.
તેનું પણ ખરું જ. જૂની હવેલીનું જંતુ. અંધારી ગૂંગળાવતી
ઓરડી જેવી જ તેની જિંદગી.
ભરતડકામાં બળદ. પશુઓને મન ભાવ-સંવેદના કાંઈ છે કે નહીં?
આપણે જાનવરો જ છીએ. આપણે પણ જિંદગીભર
તડકામાં જ તપતા રહીએ છીએ.

પરમહંસ થવું જોઈએ.

રાખોડી રંગનાં પંખી. ઘણુંખરું રાખમાંથી જન્મેલાં.
ઘણુંખરું રાખ થવા માટે જ મરશે.
રાખોડી રંગના બે પંખી.
ઘણુંખરું તે અને હું.
કંઈ વિચિત્ર ક્ષણે આંખમાં આંખ.
બળતાં ઉકળતાં સ્વપ્નો.
આંખના સૂર્યને જિંદગીનો અર્ધ્ય.
*તું શું કરીશ મારા અદૃષ્ટ ભવિષ્ય*
લલાટરેખા.
આમ થવું અગત્યનું જે અને તે થયું.

હું ખંજર.
આંખના પલકારામાં
હવામાં ચમકીને કાળની છાતીમાં.

ઠાઠડી પરનું શબ: હું.
ડાઘુઓ ચાર: હું ૪.
પાછળ: હું.
આગ મૂકનાર: હું.
તાત્પર્ય: આનું જ નામ મૃત્યુલોક!
કાળવૃક્ષની પાનખર!
અલંકારિક ભાષામાં લખી શકાશે.
ફૂલો ખીલ્યાં છે. તેમને મરણના હોઠોએ ચૂમ્યાં છે.
મરણનું વૃક્ષ સળસળે છે.

આ દુઃખ
આ અપમાન.
આ યાતના.
એ બધું છાતીએ ચાંપવું.

ખદબદતી વાસના.
અફાટ આયુષ્ય સળગી ઊઠે છે.
અંતરાત્મામાં વડવાનલ વડવાનલ.
એમાંથી બહાર આવવું જોઈએ.
એમાંથી બહુ જલદી બહાર નીકળવું જોઈએ.
છોડી મૂકેલા સાંઢની જેમ મસ્તીમાં ચકચૂર થવું.
શિંગડાંથી માટી ખણીને અહ્‌વાનની મસ્ત ચિચિયારી પાડવી.

દુઃખ કામ. અધ્યાત્મ.
યાતનાત્રિવેણી

મહાકાળી.
નશામાં ચકચૂર.
મર્ત્યોના લોહીનો નશો.
આ આંખો. આ હાસ્ય.
ઝેરી સર્પનો સંચાર મારા શરીરમાં.

ગાઢ જંગલઝાડી.
સ્મશાન.
ખંડિયેરો.
વેદનાની મસ્તીમાં.
કાળુંભમ્મર પાણી. ચંદ્રકોર.
કાળાંભમ્મર ઝાડના કાળાભમ્મર પડછાયા.
વેદનાની મસ્તીમાં.
મારું કાળજું ને મારો કંઠ કાપતી નીકળેલી તાન.
ઝેર ચડેલી.
કાળાં પક્ષી.
મનની આગથી દાઝીને
કાળાં થયેલાં પક્ષી.

અહીંતહીં બેઠેલાં હે કાળાં પક્ષીઓ,
આવો રે મારાં કાળાં પક્ષીઓ,

મારા ખભા પર બેસો.
મારા માથા પર બેસો રે ઓ રાજાઓ.
ગાઓ તમારાં બળી ગયેલાં ગીત.
તમારી બળી ગયેલી જિંદગીનાં ગીત.

*રક્તવાહિનીઓ સુકાય છે, આ પાયમાલ દિવસના*
*લુખ્ખાસુક્કા ભૂખરા હાડપીંજરમાં હું કેદ.*
*મુક્ત હું નથી જ ક્યારેય;*
*પાતાળમાં બંધાયેલો પથ્થરને*
*મારી જ અજ્ઞાત વાસનાઓના.*
*યુગયુગ ત્રસ્ત જીવનનું*
*અંધાર્યું છે આકાશ.*

*તો હે દેવ, ઉજાળ રે અંધકાર આ.*

*જાંબુડી પક્ષીઓ હશે તારે બારણે*
*નાચતાં નાચ દિવ્ય અપ્સરોગાયનો*
*રોગ અહીં કરડી ખાય છે ઇમારતો,*
*રસ્તા, બાગબગીચાને;*
*પાંખ તૂટેલો એક ગંધર્વ*
*તૂટેલા વાદ્ય પર મંજુગીતો...*
*નહીં, નહીં. વિલાપ ત્રસ્ત આત્માનો.*

*રામરામરામ મર સુક્કોભઠ્ઠ જ*
*અતૃપ્ત પિશાચ થા.*
*છૂટકો નથી ક્યાંય.*

*નથી એકેય અક્ષર બેસતો સરળ.*

☐

## સૂર્યઘટિકાયંત્ર ❑ ઑક્તાવિયો પાઝ
### ❑ ડૉનલ્ડ ગાર્ડનર ❑ જગદીશ જોષી

તેરમી વ્યક્તિ ફરી પાછી આવે છે.... અને છતાં તે જ છે પ્રથમ;
અને સદાય તે એક જ છે, અનન્ય છે... કે પછી, તે છે કેવળ ક્ષણ;
કારણ, હે પ્રિય, તું સામ્રાજ્ઞી છે, પ્રથમ કે અંતિમા?
એકમાત્ર કે છેલ્લા પ્રણયી, શું તું સમ્રાટ છે?

- જેરાર્ડ દ નર્વાલ (આર્ટેમિસ)

પવનથી મરડાયેલો પાણીનો ઊંચો શેરડો,
નર્તતું હોવા છતાં ઊંડાં મૂળવાળું ઝાડ,
વંકાતો, આગળ વધતો, કમાનની જેમ પાછો વળતો,
કુદરતી ફરતો ને હંમેશ પહોંચી જતો
આ નદીનો માર્ગ:
　　એક નીરવ ભ્રમણકક્ષા
સિતારાઓની કે હાય-હાય ઉતાવળ વિના વિતાવેલા વસંતકાળની,
બે બંધ પોપચાંની પાછળ જળ
ભવિષ્યની ભયાન્વિત આગાહીથી ઝમતું રહેતું આખીય રાતભર,
મોજાંઓની પરંપરામાં કેવળ ઉપસ્થિતિ,
સર્વસ્વને ઢાંકી દેતાં મોજાં ઉપર મોજાં,
અંત જેવા કોઈ તત્ત્વને નહીં ઓળખનાર લીલાશનું સાર્વભૌમત્વ
તેજસ્વી ઝબકારા દેતી પાંખો જેવું
મધ્યાકાશમાં તે પ્રસરે છે ત્યારે,

એક ભ્રમણકક્ષા ઊઘડતી જતી અણજાણ નિર્જનતામાંથી
આવનારા દિવસોની, અને શોકઘેરી
કમભાગ્યની મીટ, એક પંખીના ઉદાસ ટહુકા જેવી
જે અરણ્યને પથ્થર જેવું નિર્જીવ કરી મૂકે છે.
અને આપણી ઉપર લગભગ ધોધમાર વરસું વરસું થતાં રહી ગયેલાં સુખનાં ફૂલો...
... ત્યાં તો ડાળીઓ અદશ્ય,
પંખીઓ જેને ચૂગી જાય છે એવા તેજલતાના કલાકો,
હથેળીમાંથી ઢોળાઈ જતા સુખના કોલ,

અચાનક છલકી ઊઠતા ગીતની જેવી એક ઉપસ્થિતિ,
અરણ્ય-દહનમાં ગાતાં જતાં સમીરણ જેવી,
દુનિયાભરના પર્વતોને અને સમુદ્રોને હવામાં
તોળી રહેતી એક શાશ્વત મીટ,

લખોટી જેવા પથ્થરોમાંથી ચળાયેલો તેજનો રાશિ,
તેજના અવયવો, તેજનો ઉદર-પ્રસાર, સમુદ્રતટો,
તડકો નીતરતા ખડકો, વાદળિયો વાન,
ઝડપથી આગળ ધસતાં દિવસનાં અજવાળાંનો રંગ,
આ કલાક સ્પંદને ઝગમગે છે ને તે આકૃતિ ધારણ કરે છે,
તારા દેહ મારફત દુનિયા હવે તો દશ્યમાન છે,
અને તારી પારદર્શકતા થકી એ પારદર્શક પણ છે,

અવાજની પરસાળો વચ્ચેથી હું જાઉં છું,
પડઘાતી જતી ઉપસ્થિતિઓમાં (ઘટનાઓમાં) હું વહું છું,
એક આંધળાની જેમ હું પારદર્શકતામાંથી પસાર થાઉં છું,
એક પ્રતિબિમ્બ મને ભૂંસી નાખે છે, બીજા પ્રતિબિમ્બમાં હું (ફરી) જન્મું છું,
અરે, મોહ-મઢ્યા થાંભલાઓના જંગલ!
પ્રકાશની કમાનો તળેની
આભાસી-પારદર્શક પાનખરની પરસાળોને હું વીંધું છું,

દુનિયામાંથી પસાર થાઉં એમ હું તારા શરીરમાંથી પસાર થાઉં છું,
તારું પેટ છે તડકાથી તરબોળ થયેલો નગર-ચૉક,
તારાં સ્તનો છે જોડિયાં દેવળો જ્યાંની (જન્મ-મૃત્યુની) સમાંતર રહસ્યમયતા ઉપર
તારું લોહી અધ્યક્ષસ્થાન ભોગવે છે,
મારી અનેક મીટ વેલની જેમ તને વીંટી વળે છે,
દરિયાએ જેને ઘેરો ઘાલ્યો છે એવું શહેર છે તું,
પ્રકાશ જેને બે અડધિયામાં વ્હેંચી નાખે છે એવી
કિલ્લાઓની હારમાળા (તું છે), (તું) પીચનો રંગ,
(તું છે) લૂણનો, ખડકોનો અને પક્ષીઓનો આવાસ
આત્મરત મધ્યાહ્નની આણ નીચે,

મારી કામનાના રંગોમાં વસ્ત્રાવૃત્ત તું
મારા વિચારની પ્રક્રિયા જેમ ભમે છે કેવળ નગ્ન,
જળમાં જેમ સરું એમ હું તારી આંખોમાંથી પસાર થાઉં છું,
પેલી આંખો કે જ્યાં સપનાંઓને ચસ્ ચસ્ પી જવા વ્યાઘ્રો આવે છે,
એવી જ્વાળાઓ જેમાંથી ગુનગુનાતું પંખી પોતાની રંગીનીઓ પામે છે,
ચંદ્રમામાંથી પસાર થતો હોઉં એવી સુંવાળપથી હું તારા કપાળમાંથી,
વાદળની જેમ તારા વિચારોમાંથી હું પસાર થાઉં છું,
તારાં સપનાંઓમાંથી પસાર થતો હોઉં એમ તારા ઉદરમાંથી હું પસાર થાઉં છું,

મકાઈના છોડવાનો તારો ખોળો લહેરે છે ને ગાય છે,

સ્ફટિકનો તારો ખોળો, જળનો તારો ખોળો,
તારા હોઠ, તારા વાળની વેલ, તારો દૃષ્ટિક્ષેપ,
આખી રાત તું વરસ્યા કરે છે, દિવસભર
તું મારી છાતીને ઉઘાડે છે તારી જળની આંગળીઓથી,
તું મારી આંખો ચૂમે છે તારા પાણીના મુખથી,
તું મારી ભીતરનીયે ભીતર વરસે છે, અને મારા હૈયામાં
એક જળનું ઝાડ પોતાનાં પાણિયાળાં મૂળિયાં ઊંડે પ્રસારે છે,

એક નદીને ખૂંદી વળું એ રીતે હું તારામાં ફરી વળું છું,
હું આખીય તારી કાયામાંથી પસાર થાઉં છું જાણે કે જંગલમાંથી,
'ક્યાંય નહીં'ને છેડે અચાનક થંભી જતી
પર્વતમાળામાં રઝળપાટ કરતી પગદંડીની જેમ,
તારી તીક્ષ્ણ, ધારદાર વિચારધારાની ધારે ધારે હું તારી સાથે છું
અને તારા છલોછલ શ્વેત કપાળ ઉપર
મારો પડછાયો નીચે ફંગોળાઇ જાય છે અને તૂટીને શીર્ણવિશીર્ણ થઇ જાય છે,
એક પછી એક મારા ભગ્નાવશેષો હું વીણી લઉં છું
અને હું અશરીર રસ્તે પળું છું... ઢૂંઢતો, ફંફોસતો,

સ્મરણોની અનંત પરસાળો,
દરવાજાઓ ઊઘડે છે ખાલીખમ કમરાઓમાં
જ્યાં બધીયે ગ્રીષ્મો એક સાથે ગોંધાઈ રહી છે,
જ્યાં તૃષાના મણિઓ પોતાની ગહરાઇમાંથી સળગે છે,
યાદ કરું ને તરત અલોપ થઈ જતો ચહેરો,
મારા સ્પર્શે ભાંગી પડતો હાથ,
ખળભળાટના હુલ્લડે ચડેલા કરોળિયાઓ વડે ગૂંફાયેલા લુખ્ખા વાળ,
(આ બધું) ... વરસોનાં સ્મિતોનાં સ્મરણો (વીંધતો પળું છું),

મારા છલકાઈ જતા વિચારની ટોચે
હું ઢૂંઢું છું પામ્યા વગર, હું શોધું છું એક ક્ષણને,
એક ચહેરો ઝબકારાનો અને સંતાપનો
હડિયાપાટી કરતો રાત્રિમાં બંધાઇ ગયેલી ડાળીઓની વચ્ચે વચ્ચે,
ઓળાઓના બગીચામાંનો વરસાદિયો ચહેરો,
(તેમ છતાં) મારી પડખેથી વણરોકાયું જળ વહી જ જાય છે,
હું ઢૂંઢું છું પામ્યા વગર, એકલા એકાંતમાં હું લખું છું,
અહીં કોઇ પણ નથી, દિવસ આથમે છે, વરસ આથમે છે,

હું ક્ષણ સાથે ગબડું છું, ઊંડાણોમાં હું ગબડું છું,
શીર્ણવિશીર્ણ થયેલા મારા પ્રતિરૂપને પ્રસ્થાપિત કરતો

અરીસાઓ ઉપરનો અદશ્ય માર્ગ,
હું દિવસોને ખૂંદી વળું છું, ઘસાઈ-ઠસાઈ ગયેલી ક્ષણોને ડહોળી વળું છું.
હું ખૂંદું છું મારા પોતાના ઓછાયાના વિચારોને,
હું ખૂંદું છું મારા ઓછાયાને...એક ક્ષણની શોધમાં,

હું શોધું છું એક સાચ્ચી ક્ષણ-પક્ષીની જેવી ઝળાંહળાં થતી,
ટેઝોન્ટલ દીવાલો પર હળવેકથી ઢળતા સૂર્યને
હું સાંજે પાંચ વાગે શોધું છું,
આ ઘડી પોતાનાં ફળના ઢગલાઓને પક્વતાની ઝાંય અર્પતી હતી
અને (એ ક્ષણ) જ્યારે રંગોમાં ભડકી ઊઠી ત્યારે
કન્યાઓ દોડી આવી એના ગુલાબી કમરાઓમાંથી અને વીખરાઈ ગઈ
પોતાની શાળાની પથ્થરી પરસાળોમાં,
એમાંની એક, સંધ્યાકાળ જેવી લંબકાય, પ્રકાશ-મઢી
ચાલી આવતી હતી કમાનો હેઠળ
અને અવકાશ તેને વીંટળાઈ વળ્યો અને શણગારી દીધી એને
વધારે સોનલ ને વધારે પારદર્શક એક બીજી નવીન ત્વચામાં,

છાયા-પ્રકાશના વ્યાઘ્ર-રંગી ચટપટા, ઘેરું તપખીરિયું હરણ
રાત્રિના વળાવિયાઓના પીછાથી ઝડપાઈ ગયેલું,
જે કન્યાની મેં સ્હેજ ઝાંખી કરી તે અઢેલતી
વરસાદથી લીલાછમ થઈ ગયેલા ઝરુખાઓ પર,
કિશોરવયનો અણતાગ ચહેરો,
તારું નામ-મેલૂસિના,
લૉરા, ઈઝબેલ, પર્સિફોન કે મેરી-શું હતું તે મને યાદ નથી,
તારામાં આ બધાય ચહેરા છે અને એમાંનો એકકેય તારો નહીં,
વૃક્ષ અને વાદળ તારી અનુકૃતિઓ છે,
તું એકી સાથે બધાંય પક્ષીઓ છે અને કેવળ તારો છે,
તું સમશેરની ધાર છે, તું છે
લોહીની તાંસળી જે જલ્લાદ લઈ આવે છે,
(તું) એક વેલ છે જે વધતી જાય છે, વળુંભે છે, મૂળમાંથી ઉખેડી નાખે છે
આત્માને અને પોતાથી જ એને વિભાજિત કરે છે,

મણિ ઉપર અગ્નિના હસ્તાક્ષર,
પથ્થરમાંની તિરાડ, સર્પોની રાણી,
ધુમ્મસનો સ્તંભ, ખડકમાંનું ઝરણ,
ચાંદનીનું વર્તુળ, ગરુડોનું થાનક,
સુગંધી બીજ, નાનકો જીવલેણ કાંટો

પોતાની અનંત શિક્ષા નવાજતો,
સમુદ્રોની ગહ્વરોની ભરવાડણ
અને મૃતાત્માઓની ખીણોની રખેવાળ,
ચક્કર ચડે એવી ઊંચી પર્વત-ધારેથી લટકતી વેલ,
પાણીમાં ભરડો લેતી વેલ, ઝેરી રોપ,
પુનઃસાક્ષાત્કારનું પુષ્પ, આયુષ્યની દ્રાક્ષવેલ,
બંસીવાદન અને વીજલતાની અધિષ્ઠાત્રી,
મોગરાની અટારિકા, જખમ રૂઝવતી સારવાર,
ગોળીએ દેવાયેલા માણસ માટેની શાતાભરી ગુલાબ-ડાળ,
અકાળ હિમવર્ષા, વધસ્તંભે અસ્થાને ચાંદ,
લાવા-ખડક પર સમુદ્રના લૂણાક્ષર,
રણમાં પવનના રેતાક્ષર,
સૂર્યનો વારસો, દાડમડી, મક્કાઈનું ડોડું (તું છે)...

જ્વાળાનો ચહેરો, ખૂંચવી ને ઓહિયાં થઈ ગયેલો ચહેરો,
ભૂતાવળની જેમ અમળાતાં જતાં વર્ષોનો
શિકાર થયેલો કિશોરિયો ચહેરો અને એની એ જ પરસાળમાં
ભમરી લૈ પાછા વળતા દિવસોનો, એ જ ભીંતનો શિકાર થયેલો (ચહેરો),
ક્ષણ પ્રજ્વળે છે અને અગ્નિજ્વાળાના બનેલા
ચહેરા ઉપર ચહેરા એક જ ચહેરો બની જાય છે,
બધાં નામ એક જ નામ છે,
બધા ચહેરાઓ એક જ ચહેરો છે,
બધી જ સદીઓ એક ક્ષણ
અને સદીઓની સદીઓની સદીઓ માટે
ભાવિનો રસ્તો રૂંધાયેલો છે આ બે આંખો વડે,

મારી આંખ સામે કશું જ નથી. મારી સામે તો છે
બાંધીને સાંધી રાખેલાં ચિત્રોના એક સ્વપ્નમાંથી
આજ રાતે ઉગારી લીધેલી એકમાત્ર ક્ષણ,
સ્વપ્નોને ઝુન્નસથી તોડીફોડીને ઉગારી લીધેલી એક ક્ષણ,
આ રાતની શૂન્યતામાંથી ચોરી લીધેલી,
નરી તાકાતથી અક્ષરે...અક્ષરે ઊંચકી લીધેલી (એક ક્ષણ),
(આ બધું કર્યું) તે દરમિયાન, બહાર રહેલો સમય
આંતરડાં અમળાવી અમળાવી ઓકે છે
અને આયોજિત ખૂનના પોતાના નિયત ક્રમ સામે દુનિયા
મારા અંતરાત્માનાં પ્રવેશદ્વારો પર હથોડા ટીપે છે,

જ્વાળાના ઝભ્ભાની જેમ મને વીંટી વળે છે,
ક્ષય પામ્યા વગર જ હું બળ્યા કરું છું, હું પાણીની તલાશ કરું છું
અને તારી આંખોમાં એકાદ ટીપું પણ નથી, તે તો પથ્થર છે,
અને તારાં સ્તનો, તારું પેટ અને તારાં નિતંબ
આ બધું જ પથ્થર છે, તારા મોઢામાં છે ધૂળની ગંધ,
તારું મોઢું છાક મારે છે કાળના ઝેરથી,
ગોંધાઈ ગયેલા કૂવા જેમ તારું શરીર ગંધાય છે,
મારી તરસી આંખોને ફરીફરી ઘૂંટતા અરીસાઓની એ તો
પરસાળ, ફરીફરીને વળી પાછી વિદાયના બિંદુ ઉપર
કાયમ ઢળ્યા કરતી પરસાળ,
હું અંધ છું અને તું મને પકડી દોરી જાય છે
પરસાળોની હઠીલી હારમાળાઓ વીંધીને
વર્તુળના કેન્દ્ર તરફ અને કુહાડીમાં જડાયેલી જ્વાળાની રોશનીની જેમ
તું ધસી આવે છે,
જીવતે જીવત સૉરી નાખે તેવા અગ્નિની જેમ, દેહાંતની સજા પામેલા
કેદીનું વિવશીકરણ કરનાર શૂળીની જેમ,
કોરડાની કમનીયતા જેમ અને ચંદ્રની ઢાલને પહોંચી વળે
તેવા લાંબાલાંબા ભાલાની જેમ,
અને તારા શબ્દોની તીક્ષ્ણ ધાર મારી છાતીમાં
ઊંડે ઊંડે ઊતરી જાય છે, મને નિર્જન કરી મૂકે છે
અને મને ખાલીખમ કરી દે છે,
એક પછી એક તું મારાં સ્મરણો ભૂંસી નાખે છે,
હું મારું નામ સુદ્ધાં ભૂલી ગયો છું, મારા મિત્રો
કાં તો ડુક્કરો વચ્ચે કણસે છે અગર સૂર્ય દ્વારા ભરખાઈ જઈને
ઊંડી ગર્તામાં કણકણ વેરાઈ જાય છે,

મારો કોઈ અવશેષ બાકી નથી રહ્યો સિવાય કે એક જખમ,
એક વાંઝણી સોનાની ખાણ જ્યાં હવે કોઈ ફરકતું નથી,
એક બંધિયાર વર્તમાન, રહી રહીને ફરી પાછો આવતો
અને પોતાને જ ઘૂંટ્યા કરતો અને પ્રતિબિંબાતો એક વિચાર,
અને પોતાની પારદર્શકતામાં જ પોતે નામશેષ થઈ જતો એક વિચાર,
મારી ચેતના તે પણ કંઈ નહીં પણ આ બધાંને બાંધતી કેવળ એક આંખ જ છે
પોતાને જ દેખ્યા કરતી અને જોતાં જોતાં સ્પષ્ટતાના ઊંડાણમાં
પોતે ગરકાવ થઈ જાય ત્યાં સુધી
દેખ્યા કરતી (એક આંખ):
મેં જોયો તારો જાળિયાળો વેશ
મળસકે લીલું લીલું ચળકતો, મેલુસિના,

તારી ચાદરોમાં ગંઠોડાઈને તું સૂતી હતી
અને જ્યારે તું જાગી ત્યારે તું એક પંખીની જેમ ચિત્કારી ઊઠી
બળીબળીને રાખ થયેલી તું જોતજોતામાં ગબડી પડી,
તારું કશુંયે રહ્યું નહીં, રહ્યો માત્ર એક ચિત્કાર,
અને સદીઓના પાછોતરે છેડે હું જોઉં છું મારી જાતને
ઝાંખું ભાળતી અને ખોખલી, જૂના ફોટોગ્રાફ્સના
ઢગલાઓમાં ફંફોસતી:
            ત્યાં કશુંય નથી, તું કંઈ કરતાં કંઈ ન હતી
એક રાખની ઢગલી અને એક ઉશેટાનો હાથો,
એક કટાયેલી છરી અને પીંછાંની સાવરણી,
કોઈ કોઈ હાડકાળી ખૂંધ પર લબડતી ચામડી,
ચીમળાયેલું દ્રાક્ષનું ઝૂમખું, કાળી કબર,
અને એ કબરને તળિયે, સૈકાઓ પહેલાં
મૃત્યુ પામેલી એક કન્યાની આંખો,

કૂવાને તળિયે દટાયેલી આંખો,
છેક આરંભકાળથી આપણી સમક્ષ તાજી થતી આંખો,
પુખ્ત વયના પોતાના પુત્રને એક તરુણ પિતા તરીકે જોતી
એક વૃદ્ધ માતાની નિર્દોષ આંખો,
પોતાના પિતામાં ભટુરિયા દીકરાના દર્શન કરતી
કોઈ એકલવાયી કન્યાની માતાની મમતાળી આંખો,
આપણને જિંદગીની કૂપ-ગર્તામાંથી બહાર દોરી આવતી અને પછી
જે પોતે જ પાછી મૃત્યુની અધિકાધિક ખાઈઓ છે
(કે પછી, ક્રમ અવળો છે?) એવી આંખો,
કે પછી, એ આંખોમાં ડૂબકી દેવી
એ જ શું એકમાત્ર પંથ છે જીવનના સાચા આદિ-સ્રોત તરફ પાછા ફરવાનો?

પડવું, ફરી પાછા વળવું, પોતાનાં જ સ્વપ્ન જોવાં
મને સ્વપ્નાવતી કોઈ અવર જિન્દગી, અવર ભાવિ આંખો,
જુદાં વાદળાં, મરવું ઈતર મૃત્યુ!-
મારે ખપ કોઈ વાતનો હોય તો આ જ રાતનો અને આ જ ક્ષણનો
જે અસ્ખલિત ઉકેલ્યા કરે છે અને પ્રત્યક્ષ કર્યા કરે છે મને
કે હું ક્યાં હતો, હું કોણ હતો, તારું નામ શું છે,
મારું નામ શું છે:
            દસ વર્ષ પહેલાં ક્રિસ્ટોફર સ્ટ્રીટમાં જ્યાં
ચકલીઓ ઉમટતી'તી અને પ્રકાશને ગટગટાવતી'તી ત્યાં
ખંજનિયાળી ફિલિસના સંગાથમાં

ઉનાળો ગાળવા માટે – પ્રત્યેક ઉનાળો ગાળવા માટે –
શું હું ખરેખર યોજનાઓ ઘડતો'તો?
રિફોર્માના ચૉકમાં શું કાર્મેને એમ કહેલું કે
'હવા ખુશનુમા છે; અહીં તો સદાકાળ ઑક્ટોબર જ હોય છે.'
કે પછી તે કોઈ બીજા સાથે વાત કરતી'તી,
કે કોઈએ કદી ન કહેલું હું જ ઉપજાવી કાઢું છું?
વૃક્ષની જેવી લીલી અને કાળી ઑક્સાકાની પ્રચંડ રાત્રિમાં,
પાગલ પવનની જેમ મારી જાત જોડે જ બડબડતો
ચાલ્યે જતો હતો તે શું હું જ?
અને કમરામાં પાછો ફર્યો – સદાય માટેની ચાર દીવાલો જ –
ત્યારે અરીસાઓમાં જોતાં જ જે દેખાયો તે શું હું જ?
હોટેલ વર્નેટમાંથી બદામનાં વૃક્ષો સાથે ડીંચતું
ઊગતું પરોઢ શું આપણે જોયું હતું? – 'ઘણું મોડું થઈ ગયું'
તું વાળ ઓળતાં ઓળતાં બોલી'તી અને મેં જોયા'તા
દીવાલ પર ડાઘા અને છતાં હું કશુંય બોલ્યો ન'તો?
શું આપણે એકમેકના સંગમાં મિનારા પર ગયાં'તાં? ટેકરીઓની પાછળ
સૂર્યને ડૂબતો સાથ્યે આપણે જ જોયો'તો?
બિદાર્તમાં આપણે દ્રાક્ષ ખાધી'તી? પિરોટેમાં
આપણે ખુશબોદાર ફૂલો ખરીદ્યાં'તાં?
          નામો, સ્થળો,
ગલીઓ અને ગલીઓ, ચહેરાઓ, ચૉક, રસ્તાઓ,
રેલવે-સ્ટેશન, બાગ, એકકેક ઓરડીઓ,
દીવાલ પરના ડાઘ, વાળ ઓળતી કોઈ સ્ત્રી,
મારા પડખામાં ગાતું એવું કોઈક, ફરી પાછા વાળ વીંટી લેતું કોઈક,
ઓરડીઓ, સ્થળો, રસ્તાઓ, નામો, ઓરડીઓ, (શું આ બધું હતું?)

(મને યાદ આવે છે)
મદ્રીડ, ૧૯૩૭,
ઍંજલના ચૉકમાં સ્ત્રીઓ
પોતાનાં બાળકો સાથે સીવતી'તી ને ગાતી'તી,
ત્યારે ઓચિંતી બુમરાણ સંભળાઈ'તી ને સાઈરનો ચીસી ઊઠી'તી,
જ્યારે મકાનોને ધૂળ ચાટતાં કરાયાં'તાં, ઇમારતોના ચહેરા ભાંગતા'તા,
અને વિમાનોનાં યંત્રોનો સતત ઝંઝાવાત:
બે વ્યક્તિઓએ પોતાનાં કપડાં ફાડી નાખ્યાં અને સ્નેહ-સંભોગ કર્યો
ઉગારી લેવા માટે
શાશ્વતીના આપણા હિસ્સાને,
સમયના અને સ્વર્ગના આપણા હિસ્સાને (ઉગારી લેવા માટે),

આપણાં મૂળિયાં સુધી છેક ઊંડે જઈને આપણને તારી દેવા માટે,
હજારો વર્ષ પહેલાં જીવનના લૂંટારાઓ આપણી પાસેથી જે જીવનનો વારસો
ચોરી ગયા'તા તે વારસાને બચાવી લેવા માટે,
પેલાં બન્નેએ પોતાનાં વસ્ત્રો ફાડી નાખ્યાં અને બાથ ભીડી લીધી
કારણકે જ્યારે બે નગ્ન, નિસ્વાર્થ વ્યક્તિઓ ભેગી મળે છે ત્યારે
તેઓ સમયની આરપાર ઊડી જાય છે અને અભેદ્ય બની રહે છે,
કંઈ કરતાં કંઈ પણ તેમને સ્પર્શી શકતું નથી, તેઓ આદિ મૂળ તરફ પાછાં ફરે છે,
ત્યાં કોઈ હું કે તું નથી, કે નથી આવતી કાલ, ગઈ કાલ કે નથી નામો,
બે વ્યક્તિઓનું ઋતમાત્ર અને આત્મા અને શરીર,
આ જ તો પૂર્ણ અસ્તિત્વ...

ભગ્નાવેશ થતાં જતાં

શહેરોનાં પૂરમાં તણાતી જતી ઓરડીઓ,
જખ્મોના ભણકારા વાગે એવાં ઓરડીઓ ને ગલીઓનાં નામો,
ઊડી ગયેલા રંગવાળા એના એ જ વૉલપેપરવાળી બીજી ઓરડીઓ ભણી
આ ઓરડીની બારીઓ ખૂલે છે જ્યાં બાંડિયું પહેરેલો પુરુષ સમાચાર વાંચે છે
કે કોઈ સ્ત્રી ઈસ્ત્રી કરે છે; સૂર્યપ્રકાશથી ધોળાતી ઓરડીમાં
પીચવૃક્ષની ડાળીઓના પડછાયા અંકાયા છે;
પેલી બીજી ઓરડી: બહાર તો કાયમ વરસાદ જ પડતો હોય છે,
મકાનની વચ્ચેનો ચૉક અને કાંસાંની ત્રણ શિશુ-શિલ્પ-મૂર્તિઓ,
પ્રકાશના અખાતમાં ડોલતી નૌકાઓ જેવી, કે
સબમરીનો જેવી લાગતી આ ઓરડી:

શાંતિ વિસ્તરે છે અને વેરાઈ જાય છે હરિયાળાં મોજાઓમાં,
આપણે જે કંઈ સ્પર્શીએ તે બધું જ આલોકિત છે;
સંપત્તિ દાટવાનાં ભોંયરાઓ, ફૂગ ચડી ગયેલી
કુટુંબની વ્યક્તિઓની છબીઓ, ધાગા નીકળી ગયેલા ગાલીચા;
ગુપ્ત પ્રવેશદ્વારો, કોટડીઓ, જાદુઈ ગુફાઓ,
પંખી-પીંજરાં અને નંબરવાળી ઓરડીઓ—
આ બધાં રૂપાંતર પામ્યાં છે, આ બધાંઓને પાંખો ફૂટી ને ઊડવા લાગ્યાં,
હરેક બીબું એક વાદળ છે, પ્રત્યેક દરવાજો
ઊઘડે છે દરિયા ભણી, હરિયાળાં મેદાનો ભણી, આકાશ ભણી, હરેક ટેબલ
મિજબાની માટે ગોઠવ્યું લાગે: તેઓ શંખની જેમ બિડાઈ ગયાં છે
અને કાળ તેમના ફરતો ફોગટ ઘેરો ઘાલે છે,
હવે કાળ જેવું કશું નથી, નથી દીવાલો; અવકાશ, અવકાશ,
તમારી હથેલી ખોલો અને આ બધી સમૃદ્ધિને એકઠી કરો,
ફળ તોડો, જિન્દગીને ચાખો, તમારા પંડને લંબાવો
ઝાડના થડ પાસે, પાણી પીઓ!,

હરેક વસ્તુ રૂપાંતર પામી છે અને પાવન છે,
દરેક ઓરડી જગતનું કેન્દ્ર છે,
સૌ રાત્રિઓમાં આ રાત પ્રથમ છે, દિવસ પ્રથમ છે,
જ્યારે બે વ્યક્તિઓ પ્રણય કરે ત્યારે જન્મે છે વિશ્વ,
પારદર્શક આંતરડાંમાંથી પ્રકાશના બિંદુ જેવી
ઓરડી ફળની જેમ અડધું ઊઘડે છે અથવા
એક તારકની જેમ અરવ વિસ્ફોટ પામે છે --

અને ઉંદરોથી ફોલી ખવાયેલા (અન્યાયી) કાનૂનો,
બૅન્ક અને બંદીખાનાંની જાળઓ,
નિયમ-પ્રચુરતાની જાળીઓ, કાંટાળા તારની વાડો,
રબર-સ્ટૅમ્પ, ચાબખા વગેરે ઘોંચ-પરોણાઓ
કરતાં શસ્ત્રપ્રેમી, એકપક્ષી ઉદ્બોધનો,
વિશારદની ઉપાધિવાળો ને મધમીઠા કંઠવાળો વીંછી,
રેશમી પાઘડીવાળો વાઘ, શાકાહારી મંડળનો
અને રૅડ-ક્રૉસનો પ્રમુખ,
શિક્ષણશાસ્ત્રનો ખચ્ચર, ઉદ્ધારકની
વેશભૂષામાં સજ્જ થયેલો મગરમચ્છ, જનગણ અધિનાયક,
બઠેખાં, ઉસ્તાદબુટ્ટી, ભવિષ્યનો
ઘડવૈયો, ગણવેશધારી ભૂંડ (પોલીસ),
પોતાના ગંદા ચોકઠાને પવિત્ર જળમાં ધોતો અને
પરદેશી વાણીવિલાસના ને લોકશાહીના વર્ગોમાં જતો
ચર્ચનો પનોતો પુત્ર,
અદશ્ય દીવાલો, એક માણસને બીજા
માણસથી અને પોતાનાથી પણ ભેદતાં-છેદતાં કરનાર
સડેલાં મહોરાંઓ,-
બધું એક 'અર્ધસભર' પળ માટે
ભરભર ભુક્કો થઈ જાય છે અને આપણને ઝાંખી થાય છે
આપણી ગુમ થયેલી એકતાની, માણસ હોવાની
નિઃશેષ એકલતાની, માનવ હોવાની કીર્તિની,
રોટી વહેંચવાની, સૂર્ય-પ્રકાશ અને મોતની વહેંચણીની,
જીવંત હોવાના ભુલાયેલા ચમત્કારની;

પ્રણય એ સંગ્રામ છે, બે માણસના આગોશમાં
દુનિયા બદલાઈ જાય છે, ઇચ્છાઓને આકાર મળે છે,
વિચારો આકાર ધારે છે, વેઠિયાના ખભા
ફૂટતી પાંખો બને છે, જગત બની જાય છે સત્ય

અને મૂર્ત, આસવ ફરીવાર બને છે સાચ્ચો આસવ,
રોટી પોતાની સોડમ પાછી મેળવે છે, જળ સાચ્ચે જ જળ છે,
પ્રણય સંગ્રામ છે, એ બધા જ દરવાજા ખોલી નાખે છે,
હવે તમે નંબરવાળો ઓછાયો નથી
કે જેને ચહેરા વિનાનો કોઈક માલિક એક શાશ્વત સાંકળમાં
ગોંધી મારે;
દુનિયા બદલાય છે
જો બે માણસ આંખમાં ઓળખ સાથે એકબીજા સામે જુએ,
પ્રણય એટલે પોતાનાં બધાં નામો ઉતરડી નાખવાં તે:
'મને તમારી દેવદાસી થવા દો' ઍલોઈસે કહ્યું.
પણ એ નિયમોને આધીન રહ્યો,
એણે પેલીને પત્ની તરીકે સ્વીકારી અને તે લોકોએ તેનો બદલો લીધો એની ખસ્સી કરીને;
એના કરતાં તો બહેત્તર (જીવન) છે ગુનાહતમાં,
પ્રેમીની આત્મહત્યામાં, પોતાના સામ્યથી ચકચૂર બનેલા
અરીસાની જોડીની જેમ
સગોત્ર વ્યભિચાર કરતા ભાઈ અને બહેનમાં,
બહેત્તર છે અપકીર્તિનો રોટલો ખાવો,
રાખની શૈયામાં પરિણમતો વ્યભિચાર વધુ સારો,
જરઠ ચામડાના ચાબખા સાથેનો પ્રેમ વધુ સારો, ઝેરી લતાઓનો
સનેપાત, ફૂલને બદલે પોતાના કૉલરમાં ગળફો ધારનાર
લોંઠો (વધુ સારો), જીવનના સત્ત્વને
ચૂસી લેનાર ને ગૂંદીને માવો કરી નાખનાર યંત્રને વશ થવા કરતાં તો
જાહેર સ્થળોમાં પથ્થરે પથ્થરે પિટાઈ જવું વધુ સારું,
(જે યાંત્રિકતા) શાશ્વતીને નિર્વેદના કલાકોમાં ફેરવી નાખે છે,
ક્ષણોના કેદખાનાં રચે છે અને જે સમયને
તાંબાના સિક્કામાં ને અમૂર્તમાં ફેરવી નાખે છે;

મૌનની દાંડલીઓ વચ્ચે ટકી રહેલું એકાકી એવું
અદશ્ય ફૂલ, કામનાઓને ગાળીચાળી નાખનાર અને સમયને ઉલેચી નાખનાર
સંતોનું પેલું દુષ્પ્રાપ્ય રત્ન--જેવી વિશુદ્ધતા વધુ સારી,
સ્થિતિ અને ગતિનું લગ્ન,
એના દલેદલમાં એકાન્ત ગૂંજે છે,
પ્રત્યેક કળી બિલોરી કળી છે,
દુનિયા પોતાનાં મહોરાં એક પછી એક ખંખેરી નાખે છે
અને એના કેન્દ્રમાં ઝળહળ પારદર્શકતા,
જેને આપણે ઈશ્વર કહીએ છીએ એવી અનામી શક્તિ

શૂન્યાવકાશમાં પોતાનું ધ્યાન ધરે છે, એક નિરાકાર હયાતી
પ્રગટે છે પોતામાંથી જ, સૂર્યોના પણ સૂર્ય જેવી,
હયાતીઓ અને નામસંકેતોની પરિપૂર્ણતા જેવી;

હું મારા ઉન્માદને, ઓરડીઓને, ગલીઓને અનુસરું છું,
સમયની પરસાળોમાં હું ફંફોસતો
ભમું છું, હું પગથીઓ ચડું છું ને ઊતરું છું,
હલનચલન વગર હું દીવાલો માટે આથડું છું,
જ્યાંથી શરૂ કર્યું ત્યાં જ પાછો ફરું છું, હું તારો ચહેરો ઢૂંઢું છું,
એક અનાદિ સૂર્ય તળેની મારી પોતાની હયાતીની
ગલીઓમાં હું પળું છું અને તું મારી પડખે
ચાલે છે એક વૃક્ષની જેમ, તું નદીની જેમ ચાલે છે,
મારા હાથમાં અનાજના એક ડૂંડાની જેમ ઊગે છે,
મારા હાથમાં એક ખિસકોલીની જેમ તું સ્પંદે છે,

તું ઊડે છે સેંકડો પંખીઓની જેમ, તારું હાસ્ય
મને પાણીના છંટકાવની જેમ ભીનાવે છે, તારું માથું
મારા હાથમાં એક નાનકડો તારલો છે,
તું જ્યારે સંતરું ખાતાં ખાતાં હસે છે ત્યારે દુનિયા ફરી પાછી
હરિયાળી બની જાય છે,
દુનિયા બદલાય છે
જો બે માણસ આફેલ-ગાફેલ આલિંગન કરે અને
ઘાસ પર ફસડાઈ પડે તો; આકાશ હાથમાં આવે છે,
વૃક્ષો ઉત્કંઠ થાય છે, અવકાશ, પ્રકાશ અને નીરવતા
સિવાય કશું જ ત્યાં નથી હોતું, આંખના ગરુડને વીંધવા માટે
મોકળા અવકાશ સિવાય ત્યાં કાંઈ કરતાં કાંઈ નહીં,
વાદળોની ગોરી વણઝાર પસાર થઈ જાય છે,
દેહ લંગર તાણે છે, આત્માના સઢ મુક્ત સફર આદરે છે,
આપણે આપણાં નામોનો સંપર્ક ખોઈ બેસીએ છીએ અને
તરીએ છીએ અનાદિ લીલાં અને ભૂરાંની વચ્ચે
નખશિખ કાળ,—સદ્ભાગ્યની એક નદી જેવા,—ખુદ કાળ સિવાય
આ રસ્તે કશુંય નથી પસાર થતું,

કશુંય ગતિ કરતું નથી, તું શાંત છે, તું પાંપણ મીંચકારે છે
(શાંતિઃ એક દેવદૂત પસાર થઈ રહ્યો છે આ ક્ષણે
સો સો સૂર્યનાં આયુષ્ય જેવી વિશાળ),
એ પસાર થયું તે શું કશુંય કરતાં કશું ન હતું, શું એ પાંપણનો પલકારો જ હતો?

—અને પેલી* દરબારી મિજબાની, પેલી જનમટીપ, પહેલી હત્યા,
ગલેડાના હાડપિંજરમાંનું જડબું, ફટકાનો એક પોલો અવાજ
અને રાખ વેરાયેલી ભૂમિ ઉપર પડતાં પડતાં
આઘાત-અચંબાથી ફાટી આંખે તાકી રહલો પેલો શિકાર,
અંગમેમ્નોનની પ્રચંડ ત્રાડ
અને રહી રહીને આક્રંદ કરતા કૅસાન્દ્રાનું આક્રંદ
સમુદ્રના ધસમસ ઘુઘવાટ કરતાં પણ વધુ તીવ્ર,
સાંકળથી જકડાયેલો સૉક્રેટિસ (સૂર્ય ઊગે છે.
મરવું એટલે જ પુનર્જીવન પામવું: 'ક્રીટો, ઍસ્ક્લેપિયસના
છડીદાર, હવે જીવનરોગથી હું ઊગરી ગયો છું—ધન્વંતરી થયો છું'),
નિનેવેહના નિર્જન ખંડિયેરોમાં ભેંકાર રુદન ચલાવ્યે રાખતું
પેલું શિયાળવું, યુદ્ધ પૂર્વે બ્રુટસે જોયેલું
પેલું પ્રેત, અનિદ્રાની કાંટાળી સેજ પર
અમળાતો રહેલો મોક્ટેઝૂમા,
પિંજરાગાડીમાં મૃત્યુની અણખૂટ સફરે નીકળેલો અને પળેપળને
ફરી પાછી પાછી ફરીફરીને ગણતો રહેલો અને
છૂંદાઈ ગયેલા પોતાના આયુષ્યના ચહેરાને પોતાના જ
હાથમાં પકડી રાખતો રૉબેસ્પિયર,
લાલ મખમલિયા સિંહાસન જેવા પીપડા ઉપર
બેઠેલા ચુરુકા, જેને હવે ગણતરીનાં પગલાં જ રહ્યાં છે
એવો થિયેટર તરફ આગળ વધતો લિંકન,
રાની ભૂંડની જેમ કણસતા ટ્રોટ્સ્કીની
મરણ-હાંફ, મદેરો અને એનો
નિરુત્તર રહેલો પેલો પ્રશ્ન: શા માટે આ લોકો મારી હત્યા કરે છે?
(તે શું કશું કરતાં કશુંય ન હતું?)
આ બધા શાપ, આ નિસાસા, આ મૌન,

ગુનેગારનું, સંતનું ને પેલા બાપડાઓનું,
ટુચકાઓ અને સૂત્રોનાં કબ્રસ્તાન
જેને ઢસડી ભેગું કરવા વાગ્મિતાના કુત્તાઓ ઝાવાં નાખે છે,
સનેપાત, વિજયની કિકિયારી, મરણ વખતે
આપણે કરીએ તેવો અકળ કોલાહલ અને ધબકાર
નવજાત જીવનનો અને ખખડાટ
મારામારીમાં ભાંગેલા હાડકાંઓનો
અને પુણ્યપ્રકોપે ફીણાતું પયગંબરનું મોઢું

* હવે પછીની લગભગ પચીસેક પંક્તિમાં આવતાં પાત્રો જેની મોટે ભાગે ક્રૂર હત્યા કરવામાં આવેલી, એ પાત્રોનો કે પ્રસંગોનો અહીં ઉલ્લેખ છે.

અને એની (પયગંબરની કરુણાભરી) ચીસ અને જલ્લાદની ચીસ અને ગુનેગારની
ચીસ...
(તે શું કશું કરતાં કશુંય ન હતું?)
...આ બધું જ્વાળાઓ છે,
આ આંખો, અને તેની સામે જુઓ તેઓ પણ જ્વાળાઓ છે,
કાન એક જ્વાળા છે અને એમાં રહેલો અવાજ પણ જ્વાળા છે,
આ હોઠ સળગતા કોલસા છે, જીભ એક તિખારો,
સ્પર્શ અને સ્પર્શ કરનારા માણસ, વિચાર
અને વિચારાતી વસ્તુ, વિચારક એક જ્વાળા છે,
બધું જ સળગ્યું છે, બ્રહ્માંડ જ્વાળા છે,
શૂન્યતા પોતે જ ભડકે બળે છે અને ભડકે બળતા વિચાર સિવાય
એ કશું જ નથી અને અંતે એ ધુમાડો છે:
અહીં નથી કોઇ જલ્લાદ કે નથી કોઇ ગુનેગાર...

અને પવિત્ર શુક્રવારે
ઢળતી બપોરે પાડેલી પેલી ચીસ? અને ભજાયક અણસારથી
પોતાને છાવરતી પેલી ચૂપકીદી, કશુંય કહ્યા વિના
મુખરિત થતી એ શાંતિ, એ શું કશું જ કહેતી નથી?
અને મનુષ્યોના આર્તનાદો, તે કશું જ નહીં?
જ્યારે સમય વહી જતો હોય છે ત્યારે શું કશું જ વ્હેતું નથી?
કશું જ વહી જતું નથી, એ તો પાંપણ મીંચકારતો
સૂર્ય જ માત્ર છે, ભાગ્યે જ હલતો-ચલતો, અ ભાવ,
અહીં કોઇ આરોવારો નથી, સમય કદી પાછો ફરતો નથી,
મરેલાંઓ ત્યાં જ રહે છે જ્યાં તેઓ મૃત્યુની મુદ્રામાં જડાયેલાં છે,
કે નથી તેઓ બીજું મૃત્યુ પામવાનાં,
પ્રત્યેક પોતાની મુદ્રામાં જકડાઇ ગયો છે, સ્પર્શથી પર,
પોતાની એકલતામાંથી, પોતાના મૃત્યુની આડશમાંથી
તેઓ આપણને સતત નિરખ્યા કરે છે- નિરખ્યા વગર,
મૃત્યુ હવે તો થઇ ગયું છે એમનાં જીવનનું બાવલું,
તેઓ હંમેશાં ત્યાં છે જ, કાયમ માટે શૂન્યતા બની પણ ગયાં,
પ્રત્યેક ક્ષણ શાશ્વતી માટે શૂન્યતા જ છે,
ઓળાઓનો અધિષ્ઠાતા યમ દેવ નિયંત્રિત કરે છે તમારાં હૃદયની ધડકન
અને તમારી અંતિમ મુદ્રા, તમારા ચહેરાની બદલતી જતી રેખાઓ ફરતો
અક્કડ થયેલો તમારાં મહોરાંનો આકાર,
આપણે એવી જિંદગીનાં સ્મારકો છીએ
જે જિવાઇ નથી ને જે પચાઇ છે, જેને ભાગ્યે જ આપણી કહી શકાય,

-જિન્દગી, ખરેખર એ આપણી ક્યારે હતી, ભલા?

આપણે છીએ તેવા જ ખરેખર ક્યારે હોઇએ છીએ?
આપણી પાસે કોઇ નક્કર ભૂમિકા નથી, આપણે ક્યારેય પણ
વિભ્રમ કે શૂન્યતા સિવાય બીજું કશું જ નથી,
અરીસામાંની મોં-ફાડો, ભયાનકતા અને ઊલટી-એંઠવાડ,
એ (જિન્દગી) આપણી થઇ નથી, એ બીજાઓને આધીન છે,
જિન્દગી કોઇની માલિકીની નથી, આપણે સૌ
બીજાંઓ માટે સૂર્યથી શેકાયેલા પાપડ છીએ,
એવાં બીજાં બધાં માટે કે જેઓ ખુદ આપણે જ છીએ -
હું 'હું' હોઉં છું ત્યારે હું કોઇ બીજો જ હોઉં છું, મારાં કામ -
વિશેષે કરીને મારાં પોતીકાં છે જો એ પર અર્થે થયાં હોય,
માત્ર અસ્તિત્વ ધરાવવા ખાતર પણ માટે બીજું કોઇક બનવું જરૂરી છે,
મારી જાતને અતિક્રમી જવું ને બીજાંઓમાં મારી જાતને શોધવી જરૂરી છે,
એવાં બીજાંઓ જેમનું અસ્તિત્વ પણ મારા હોવા ઉપર જ આધારિત છે,
એવાં બીજાંઓ જે મને અસ્તિત્વની અખિલાઇ બક્ષે છે,
હું નથી, કોઇ 'હું' છે જ નહીં, હંમેશાં 'અમે' જ છે,
હંમેશાં જિન્દગી કોઇક બીજું જ છે, એક ડગલું અગાળ જ છે,
મારા-તારાથી પર, હંમેશાં એ ક્ષિતિજ જ છે,
(સ્વાર્થી) જિન્દગી જે આપણે અર્થ-શૂન્ય કરે છે
અને આપણને અપરિચિત બનાવે છે,
જે આપણે માટે મહોરું શોધી કાઢે છે અને પછી તેને તોડીફોડી નાખે છે,
(એવી હે જિન્દગી ! તું હયાતી માટેની ભૂખ છે,
સર્વજનો માટેનો રોટલો છે, તું જ મોત છે,

ઍલોઇસ, પર્સેફોની, મેરી -"
આખરે તમારું સાચું મોઢું તો મને બતાવો જેથી તમે જોઇ શકો
મારો અસલ ચહેરો, કોઇ અન્યનો ચહેરો,
મારો એવો ચહેરો જે હરહંમેશ આપણા સૌનો ચહેરો છે,
વૃક્ષનો અને રસોઇયાનો ચહેરો,
ડ્રાઇવરનો, વાદળનો અને ખલાસીનો ચહેરો,
સૂર્યનો, ખીણનો, પેદ્રો અને પાબ્લોનો ચહેરો,
આપણી સામૂહિક એકલતાનો ચહેરો,-
(હે ઍલોઇસ, પર્સેફોની, મેરી!)
મને જીવાડો, હું જન્મી ચૂક્યો છું હવે તો!
(જેથી) જીવન અને મૃત્યુ
તમારામાં સંવાદ પામે, હે રાત્રિની દેવી!
સ્પષ્ટતાના મિનારા! પરોઢની સામ્રાજ્ઞી!
કુંવારી ચંદ્રકન્યા! જળની જનનીની જનેતા!

પૃથ્વીના પિંડ! મૃત્યુના મહેલ!
હું જન્મ્યો ત્યારથી હું અસ્ખલિત પડતો-ગબડતો આવ્યો છું,
હું મારામાં જ ડૂબતો જાઉં છું ને તળિયાને તો હજી અડ્યો પણ નથી,
મને તમારી આંખોના આશ્લેષમાં લઇ લો, મારી વેરણછેરણ
રજકણો લાવો અને મારી રાખનું ઉપશમન કરો,
મારાં વિખૂટાં હાડકાંમે બાંધો,
મારા પિંડમાં પ્રાણવાયું ફૂંકો, તમારી ધરતીમાં મને દફનાવો,
પોતાની સામે જ જે ઉદંડ થાય છે તેવા વિચારને
તમારા મૌનથી શાંતિ બક્ષો!
ખુલ્લા હાથે મને આપો,
દિવસરૂપી બીજને વાવનારી હે દેવી!
દિવસ અમર છે, તે ઊગે છે, તે વિકસે છે,
તે જન્મે છે અને તેની જનન-ક્રિયા ક્યારેય પૂરી થતી નથી,
પ્રત્યેક દિવસ પોતે એક જન્મ છે, પ્રત્યેક પરોઢ
એક જન્મ છે અને હું પરોઢું છું,
આપણે બધાં ઊગીએ છીએ, સૂર્ય ઊગે છે
સૂર્યના ચહેરા સાથે, હુઆન ઊગે છે
હુઆનના ચહેરા સાથે, માનવમાત્રના ચહેરા સાથે,

અસ્તિત્વના પ્રવેશદ્વાર! મને જગાડો ને ઊગો,
મને આજના આ દિવસનો ચહેરો જોવા દો,
મને આજની આ રાતનો ચહેરો જોવા દો!
બધું જ રૂપાન્તર પામ્યું છે અને સંક્રાંત કરે છે
જીવનદાત્રિ! હૃદયધબકારના સેતુ!
મને આ રાત્રીના બીજા પડખે લઈ જા
જ્યાં હું એ તું છે, જ્યાં આપણે એકમેક છીએ,
એવા એક સામ્રાજ્યમાં જ્યાં બધાં સર્વનામ એકસાથે 'અમે'માં ગૂંથાયેલાં છે,
અસ્તિત્વના પ્રવેશદ્વાર! તારા પ્રાણને પ્રકટ કર, જાગ,
તારા ચહેરાને ઠીકઠાક કર જેથી તું પોતે પણ હસ્તી ધરાવે,
તારા ઘાટઘૂટને ઠીકઠાક કર, તારું મુખ જરા ઊંચું કર
જેથી તું જોઈ શકે તારા ચહેરા સામે જોતા મારા ચહેરાને,
જેથી તું મૃત્યુ પર્યંત જોઈ શકે જિન્દગીને
સમુદ્રના, અન્નના, ખડક અને ફુવારાના ઓ ચહેરા!
નદીના મૂળમાં જુઓ જ્યાં આપણાં ચહેરાનું
અનામી કોઈ ચહેરામાં નિર્ગલન થઈ જાય છે, ચહેરા વગરની કોઈ હયાતી,
ઉપસ્થિતિઓમાં પણ કોઈ અવર્ણનીય ઉપસ્થિતિ...
મારે આમ આગળ, વધુ ને વધુ આગળ વધવું છે, પણ હું વધી શકતો નથી!

આ ક્ષણે તો ડૂબકી મારી દીધી એક બીજી પળમાં અને ફરી બીજીમાં,
સ્વપ્ન - શૂન્ય પથ્થરનાં મેં સ્વપ્નો સેવ્યાં
અને પથ્થર સમા આયખાના પાછોતરા છેડે
મારા બંદીવાન લોહીને મેં ગાતાં સાંભળ્યું,
પ્રકાશની અપેક્ષાએ સમુદ્ર ગાતો હતો,
દીવાલો ઢળતી હતી, એક પછી એક,
બધાં કમાડો ખૂલ્યે જતાં હતાં
અને મારા કપાળ સોંસરવો સૂર્ય છલકાઈ ઊઠયો
-મારાં બિડાયેલાં પોપચાંને છૂટાં પાડતો,
મારા અસ્તિત્વને એનાં ગાભા - બાળોતિયાંથી મુક્ત કરતો-
એણે મારી જાતમાંથી મને ઉતરડી લીધો અને
જડ પથ્થરની સદીઓની પશુતાભર્યા ધારણમાંથી મને બહાર ખેંચી કાઢયો
અને એના અરીસાઓના જાદુએ પુનઃસાક્ષાત્કાર કરાવ્યો
સ્ફટિકના વિલો- વૃક્ષનો, જળના ઝાડનો,
પવનથી મરડાયેલા પાણીના ઊંચા શેરડાનો
થનગનતા હોવા છતાં પણ ઊંડાં મૂળવાળા એવા ઝાડનો,
વંકાતા, આગળ વધતા, કમાનની જેમ પાછા વળતા,
કુદરડી ફરતા ને હંમેશાં પહોંચતા
નદીના આ માર્ગનો:



'પંચામૃતનો મુખરિત પારાવાર' (વેણીભાઈ પુરોહિત)
તંત્રી: સુરેશ દલાલ
મુખપૃષ્ઠ: દિનેશ દલાલ
પાછળનું આવરણ: અર્ચી માધાણી



કવિતા

સળંગ અંક: ૧૬૯, વર્ષ: ૨૯, અંક: ૧, ઑક્ટોબર ૧૯૯૫



(સ્થળસંકોચને કારણે તંત્રી પ્રત્યેક કવિ વિશે લખી શક્યા નથી.)

**ખાસ સૂચના :** કોઈ પણ કાવ્ય એક વખત બીજે ક્યાય છપાયેલુ હોય તે ફરીથી મોકલવું નહી.

**અપ્રગટ કાવ્ય જ મોકલવું. પ્રસિદ્ધ થતા લેખોના અભિપ્રાયની જવાબદારી લેખકની છે.**

**સૂચના :** વરસમા છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે

કૃતિ ભલે કેટલી નાની હોય તોપણ પોસ્ટકાર્ડ, ઇનલેન્ડ લેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફૂલસ્કેપ કાગળ . મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનતી છે કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃત પાછી મેળવવા ટિકિટ ચોડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સરક્યુલેશન વિભાગ સાથે કરવો

વિવેચક મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલબ થયા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટ્સ વિભાગ સાથે કરવો.

**લવાજમ: દેશમાં ૮૦/- રૂપિયા, પરદેશમાં સીમેલ રૂ. ૧૭૦/-, ઍરમેલ**

**આ અંકના ૩૦/- રૂપિયા**

લવાજમ "SAURASHTRA TRUST"ના નામથી મનીઓર્ડર/ડ્રાફ્ટ મોકલવા વિનંતી

**પત્રવ્યવહારનું સરનામું :** જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, કોટ, પોસ્ટ બોક્સ નં. ૧૨, મુંબઈ-૧.

ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક ધીરુભાઈ દેસાઈ, જન્મભૂમિ મુદ્રણાલય, મુંબઈ-૧.



પિનાકિન ઠાકોર

## તળાવમાં ચાંદો ▫ રમેશ પારેખ

આમ દબદબાપૂર્વક એ કોને બોલાવે?
તળાવમાં ચાંદો જળની સાંકળ ખખડાવે

જળને અકડેઠઠ જરિયન જામા પહેરાવે
તળાવમાં ચાંદો જળની સાંકળ ખખડાવે

ટેકરીઓ પરથી લિસ્સું રૂપું દદડાવે
તળાવમાં ચાંદો જળની સાંકળ ખખડાવે

વૃક્ષવૃક્ષ ચંચળ ચાંદીના વરખ ચડાવે
તળાવમાં ચાંદો જળની સાંકળ ખખડાવે

અહીં અને ત્યાં રૂપાનાં પતરાં ચિપકાવે
તળાવમાં ચાંદો જળની સાંકળ ખખડાવે

કોણ અબોલાં લઈ આમ એને ટટળાવે?
તળાવમાં ચાંદો જળની સાંકળ ખખડાવે

## ગીત ▫ હરિહર જોશી

પાદરમાં ભડભાંખળું ને ફળિયે માઝમ રાત, સૈયર શું કરીએ!
ચૂલાનું મોં સાંકડું ને ચડવ્યો કોલમ ભાત, સૈયર શું કરીએ!

સાખું બેઠી આંબલે ને હૈયે લાગ્યા ભાર, સૈયર શું કરીએ!
વેલ્ય વધી છે થાંભલે ને મોભે ખાધા માર, સૈયર શું કરીએ!

ઊભી'તી હું બારણે ને માએ પાડી બૂમ, સૈયર શું કરીએ!
પાણી ભરવા નીસરી ને ઈંઢોણી થૈ ગુમ, સૈયર શું કરીએ!

ત્રાંબા કૂંડી જળે ભરી ને માંજી ત્રાંબા હેલ્ય, સૈયર શું કરીએ!
ઊંચી ઘરની ઓસરી ને ધમકે ઘૂઘર વેલ્ય, સૈયર શું કરીએ!

ત્રણ મણ રૂનું ગાદલું ને મખમલિયો ઓછાડ, સૈયર શું કરીએ!
દરજીનું ઘર માંદલું ને થઇ બેઠી વઢવાડ, સૈયર શું કરીએ!

સાળ ચડાવી સૂપડે ને ખાંડણિયામાં ઘઉં, સૈયર શું કરીએ!
સાકર ગૂણી ઊપડે ને અડધી, અડધી થઉં, સૈયર શું કરીએ!

## દિઙ્મુઢ ▫ ધીરુ મોદી

સવારના કુમળા પ્રકાશમાં બાળક પાઠ વાંચતું બેઠું છે.
આવું સરસ માંગલિક દશ્ય જોઈને

ઊગતા સૂરજને ત્યાં ઘડીકવાર બેસવાનું મન થયું:
- ચાલ જીવ, જરાક જોઉં તો ખરો, બાળક શું શું વાંચે છે.

સૂરજ ત્યાં બેઠો અને બાળકે વાંચ્યું:
-સૂરજ રોજ પૂર્વમાં ઊગે છે અને પશ્ચિમમાં આથમે છે.

સાંભળીને સૂરજ તો દિઙ્મૂઢ!
-દુનિયામાં શું પૂર્વ અને પશ્ચિમ જેવું પણ કંઈ છે!

## ❑ પન્ના નાયક

ઊપડે ટ્રેન—
ફરફરી ન શકે
ભીનો રૂમાલ

❑

ભીંતે તડકો
પવન પીંછીથી
ચિત્રો ચીતરે

❑

ચણતી રહું
સમયની ઈંટ, તું
આવે ત્યાં સુધી

❑

શુષ્ક મિટિંગ
મન બારી બહાર
પતંગે ચગે

❑

લાલ મરચાં
ઠાંસેલા તારા શબ્દો
ચચરે કાન

❑

હાથ લંબાવું
પણ ક્યાં શોધું તને?
ખાલી પથારી

❑

સૂર્યકિરણ
પ્રવેશ્યું પીંછી લઈ
ભીંતો રંગાઈ

ગમે તેટલી
ઊડતી ધૂળ, ફૂલ
કદી ન મેલાં

❑

દેખાય કશું
ના, આંખમાં ઊભેલા
મીઠાના પ્હાડ

❑

વિદાયવેળા—
પ્રશ્નોની પરંપરા
આંખમાં તરે

❑

અંગત વાતો
ભીતરની, સાંભળે
કોઈની આંખ

❑

તારા જતાં જ
ઘર પચાવી પાડ્યું
ઉજાગરાએ

❑

વાતાનુકૂલ
ઇમારતો, અંદર
હવા કણસે

❑

તારી જુદાઈ
ખૂંચે, પગ તળેના
કાંકરા જેવી

તડકો ધ્રૂજે
શિયાળાનો, ઘરમાં
રજાઈ ખોળે

❑

ઉતારી લીધી
ભીંતેથી એક છબિ—
જગ્યા જ જગ્યા

❑

વાળ ખેંચતો
દુઃશાસન પવન
શાંત નદીના

❑

કોલાહલથી
ખદબદતે રસ્તે
ગાય વાગોળે

❑

ખૂણામાં પડી
ફાટેલી, જૂની છત્રી—
હવે નકામી

❑

તડકો સૂતો
ડાળી પર, ફૂલનું
ઓશીકું કરી

❑

ઉજાગરાની
આંખમાં દીસે, તાતો
ગુલમહોર

| | | |
|---|---|---|
| ખૂબ સાચવ્યું | તારાં પગલાં | મારું જીવન |
| તોય પગલું પડ્યું | જતાં જ, ઉજાગરો | સરળ સીધી લીટી |
| પરપોટામાં | થયો મે'માન | તું પ્રશ્નાર્થ |

### ❑ સુરેશ દલાલ

ભણેલા માણસો આટલા બધા અભણ કેમ
નરી કોરી ચર્ચાઓ, અહમ્‌ના તીખાંતમ મરચાંઓ
નહીં કોઈ વિચારણા, કેવળ પૂર્વગ્રહિત ધારણા
બંધ બારી-બારણાં
સરસ્વતીના આટલા બધા કાદવથી ખરડાયેલા ચરણ કેમ?
ભણેલા માણસો આટલાં બધા અભણ કેમ?

વિદ્યાર્થીમાં ધન જુએ, સાધન જુએ: સાધનાનું નામ નહીં
ખુન્નસ, હુંસાતુંસી, ઝેરીલીવેરીલી વૃત્તિ, ખાર:
આપણું તો કામ નહીં
લોકોનાં આટલી હદે થીજી ગયેલાં ઝરણ કેમ?
ભણેલા માણસો આટલા બધા અભણ કેમ?

રાજકારણનો ગંદવાડ, મવાલી મનનો મંદવાડ
બધા જ ઠૂંઠાઓ: નહીં કોઈ પ્હાડ, સરોવર કે ઝાડ.
સંસ્કારની વાતનો તો વહી ગયો યુગ.
માણસને માણસની આટલી બધી સૂગ?
ચારેબાજુ ટાંટિયાની ખેંચતાણ:
વ્હેમનાં વમળ ને ક્યાંય નહીં પ્રેમ.
સાંદીપનિના આશ્રમમાં કેવળ ઉત્તર વિનાના પ્રશ્ન,
નહિ સાંદીપનિ, નહીં સુદામા, નહીં કૃષ્ણ.
કોઈ તો કહો કે આ બળબળતું રણ કેમ?
ભણેલા માણસો આટલા બધા અભણ કેમ?

## શૂન્યાવકાશે
□ ભગવતીકુમાર શર્મા

ભટકતો રહ્યો છું હું શૂન્યાવકાશે
અને તેથી જીવી શક્યો મોકળાશે.

ખરી લાગણી જેમ ઘેરી ઘવાશે
સ્વરો તેમ સોહામણા કંઇ ગવાશે.

બધું છોડવા હું તો તત્પર હતો પણ
મને જિંદગી બાંધી ગઇ મોહપાશે.

પ્હેરી લીધી લાખ ઇચ્છાની બેડી;
હતો હું જીવિત આમ પણ સંકડાશે.

અમે વાંસળી છેડશું ભીનીભીની
હૃદયચોકમાં જ્યારે મેળા ભરાશે.
□

□ સુ.દ.

તારી પ્રતિ
મારી સદા શરણાગતિ

□ સુ.દ.

ધુમ્મસિયા પ્રદેશમાં
સૂરજમુખીના ચ્હેરાઓ
વિષાદગ્રસ્ત હોય છે.

## સુગન્ધની કથા
□ જ્યોતિષ જાની

કલમને આકાશ સામે
તાકીને બેઠો છું-
બધું સ્તબ્ધ, સૂમસામ
ચોગરદમ
હવા જળ પૃથ્વી વૃક્ષ પંખી !
આકાશ
ઊભરાઇ જાય એટલા શબ્દો
લખી લખીને થાક્યો
હાડપિંજર બની ગયેલી આંગળીઓના
ટેરવાં ઉપર તોળાઇ રહેલી
સુગન્ધની કથા
કેમેય કરતાં લખી ના શક્યો !

## પડઘાયા કરે

❑ ભગવતીકુમાર શર્મા

કોઈ કંઈ બોલે નહીં પણ કંઈક પડઘાયા કરે;
આ ગહન અંધાર પેદા કેવા પડછાયા કરે!

એક ઉત્સવ પાંપણોમાં નિત્ય ઉજવાયા કરે,
સ્વપ્નના પટ પર તમારું હોવું વર્તાયા કરે.

આજ ગોચર કે અગોચરના ન ભેદો કંઈ રહ્યા,
જે બને કે ના બને તે સર્વ કંઈ માયા કરે.

શ્વાસની સાથે સ્મરણના લયની છે તલ્લીનતા,
ફૂલ જેવું કંઈ નથી જો હાર ગોવાયા કરે.

મેઘ જો મંડાય તો આકાશ હળવું થઈ શકે,
એનું શું કરવું કે જે છાતીમાં ઘુમરાયા કરે?

એને આદત છે ફરકવાની ગમે તે રૂપમાં,
હોય પાલવ કે કફન, વાયુમાં લહેરાયા કરે.

❑ સુ.દ.

અરીસા બદલવાથી
પ્રતિબિંબો
નથી બદલાતાં

## રવીન્દ્રનાથ ટાગોર

❑ જયા મહેતા

ઘણા દિવસ દૂર દૂર ઘણાં જોજનો
ઘણો વ્યય કર્યો દેશ ઘણા ફર્યો
જોવા ગયો પર્વતમાળા
જોવા ગયો સિન્ધુ
જોયું નહીં કદીયે
નજર માંડીને
ઘરથી બે જ ડગલાં દૂર
અનાજનાં ડૂંડાંની ઉપરે
એક ઝાકળબિંદુ શિશિરે

૧૯૮૧માં પીજ દૂરદર્શન પર ઉમાશંકરનું એક એકાંકી જોયેલું: ઘરમાં જુવાન પત્ની અને સાસુસસરા હોય છે. યુવાન પતિ કમાવા માટે દોઢ-બે વરસથી પરદેશ રહેતો હોય છે. હવે તેની પત્ની અહીં દેશમાં સગર્ભા બને છે. સાસુને સ્વાભાવિક આશ્ચર્ય થાય છે. તે પુત્રવધૂને આ અંગે ઘણી પૂછપરછ કરે છે પણ જવાબ મળતો નથી. થાકીને તે પુત્રવધૂની માતાને તેડાવે છે. આખરે માતા તેની દીકરી પાસે તેના ભાવિ બાળકના પિતાની જાણકારી મેળવી શકે છે. દીકરી જવાબ આપે છે, "મારા સસરા." એકાંકી અહીં ખતમ થયું. પણ મારી સાથેના અન્ય ઘણા પ્રેક્ષકો અંત સમજી શક્યા નહીં, તેઓને હકીકતમાં આ અંત જ ન લાગ્યો. તેમને એમ કે આ નાટક સિરિયલ સ્વરૂપે હજી આગળ ચાલશે. આપણો એક અવરેજ પ્રેક્ષક આ પ્રકારના અંતવાળાં નાટક જોવા ટેવાયેલ નથી. એ પણ શક્ય છે કે દિગ્દર્શન અને અદાકારીમાં ખામી રહી ગઈ હોય. ગમે તેમ, પણ એ તો હકીકત છે કે રોમેન્ટિક અને મનોહર ગામડાનાં ચિત્રો છોડી વાસ્તવિક ગામડાનું પ્રથમ ચિત્ર રજૂ કરવાનું શ્રેય ગુજરાતી સાહિત્યમાં ઉમાશંકરને ફાળે જાય છે.

લાંબા નાટકમાં કોઈ સારો રોલ ભજવવાની અદમ્ય ઇચ્છા ઉમાશંકર જિંદગીના અંત સુધી વ્યક્ત કરતા રહેલા; અમારા ઘરના સભ્યો ઉષાબહેન અને ભાનુભાઈ ત્રિવેદી જે ચાળીસ અને પચાસના દાયકાની અમદાવાદની અવેતન રંગભૂમિના કલાકાર હતા તેમની સમક્ષ તો ખાસ. ૧૯૮૨માં ઉષાબહેને મધુ રાયનું નાટક "કોઈ પણ એક ફૂલનું નામ બોલો તો?" દિગ્દર્શિત કર્યું. તેનો પર્ફોર્મન્સ જોઈ ઉમાશંકરે ટકોર કરેલી કે આ તો કોઈ ઇંગ્લિશ કે વેસ્ટર્ન નાટકની સીધી જ ઉઠાંતરી છે!!

દિગ્દર્શક મૂળ લેખકની કૃતિને ઘણી વાર મારીમચડી નાખે છે પણ સત્યજીત રેની "ચારુલતા" જોયા પછી ઉમાશંકર બોલેલા કે સત્યજીત રેને મૂળ કૃતિમાં ફેરફાર કરવાનો અધિકાર છે, તેની કલાત્મકતાને કારણેસ્તો! (અહીં રવીન્દ્રનાથની કૃતિના અંતમાં સત્યજીત રેએ ફેરફાર આણ્યો છે.)

શરદચંદ્ર બોઝનાં પુરુષપાત્રો તરફ ઉમાશંકરનો અણગમો કાયમી હતો: આ પુરુષપાત્રો કામ તો કરતાં જ નથી! માત્ર પ્રેમ કરે છે અને પછી JUXTAPOSITION બતાવવા કહેતા, તોલ્સ્તોય વાંચો, દાખલા તરીકે ANNA CARANINA. ગર્ભશ્રીમંત અમીર કુટુંબના યુવાનો પણ કામને વખતે તો તનતોડ કામ કરે છે. (મને તરત જ VRONSKY યાદ આવ્યો.)

૧૯૭૧-'૭૨ની સાલમાં ગાંધીજીના જીવનની બાળકો માટેની કથા "ગાંધીકથા" વાંચેલી. તે COMIC-STRIP સ્વરૂપમાં હતી. પછી એક જ વરસમાં ઉમાશંકરની "ગાંધીકથા" ગદ્ય સ્વરૂપમાં પ્રકાશિત થઈ. તે પણ બાળકો માટે જ હતી. પૂરવી, અપૂર્વ અને મેં આ અંગે તરત જ ઉમાશંકરનું ધ્યાન દોર્યું અને તેમને જણાવ્યું કે આ TITLE હેઠળ અમે એક પુસ્તક વાંચી ચૂક્યા છીએ. ઉમાશંકરે એ પુસ્તકની માગણી કરી અને જણાવ્યું કે જો એ પુસ્તકનું પ્રકાશન પોતાના પુસ્તક અગાઉ થયું હોય તો પોતે પોતાના પુસ્તકનું TITLE બદલવું જોઈએ. એક જવાબદાર લેખક તરીકેની ઉમાશંકરની જાગરૂકતા અહીં વ્યક્ત થાય છે.

'૭૦ના દાયકાના અંતમાં એક લબ્ધપ્રતિષ્ઠ ગુજરાતી કવિએ એક ગુજરાતી સામયિકનું સંપાદન શરૂ કર્યું હતું. તેમાં અન્ય લબ્ધપ્રતિષ્ઠ સાહિત્યકારોનાં તત્કાલીન પ્રવાસવર્ણનો, કાવ્યો, નાટકો અને નિબંધો છપાતાં. પરંતુ, સંપાદકે પોતે લખેલ સંપાદકીય નોંધ કે અન્ય કોઈ લખાણોને સ્થાન ન મળતું. આ અંગે ઉમાશંકરે મારી આગળ ટીકા કરી કે સામયિક તો તંત્રીની શક્તિનું પ્રતિબિંબ છે, તેમાંથી તંત્રીની દષ્ટિના વ્યાપનો ક્યાસ મળી રહે. વખત આવ્યે પ્રથમ પાનાથી તે છેડા સુધીનું આખુંય સામયિક પોતાની કલમ વડે જાતે લખીને ચલાવવાની ત્રેવડ તંત્રીમાં હોવી જોઈએ. તંત્રીની પ્રવૃત્તિ, જવાબદારી, શક્તિઓ અને વલણો અંગે ઉમાશંકરના પોતાના ચોક્કસ ખ્યાલ હતા. '૭૯માં 'સંસ્કૃતિ'નો તોલ્સ્તોય વિશેષાંક, ઉમાશંકર સામયિકનો કેવો માતબર અંક કાઢી બતાવે તેનો એક શ્રેષ્ઠ નમૂનો છે. નંદિનીબહેન 'સેતુ'માં INDIA TODAY મંગાવતા. ત્યાં એકવાર હું INDIA TODAY નાં પાનાં ઉથલાવતો હતો ત્યારે ઉમાશંકર બોલ્યા હતા, "હું તો આના પાનાં પણ ઉથલાવતો નથી."

સાહિત્ય અને સાહિત્યિક પ્રવૃત્તિઓ વચ્ચેની ભેદરેખા ઉમાશંકર સ્પષ્ટ કરી બતાવે છે પોતાની યુવાનીમાં લખેલ 'અભિરુચિ'માં. અહીં, મેઘાણી અને રમણલાલ વસંતલાલ દેસાઈ અંગેની મૃત્યુ નોંધોમાં આ હકીકત જોવા મળે છે. લોકસાહિત્ય અને અન્ય લોકસર્જનને રેકૉર્ડ કરવાની મેઘાણીની પ્રવૃત્તિ, મેઘાણીની એક સાહિત્યિક પત્રકાર તરીકેની સફળતા તથા લોકોને સાહિત્યાભિમુખ કરતી મેઘાણીની કૉલમોની પ્રશંસા કર્યા પછી ઉમાશંકર આ મૃત્યુનોંધમાં સ્પષ્ટ કહે છે કે મેઘાણીની સર્જનશક્તિ અનુસર્જન (અન્ય કૃતિઓના રૂપાંતર અને અનુવાદ) પૂરતી સીમિત હતી અને સ્વતંત્ર સર્જનમાં તે ખાસ સફળતા પ્રાપ્ત કરતી નથી. આ જ રીતે રમણલાલ વસંતલાલ દેસાઈને પણ તે "લોકભોગ્ય" સર્જકથી વિશેષ પ્રતિષ્ઠા આપતા નથી.

અખાના ઘણા છપ્પાને શોધીને સાચા સ્વરૂપમાં પ્રકાશમાં આણવાનું શ્રેય ઉમાશંકરને જાય છે. તે ઉપરાંત, અખાના છપ્પાનું ઉમાશંકરે કરેલું INTERPRETATION અનન્ય છે. કાલિદાસના શાકુંતલનો અન્વય સહિત ગુજરાતી અનુવાદ ઉમાશંકરે આપણને આપ્યો છે. મહિયાના સમગ્ર સાહિત્ય અને પત્રકારત્વનું વિહંગાવલોકન કરાવતા ગ્રંથ 'મહિયાનું મનીરાજ્ય'ના સંપાદક મંડળમાં મુખ્ય કર્તૃત્વ ઉમાશંકરનું જણાય છે. જ્ઞાનપીઠ એવૉર્ડ સાથે મળતી ધનરાશિમાંથી ગંગોત્રી ટ્રસ્ટ સ્થાપ્યું. આ ટ્રસ્ટ મારફતે શેક્સપિયરનાં કેટલાંક નાટકો, સ્કૅન્ડિનેવિયન કવિતાઓ અને વિવિધ મરાઠી કવિ અને કવયિત્રીઓની રચનાના ગુજરાતી અનુવાદો આપણને પ્રાપ્ત થયાં. પાક્ષિક 'નિરીક્ષક'ના તંત્રીમંડળમાં પણ ઉમાશંકર હતા. 'અખંડ આનંદ'માં ઉમાશંકર મધ્યકાલીન અને અર્વાચીન ગુજરાતી ભક્તિગીત, પ્રાર્થના, શોકગીત કે ભજનના આસ્વાદ વિશે લખતા. પ્રત્યેક કૃતિ માટે એકએક લેખ ફાળવવામાં આવતો. આ લેખો '૮૯માં 'શિશ્નના મ્હેલમાં'માં ગ્રંથસ્થ થયા છે. 'સંસ્કૃતિ'ના છેલ્લાં વરસોમાં ગુજરાતી ભાષાના તત્કાલીન જીવિત લેખકો તથા કવિઓ પાસે પોતપોતાની સર્જનપ્રક્રિયા વિશે લખાવ્યું. આ લખાણો પછીથી 'સર્જકની આંતરકથા'માં ગ્રંથસ્થ થયાં. કવિ બાલાશંકર કંથારિયા (ક્લાન્ત કવિ)નાં

કવિતા

કાવ્યોને પ્રકાશમાં આણવાનું શ્રેય પણ ઉમાશંકરને જાય છે.

ઉમાશંકર માનતા કે સર્જન માટેની પહેલી અને સૌથી મોટી પૂર્વશરત ગહન નિરીક્ષણ અને અભ્યાસ છે. સ્કૂલ-કૉલેજના અભ્યાસમાં ઉમાશંકર હંમેશાં તેજસ્વી રહ્યા હતા. વિદેશની યુનિવર્સિટીમાં અભ્યાસની તક ન મળી હોવાનો તેમને રંજ પણ હતો. સાહિત્યકારો અને કલાકારો સામાન્ય રીતે જે શાખામાં નબળા જણાય છે તે ગણિતમાં ઉમાશંકર કુશાગ્ર હતા અને તે તેમનો પ્રિય વિષય હતો. ઉત્તર ગુજરાત અને રાજસ્થાનના લોકસંગીતની મોટા ભાગની ધૂનો તેમને કંઠસ્થ હતી.

ગુજરાતી સાહિત્યમાં હાસ્યસાહિત્યનો કારમો દુકાળ વારંવાર તેમનું ધ્યાન ખેંચતો. તે આને 'હાસ્યરસનાં સૂકવણાં" કહેતા. મડિયાના ત્રિઅંકી ફારસ "રામલો રોબીનહૂડ"ની પ્રસ્તાવનામાં ઉમાશંકર કહે છે કે આપણે ગુજરાતીઓ કેટલી બધી ઠાવકી પ્રજા છીએ! આપણે પોતાની જાત પર હસી પણ શકતા નથી! હસીહસીને બેવડ વળી જઈએ તેવા INTELLIGENT હાસ્યનાં પ્રહસનો અને ફારસ ગુજરાતીમાં જૂજ છે.

'૮૬ કે '૮૭માં ગુજરાતી સાહિત્ય અકાદમીએ ઉમાશંકરને એક એવૉર્ડ એનાયત કરવાની જાહેરાત કરી. ઉમાશંકરે આ એવૉર્ડ નકાર્યો અને કારણ જણાવ્યું કે અકાદમી સ્વાયત્ત ન હોવાને કારણે તે એવૉર્ડ નકારે છે.

અમે ટીવી પર ઘણી વાર સાથે ચિત્રહાર જોતા હતા અને ઉમાશંકર તેમાંથી ઘણાં ગીતો માણતા હતા. તે કહેતા, "સંગીત અને કાવ્યની ત્રિજ્યાઓ જ્યાં મળે છે ત્યાં ગેય કાવ્યો નીપજે છે."

ઉમાશંકર સાથે હું PHOTOGRAPHY અંગેની ઘણી વાતો કરતો. તેમને અપૂર્વની PHOTOGRAPHY જોવામાં ખૂબ મજા આવતી. જાણીતા અને કલાત્મક ફોટોગ્રાફર અશ્વિન મહેતા તેમના અંગત મિત્ર હતા. ઉમાશંકર એકવાર મને કહે, "ફોટોગ્રાફીની શોધ પછી ચિત્ર દોરવાનો કોઈ અર્થ ખરો? હા, કદાચ એટલો કે, ચિત્રમાં એકએક STROKE સર્જકની અનુભૂતિમાંથી પસાર થઈને સર્જાય છે."

ઉમાશંકર લાગ આવ્યે મારી ઠેકડી કરી લેતા. એકવાર 'સેતુ'માં જમવાનો પ્રસંગ ઊભો થયો ત્યારે ઉમાશંકરે મને પૂછ્યું કે જે શાક તૈયાર છે તે તને ભાવશે ખરું? મેં જવાબ આપ્યો કે હવે હું બધાં જ શાક ખાઉં છું. ઉમાશંકરે કહ્યું, હવે તું માણસની કક્ષામાં આવ્યો ખરો!

મારાં નાની લીલાવતીબહેન મહેતા પાસે ઉમાશંકરના અને જ્યોત્સ્નાબાના લગ્નના ખર્ચની (કન્યા પક્ષની) ડાયરી છે તે હવે SENTIMENTAL VALUE ધરાવતી હોય તેમ લાગે છે.

ગુજરાતમાં નવનિર્માણ આંદોલન વખતે અને ઇન્દિરાબહેનની કટોકટી વખતે અમદાવાદના દૈનિક "સંદેશ"માં લખીને ઉમાશંકરે લોકોને રાહ ચીંધી હતી. ઇન્દિરાબહેનની કટોકટી પહેલાં, દરમિયાન અને પછી જનતા સરકારના રાજ દરમિયાન ઉમાશંકર જયપ્રકાશ નારાયણ અને આચાર્ય કૃપલાણીની અત્યંત નજીક હતા.

'૮૭માં એકવાર મારાં મમ્મી સાથે હું 'સેતુ' પર ઉમાશંકરને મળવા ગયો હતો.

MELANCHOLY MOOD હતી. ઉમાશંકરે કહ્યું, "મેઘાણી અને મડિયાએ સાહિત્ય માટે ઘઈને ઘણો ઘસારો વેઠ્યો અને આ ઘસારો જ તેમના યુવાન મૃત્યુનું કારણ બન્યો." પછી સ્હેજ ખિન્ન થઈને કહે, "શું જમાનો આવ્યો છે?! કોઈ મિટિંગ કે સમારંભમાં બોલાવે છે તો ત્યાં મને પૂછે છે- BIO-DATA લાવ્યા છો? મારા કર્તૃત્વોની જો જાણ નથી તો પછી બોલાવે છે શેના આધારે?!"

ગુજરાતી સાહિત્ય પરિષદ આજે જે સ્વરૂપે છે તે સ્વરૂપ આપવામાં ઉમાશંકરનો નોંધપાત્ર ફાળો છે. પરિષદમાં પ્રવર્તી રહેલા કનૈયાલાલ મુનશીના એકહથ્થુ ઇજારાને તોડવા માટે ઉમાશંકરે મુનશી સામે યુદ્ધ ખેલ્યું હતું.

સપ્ટેમ્બર, ૧૯૯૫
વડોદરા.

## ❑ કિશોર શાહ

છાનું, ઝીણું ગરજી ગરજી
કહું છું હું તો
હરજી મારી
અરજીને સ્વીકારોને

વાટે-ઘાટે રખડી રખડી
સાવ એકલો કાંઠે બેઠો
મારે માટે તમે આવીને
ડૂબતા જીવને તારોને
હરજી મારી...

હણહણતી આ ગૂંગળામણ તો
ઘણી થાય છે
હેમ કટોરી ભરી ભરીને
અમને શાને કોણ કારમું
ઝેર પાય છે?
થીર થઈને બેઠો તોયે
ભીતરથી હું સાવ અધીર છું
સૂસવતું કોઈ તીર થઈને
અહીંયાં તમે પધારોને
હરજી મારી...

એકવાર અહીં આવો તો તો
તમને નક્કી ખ્યાલ આવશે
આનંદ શું છે
ઉત્સવ શું છે
સાવ છલકતું વ્હાલ શું છે
ગઈ ગુજરી વીતી ગઈ
ને પ્રીત હારીને જીતી ગઈ.
ને મનગમતી એક મિતી રહી
મળવાની આ કમાલ શું છે?
ભવભવમાં તો અમે ભટકતા
સાવ ઓલિયા
તમે અમારી જેમ
ફિકર-બિકરને છોડી દઈને
ફકીર થવાનું ધારોને
હરજી મારી...

❑ મણિલાલ ગાલા ❑ કિશોર શાહ
(કચ્છી)

હાથ ઊંચા ઊંચા થતા
બળ વગરના ખભા પર કાણાં કરતા
ગોઠણ જમીન પર ખોડીને
પાછળ બંધાયેલ પગને ઘસડતા
મારી દોડ બેઠી છે
ખારકેલીઓના ફળાના કાંટા પર

આખે રસ્તે બૂમો પાડતો
ત્રિભેટા સુધી ગબડયો
ત્યારે *ગોગીડાએ મને ચૂંથ્યો

બચેલો ભુક્કો
ઊડીને પહોંચ્યો બે કાનના ભૂરા શેઢા પર
અને હજી પણ કૂદે છે / રસ્તાની રેતીમાં
બકરીઓની ખરીનો અવાજ સાંભળી સાંભળી

રાતના સૂર્યોના ખોળામાં
આંતરડાંઓની તરસમાં
કેટલી કામનાઓ સસડી અને
માથા પરથી વાળની *લોચ કરતાં કરતાં
મને કોઈ જ્ઞાન ન ઊપજ્યું

ગોગીડોઃ કૂતરાના શરીરે ચોંટતું એક જીવડું.
લોચઃ જૈન સાધુઓ ચપટીમાં વાળ પકડી ખેંચી કાઢે તે ક્રિયા.

❑ નંદિની આત્મસિદ્ધ
❑ જયા મહેતા

(મરાઠી)

એ હોય છે
એકાદ ઝાડ
હોય છે એકાદ
પાન પણ

મનમાં થરથરી ઊઠનારું
હોય છે
આખું રાન પણ.

## ઝરમરે કોઇ

❑ ભગવતીકુમાર શર્મા

સૂકી આંખો છતાં ભીના હૃદયથી ઝરમરે કોઈ
કે રણ મોઝાર કાળી રેતી જાણે પાથરે કોઈ.

જુઓ, કેસરિયાં કરવા આયખાને સત ચઢયું કેવું!
બળે છે ઝૌહરે કોઈ, લડે છે કાંગરે કોઈ.

આ સ્વપ્નું છે કે સાક્ષાત્કાર છે, સમજણ નથી પડતી;
હું જોઉં છું કશુંક જુદું ને આંખે તરવરે કોઈ.

નથી હું બાગમાં તોયે સુગંધોની શી હેલી છે!
મને લાગે છે કે પાછું ચઢયું છે વાયરે કોઈ.

અમે જળમાં છબી જોઈ અને તત્કાળ ઝંપલાવ્યું,
સપાટી પર હવે આંસુનાં બિન્દુ ચીતરે કોઈ.

બધેબધ હું જ છું, સ્વાગત કરી લ્યો ફૂલથી મિત્રો!
ઊભું છે ઉંબરે કોઈ, સૂતું છે સાથરે કોઈ?

## ગંગાકાંઠે વૃદ્ધા

❑ સંજય ચૌધરી ❑ જયા મહેતા

(મરાઠી)

ગંગાકાંઠે એક વૃદ્ધા સ્નાન કરતી હતી
શરીરમાંથી લોહી નીકળે ત્યાં સુધી
પથ્થરથી શરીરની ચમડી ઘસતી હતી
મેં તેને પૂછ્યું,
માજી! આ કયા આખા જીવનનું સ્નાન?
કે તમે આવી બાધા રાખી હતી ગંગાની?
બોલ્યાં, 'રાજા, આ સ્નાન પણ નથી ને બાધાયે નથી
ફક્ત જિંદગીભર આ ચામડીને ચોંટેલી
લોકોની નજર ધોઉં છું.'

## જીવન અને શબ્દ : એકમેકના પર્યાય ▫ ગ્રંથિન્

સન ૧૯૬૬માં પહેલો સંગ્રહ 'એકાંત' પ્રગટ થયો એ પહેલાંથી લખતા અને સતત લખતા રહેતા કવિ સુરેશ દલાલનો આ સંગ્રહ. 'તરાપો. તેમાં ગીત ને અછાંદસ કાવ્યો છે.

સંગ્રહની દોઢ પાનાંની ટૂંકી પ્રસ્તાવના 'મારા પૂરતો મુક્ત થયો'માં સુરેશભાઈ શબ્દ સાથેની પોતાની નિસબતની કેફિયત આપે છે :

"મને ગમે છે શબ્દ સાથે જીવવું. જીવન અને શબ્દ કદાચ મારે માટે એકમેકના પર્યાય પણ હોઈ શકે."

આરંભમાં રાધેશ્યામ શર્મા "કવિતા - વ્યક્તિ સુરેશ"માં પોતાની આગવી શૈલીએ કવિ અને વ્યક્તિ સુરેશ દલાલની વાત કરે છે.

સૌથીય વધુ કૃતિઓના આ સંગ્રહની વિશિષ્ટતા એ છે કે તેમાં 'શ્રીનાથજીનાં લાલનપાલન' શીર્ષક નીચે, પુષ્ટિ સંપ્રદાય અનુસારની ઠાકોરજીની સેવાનાં 'મંગળા'થી 'શયન' સુધીનાં આઠ પદ છે. પહેલા જ પદ 'મંગળા'ની આરંભની પંક્તિઓ જોઈનેય ખ્યાલ આવશે કે આ પ્રકારનાં અન્ય પદોથી એ ક્યાં જુદાં પડે છે :

"મને જગાડ્યો જેણે એને કેમ કહું કે જાગો,
મારો તારી સાથ પ્રભુ હે ! જનમજનમનો લાગો."

પ્રસ્તુત સંગ્રહનાં કાવ્યો કવિ સુરેશ દલાલની બધી લાક્ષણિકતાઓ સાથે વ્યક્તિ સુરેશ દલાલના બધા મિજાજનુંય પ્રતિનિધિત્વ કરે છે. સાહજિક શબ્દલય ને આંતરિક લય છે, ચિત્રાત્મક કલ્પનો છે, પ્રથમ પુરુષ 'હું' દ્વારા અભિવ્યક્તિ છે, દ્વિતીય પુરુષ 'તું' ને સંબોધન છે, વાતચીતનો લહેકો પણ છે. તેમ જ સ્વ-મનને પણ ઉદ્‌બોધન છે. હર્ષ અને ખુશખુશાલી, દુઃખ અને વિષાદ, કટાક્ષ અને કરુણાનાં સંવેદનો છે. કટાક્ષમાં પણ અભિવ્યક્તિમાં ડંખદંશ-પ્રહાર નથી, સૌમ્યતા છે :

"અમે છીછરું રમતાં રમતાં ઊંડા ઊંડા જઈએ રે.
અમે ઊંડું ઊંડું રમતાં રમતાં છીછરા છીછરા થઈએ રે."

સીધી સાદી વાત કરતાં કરતાં જીવન-ચિંતન વણી લેવાની આગવી રીત આ કવિની કલમ અપનાવે છે :

"વાતને રસ્તે વાત ખૂલે છે :
ક્યારેક ખૂલે મન.
મનને રસ્તે ચાલતાં ચાલતાં
જાય ખૂલી જીવન."

તો આ જીવન અને જગતમાંથી ઊઠીને ચાલ્યા ગયેલા માણસનાં શોક-દુઃખ મુખરિત થયા વગર સહજતાથી વ્યક્ત કરે છે :

"અમને માયા લગાડીને, છાયા ઉઠાવીને
મનગમતો માણસ એક ચાલ્યો ગયો.
લયતાલે ઝૂલતો, સરવર જેમ ખૂલતો

ગુનગુનતો માણસ એક ચાલ્યો ગયો.'

કવિ આ કાવ્યની આ તેમ જ અન્ય પંક્તિઓમાં પણ કાવ્યનાયકની વ્યથા નહીં, પણ જગતમાંથી ઊઠી ગયેલા માણસની જ વાત કરતા રહે છે, ને એમ કરીને કાવ્યનાયકની વ્યથાને દ્વિગુણિત માર્મિકતાથી રજૂ કરે છે.

[દલાલ સુરેશ, તરાપો પ્ર.આ. ૧૯૯૫, અમદાવાદ, ઇમેજ પબ્લિકેશન્સ પ્રા. લિ; પૃ. ૧૪૪+૧૬, મૂલ્ય રૂ. ૧૦૦]

## બુઝાવી દો ❑ જયા મહેતા

બુઝાવી દો
રાત્રિના ચહેરા પર ચાઠાં પાડતા
દીવાઓને.

હેમખેમ અંધકારમાં
મારે જોવા છે
અગણિત પ્રકાશપુંજ
ને
અમાપ અંતરે રહેલા
તારકો સાથે
મારે દૃષ્ટિ મિલાવવી છે.

પછી
કદાચ

મારી ભીતર
ઢબુરાયેલું તેજબિંદુ ઓળખશે
પોતાના સહોદરને.

બુઝાવી દો બધા
દીવાઓને.

## ❑ કૃષ્ણકાન્ત વૈરાગી

તારી અઢળક આવે યાદ
મારે શું કરવું ?
આભમાં કાળેરો વિષાદ :
મારે શું કરવું ?
આંખમાં આંસુનો વરસાદ :
મારે શું કરવું :
વિરહની પળેપળ નિષાદ :
મારે શું કરવું :

## મોરેશિયસ :
## દરિયાના તળિયે લટાર * ❑ હર્ષદ ચંદારાણા

બોટની સીડીમાં માત્ર પાંચ પગથિયાં,
બે પાણી બહાર,
ત્રણ પાણી અંદર-
આ પાંચ પગથિયાંની સીડી,
જાણે પાંચે આંગળીથી પકડવાનું
છરી ઉપરનું હેન્ડલ-

પગથિયાં પૂરાં થયાં પછી
માત્ર સરકવાની મારી ગતિ-
માખણ કાપતી છરીની ગતિ-
ઊતરી જવાયું સર્રરાટ તળિયે.

તળિયે.. પગ સ્થિર નથી થાતા-
ચારે બાજુનું પાણી ધક્કેલે છે-
કોઈ રેતી તરફ-
કોઈ જળવેલી તરફ-
કોઈ છીપલી તરફ-
કોઈ માછલી તરફ-
ને ફરતે હરતી-ફરતી માછલીઓ
કેમ મારાથી ડરીને ભાગે છે દૂર?

અંદર ઊતર્યા પછી,
ગોઠ્યું, ન - ગોઠ્યું પણ ઝરણું
દરિયામાં
ડૂબું-ડૂબું થાય છે
ખેંચાતું-ફંટાતું- વીખાતું-વીખરાતું
સરતું જાય છે અવશ,
બીજા પ્રવાહો સાથે આમતેમ... તળિયે.

દરિયાઈ વનસ્પતિ-
પોચી - પોચી, કૂણી- કૂણી-
હાથમાં લીધી જાણે રૂની પૂણી.

❑ **મહેશ દવે**

હા પાડે છે, ના પાડે છે
કોણ ઊભું મનની આડે છે?

દરિયાના તળિયે પણ તું મળી-
તારા સાથે કર્યું હસ્તધૂનન-
ત્યાંય મારા શ્વાસ અટકી ગયા.

એક: તળિયાના તરંગોનો લય
બે : પાણી સાથે લ્હેરાતી તારી ઝુલ્ફોની લય
ત્રણ : મારા હૃદયનો લય
ત્રણે મળીને-
પ્રેમના તરંગોની ત્રિરંગી વિજયપતાકા
ફરફરાવે છે
જીતેલા દરિયાના તળિયાના પ્રદેશમાં

નળી વાટે પામું છું
ઉપરના આકાશના જ શ્વાસ-
પણ
નજર ઉઠાવી જોઉં તો-
ઉપર.... જળનું જ આકાશ.
[]
પાણીમાં ઊતર્યા પછી
ઑક્સિજન-માસ્ક પહેરેલું મસ્તક છે-
માત્ર એક પરપોટો-
જોજે ફૂટી ન જાય!

ગુજરાતી કવિતાનું મોતીઃ
હર્ષદ ચંદારાણા,
મોરેશિયસના દરિયાના તળિયે-
માછલીનો ખોરાક!

* Manration: under - sea - walk - july - 95: After the experience

❑ સુ.દ.

હજારો વૃક્ષો
હું આંખમાં વાવીને લાવ્યો છું
તારે માટે

# રમેશ પુરોહિતનાં બે પુસ્તકો

તાજેતરમાં બે સંગ્રહો "તસવીર" અને "માહોલ" પ્રાકટ થયા છે. પ્રસિદ્ધ કટારલેખક અને વિવેચક શ્રી રમેશ પુરોહિતની પ્રતિભાનું એ પરિણામ અને પરિમાણ છે. રમેશ પુરોહિતનું વ્યક્તિત્વ વિરલ છે. સફળ હોય કે નિષ્ફળ હોય, કોઈ પણ માણસની પડખે ઊભા રહે એવા એ મિત્ર છે, જેમણે એમની મૈત્રી માણી હોય એને એની પ્રતીતિ થયા વિના રહે નહીં. પણ અહીં મિત્ર રમેશની મૈત્રની નહીં પણ એની પ્રતિભાની વાત કરવી છે. આ માણસના ગુણ પક્ષે ઘણું બધું છે. સંવેદનશીલ હૃદય અને કવિતાને માણવાની તથા માણેલી કવિતાને અને એના આનંદનું પુનઃ નિર્માણ કરીને ભાવક સુધી પહોંચાડવાની એમની કલમ પાસે તાકાત છે. કોઈ પણ વિવેચક સર્જક અને ભાવક વચ્ચે સેતુનું કામ કરી શકે તો એના વિવેચનની સાર્થકતા. રમેશ પુરોહિતના વિવેચનનો અતિગુણ એ છે કે વિવેચન છે પણ વિવેચનનો ભાર નથી. વાત પહોંચાડવાની તત્પરતા છે પણ એ ક્યાંય વિવેચનની જડ પરિભાષામાં અટવાતા નથી. એટલે જ એમના વિવેચનનાં પુસ્તકો પૂર્ણભાવથી જાણી, માણી શકાય છે. એમની પાસે પોતીકી શૈલી છે પણ એ શૈલીને કારણે ક્યાંય `અર્થનો ભોગ નથી આપતા. વાણીવિકાસ છે પણ વાણીવિલાસ નથી. આ બધું એક વ્યક્તિમાં કઈ રીતે પ્રકટી શકે. સંસ્કૃત, ઉર્દૂના એ પ્રખર જાણકાર છે, ગુજરાતી એમના લોહીમાં છે અને અંગ્રેજી ભાષા પરનું પ્રભુત્વ તો એમના 'સુખને એક અવસર તો આપો' એ પુસ્તકનો અનુવાદ કેટલો ઉત્તમ અને આદર્શ છે તેના પરથી સમજી શકાય. હ્યુ પ્રેથરના, પ્રમાણમાં મુશ્કેલ કહી શકાય તેવા ગ્રંથનો એ જે લાંબા સમયથી અનુવાદ કરે છે અને દર રવિવારે મુંબઈ સમાચારમાં એમની નિયમિત કટાર "હું મારું સરનામું છું" પરથી પણ આવી શકે છે. Notes to myself નો એ માત્ર અનુવાદ નથી કરતા પણ અનુવાદને અંતે અર્થપૂર્ણ આસ્વાદ પણ આપે છે. આ રમેશ પુરોહિતે 'તસવીર'માં નરસિંહ મહેતાથી માંડીને રમેશ પારેખ સુધીના કવિઓની કવિતાનો નકશો આપ્યો છે. એક વાક્યમાં કહેવું હોય તો તસવીર એટલે ગુજરાતી કવિતાની કન્ડક્ટેડ ટૂર. કોઈ પણ પ્રકારના પૂર્વગ્રહ વિના અને પક્ષપાતથી પ્રેરાયા વિના એમણે અહીં સર્જકોની આંતર છબિને યથાવત્ પૂર્ણ ઔચિત્યથી પ્રકટ કરી છે. લેખનાં શીર્ષકો પણ સૂચક છે. એકબે દાખલાઓ જ આપું. ખંડ કાવ્યના અખંડ કવિ - કાન્ત. આક્રોશ અને આસ્થાના કવિ- સુંદરમ. વન્યતા અને ધન્યતાના કવિ - જયંત પાઠક. પ્રત્યેક મથાળું વીજળીના ઝબકારે કવિની વિલક્ષણ લાક્ષણિકતાને પ્રકટ કરી શકે છે. રમેશ પુરોહિતે અહીં મન મૂકીને લખ્યું છે. જ્યાં અનિવાર્ય હોય ત્યાં ઉદાહરણો આપ્યાં છે પણ ઉદાહરણોથી લેખને ફુલાવ્યો નથી. મજાની વાત તો એ છે કે ખુદ કવિ પણ આશ્ચર્ય પામી જાય તેવા પણ કેટલાંક અહીં અર્થઘટનો મળે છે.

ગઝલ એ રમેશનો ગઢ છે. વર્ષો સુધી આપણા ઉન્નત ભ્રૂ વિવેચકો ગઝલને ગૌણ અને સાવકો કાવ્યપ્રકાર લેખતા હતા. સામાન્ય પ્રજા ગઝલને મનોરંજન અને તાળી પડાવવાની ચીજ માનતી રહી. હવે પરિસ્થિતિ બદલાઈ છે. ગઝલમાં પણ કાવ્ય-સૌંદર્ય પરાકાષ્ઠાએ પ્રકટી શકે છે એની પ્રતીતિ પ્રજાને અને વિદ્વાનોને થઈ છે. રમેશ પુરોહિતે આ પહેલાં "ગઝલ ૧૦૧" જેવું સંપાદન આપ્યું. આ સંપાદનમાં એમની પસંદગીની મુદ્રા તો છે જ, પણ આ સંગ્રહની અભ્યાસપૂર્ણ અનન્ય પ્રસ્તાવના

એટલી બધી સમૃદ્ધ છે કે એની જુદી પુસ્તિકા પણ કરવી જોઈએ જેથી ગઝલના અભ્યાસીઓને ઉત્તમ પ્રસ્તાવના કોને કહેવાય એનો ખ્યાલ આવે. આ પ્રસ્તાવના એટલે ગઝલના મૂળથી ફળ સુધી જવાની પ્રક્રિયા.

રમેશ પુરોહિતનો "માહોલ" ગઝલના આસ્વાદનો સંગ્રહ છે. એમાં આદિલ મન્સૂરી, ચિનુ મોદી, ભગવતીકુમાર શર્મા, હરીન્દ્ર દવે જેવા શાયરો છે. શયદા અને એની પછીની પેઢીના પણ શાયરો છે, પણ મહત્ત્વ એ છે કે એમાં અજય પુરોહિત, બાલુભાઈ પટેલ કે મેઘબિન્દુ જેવા નવા શાયરો પણ છે. રમેશ ગઝલનો તરસ્યો જીવ છે. જ્યાં જ્યાં એને ઉત્તમ ગઝલ દેખાઈ ત્યાં ત્યાંથી વીણીવીણીને એ ગઝલનો આસ્વાદ કરાવે છે. આ આસ્વાદમાં ઉર્દૂના શેર આપે તો તે સ્વાભાવિક છે પણ બ્રિટિશ, અમેરિકન કે યુરોપીય કવિતાના પણ રમેશ ચાલતી કલમે સંદર્ભો આપતા રહે છે. આપણે કોઈ પ્રવાસે નીકળ્યા હોઈએ અને સાથે જો બે પુસ્તકો રાખવાનાં હોય તો કવિતાના ઘાયલ માટે હું આ સંગ્રહોનું સૂચન કરું. મરીઝ હોય કે મુકુલ ચોકસી હોય, શોભિત હોય કે કૈલાશ હોય, રમેશને કોઈ નામને છોછ નથી, બધા જ પર એ સમદૃષ્ટિથી વરસી પડે છે. જૂના અને નવાના ભેદ નથી. સાહજિક સ્વસ્થતાથી આસ્વાદ આપી શકે છે. ગઝલને મનભરીને માણી એના આનંદનો ઉછાળો વ્યક્ત કરી શકે છે. કોઈ આપણી પાસે બેસીને પોતાના આનંદમાં સહભાગી કરતું હોય એવો માહોલ રમેશની કલમ રચી શકે છે.

દિનેશ દલાલનાં ઉત્તમ મુખપૃષ્ઠો પ્રવીણ પ્રકાશને વિશેષ કાળજીથી છાપ્યાં હોત તો આ બન્ને પુસ્તકના આંતર વૈભવ અને બાહ્ય વૈભવની જુગલબંધી જામી હોત. ટૂંકમાં કહેવું હોય તો આ પુસ્તકો રમેશ પુરોહિતને યશ અપાવે એવાં અને પ્રવીણ પ્રકાશનને ગૌરવ અપાવે તેવાં થયાં છે.

સુ.દ.

'તસવીર', રમેશ પુરોહિત, પ્રવીણ પુસ્તક ભંડાર, મ્યુનિસિપલ કૉર્પોરેશન સામે, ઢેબર રોડ, રાજકોટ, મૂલ્ય રૂા. ૧૦૦-૦૦.

'માહોલ' રમેશ પુરોહિત, પ્રવીણ પુસ્તક ભંડાર, મ્યુનિસિપલ કૉર્પોરેશન સામે, ઢેબર રોડ, રાજકોટ, મૂલ્ય રૂા. ૧૨૫.૦૦.

## ત્યારે આપણ રાજ્જા

❑ ધરણીધર ❑હ. ભાયાણી

(સંસ્કૃત)

ભલી ગૃહિણી !
શિશુઓને આ જેમતેમ કરી
જેઠ-અંત લગી નભાવી રાખ તું સાજા
બસ, પછી તો વરસાદ થતામાં
આ તુંબી, કુલ્માંડી બંને પહોંચી વળશે,
ત્યારે આપણ રાજ્જા !

## વીંછી કરડ્યો… ▢ વીરુ પુરોહિત

ગીત

દળણું દળતાં મૂઠી ભરીને ઉજાગરો મેં ભરડયો !
રે ! મને વીંછી કરડયો…
હો…હો…મને વીંછી કરડયો !

ઘડો ભરીને મારા માથે ગુલાબજળ પધરાવો !
નદી વળાવો મારા ઘરમાં, કાં ઝાકળ પથરાવો !
ખૂણે-ખાંચરે ગાર મિષે મેં શ્વાસ સુગંધી
ખરડયો !
રે ! મને વીંછી કરડયો…
હો…હો… મને વીંછી કરડયો !

મને પિયુની આંખોમાંથી હળવે હાથ ફીણાવો !
કરો એકઠી, પારિજાતનાં ફૂલની જેમ વીણાવો !
હું ફળિયામાં ઘૂમી, લહેરિયે પવન બિચારો
તરડયો !
રે ! મને વીંછી કરડયો…
હો…હો…મને વીંછી કરડયો !

દળણું દળતાં મૂઠી ભરીને ઉજાગરો મેં ભરડયો !
રે ! મને વીંછી કરડયો…

▢ સુ.દ.

સ્મૃતિની વળગણી પર
મારાં આંસુ સૂકવ્યાં છેઃ
ક્યારે ઊઘડશે તારો તડકો?

## માણસો *

▢ મંગળ રાઠોડ

માટલું
જોયા કરે છે
આજકાલ
કેટલી સહેલાઈથી
ફૂટી જાય છે
માણસો !

* બકુલ ત્રિપાઠી અને વિનોદ ભટ્ટને.

## ગાંધીજી ❑ જયા મહેતા

ગાંધીજી!
તમારી જન્મ-સવાશતાબ્દીનું આખું વર્ષ
પંચતારિકાઓમાં તમારી છબીઓનું પ્રદર્શન.
હોય,
જેવી જેની જરૂર,
કીડીને કણ ને હાથીને મણ
જોઇએ.
પંચતારિકઓના દર્શકો માટે
તમે દર્શન નહીં, પ્રદર્શનની વસ્તુ.

યાદ છે ગાંધીબાપુ?
સાંસ્કૃતિક નગરી પૂનામાં
કસ્તુરબા - મહાદેવભાઇની સમાધિએ
દર્શને આવ્યાં હતાં અમે સૌ, ત્યારે
તમારી છબીઓ જોઇને
અમારી સાથેના ડ્રાઇવરે મને પૂછ્યું હતું,

'ગાંધીજીએ અહીં કેટલાં વર્ષ રાજ્ય કર્યું?'

હું સ્તબ્ધ
  નિરુત્તર
હજીયે શોધું છું ઉત્તર

ગાંધીજીએ અહીં કેટલાં વર્ષ રાજ્ય કર્યું?

## બધે જ એને દેખાયાં
❑ જયા મહેતા

પછી તો એને ખબર જ ન રહી, કે
પોતે ચહેરો છે કે મહોરું.
રંગમંચ પરથી એ નેપથ્યમાં ગયો,
  નાટક-ખંડની બહાર આવ્યો,
  રસ્તા પર,
  ઘરે ગયો.

બધે જ દેખાયાં એને મહોરાં જ મહોરાં
  હસતાં મહોરાં
  રડતાં મહોરાં
  નાનાં મહોરાં
  મોટાં મહોરાં.
મહોરાંની આગળ મહોરાં
મહોરાંની પાછળ મહોરાં.

એને સમજાયું જ નહીં, કે
મહોરાંની પાછળ ચહેરા હશે, કે
  ચહેરા હજી જન્મ્યા જ નથી!

## મા ▢ જયંત પાઠક

ગાતાં ગાતાં
આંગણું લીંપે ને ગૂંપે
બીજના ચાંદ જેવી ઓકળીઓ આંકે
તે તો કોઈ બીજુંય હોય
પણ
ભીના લીલા લીંપણમાં
નાનકડી પગલી જોવાના કોડ કરે
તે તો મા જ.
રડે ત્યારે છાનું રાખે
હસે ત્યારે સામું હસે
છાતીએ ચાંપે
તે તો કોઈ બીજું ય હોય
પણ
રડતાં ને હસતાં
છાતીએ ચાંપતાં
જેની આંખમાં ઝળઝળિયાં આવી જાય
તે તો મા જ.
નવરાવે ને ધોવરાવે
પહેરાવે ને પોઢાડે
આંખો આંજી આપે
તે તો કોઈ બીજુંય હોય -
પણ
કાન આગળ મેશનું ઝીણું ટપકું કરે
તે તો મા જ.

▢ સુ.દ.

ભીનું ઘાસ
કોઈનાં પગલાં સાચવતું નથી.

▢ સુ.દ.

એક વાર
પ્રતિબિંબો એકમેકને મળ્યાં
અને પૂછવા લાગ્યાં
કે અરીસો ક્યાં છે?
આપણ જેમ પૂછીએ છીએ
કે ઈશ્વર ક્યાં છે?- એમ

## કાચેકાચા ઇશ્વરને ▢ રમેશ પારેખ

કાચેકાચા ઈશ્વરને
હું અવળસવળ શેકું છું
મારી ધગધગતી છાતીની અંદર.

ધૂંધવાતી છાતીમાંથી
શેકયાની સોડમ
બ્રહ્મરંધ્રમાં પહોંચે,
ને ત્વચા તળે
ઘસઘસ સૂતેલી
ભૂખરીભૂખરી ભૂખોને ઢંઢોળે.

સ્વાદુપિંડોમાંથી ઝરતા રસનો
રવ સંભળાય,
મજ્જામજ્જા
કચડકચડ ચાવી ખાવાના
ઝનૂનમાં અમળાય...

પરંતુ
ઈશ્વરને આ બાજુ શેકીશેકી રૂડી ભાત પાડીએ, સાંઈ !
ત્યાં એ અવળી બાજુએ તદન કાચો દેખાય...

ઈશ્વરનો આ લોચો તો
કેમે ય ન શેકયો જાય...

રોજરોજ આ થાય-
તૃપ્ત થયાની ક્ષણ તો
આઘી ને આઘી ઠેલાય
આઘી ને આઘી ઠેલાય....

▢ સુ.દ.

તારી સ્મૃતિ તે કેવી
કે લીલુંછમ ઘાસ પણ
બળીબળીને કાળું કાળું થઈ ગયું

કવિતા

## આ જનમમાં...
[] લાલજી કાનપરિયા

અમને શકુનિવિદ્યાનો કાંઈ ચડ્યો નહીં ઓતાર
પાસા અમારા આ જનમમાં પડ્યા નહીં પોબાર !

સૌ સૌની શ્રદ્ધા પ્રમાણે માગે છે વરદાન
અમે અમારી મરજી મુજબ માગ્યું પીપળ પાન.

ખરી ગયેલાં ટાણાંને શું મળશે નવો અવતાર ?
અમને શકુનિવિદ્યાનો કાંઈ ચડ્યો નહીં ઓતાર.

અવળાસવળા પડી ગયા છે લાગણીઓમાં સળ
ઈસ્ત્રી થઈને આરપાર તું ખુલ્લેઆમ નીકળ !

હવડ વાવની એકલતામાં ડૂબી ગયો અંધાર
અમને શકુનિવિદ્યાનો કાંઈ ચડ્યો નહીં ઓતાર.

આ નીંદરવંતા શમણાને નાહક પજવશો નહીં
ઉજાગરાના ખતપત્રમાં અમે કરી છે સહી !

આંખ અને શમણાનો છેવટ નભ્યો નહીં સંસાર !
અમને શકુનિવદ્યાનો કાંઈ ચડ્યો નહીં ઓતાર.

## એક શિશુના અવસાન પર
❑ જયંત પાઠક

ભૂરી ભૂરી સ્લેટમાં
નાની નાની આંગળીઓએ
પેન પકડીને
તેં પાડેલા એ ઝીણા ચળકતા અક્ષર –
જોઉં છું હવે
આકાશમાં મીઠું મીઠું ચળકતા તારા
દેવોનું કાવ્ય, અજરામર

## Honeymoon Flight ❑ Seamus Heaney

Below, the patchwork earth, dark hems of hedge,
The long grey tapes of road that bind and loose
Villages and fields in casual marriage:
We bank above the small lough and farmhouse

And the sure green world goes topsy-turvy
As we climb out of our familiar landscape.
The engine noises change, You look at me.
The coastline slips away beneath the wing-tip.

And launched right off the earth by force of fire
We hang, miraculous, above the water,
Dependent of the invisible air
To keep us airborne and to bring us further.

Ahead of us the sky's a geyser now.
A calm voice talks of cloud yet we feel lost,
Air-pockets jolt our fears and down we go.
Travellers, at this point, can only trust.

## ગીત ❑ રમેશ પારેખ

લ્યો, જરાક જીવણ ! અટકો
લ્યો, સોપારીનો કટકો
લ્યો, ખાટ બિરાજી ખટમીઠો ખમ્મા, એકાદો ખટકો...

જીવણ, જરિયન જામા ઉપર ઝૂલે મારો વાળ
એને ભાળી તમ પટરાણી કરશે કૂં કૂં આળ

ચખ માંહે ચમકે છ ચાડિયો ઉજાગરાનો ચટકો

મીરાં કે' પ્રભુ પાછા ક્યારે પધારશો આ પેર?
તમે જાવ તે જુલમ, જીવણ ! તમે રહો તે મ્હેર

છેવટમાં આલિંગું છું તો છોછ કરી નવ છટકો

કવિતા

# आसमान नहीं गिरेगा

न जाने आसमान कब गिरेगा !
दरख्त
छोटे - बड़े
एक पाँव पर खड़े,
प्रतीक्षा कर रहे हैं सदियों से
कि कब आसमान गिरे
और हम थाम लें !
लेकिन,
आसमान भी कोई बुद्धू नहीं है,
बूढ़ा हो गया है,
यह समझता है
कि दरख्त सब के सब,
यूं ही नहीं खड़े हैं बेमतलब
सदियों से.
अरे !
अगर गिरना ही है
तो सीधे जमीन पर गिरेंगे,
भला इन कलालों के हाथ
क्यों पड़ेंगे ?

मेरा ख्याल है —
जब तक
एक दरख्त भी खड़ा रहेगा,
आसमान नहीं गिरेगा ।

• सूर्यभानु गुप्त

## લીડ્ઝ ટ્રેનમાં લંડન જવાની ગઝલ

□ આદિલ મન્સૂરી

લીડ્ઝથી લંડન જતી આ ટ્રેનમાં
યાદની છલકે નદી આ ટ્રેનમાં

લીલાછમ મેદાન પર તડકો સરે
એની તો ઉષ્મા બધી આ ટ્રેનમાં

કોણ જાણે કેટલો વીત્યો સમય
એક ક્ષણ કે ઈક્ સદી આ ટ્રેનમાં

તડકો તડકો તડકો છલકાતો બધે
સૂર્યરથને સાંકળી આ ટ્રેનમાં

ગાય ઘેટાં અશ્વ ઊગ્યાં ખેતરે
સર્વની પામું ગતિ આ ટ્રેનમાં

ખુરશીઓમાં ચીતરેલા યાત્રીઓ
સ્મિત વેરે સૌ છબી આ ટ્રેનમાં

પળમાં તો ઘેરી વળે અંધાર કૈં
બુગદાઓને વીંધતી આ ટ્રેનમાં

જાણે તારા હોઠને સ્પર્શી રહું
એવી ઊની ચા મળી આ ટ્રેનમાં

તિરછી નજરોથી બધા જોઈ રહે
એકબીજાને વળી આ ટ્રેનમાં

દશ્ય કેવાં થૈ ગયાં અદશ્ય સૌ
બુગદાઓ આવ્યા ધસી આ ટ્રેનમાં

હા સફર કૈં એટલી લાંબી હતી
જિંદગી ટૂંકી પડી આ ટ્રેનમાં

## કવિતા

□ જ્યોતિષ જાની

૧
સૂર્યને સંતાડશો ?
શી મજાક છે !
૨
પ્રકાશની પાંથી પાડી
અંધારું સજાવશો ?
શી મજાલ છે ?!
૩
પવનની કેડી રચી
ડગ એક માંડશો ?
શી કુનેહી ચાલ છે !

બહાર અંદર દશ્ય ફેલાયા કરે
ને ક્ષિતિજ કૂં વિસ્તરી આ ટ્રેનમાં

ગુલ અદમ મુલ્લા મહક પંકજ વિપુલ
સિીદીકી ને ફારુકી આ ટ્રેનમાં

આંખમાં તસ્નીમ સરફૂ ને અલી
બિસ્સી પણ હસતી રહી આ ટ્રેનમાં

જે ટિકિટ પાછળ હતી કોરી જગા
ત્યાં ગઝલ આદિલ લખી આ ટ્રેનમાં

દસમી ઑક્ટોબર '૯૫ મંગળ વાનપંથે

□ **મહેશ દવે**

તું આવે : જગત સંગીન
તું જાય : હૃદય ગમગીન
શુક્લપક્ષ ને કૃષ્ણપક્ષની
બજે સનાતન બીન

વર્ષોથી જે બંધ હતાં
એ ઉઘડયાં મારાં દ્વાર
બંધ હવે તે કેમ કરું ?
દ્વાર બીડીને, બાથભીડીને
થા મુજમાં લયલીન...

આવ્યાથી ઉજમાળો તડકો
ચોગમ ઊડે ગુલાલ
તું જાય અને આ કેવો ભડકો
વિજોગ કસુંબી લાલ
આવન-જાવનની અથડામણ
કાયમ માટે છોડી દઈને
તું અહીં રહે તલ્લીન...

બાહુઓની ડાળ ઉપર
હું પર્ણ થઇ રહું વળગી
લહર લહરમાં ઝૂલું ઝૂમું
થાઉં કદી નહીં અળગી
છોડે-તરછોડે સાજન તો
સળગી સળગી મરી રહું હું
વડવાનલમાં કોઈ પિયાસી મીન...

## બે લઘુકાવ્ય

□ **જયોતિષ જાની**

૧

સાવ અચાનક જરા
વંકાઈ ગયેલી નમણી વેલને
મેં કાનમાં પૂછયું-
સતત વીંટળાઈ રહે તું
અને આમ સજા ભોગવું હું ?

૨

આકાશ આકાશ રમતાં
ધરતીની આંખમાં આંસુ આવ્યાં
સૂરજના ભૂલા પડેલા
એક કિરણે
ચૂપચાપ આંસુ પી લીધાં !

## સમુદ્ર - મંથન □ પ્રાણજીવન મહેતા

દીવાદાંડી હેઠળ
ટૂંટિયું વાળી
સૂતેલ સમુદ્ર
એકાએક જાગી જઈ
સ્વ - કાયાને
પ્રકાશમાં જોવા મથે.

દૂર દૂર ચોગરદમ
ફેલાતા પ્રકાશમાં
કાયા કશે ભળાય નહીં
માથું કપાળ કૂટે પછાડે
ઘડી ઘૂરકે, ગરજે.
પગ પછાડી
સ્વ-છાયા છૂંદે.
પછી પાછો
પવન ઓશિકે માથું ઢાળી
ટૂંટિયું વાળી
પડી રહે દીવાદાંડી તળિયે.

સમુદ્રમાં
સમુદ્ર તરે
ઊછળે, પડે.
દઈ ડૂબકી
અનળ તળે
પાછો ફરે, તરે.

સમુદ્રમાં
સમુદ્ર સરે.
વમળાય, વલોવાય ને વળી

સમુદ્રમાં
સમુદ્ર
સમુદ્રને વીંટળાઈ વળે.

સમુદ્ર
તટથી પાછો વળે
સમુદ્રમાં
સમુદ્ર ટળવળે.

પ્રસ્વેદે
સમુદ્ર રચાયો પ્રથમ.
પછી
સ્વેદે
સમુદ્ર સંકોચાયો.
વેદે
સમુદ્ર વરતાયો વેંચાયો

અંતે
પાછો
પ્રસ્વેદે સમુદ્ર
વગોવાયો.
વલોવાયો.

સમુદ્ર તટે
છીપલાં ભેળો
પડેલો શંખ
ફોડી જોઉં
લો
સંકોચાઈ
ટૂંટિયું વાળી
પડી રહેલ સમુદ્ર
આળસ મરડી
વલય વમળ સમેત
ઘૂઘવતો ગરજતો
મારી તરફ
ધસી આવતો પેખું.

## On The Death of a Child

□ JAYANT PATHAK

In the sky-blue slate
holding a pen between
                    your little fingers
you wrote smoll shining letters -
I now gage at stars
sweet and smiling in the sky
god's little shining poem
that never dies or withers

## એક કાવ્ય □ જ્યોતિષ જાની

(કવિમિત્ર લાભશંકર ઠાકરને સમર્પિત)

શબ્દકોશના બધા જ શબ્દોને
  એક કતારમાં ઊભા રાખી
અર્થ સહિત, એમના હોઠ
  ચસોચસ સીવી દીધા !
(કોઈ ન બોલ્યું રે, અ રેરે !)
સિવાયેલા હોઠ વાજિંત્ર
  જેવો અવાજ ન કાઢી
એટલે બધા જ શબ્દોના
ચહેરા ઉપર
બુરખો ઢાંકી દીધો !
(કોણ બોલ્યું ? કોઈ બોલ્યું ? વાહ્ કવિ વાહ્)
  સૌને લેફ્ટ-રાઇટ લેફ્ટ-રાઇટ
  એક કતારમાં રાખી
લા.ઠા. સન્મુખ ગોઠવી દીધા !
મન્દ મન્દ હસતા કવિ લા.ઠા.એ
  એક ફૂંક મારી -
  શો ચમત્કાર !
શબ્દો બધા જ રંગબેરંગી
અર્થોના પતંગિયાં બની
  ચોમેર
ઊડી ગયાં !
(સૌ કહે, વાહ્ કવિ વાહ્)



x

## થરથર ❑ મૌલિક મઝુમદાર

આટલે દૂરથી પણ હું જોઉં છું તારું ઘર
ઘરમાં થતી કુટુંબના માણસોની અવરજવર.
તારા જ ઘરમાં તું જીવે છે
સાવ અજાણી વ્યક્તિની જેમ.
પરાણે તું કોઇ સાથે વાત કરે છે
હોઠ પર ગોઠવી દીધો છે તેં મૌનનો પહેરો.
વારે વારે આંખમાં પાણી આવી જાય
એવી તારી આંખ છીછરી નથી
એની મને ખબર છે.

દિવસ ઊગે છે ત્યારથી
તું રાહ જુએ છે રાત પડવાની.
આયુષ્યનો એક દિવસ તો પૂરો થયો
તને તાલાવેલી છે
સમયની નદીને ઝટપટ તરી જવાની.
પોતાના જ ઘરમાં આઉટસાઇડર...

તું તારા ઘરની તલાશમાં છે
અને હું એ પણ જાણું છું
કે તારા ઘરનું સરનામું હું જ છું
પણ
આપણા બન્નેના ઘરની વચ્ચે વહે છે
લાચારી નામની એક નદી

## ❑ સુરેશ દલાલ

વિશ્વ આ સકળ છે, યોજના અકળ છે:
અટકળો કોઇની કામ આવે નહીં
શબરીનાં બોર લઇ કુટિરમાં બેસીએ
તો પછી રામજી સ્વયમ્ આવે અહીં

ત્રાજવાં તોડીને, તોલ-માપ છોડીને
આપણે તુલસીનું પાન લેવું,
મારું નહીં: તારું નહીં: આપણું કશું નહીં:
રામનું નામ લઇ બેસવું, ઊઠવું.
લોહીના લયમહીં ઘૂંઘરું બજી રહે:
બ્હાવરી મીરાંના શ્યામ આવે અહીં.

વાદ-વિવાદ નહીં, રાવ-ફરિયાદ નહીં:
કોઇ ઉચાટ નહીં: કોઇ કંકાસ નહીં.
આપણા ઘાટ પર રાસ એવો ચગે:
હરિવર સાથમાં હાશ કેવી અહીં.
નરસિંહનો સ્વામી પણ આવીને ઊભો રહે:
આપણા જ ધામમાં હોય તુકારામ અહીં.

# ભદ્રંભદ્રની માયા જાળ -
# વર્તમાન કાવ્ય વિવેચનની અવદશા

□ નટવર ગાંધી

સપ્ટેમ્બર, ૧૯૯૪નો પરબનો અંક હમણાં આવ્યો. તુલનાત્મક કાવ્યશાસ્ત્ર વિષેના એમાંના લેખો વાંચતાં મનમાં નિરાશા છવાઈ ગઈ. થયું કે ગુજરાતી ભાષા અને સાહિત્યને શું થવા બેઠું છે? આ લેખોની ધૂંધળી ભાષા અને અસ્પષ્ટ વિચારો જોઈને મને વિશ્વવિખ્યાત લેખક જ્યોર્જ ઓરવેલની યાદ આવી. આજથી લગભગ અડધી સદી ઉપર ઓરવેલે રાજકારણ અને અંગ્રેજી ભાષા ઉપર એક લેખ લખેલો. આજે પચાસ વર્ષે પણ એ લેખ એટલો જ તાજો અને ચોટદાર લાગે છે. એ લેખમાં ઓરવેલનું કહેવું હતું કે અધકચરા વિચારો અને પૂર્વગ્રહનાં જાળાંઓ ભાષાને બગાડે છે અને પછી એ બગડેલી ભાષા આપણી વિચારશક્તિને વધુ નબળી કરે છે. પોતાની આ વાત રજૂ કરવા ઓરવેલે એ વખતના લખાણોમાંથી પાંચ ફકરાઓ પસંદ કરેલા અને પછી એ ફકરાઓમાં વપરાયેલી ભાષા, શબ્દો, વાક્યો અને વ્યક્ત થયેલા વિચારોની ચર્ચા કરેલી. અંતે સરળ અને સ્પષ્ટ લખાણ માટે ઉપયોગી નીવડે એવા કેટલાક નિયમો ઓરવેલે આપેલા તે આજે પણ યોગ્ય જણાય છે.

કેટલાક નમૂનાઓ

ઓરવેલનો દાખલો લઈને અહીં આપણે અત્યારના વિવેચનમાંથી થોડાક ફકરાઓ જોઈએ અને એમાં છતી થતી ગુજરાતી ભાષા અને લખાણની અત્યારની દશા તપાસીએ.

(૧) ગુણવંત શાહ, "ઉમાશંકર નામની ઘટના," ઝાકળનાં પારિજાત (મુંબઈ : આર. આર. શેઠ, ૧૯૮૦), પા. ૬

બે-અઢી વર્ષ પર આબુની શિવકુટીરમાં કિશનસિંહ ચાવડાએ ફ્રિટજોફ કાપ્રાનું યાદગાર પુસ્તક 'ધ તાઓ ઑફ ફિઝિક્સ' વાંચવા આપ્યું જેમાં એ મહાન અણુવિજ્ઞાનીએ 'કૉસ્મિક નૃત્ય'ની વાત કરી છે. પછી નારગોળ દરિયાકિનારે શ્રી અરવિંદનું મહાકાવ્ય 'સાવિત્રી' વાંચવાનું થયું ત્યારે એમાં પણ આવી જ અલૌકિક નૃત્યની વાત વાંચવામાં આવી. પ્રસ્તુત પંક્તિઓ ઉતારીને મકરંદ દવેને મોકલી આપી એટલે એમણે એવા જ મતલબની પોતાની તથા બીજા સંતકવિઓની એવી પંક્તિઓ મને લખી મોકલી. બધું વાંચીને ઉમાશંકરના 'નિશીથ'નું સ્મરણ ન થાય તો જ નવાઈ! પરોક્ષ પરિચયના તાણાવાણા પણ કેટલા ઘટ્ટ હોઈ શકે તે સમજાયું. વર્ષો પહેલાં એમને જ્ઞાનપીઠનો એવૉર્ડ મળેલો ત્યારે 'નિશીથ' માણેલું તે ફરીથી છેક હમણાં આ નવા પરિપ્રેક્ષ્યમાં માણ્યું.

(૨) ચન્દ્રકાન્ત ટોપીવાળા, "ભારતીય રસબોધની અનન્યતા," પરબ (સપ્ટેમ્બર, ૧૯૯૪), પા. ૧૩

૨.૩ સંસ્કૃત કાવ્યમીમાંસા શરૂમાં 'સાહિત્યશાસ્ત્ર' સંજ્ઞા દ્વારા શબ્દ અને અર્થના સહિતત્વ ઉપરાંત સ્વરૂપ અને સામગ્રીનું પણ સહિતત્વ સૂચવે છે. તો પછીથી પ્રચલિત 'અલંકારશાસ્ત્ર' સંજ્ઞા સૌન્દર્ય જ અલંકાર

(સૌન્દર્યમલંકારઃ)ની સમજ સાથે સાહિત્યમાં સૌન્દર્યનો અભ્યાસ સૂચવે છે. અલંકારશાસ્ત્રના સમસ્ત ઇતિહાસને બૃહદ પરિપ્રેક્ષ્યમાં જોઈએ તો એનો નકશો કંઈક આ રીતે ઊપસે છે. અલંકારશાસ્ત્રમાં એક બાજુ વસ્તુલક્ષી સિદ્ધાન્ત (objective theory) કે કૃતિલક્ષી સિદ્ધાન્ત (textual theory) છે, જેને બહિર્નિષ્ઠ સિદ્ધાંત (explicit theory) કહેવાય. આ સિદ્ધાન્ત સાહિત્યકૃતિ (literary object) ની નજીકથી તપાસ કરે છે. એની સંરચનાને તપાસે છે. એની ભાષાને વ્યવહારભાષાથી અલગ તારવવાનો પ્રયત્ન કરે છે, અલંકાર, રીતિ, વક્રતા, રમણીયતા જેવાં અવચ્છેદક લક્ષણોથી એનું પરીક્ષણ કરે છે અને પાક કે શય્યા જેવી પરાકાષ્ઠા પર એની વસ્તુલક્ષિતાને સ્થાપિત કરે છે. બીજી બાજુ પ્રતિભાવપરક સિદ્ધાન્ત (affective theory) કે અભિગ્રહણ સિદ્ધાન્ત (reception theory) છે, જે અંતર્નિષ્ઠ સિદ્ધાન્ત (implicit theory) કહેવાય. આ સિદ્ધાન્ત સાહિત્ય-અનુભવનું સૂક્ષ્મ પૃથક્કરણ કરે છે, વ્યવહાર-અનુભવથી સાહિત્ય-અનુભવની ભિન્નતાને ઉપસાવે છે, મનોવૈજ્ઞાનિક અને તત્ત્વવિચારની ભૂમિકાએ ભાવોનું રૂપાંતર વર્ણવે છે અને 'રસ' જેવી પરાકાષ્ઠા પર એની નિતાન્ત આત્મલક્ષિતાને સ્થાપિત કરે છે.

(૩) બાબુ સુથાર, "વક્રોક્તિવિચાર અને રશિયન સ્વરૂપવાદ", પરબ (સપ્ટેમ્બર, ૧૯૯૪), પા. ૪૨.

પરિચિતીકરણ વિરુદ્ધ વિ-પરિચિતીકરણની સંરચના શ્કલોવ્સ્કીના મતે સાહિત્યકૃતિ અને ભાવકની વચ્ચે પણ operate થાય છે. શ્કલોવ્સ્કી, સાહિત્યકૃતિ અને ભાવકની વચ્ચે જે રીતે આ પ્રયુક્તિ operate થાય છે એને perceptibility ની સંજ્ઞા દ્વારા સમજાવે છે. એ કહે છે કે વિ-પરિચિતીકરણની પ્રક્રિયા ભાવકને જે તે વસ્તુ અંગેનું અદ્વિતીય સંવેદન (perception) પૂરું પાડે છે. આ સંવેદન પરિચિત વિશ્વમાં કદી પણ બંધ બેસે નહીં. આ અર્થમાં, કળા ભાવકને અને અંતિમે એ રીતે મનુષ્યમાત્રને પોતાના શુદ્ધ અનુભવવિશ્વમાં પાછા મૂકી દે છે અને એ રીતે હતાશા તેમ જ નિરાશાને પણ દૂર કરે છે. આમ કળા માણસને આશાવાદી બનાવે છે.

(૪) શિરીષ પંચાલ, "રસવિચાર અને આધુનિક સાહિત્ય", પરબ (સપ્ટેમ્બર, ૧૯૯૪), પા. ૫૦.

આ જ વાતનું પુનરાવર્તન ભટ્ટેન્દુરાજનો શ્લોક ટાંકીને અભિનવગુપ્ત પણ કરે છે. આ આલંકારિકો જો ન્હાનાલાલ, ઉમાશંકર જોશીથી માંડીને આધુનિક કવિઓની રચના વિશે કહી શકતા હોત તો એમણે

ફરિયાદ જ કરી હોત. પરંતુ આ વાત કવિતાના સંદર્ભે જેટલી સ્વીકારી શકાય તેટલી કથાસાહિત્ય, નાટકના સંદર્ભે સ્વીકારી ન શકાય. એ રીતે જોઇએ તો ઓર્તેગા ગેસેટ, સુરેશ જોષીની ફરિયાદો પણ આ આધુનિક કથાસાહિત્યકૃતિઓના સંદર્ભે અયોગ્ય પુરવાર થાય. પદમૈત્રી, પાક, શય્યા, ઓર્ગેનિક હોલ - જેવી વિભાવનાઓ લિરિક જેવાં સ્વરૂપોના સંદર્ભે જેટલી પ્રયોજી શકાય તેટલી અન્ય સ્વરૂપોના સંદર્ભે પ્રયોજી નહીં શકાય. જયાં પ્રયોજાય ત્યાં પણ વિભાવ - અનુભાવ - સંચારી ભાવની પરિભાષા જડબેસલાક રીતે પ્રયોજવામાં કેટલીક મુશ્કેલીઓ આવે. એ સંદર્ભમાં ચર્ચા કરવાને બદલે રસાનુભવ, તન્મયીભવન, હૃદયસંવાદ, ભાવકપ્રતિભાવિસ્તારની ભૂમિકાઓ સ્વીકારવી વધુ ઉપકારક નીવડશે.

(૫) સિતાંશુ યશશ્ચન્દ્ર, રમણીયતાનો વાગવિકલ્પ (મુંબઇ : આર. આર. શેઠ, ૧૯૭૯) પા. ૨૨-૨૩.

કાન્ટની જ્ઞાનમીમાંસામાં પણ આ પ્રકારનો પ્રશ્ન બે સમર્થ પાશ્ચાત્ય ચિંતકોને ઊઠયો હતો. શોપનહાઅર અને હાઈડેગર આ બે ચિંતકોએ ઓગણીસમી અને વીસમી સદીમાં અનુક્રમે પ્રશ્ન ઉઠાવ્યો હતો કે subject અને object ના બે ધ્રુવો તો બરાબર પણ આ બે પરસ્પર સાથે સંકળાય છે કઇ રીતે? આ મુદ્દાની વિસ્તૃત ચર્ચા આગળ પર. ફક્ત એટલું આ સ્થળે નોંધવાનું કે હાઈડેગર કાન્ટની જ્ઞાનમીમાંસાનું 'triune' (ટ્રાઇયૂન) જેને કહે છે તે જ્ઞાનઘટકત્રિક કરતાંય વધારે સ્પષ્ટ અને વધારે પદ્ધતિનિબદ્ધત્રિક ભર્તુહરિ-પુણ્યરાજના આ ત્રિવિધ પ્રકાશોમાં તુલનાત્મક પદ્ધતિએ અભ્યાસ કરનારા વિદ્વાનોને પ્રાપ્ત થાય, એમ બને. 'Sensibility' અને 'Understanding' આ બે 'stems of knowledge' ઉપરાંત જ્ઞાનનું ત્રીજું 'common, but to us unknown root' કાન્ટ સૂચવે છે, એમ હાઈડેગર એક સ્થળે નોંધે છે. ભર્તુહરિ-પુણ્યરાજની જ્ઞાનમીમાંસાના ત્રણ પ્રકાશો અને એ ત્રણમાંય મૂલગામી એવો શબ્દપ્રકાશ એમનો કાન્ટના હાઈડેગર કથિત 'triune' સાથે તુલનાત્મક રીતે અભ્યાસ આ રીતે, શક્ય અને આવશ્યક બને છે. આ નિબંધમાં આગળ પર એ અભ્યાસ કરવાની પદ્ધતિગત શક્યતા અને તે માટેનાં સાધનો અહીં આપણને પ્રાપ્ત થાય છે.

(૬) નિરંજન ભગત, આધુનિક કવિતા

કવિતામાં અર્થનિરપેક્ષતા ન હોય, અર્થની અનિવાર્યતા હોય. પણ ક્યારેક કવિતામાં દુર્બોધતા

કવિતા

(અમદાવાદ : વોરા, ૧૯૭૨) પા. ૪૨-૪૩

હોય છે. પૂર્વોક્ત ઍલિયટે કહ્યું તે ક્યારેક એક કારણ હોય છે તો ક્યારેક રૅંબોકથિત 'આલ્કીમી દ્યુ વર્બ' - 'શબ્દનો જાદુ' અને 'દેરેગ્લમાં દ સાંસ' - 'ઇન્દ્રિયોની છિન્નભિન્નતા' પણ એનું એક કારણ હોય છે. તો ક્યારેક સિમ્બૉલિસ્ટ કવિતામાં વાચક-ભાવકને પણ અર્થઘટનમાં, અર્થરહસ્યના ઉદ્ઘાટનમાં પરિશ્રમ દ્વારા સર્જનનો અનુભવ થાય એવા શુભ હેતુથી જાણીજોઈને સબૂઝપણે, સભાનપણે કોયડારૂપ, ઉખાણારૂપ કાવ્યોનું સર્જન થયું છે એ પણ એનું એક કારણ હોય છે. તો ક્યારેક અનિવાર્યપણે મંત્રરૂપ, charmes રહસ્યરૂપ કાવ્યોનું સર્જન થયું છે એ પણ એનું એક કારણ હોય છે. તો ક્યારેક સુરૂરિયલિસ્ટ કવિતામાં રૅંબોકથિત શબ્દના જાદુની અને ઇન્દ્રિયોની છિન્નભિન્નતાની વિડંબનાને કારણે અને માલાર્મેકથિત 'કુ દ દે' - 'પાસાના દાવ'ની અને 'હાઝાર્દ' - 'અકસ્માત'ની વિડંબનાને કારણે સ્વયંસિદ્ધ - automatic અને આકસ્મિક - collage કાવ્યોનું સર્જન થયું છે એ પણ એનું એક કારણ હોય છે. ત્રીસ્તાં ઝારાએ આવાં કાવ્યોનો સિદ્ધાંત રચ્યો છે, એનું શાસ્ત્ર રચ્યું છે, 'Take a newspaper, take a pair of scissors, choose any article in the newspaper. Cut it out, then cut out each of thw words. Jumble them up in a hat, then tumble them out and group them up in a hat, then tumble them out and group them in sentences as they come out and that will be a poem.'

ભદ્રંભદ્રીય ભાષા

આ ફકરાઓ આપણા અત્યારના આગેવાન વિવેચકોના હાથે લખાયેલા છે. દુઃખની વાત એ છે કે વર્તમાન વિવેચનમાંથી આનાથી પણ નબળું લખાણ નમૂનારૂપે આપણે પસંદ કરી શક્યા હોત, પરંતુ આ ફકરાઓથી આપ' કામ સરશે. આ લખાણ એટલું તો ખરાબ છે કે એને આપણે બે-ત્રણ વાર, ધ્યાનપૂર્વક અને ઊથલાવી ઊથલાવીને વાંચીશું તોપણ એમાં એના લેખકો શું કહેવા માગે છે તે સમજવું મુશ્કેલ છે. આપણને એમ પણ શંકા ઊપજે કે કદાચ લેખકની પાસે કાંઈક કહેવાનું જ નથી અથવા તો એમની વાતનો એમને પોતાને સ્પષ્ટ ખ્યાલ નથી. પોતાના વિચારોને સરળ અને સ્પષ્ટ ભાષામાં રજૂ કરવાની દરેક લેખકની ફરજ છે. આ ફરજ અદા કરવામાં આ લેખકો નિષ્ફળ નીવડ્યા છે એ વાત સ્પષ્ટ છે. છતાં અત્યારના સાહિત્ય-વર્તુળોમાં એ નિષ્ફળતાનો ટોપલો બિચારા વાચક ઉપર ઢોળવામાં આવે છે. કહેવામાં આવે છે કે વાચકને વાંચતા આવડતું નથી અથવા તો અમે જે લખીએ છીએ તે સમજવા માટે જે સજ્જતા અને પૂર્વતૈયારીની જરૂર છે તે વાચક પાસે નથી.

આ નમૂનારૂપ લખાણમાંથી એમ પણ કહી શકાય કે આ બધું સાહિત્યવિવેચન ગુજરાતીમાં લખાય છે એમ ભલે કહેવાય, પરંતુ એ ભાષા સભ્ય વ્યવહાર કે

બોલચાલની ભાષા નથી. એ તો ભદ્રંભદ્રની ભાષા છે - જે બહુ ઓછા જ માણસો ઉકેલી શકે અને એનાથી પણ ઓછા સમજી શકે. એ ભાષાનાં કેટલાંક દૂષણો જોઈએ.

**અઘરા અને બિનજરૂરી શબ્દો**

એક મોટું દૂષણ તે અત્યંત અઘરા શબ્દો. આ બધા જ ફકરાઓમાં આપણે જોઈએ છીએ કે લેખકોએ જાડી ડિક્શનરીમાં પણ માંડમાંડ મળે અને જેના ઉચ્ચાર કરવા પણ મુશ્કેલ છે તેવા લાંબા મોટા શબ્દોનો થથેરો કર્યો છે. માત્ર ગુજરાતી નહિ પણ અંગ્રેજી, સંસ્કૃત, ફ્રેંચ વગેરે ભાષાઓમાંથી શબ્દો આડેધડ ઉપાડીને લાંબાં લાંબાં અટપટાં વાક્યોમાં મારી ઠોકીને બેસાડ્યા છે. જેવા શબ્દો અને વાક્યો, તેવા જ ફકરાઓ અને લેખો-લાંબા. બબ્બે પાનાં સુધી પહોંચે તેવા ફકરાઓ અને વીસ-ત્રીસ પાનાં સુધી ચાલે તેવા લેખો. આપણને થાય કે આ લોકો પાસે ટૂંકું અને ટચ પતાવવાનું કંઈ છે જ નહિ. જાણે કે ભાષાની કરકસર કરવાનું તેમને બરાબર લાગતું નથી.

આ છ ફકરાઓમાં જ આપણને કૉસ્મિક નૃત્ય, સંજ્ઞા, પરિપ્રેક્ષ્ય, બહિર્નિષ્ઠ, અવચ્છેદક, પ્રતિભામક સિદ્ધાન્ત, અભિગ્રહણ સિદ્ધાન્ત, અંતર્નિષ્ઠ સિદ્ધાન્ત, નિતાન્ત આત્મલક્ષિતા, પરિચિતીકરણ, વિ-પરિચિતીકરણ, પદમૈત્રિ, વિભાવનાઓ, તન્મયીભવન, ભાવકપ્રતિભા વિસ્તાર, જ્ઞાનઘટિકત્રિક, અર્થનિરપેક્ષતા વગેરે શબ્દો મળે છે. આ ઉપરાંત objective theory, textual theory, explicit theory, literary theory, affective theory, reception theory, implicit theory, perceptibility, triune, આલ્કીમી દૂ યુ વર્ક, દેરેગ્લમાંદ સાંસ, ડુ દદે, હાઝાર્ડ જેવા અંગ્રેજી, ફ્રેંચ વગેરે ભાષાના શબ્દો મળે તે જુદા. આ શબ્દો જે રીતે વપરાયા છે તે જોતાં લાગે છે કદાચ લેખકને પોતાને જ ખબર નથી કે એ શબ્દોનું શું મહત્ત્વ છે અથવા તો એ શબ્દો દ્વારા જે કહેવાનું છે તે સ્પષ્ટ રીતે કહેવાયું છે કે નહિ. દાખલા તરીકે છઠ્ઠા ફકરામાં લેખક ત્રિસ્તાં ઝારાનું એક અવતરણ ટાંકે છે. આપણને જો સાવ સામાન્ય એવું અંગ્રેજી આવડતું હોય તો પણ ઝારાને જે કહેવું છે તે તુરત સમજાય, પણ આપણા ગુજરાતી લેખકને જે કહેવું છે તે એટલું સરળ નથી. જુઓ કે ઝારાના અવતરણમાં બધા જ બોલચાલની ભાષાના શબ્દો છે અને માત્ર ત્રણ વાક્યમાં અને જે કહેવું છે તે સ્પષ્ટ અને સરળ રીતે કહેવાયું છે. આની સરખામણીમાં આપણા લેખકના શબ્દો, વાક્યરચના અને વિચારોની અસ્પષ્ટતા જોઈએ તો સહેજે સવાલ ઊઠે કે આપણા લેખક શા માટે વાચક ઉપર ત્રાસ ગુજારે છે? એમને શું સાબિત કરવું છે?

**બડાશ અને બણગાં**

બીજું મોટું દૂષણ તે આપણા લેખકોની બણગાં ફૂંકવાની ટેવ. આ બધા લખાણમાં આપણને એમ થયા કરે છે કે આપણા વિવેચકને પોતે જે કાંઈ કહેવું છે તેની સરળ રજૂઆત કરવાને બદલે પોતે કેટલું જાણે છે, કોને ઓળખે છે, કોને કોને વાંચ્યા છે એ બધાની બડાશ ફૂંકવામાં વધુ રસ છે. આ લેખકો પોતાનાં બણગાં ફૂંકવામાં એટલા ગૂંથાઈ જાય છે કે મૂળ વાત જ ભુલાઈ જતી હોય એમ લાગે છે. દાખલા તરીકે પહેલા ફકરામાં લેખકે પોતે શું શું વાંચ્યું છે અને કોને કોને ઓળખે છે એ વાત વિસ્તારથી કરે છે. જે વિષય ઉપર એ ફકરો અને મૂળનો લેખ, લખાયા છે તે વિષય ઉમાશંકર જોશી-વિષે જેટલી માહિતી લેખક આપણને આપે, તેના કરતાં પોતાને વિષે વધુ વાત કરે, ત્યારે આપણને શંકા ઊપજે છે કે કદાચ આ લેખનો વિષય ઉમાશંકર જોશી નથી.

જુઓ કે આ ફકરામાં આપણો વિવેચક કિશનસિંહ ચાવડા, ફ્રિઓફ કાપ્રા, શ્રી અરવિંદ, મકરંદ દવે, સંતકવિઓ અને ઉમાશંકર જોશી સાથે પોતાને સાંકળે છે. એવી જ રીતે ચોથા ફકરામાં લેખક ન્હાનાલાલ, ઉમાશંકર જોશી, ઓર્તેગા ગેસેટ, સુરેશ જોષી, ભટેન્દુરાજ અને અભિનવ ગુપ્તાનાં નામોનો ઉલ્લેખ કરે છે. પાંચમા ફકરામાં એના લેખક શૉપનહાવર, હાઈડેગર, કાન્ટ, ભર્તુહરિ અને પુણ્યરાજની વાતો કરે છે.

કોઈ પણ અભ્યાસલેખમાં એના ક્ષેત્રમાં જેમણે અગત્યનું કામ કર્યું હોય તેમને ટાંકવામાં કશો વાંધો નથી. એનાથી પોતાની વાતને ટેકો મળે છે. પણ આખરે કોઈ પણ લેખકે પોતાની તૂમડીએ જ તરવાનું છે. બીજાઓનો ટેકો જૂજ પ્રમાણસર જ લેવો ઘટે. જ્યારે કોઈ લેખક અનેક મહાનુભાવોનાં નામ પોપટની જેમ રટયા કરતો હોય છે ત્યારે એનામાં બીજાને ખભે બેસીને નદીના પૂરમાં પેલે પાર પહોંચવાની બહાદુરી દેખાય છે. સાથે સાથે મોટા માણસોનાં સર્ટિફિકેટો ભેગા કરવાનો આશય પણ દેખાય છે. આવા પ્રમાણપત્રોની પાછળ છુપાઈને લેખક જાણે કે વાચકને ધમકાવી રહ્યા હોય એમ લાગે : "આવડા મોટા વિદ્વાનો, વિવેચકો અને વિચારકોને મેં વાંચ્યા છે, એ બધા મારી સાથે સહમત છે, તો તારી શું મજાલ કે તું મને સવાલ પૂછી શકે ? તારું શું ગજું કે તું મારા વિચારો માટે શંકા ઉઠાવી શકે ?"

## ડોળઘાલું વિદ્વત્તા

ત્રીજું દૂષણ છે ડોળઘાલું વિદ્વતા. જેમ ધુરંધર વિવેચકો અને વિચારકોનાં નામોની છાંટણી કરી વાચકને આંજવા પ્રયત્ન થાય છે, તેમ જ પોતાની પહોંચથી બધી રીતે દૂર એવા મહાન પ્રશ્નોની ચર્ચા કરવા આપણા નાના ગજાના લેખકો મથી રહ્યા છે. જાણે કે પોતાની શક્તિ મુજબનું નાનું પણ નક્કર અને વ્યવસ્થિત કામ કરવામાં તેમને નાનપ અનુભવાતી હોય એમ લાગે છે. અંબાડી તો હાથીને જ શોભે એ કહેવતને સાબિત કરતું કવિ વિવેચક એલિયેટનું આ લખાણ જુઓ-

I am not considering whether the language of Dante or Shakespeare is superior, for I cannot admit the question: I merely affirm that the differences are such as make Dante easier for a foreigher. Dante's advantages are not due to greater genius, but to the fact that he wrote when Europe was still more or less one. And even had Chaucer or Villon been exact contemporaries of Dante, they would still have been farther, linguistically as well as geographically, from the centre of Europe than Dante.

ડાન્ટે, શૅક્સપિયર કે ચોસરની સમોવડે ઊભા રહી શકે એવા એલિયેટ આ લખે છે તેમાં એમનો વિશાળ ફલક અને મહાન વિદ્વત્તા દેખાય છે. જ્યારે પહેલા ફકરાના લેખક અણુવિજ્ઞાની કાપ્રા, શ્રી અરવિંદ, સંતકવિઓ અને ઉમાશંકર જોશીનો એકબીજા સાથે સંબંધ બાંધે છે તેમાં માત્ર તેની ડોળઘાલું વિદ્વત્તા દેખાય છે. ચોથા અને પાંચમા ફકરામાં પણ આમ જ જ્યારે નાના ગજાનો માણસ મોટી ફાળ ભરવા જતાં ફસકી પડે એવું કંઈક થયું છે.

## પ્રૉફેસરોનો જુદો ચોકો

આપણને સહેજે પ્રશ્ન થાય કે ગુજરાતી લેખનની, ખાસ કરીને વિવેચનની, આવી અવદશા કેમ થઈ ? શા માટે આપણો લેખક સરળ અને સ્પષ્ટ ભાષામાં લખતો નથી ?

કદાચ એમ બને ખરું કે એને જે કાંઈ કહેવું છે તે એવું તો અઘરું અને અટપટું છે કે એ સરળ અને સાદી ભાષામાં ન જ કહી શકાય? આપણે કોઈ ગણિતશાસ્ત્રી કે અણુવિજ્ઞાનીને થોડું એમ કહીએ છીએ કે તમે એવી ભાષામાં લખો કે અમે સમજીએ? અને જો આવી સરળતાની માગણી આપણે વિજ્ઞાની પાસે કરતા નથી, તો વિવેચક આગળ શા માટે? વળી એન્જિનિયરિંગ, મેડિસીન, કેમિસ્ટ્રી, ફિઝિક્સ વગેરે વૈજ્ઞાનિક ક્ષેત્રોમાં જો સામાન્ય માણસોને ન સમજાય એવા શબ્દો અને ભાષા વપરાય છે, તો પછી સાહિત્યવિવેચન અને અન્ય લખાણમાં શા માટે ન વપરાય? આવા પ્રશ્નોની ચર્ચા દાયકાઓથી પશ્ચિમના દેશોમાં ખાસ અને બીજે પણ થઈ રહી છે. એના મૂળમાં ઇકોનોમિક્સ, સાયકોલોજી, ઇતિહાસ જેવા સમાજશાસ્ત્રો અને ઉપર ગણાવેલા વિજ્ઞાનોમાં રહેલો તફાવત છે. ઇકોનોમિક્સ જેવા સમાજશાસ્ત્રો માટે હવે એમ મનાય છે કે એ પણ એક વિજ્ઞાન છે અને એના મોભા મુજબ એક નવી ભાષા ઊભી કરાઈ છે જે ભલે કહેવાય ઇંગ્લિશ પણ સામાન્ય ભણેલો માણસ આજે ઇકોનોમિક્સનું કોઈ થોથું વાંચવા બેસે તો તેને પરસેવાના રેલા ઊતરે.

તો પછી સાહિત્યવિવેચનનું શું? એ પણ એક વિજ્ઞાન છે કે જેથી એમાં સામાન્ય ભણેલાગણેલા અને સાહિત્યરસિકની પણ ચાંચ ડુબે નહિ? અને તેથી એને પ્રેમાનંદના "મામેરું"ની ચર્ચામાંથી બાકાત રાખીશું કે મુનશીની નવલકથાઓના વિવેચનથી વેગળો કરીશું? સાહિત્ય અને જીવનને જો કોઈ લેવાદેવા હોય, તો પછી જે જીવન જીવે છે અને જે સાહિત્યરસિક છે, તેને સાહિત્ય વિષે બોલવા સાંભળવાનો હક્ક ખરો? અત્યારે લખાતાં વિવેચન તપાસતાં એટલું જરૂર કહી શકાય કે એના મોભેદારોએ એમાંથી સમજુ સાહિત્યરસિકની હકાલપટ્ટી કરી છે. આ મોવડીઓએ— જે બધા મોટે ભાગે પ્રોફેસરો જ છે— સાહિત્ય અને સાહિત્યવિવેચનને કબજે કર્યું છે. એમણે પોતાનો એક ચોકો ઊભો કર્યો છે જેમાં એક જુદી ભાષા બોલાય છે. એના નમૂના આપણે ઉપર જોયા. એ ભલે ગુજરાતી કહેવાય, પણ એ ભદ્રંભદ્રનું ગુજરાતી છે જેને આપણી રોજબરોજની દુનિયા કે એના લોકો સાથે કોઈ લેવાદેવા નથી. હું, ફોઈ અને રતનિયાની જેમ આ પ્રોફેસરો એકબીજા સાથે રમત રમ્યા કરે છે અને અહો રૂપમ અહો ધ્વનિ કરી એકબીજાની પીઠ થાબડયા કરે છે. પશ્ચિમમાં સાહિત્યવિવેચનની આ જ દશા છે અને એ ભૂત હવે અભણને પણ વળગ્યું છે. પ્રશ્ન એ છે કે આ બલામાંથી કેમ છૂટવું? કેવી રીતે સામાન્ય ભણેલગણેલને સાહિત્યમાં અને વિવેચનમાં રસ લેતો કરવો? કેવી રીતે ગુજરાતી ભાષા અને સાહિત્યને આ ભદ્રંભદ્રના ભરડામાંથી છોડાવવાં?

### કેટલાક સરળ નિયમો

સરળ અને સ્પષ્ટ ભાષા લખવા માટે ઓરવેલે થોડાક નિયમો આપેલા હતા તે આજે પણ કામ લાગે એવા છે. થોડાક ફેરફાર સાથે આ નિયમો આપણે અહીં રજૂ કરીએ:

(૧) જ્યાં ટૂંકા અને સહેલા શબ્દોથી આપણું કામ સરે ત્યાં લાંબા અને અઘરા શબ્દો ન વાપરવા.

(૨) જરૂર પૂરતા જ શબ્દો વાપરવા. જેના વગર ચાલતું હોય એવા શબ્દો જતા કરવા.

(૩) જ્યાં ચાલુ વપરાશના શબ્દોથી ચાલતું હોય ત્યાં અંગ્રેજી, ફ્રેંચ, સંસ્કૃત અથવા તો ભારેખમ ગુજરાતી શબ્દો ન વાપરવા.

(૪) જે વાંચવા-સમજવામાં ભણેલગણેલ, સમજુ સાહિત્યરસિકને પણ મોટી મુશ્કેલી પડતી હોય તે બધું રદ કરવું.

(૫) આ નિયમોનું અડિયલ ટટ્ટુની જેમ પાલન ન કરવું. સારું અને સરળ લખવા માટે જ્યારે આમાંનો કોઈ પણ નિયમ આડો આવતો હોય તો તેનો નિકાલ કરવો.

સારું ગુજરાતી લખવા માટે આ નિયમો જરૂર ઉપયોગી નીવડે, પરંતુ એનો અર્થ એ નથી કે જડીબુટ્ટીની જેમ આ નિયમો પાળો એટલે સારું ગુજરાતી લખાશે જ. એટલું જરૂર કહી શકાય કે આ નિયમો પાળ્યા હોય તો, ઓછામાં ઓછું, આગળ ઉતારેલા ફકરા જેવા ધૂંધળા અને ખરાબ લખાણમાંથી જરૂર બચી શકાય. વધુમાં તો દરેક લેખકે પોતે જ સતત ચેતતા રહેવાની જરૂર છે. ખુદ આ લેખ ઉપર ફરી એકવાર નજર કરીશું તો આપણને નકામા અને અધરા શબ્દો અને અસ્પષ્ટ લખાણ પણ કદાચ મળે ! ટૂંકમાંય કોઈ પણ લેખકે પોતાની વિચાર સ્પષ્ટતા માટે સદાય જાગ્રત રહેવાની જરૂર છે. મૂળમાં તો જ્યારે લેખક પોતે જ ગૂંચવાયેલો હોય છે ત્યારે જ ધૂંધળું, અધરું અને બિનજરૂરી લખાણ લખે છે.

આ લેખ પૂરો કરતાં બે નોંધ કરવી જરૂરી છે- એક તો એ કે આપણી નજર અહીં મુખ્યત્વે વિવેચનના લખાણ ઉપર છે. સર્જનાત્મક સાહિત્યમાં- ખાસ કરીને કવિતામાં- સર્જક અને શબ્દ સાથે અનેક પ્રકારની રમત રમે છે અને ઘણી વાર આપણી વર્તમાન સમજશક્તિની બહાર રહે છે. તેથી નવાનવા દાયકે અથવા નવા નવા યુગે આપણે એક જ કલાકૃતિના જુદાજુદા અર્થ તારવીએ છીએ. ઓલિયેટ અથવા જોયસને "અમને સમજાય એવું કાંઈક લખો," એવું કહેવામાં યોગ્યતા નથી.

બીજી એ વાત નોંધવી જોઈએ કે ખાસ કરીને ગુજરાતી શિષ્ટ સાહિત્યવાંચન આપણી વિશાળ સાક્ષર પ્રજાના પ્રમાણમાં હવે નહિવત્ જેવું થતું જાય છે. આ વાત એટલી તો ઉઘાડી છે કે એ બાબતમાં ઝાઝું ચૂંથવાની જરૂર નથી. ટેલિવિઝન, ફિલ્મ અને અન્ય ટેકનૉલૉજી એ બાબતમાં જવાબદાર જરૂર છે, પરંતુ સાથેસાથે તેમાં આપણા સાહિત્યકારો-- મુખ્યત્વે સાહિત્યશિક્ષકો અને વિવેચકો-- પણ જવાબદાર છે એટલું નોંધવું જરૂરી છે. ઉપર ટાંકેલા ફકરાઓ વાંચતા સહેજે જ આપણે સમજી શકીએ છીએ કે ભણેલગણેલ સાહિત્યરસિકો પણ શા માટે સાહિત્યવિમુખ થતા જાય છે.

વૉશિંગ્ટન
ઑગસ્ટ ૨૫, ૧૯૯૫.




□ સુરેશ દલાલ

બીજ હશે તો કદી પ્રકટશે
આભે પૂનમ - ચાંદ,
ઝાડ આંખોને જુઓ ભલે
પણ નહીં ભૂલશો પાંદ

## મને ગમશે

[] યેવટુશેન્કો [] મહેશ દવે

(રશિયન)

મને ગમશે
પ્રત્યેક દેશમાં જન્મ લેવાનું,
એ તમામ માટે પાસપોર્ટ મેળવવાનું અને
બધી જ વિદેશ-કચેરીઓમાં ગભરાટ ફેલાવવાનું -

મારે થવું છે
દરેક દરિયાની પ્રત્યેક માછલી
અને થાઉં કુત્તો રસ્તે રખડતો.

મારે
કોઈ મૂર્તિ આગળ ઝૂકવું નથી
ને રૂઢિગ્રસ્ત દેવળની કંઠી બાંધનાર પર હસવું નથી.

પણ મને ગમશે
સાઈબિરિયાના બૈકાલ સરોવરમાં ઘુબકાવવાનું
અને છીંકોટા મારતા ક્યાંક બીજે જ નીકળવાનું
ભલે ને હોય તે પછી અમેરિકી નદી મિસિસિપી.

મને ગમશે
મારા આ વ્હાલા વિશ્વમાં થવું નીંદામણનો નકામો કોડ
પણ મારે થવું નથી
આયનામાં પોતાનું જ ડાચું ચૂમતો નારસીસસનો છોડ

મને ગમશે
ભીંગડાંવાળા ગંદા ઝરખડા સુધીના ઈશ્વરે સર્જેલા કોઈ પણ જીવ થવું
પણ મારે થવું નથી જુલ્મગાર કદાચ
અને થવું નથી તેની બિલાડી સુદ્ધાંય.

મને ગમશે
માનવી તરીકે પુનર્જન્મ લેવો
ભલેને ગમે તેવા સંજોગોમાં હોઉં મુકાયેલો.
ભલે પેરૂગ્વેની જેલના રંજાડનો ભોગ બનું,
કે હૉંગકૉંગની ઝૂંપડટ્ટીમાં બેઘર બાળક થઈ રઝળું,
કે બાંગલા દેશમાં જીવતા હાડપિંજર જેમ જીવું,
કે તિબેટમાં ભિખારી થઈ ભમું,
કે કેપટાઉનનો 'નિગર' થઈ રવડું,
પણ ક્યારેક મારે રેમ્બોના બીબામાં ઢળવું નથી.
મને નફરત છે ફક્ત
સાકરની ચાસણીમાં રસેલા, ઝરખના અથાણા જેવા,
દંભી અને ઢોંગી માણસોની.

મને ગમશે
વાઢકાપ કરનારા દાક્તરોના ઓજાર નીચે સૂવું
કે ખૂંધા કે અંધા થવું.
બધી જ જાતના રોગના શિકાર બનવું,
ઘા અને ઘસરકા ઝીલતાં રહેવું,
યુદ્ધના ભોગ બનવું,
ઝાડુવાળો બની સિગરેટનાં ઠૂંઠાં વાળું
જેથી ગંધાતી મોટાઈનો અંશ પણ મારામાં પેસે નહીં.

મારે
ઉન્નતભ્રૂ ભદ્રવર્ગી નબીરા થાવું નથી
અને અલબત્ત, કાયરોના ટોળામાં ભળવું નથી
કે તે ટોળાના પહેરેગીર - કુત્તા થવું નથી.
કે તે ટોળા પર નભતા ભરવાડ પણ બનવું નથી.

મને
સુખ ગમે, પણ કોઈના દુઃખના ભોગે નહીં.
સ્વતંત્રતા ગમે, પણ કોઈની ગુલામીના ભોગે નહીં.

મને ગમશે
જગતની બધી જ સ્ત્રીઓને પ્રેમ કરવો.
અને, એકાદ વાર પણ, નારી થવું.
માતા-પ્રકૃતિએ પુરુષોને બનાવ્યા છે ઊતરતા.
પુરુષના ગર્ભમાં ફરકતું હોત નિર્દોષ બાળક
તો કદાચ, પુરુષ આટલો ક્રૂર ન થાત

મને ગમે
માણસની રોજની રોટી થવું,
જેમ કે શોક મનાવતી વિયેટનામી સ્ત્રીનું છાલિયું ભાતનું,
કે મહાનગરના કામદારોની હોટલમાં પવાલું સસ્તા શરાબનું,
કે ચંદ્રની ભ્રમણકક્ષામાં ચીઝનું નાનકડું ચોસલું.

તેઓ ભલે મને ખાય,
તેઓ ભલે મને પીએ,
મારા મોતને પણ થોડું ઉપયોગી થવા દો.

મને ગમશે
સર્વ સનાતન કાળમાં રહેવું
સમગ્ર ઇતિહાસની તવારીખને આંચકો આપું તો એવો
ચોંકી ઊઠી તે પણ કહે : 'ચબરાક જણ આ કેવો'!

મને ગમશે
ઇજિપ્તની રાણી નેફેર્ટીને ત્રિચક્રી રિક્ષામાં ઊંચકીને પુશકીન લાવવું
સમયની ક્ષણોના સ્થળને વધારી દેવું સો ગણું
જેથી એકીસાથે એક જ ક્ષણે
સાઇબીરિયાના માછીમારો સાથે હું વોડકા પીતો હોઉં,
અને ત્યારે હોમર, દાન્તે, શેક્સપિયર ને ટોલ્સટૉય સાથે
પણ મોજથી બેઠો હોઉં.

હું કંઈ પણ પી શકું, અલબત્ત સિવાય કોકા-કોલા
- કૉંગોમાં ઢોલની દાંડીએ નાચું,

- ફ્રાંસના કાયદાવિદ્ રેનૉલ્ટ સાથે આથડું,
- કોપાકાબાનાના સાગરપટ પર
બ્રાઝિલના છોકરાઓ સાથે દડા પાછળ દોડું.

મને ગમશે
મળે જો દરેકે દરેક ભાષા ભણવા,
પૃથ્વી-પેટાળના ગુપ્ત-જળ જાણવા
અને એકસાથે બધી જાતનાં કામ કરવાં.

હું ખાતરી કરીશ કે
એક યેવ્‌ટુશેન્કો હોય માત્ર કવિ,
બીજો, રહી ભૂગર્ભમાં ક્યાંક રહે લડી, ક્યાં ?, તે
સલામતીના કારણોસર કહી નહીં શકું,
ત્રીજો, હોય બર્કલીમાં વિદ્યાર્થી
ચોથો, જ્યોર્જીઆનો શરાબી,
પાંચમો, અલાસ્કામાં એસ્કિમો બાળકોનો શિક્ષક,
છઠ્ઠો, સીએરે લીઓનમાં ક્યાંક નવલોહિયો રાષ્ટ્રપ્રમુખ,
સાતમો, ટહેલતા ટહેલતા કરતો હોય કર્કશ બડબડાટ
એક દસમો, સોમો અને દસ લાખમો હોઉં હું,
હું એકલો હું રહું, તે પૂરતું નથી,
થવા દો મને દરેક માનવી.

આમતો હોય છે દરેકને પોતાના 'ડબલ'
પણ કાર્બન-પેપર વાપરવામાં ઈશ્વર થયો કૃપણ
અને તેની પેરેડાઈઝ પબ્લિશિંગ કંપનીએ
બનાવી મારી એક જ આગવી પ્રત
પણ એનાં બધાં પાનિયાં આડાઅવળાં કરી નાખી
મૂંઝવીશ હું ઈશ્વરને !
મારા જીવનના છેલ્લા દિવસ સુધીમાં,
મારી હજારો નકલોમાં હું પ્રસરીશ,
જેથી ઊભરાય આખી પૃથ્વી થકી.
અને મારી વસતી-ગણતરીથી થશે

કૉમ્પ્યુટરમાં ભારે ગોસમોટાળો

મને ગમશે
અય માનવતા, તારા દરેક ઘેરાવ પર લડવું,
થાકેલા ચાંદાની જેમ પ્રત્યેક રાતે મરવું,
અને રોજ સવારે નવલા સૂર્યની જેમ પ્રગટવું
હશે મારી ખોપરી પર એક અમર ટપકું મૃદુ,
અને સાઇબીરિયાના ફાંકોઇ વિલોન તરીકે મરું હું
ત્યારે મને ફાંસ કે ઇંટાલીમાં દાટશો નહીં,
પણ આપણી રશિયન-સાઇબીરિયન ધરાની
શાંત લીલી ટેકરીમાં દાટજો,
જ્યાં પહેલી જ વાર મેં અનુભવ્યું
હું એક નથી, પ્રત્યેક છું, પારાવાર છું.

## અકળામણને ઓરડે

□ જયંત પાઠક

અકળામણને ઓરડે, સાવ ઉઘાડી જાત;
વ્હેલી આવે વાદળી, પ્હેરી થઉં રળિયાત.
ઊના ઊના વાયરે, અંગ લગાડી લૂ
ચાતક-ચાંચે ઊડતી વાછંટો પી લઉં!
બળતી આંખો બંધ ને અંધારે આવાસ.
આંજું વીજળી ને ઊડું ઝબકારે અંકાશ!
કાયાની કોયલ મૂગી, મૂગા મનના મોર;
ગાજે તો હમણાં ગરે, કેકા ને કલશોર!
પરસેવાની પેઠ શો વળગ્યો ભૂંડો પ્રેહ!
અબઘડીએ અળગો કરું (જો) નૅવે વરસે મેહ.

કવિતા

## कौरव कौन, कौन पाण्डव ?

❑ अटल बिहारी बाजपेयी

कौरव कौन
कौन पाण्डव,
टेढ़ा सवाल है।
दोनों ओर शकुनि
का फैला
कूट जाल है।
धर्मराज ने छोड़ी नहीं
जुए की लत है।
हर पंचायत में
पांचाली
अपमानित है।
बिना कृष्ण के
आज
महाभारत होना है,
कोई राजा बने,
रंक को तो रोना है।



પ્રિય સુરેશભાઈ,

ઑગસ્ટ-૧૯૯૫ના 'કવિતા' દ્વૈમાસિકનાં મૌલિક કાવ્યોમાંથી તંત્રીનાં કાવ્યો બાદ કર્યા પછી મને જે કાવ્ય સૌથી સારું લાગે એ તમને જણાવવાનું, એટલે મેં બધાં કાવ્યો વાંચ્યાં પછી પણ ફરીફરીને કાવ્યો પર નજર ફેરવ્યા કરી, ત્યારે મારી નજર ઠરી વીરુ પુરોહિતના 'સમ ના આપો!' ગીત ઉપર. આનાં કારણો તો પૂછશો જ નહીં. કાવ્યમાત્ર ગમે જ, પણ મન ફરીફરીને આ જ કાવ્ય સાથે રમતું થાય છે, ભાઈશ્રી વીરુ પુરોહિતને અભિનંદન.

## બોસ્નિયા-૪

ઝમીન પર ગિરે હુવે હાથસે
ઝૈલતા હું
ગરદનસે લુઢકતા હુવા સર
દીવારેં સારી છલની
હર ઘર ખંડર

ખલામેં
દુઆકે લિયે ઊઠે હુવે હાથ
શાનોં સે કટે હુવે
મિટ્ટી પર ઝૂકે હુવે સર
ગરદનોં સે અલેહદા

છલની સીનોં કે આરપાર
સુલગતા હુવા શહર
સૂરાખોં સે નિકલતા ધુવાં
ફૈલ રહા હર આંખમેં
હર ખ્વાબમેં

ખલા = અવકાશ

**સુ.દ.**

પ્રિય લાભશંકર
તમે મારી બહાર નથી
તમે મારી અંદર

ખીલાઓને તોડીને
ચાતરી ચીલાઓને
તમે કરો સેટને અપસેટ-
-તમારી આ લીલા.
સ્થાપનાની ઉથાપના કરી
તમે તકેદારી રાખો
કે સેટ ક્યાંય સેટલ ન થાય.
સેટલ એ તો
એસ્ટાબ્લિશમેન્ટનું બીજું નામ
એસ્ટાબ્લિશમેન્ટ એટલે
-નર્યો ક્રિયાકાંડ
અને તમે તો
પ્રક્રિયાકાંડના પુરુષ

'વહી જતી પાછળ રમ્ય ઘોષા'
છંદને સ્વીકારીને
છોડી દીધો છંદ
(તરછોડો તો તમે કોઇનેય નહીં)
છંદમાંથી અછાંદસ તરફ
વીનસમાંથી ઇન્ફ્રાવીનસ તરફ-
તમારી કલમની ગતિ
આંગળી મૂકીને બતાવી શકાય
કે લાભશંકર અહીં છે,-
એ વાત ખોટી
શબ્દો તો લખોટી જેમ દડતા રહે.
લાભશંકર એટલે રિબેલ
કે લાભશંકર એટલે આધુનિક
કે લાભશંકર એટલે આ
કે લાભશંકર એટલે તે-
આવી રીતે તમને
લેબલાઇઝ્ડ કરાય નહીં,
'લેબલ એ તો પ્રાઇસ-ટેગ'
-તમે વ્યક્તિ છો
'શો-વિન્ડો'ના પીસ નથી.
પવનના અશ્વ જેવો
તમારી કલમનો વેગ
પહાડ જેવા તર્કને તોડીફોડી
મારો તમે આભમાં છલાંગ
-એથી તમે આભશંકર
પ્રિય દોસ્ત લાભશંકર

# 'કવિતા' : વિશેષાંક-સૂચિ ◻ નીલિમા દેસાઇ

| ક્રમાંક | સળંગ અંક નંબર | મહિનો - વર્ષ | વિશેષાંકનું શીર્ષક | પૃષ્ઠ સંખ્યા |
|---|---|---|---|---|
| ૧ | ૧ | ઑક્ટોબર ૧૯૬૭ | પ્રથમ અંક | ૪૦ |
| ૨ | ૨૫ | ઑક્ટોબર ૧૯૭૧ | રજતજયંતી અંક | ૧૦૦ |
| ૩ | ૪૪ | ડિસેમ્બર ૧૯૭૪ | રોબર્ટ ફ્રોસ્ટ | ૫૬ |
| ૪ | ૪૯ | ઑક્ટોબર ૧૯૭૫ | સૉનેટ | ૪૪ |
| ૫ | ૫૦ | ડિસેમ્બર ૧૯૭૫ | ૧થી ૪૯ અંકોની ઉત્તમ કૃતિઓનો સંચય | ૧૪૪ |
| ૬ | ૬૧ | ઑક્ટોબર ૧૯૭૭ | ૨૫થી ૬૦ અંકોની પુરસ્કૃત કૃતિઓનો સંચય | ૧૬૨ |
| ૭ | ૬૭ | ઑક્ટોબર ૧૯૭૮ | કવિઓના હસ્તાક્ષરમાં કાવ્યો | ૧૭૨ |
| ૮ | ૭૨ | ઑગસ્ટ ૧૯૭૯ | બાળકાવ્યો | ૬૮ |
| ૯ | ૭૩ | ઑક્ટોબર ૧૯૭૯ | પ્રણયકાવ્યો | ૧૫૦ |
| ૧૦ | ૭૯ | ઑક્ટોબર ૧૯૮૦ | અનુવાદ-અંક | ૧૬૦ |
| ૧૧ | ૮૨ | એપ્રિલ ૧૯૮૧ | ગીત-ગઝલ | ૮૦ |
| ૧૨ | ૮૫ | ઑક્ટોબર ૧૯૮૧ | દિવાળી-અંક | ૧૪૪ |
| ૧૩ | ૯૧ | ઑક્ટોબર ૧૯૮૨ | દિવાળી-અંક | ૧૪૪ |
| ૧૪ | ૯૫ | જૂન ૧૯૮૩ | મરાઠી કવિતા (અનુવાદ) | ૮૦ |
| ૧૫ | ૯૭ | ઑક્ટોબર ૧૯૮૩ | શૃંગારકાવ્યો | ૧૬૦ |
| ૧૬ | ૧૦૦ | એપ્રિલ ૧૯૮૪ | શતાબ્દી-અંક | ૨૨૮ |
| ૧૭ | ૧૦૩ | ઑક્ટોબર ૧૯૮૪ | નગરકાવ્યો | ૧૪૪ |
| ૧૮ | ૧૦૯ | ઑક્ટોબર ૧૯૮૫ | કવિઓની તસવીર અને કાવ્યપંક્તિઓ | ૧૭૬ |
| ૧૯ | ૧૧૫ | ઑક્ટોબર ૧૯૮૬ | સંકલિત કાવ્યો : મધ્યકાળથી આજ સુધી તથા અનૂદિત કાવ્યો | ૧૪૨ |
| ૨૦ | ૧૨૧ | ઑક્ટોબર ૧૯૮૭ | પ્રવાસકાવ્યો | ૧૪૪ |
| ૨૧ | ૧૨૫ | જૂન ૧૯૮૮ | રશિયન કવિતા : અનુવાદ | ૮૦ |
| ૨૨ | ૧૨૭ | ઑક્ટોબર ૧૯૮૮ | મૈત્રીકાવ્યો | ૧૭૬ |
| ૨૩ | ૧૨૯ | ફેબ્રુઆરી ૧૯૮૯ | ઉમાશંકર જોશી | ૧૧૨ |
| ૨૪ | ૧૩૩ | ઑક્ટોબર ૧૯૮૯ | પુષ્પકાવ્યો | ૧૪૪ |
| ૨૫ | ૧૩૯ | ઑક્ટોબર ૧૯૯૦ | વ્યક્તિવિષયક કાવ્યો | ૧૭૬ |
| ૨૬ | ૧૪૨ | એપ્રિલ ૧૯૯૧ | સુન્દરમ્ | ૧૦૨ |
| ૨૭ | ૧૪૫ | ઑક્ટોબર ૧૯૯૧ | હાસ્યકટાક્ષ-કાવ્યો | ૧૪૪ |
| ૨૮ | ૧૫૧ | ઑક્ટોબર ૧૯૯૨ | ૧૯૬૦થી ૧૯૯૨ સુધીના કાવ્યસંગ્રહોમાંથી પસંદ કરેલાં કાવ્યો અને કાવ્ય-સંગ્રહ-સૂચિ | ૧૮૦ |
| ૨૯ | ૧૫૭ | ઑક્ટોબર ૧૯૯૩ | મુક્તક અને લઘુકાવ્યો | ૧૪૪ |
| ૩૦ | ૧૬૩ | ઑક્ટોબર ૧૯૯૪ | રાજેન્દ્ર શુક્લ, સૂર્યભાનુ ગુપ્ત અને વોલ્ટ વ્હિટમેનનાં કાવ્યો | ૧૫૨ |
| ૩૧ | ૧૬૭ | જૂન ૧૯૯૫ | હરીન્દ્ર દવે | ૧૬૦ |
| ૩૨ | ૧૬૯ | ઑક્ટોબર ૧૯૯૫ | રઘુવીર ચૌધરી, આદિલ મન્સૂરી, ઉદયન ઠક્કર તેમ જ અનૂદિત ઑક્તાવિયો પાઝ, વસંત ડહાકે | ૧૪૪ |

**કવિતા : વાણીની વ્યથાકથા**
તંત્રી : સુરેશ દલાલ
સળંગ અંક : ૧૯૦
વર્ષ - ૨૯ : અંક - ૨ : ડિસેમ્બર, ૧૯૯૫
મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ



# કવિતા



**ખાસ સૂચના :** કોઈ પણ કાવ્ય એક વખત બીજે ક્યાંય છપાયેલું હોય તે ફરીથી મોકલવું નહીં. ***અપ્રગટ કાવ્ય જ મોકલવું. પ્રસિદ્ધ થતા લેખોના અભિપ્રાયની જવાબદારી લેખકની છે.***

**સૂચના :** વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તોપણ પોસ્ટકાર્ડ, ઈનલૅન્ડ લેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફૂલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થવા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટ્સ વિભાગ સાથે કરવો.

**લવાજમ : દેશમાં ૮૦/- રૂપિયા, પરદેશમાં સીમેલ રૂા. ૧૭૦/-, ઍરમેલ રૂા. ૨૭૦/-, આ અંકના ૧૫/- રૂપિયા**

બહારગામનું લવાજમ "SAURASHTRA TRUST"ના નામથી મનીઓર્ડર/ડ્રાફ્ટ મોકલવા વિનંતી.

**પત્રવ્યવહારનું સરનામું :** સર્ક્યુલેશન મૅનેજર, જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, કોટ, પોસ્ટ બોક્સ નં. ૬૨, મુંબઈ-૧. T.P. 2870831, FAX No. 022-2874097

**મુદ્રક અને પ્રકાશક :** સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી ધીરુભાઈ દેસાઈ, જન્મભૂમિ કાર્યાલય, જન્મભૂમિ માર્ગ, કોટ, મુંબઈ-૧.

**મુદ્રણ સ્થળ :** મે. પ્રીન્ટેજ પ્રા. લિ. સન મિલ કમ્પાઉન્ડ, સન મિલ રોડ, લોઅર પરેલ, મુંબઈ-૪૦૦ ૦૧૩

દિયો

હે ભુવન ભુવનના સ્વામી!
આ ઝરે આંસુની ધાર દીન પોકાર
લહો હે અંતર્યામી!
હે ભુવન૦

આથમતી આ સાંજ ભૂખરી ઝાંખી ધૂસર,
રે અંધ આંખ સૌ અંગ ધ્રૂજતાં ભાંગ્યાં જર્જર;
અને પગલે ગતિપલ થાઉં લથડતાં ડગમગ થરથર.
એને લિયો ઉપાડી બાર, પરમ આધાર
શરણ રે' ચરણે પામી.
હે ભુવન૦

અંતરને અરણે સૂતાં ત્યાં અગણિત પલપલ,
તે ભભી દેતાં દાહ દુઃખ દાવાનલ પ્રજ્વલ;
એને અંક ધરો હો શાતા સુખ હે શીતલ વત્સલ.
અને દિયો અભયનાં દાન, સુધાનાં પાન,
અમલ! હે પાવનનામી.
હે ભુવન૦

## [] કૃષ્ણકાંત વૈરાગી

કયારેક હળુ હળુ તો કયારેક ધસમસ ધસી આવતી મારી કાવ્યપંક્તિઓ ! હું મારા અંધકારથી તમારું પૂર્વશરતવત્ સ્વગત સ્વાગત કરું છું. પહેલી વાત તો એ કહી દઉં કે હું કદીયે તમને કાવ્યના અંત તરફ નહીં લઈ જઇ શકું અને કયારેય પ્રકાશ આપી શકીશ નહીં. તમારામાં ત્રેવડ હોય તો મારી પાસે આવજો. હું તમને મારી પોથીમાં-મૌનની કૂખમાં- કાયમને માટે કબ્રસ્તાનમાં હો એમ પૂરી રાખીશ અને જાહેર મંચ પર નહીં લઈ જાઉં. મારી પાસેથી એવી કોઈ લાઈમલાઈટની અપેક્ષા નહીં રાખો કે હું તમારે શબ્દે શબ્દે સિતારા જડી દઈશ. હું તમને સફળતાનો અનુભવ આપીશ કે નહીં એની મને પોતાને ખબર નથી પણ તમારે તમારા જોર પર નિષ્ફળતાનો મુકાબલો કરવો પડશે. એવું પણ બને કે હું તમને ન ચાહું અને લોકો પણ તમને ધિક્કારે. અપમાન સહન કરવાની પૂરેપૂરી તાકાત હોય તો જ તમે અહીં આવજો. તમારાથી છૂટા પડવા માટે પણ હું એકવાર મારી રીતે તમારું સ્વાગત કરું છું.

## [] 'શૈલ'

બારી કયાં ખોલવાની હોય છે, ખૂલવાનું હોય કેવળ આપણે
અંતરનાં પોયણાંની પાંખડી ખૂલે ને પછી મઘમઘતી ઊઘડે સવાર
પવનની હળવી-શી લ્હેરખીથી ઊતરે છે આંખોનાં પોપચાંનો ભાર
ખુલ્લા આ મન જેવું ખુલ્લું આકાશ અને ઝરણાંનું ખળખળ આપણે
બારી કયાં ખોલવાની હોય છે, ખૂલવાનું હોય કેવળ આપણે.

## ોય છે [] ભરત ભટ્ટ 'તરલ'

અંદરના આદમીનો એ ઉદ્ગાર હોય છે,
પ્રત્યેક જણમાં એક અદાકાર હોય છે.

દર્પણથી નીકળે તે બધાં લોહી-લોહીઝાણ,
પ્રતિબિંબનો સ્વભાવ અણીદાર હોય છે.

દર્પણની એક બાજુ નર્યો અંધકાર છે,
દર્પણની એક બાજુ ચમકદાર હોય છે.

ખાબોચિયું તરી તો જુઓ અંધકારનું-
હા, આપણામાં તેજના તોખાર હોય છે.

તારું શહેર હોય ભલે એક ડૂસકું,
આંસુઓ મારે માટે મદદગાર હોય છે.



## મને શોધતો હતો [] ભરત ભટ્ટ 'તરલ'

પ્રત્યેક શ્વાસે, શ્વાસ મને શોધતો હતો,
હું મારી આસપાસ મને શોધતો હતો.

કેડીઓ કારણોની સમેટાઈ ગઈ પછી-
રસ્તાઓનો પ્રવાસ મને શોધતો હતો.

કૈં કેટલાય શબ્દ ગળે બાંધવા પડયા,
પ્રત્યેક શબ્દ ખાસ મને શોધતો હતો.

મેં શોધ આદરી છે ફરી એક નાવની,
દરિયે પડેલ ચાસ મને શોધતો હતો.

ચપટીક અંધકાર ઉલેચી શક્યો નહીં,
વર્ષોથી કૈં, ઉજાસ મને શોધતો હતો.'

## આભાસ છે [] હર્ષદ મ. દવે

શ્વાસનો પર્યાય બસ 'હોવું' નથી હોવા સમો આભાસ છે !
આંખનો પર્યાય બસ 'જોવું નથી જોવા સમો આભાસ છે !

જિંદગી લટકી રહી છે આ નજીવા તાંતણે આભાસને...
આશનો પર્યાય બસ સ્વપ્નું નથી, સ્વપ્ના સમો આભાસ છે !

ખેલ સમજીને હું રમત રમતો રહ્યો છું, એટલો નાદાન છું,
તાશનો પર્યાય બસ પત્તું નથી, પત્તા સમો આભાસ છે !

કોણ સમજાવે મને કે મશ્કરીનો હું વિષય છું; માનશો ?
હાસનો પર્યાય બસ ઓઠું નથી, ઓઠાં સમો આભાસ છે !

'નામ તેનો નાશ છે'- માની તમે પર્યાય શોધો છો છતાં,
નાશનો પર્યાય બસ મૃત્યુ નથી, મૃત્યુ સમો આભાસ છે !



### ENJOY [] 'શૈલ'

છેલ્લે છેલ્લે
મને કોઈએ કહ્યું,
'ENJOY કરજો.'
હા, ભાઈ,
મારાથી ના થોડી પડાય..!
- અને
મેં ENJOY કર્યું
મારી આંખોનાં આંસુઓ સાથે.

## વગડાના આંબા પર [] મનોહર ત્રિવેદી

વગડાના આંબા પર લૂંબઝૂંબ ઝૂલે છે
લૂંબઝૂંબ ઝૂલે છે ખાખટી
પરદેશી જણ ત્યાં જ તાણી બેઠો છે રાવટી–
હોય આંખ્યુંનું જોર
કાંક વૈશાખી તોર
એની કામઠીનું તીર
વીંધે હૈયું લગીર
તો તો જાણું કે તાકોડી સાચો

ખાલી હોઠોની વાત
ઠાલી ઘરની પંચાત
નરી જગની પૂછપૂછ
કહું : કામ તારે શું છ ?
તું તો સૂતરનો તાંતણો કાચો



ડાળખીનો ભાર તું-થી વેઠાશે કેમ ?
ક્યાંથી લાવીશ તું હામ એકસામટી ?

જેને એક એક ઝડકામાં સાંધી શકાય
જેને પગનાં બે ઝાંઝરમાં બાંધી શકાય
જેને છાતીના થડકારે જાણી શકાય
એક પલકારે ઑરો જે આણી શકાય
મને પહેરાવે એ જ સખી, ચૂડી

હું તો નામકામ સોંપીને ઑળઘોળ થાઉં
હું તો પંડયમાંથી નીકળીને ભુલાતી જાઉં
હું તો ઓળખું કોયલના ટહુકામાં રાત
એમાં ટાકું હું સાંજુકા તડકાની ભાત
કોઈ મોઝાટે કહીને આકૂડી

પછી ઉઘાડે છોગ અરે, ખેંચાતી જાશ
મારી મર થાતી મેલી મથરાવટી

## તૈયારી [] જયા મહેતા

૧.

સૂરજ આથમવાની તૈયારી છે
નીચે બાળકો રમે છે એના અવાજો સંભળાય છે
સાતમા માળની બાલ્કનીમાં હું બેઠી છું
હવે મારાથી અવાજો સહન થતા નથી
અવાજ ન કરો એમ બાળકોને કહેવાનું મન થતું નથી
હું જોયા કરું છું :
    આકાશ ઝાંખું થતું જાય છે
    સૂરજ આથમવાની તૈયારી છે

૨.

સૂરજ આથમવાની તૈયારી છે
બાળકો રમવાનું બંધ કરીને ઘરે ગયાં છે
હું સાતમા માળની બાલ્કનીમાં બેઠી છું
ચારે તરફ બધું શાંત શાંત છે
આ સ્મશાનવત્ શાંતિ મને અકળાવે છે
રમવાનું બંધ કરીને ઘરે જવાનું મારા હાથમાં નથી
હું જોયા કરું છું :
    આકાશ ઝાંખું થતું જાય છે
    સૂરજ આથમવાની તૈયારી છે

૩.

હવે સૂરજ આથમી રહ્યો છે
નીચે કોઈ રમતું નથી અવાજ કરતું નથી
ચારે તરફ અંધારું છવાતું જાય છે
સાતમા માળની બાલ્કનીમાં હું બેઠી છું
ગઈકાલે પણ આમ જ અંધારું છવાતું હતું
હું જોયા કરતી બેઠી હતી
ને આજે પણ
જોયા કરું છું :
અંધારામાં ભળીને હું પણ અંધારું થતી જાઉં છું
સૂરજ આથમી રહ્યો છે

[] મહેશ દવે

કાચા સૂતરને તાંતણે ખેંચાઉં જી
સંસાર સાથે મારે નથી રે બંધાવું જી
શીતળ જળ મારે માન-સરવરનાં
ઊને પાણીએ મારે નથી ન્હાવું જી

દુનિયાના રંગ-રૂપ ઝાકળ-ઝમાળા
માયા તો વીંટી વળી કરે ચેનચાળા
આતમને દીવડે મારા થાય અજવાળાં
એને અજવાળે મારે ભવપાર જાવું.. જી

ઢોલ, ત્રાંસા, દુંદુભિ, વાગે છે નગારાં
લોક નઠારા કરે સાન-સનકારા
એવા હારે હું નહીં પાડું રે પનારા
માંહ્યલો જેમ બોલે એમ આગળ થાવું-જી.

[] સુરેશ દલાલ

મળવાની ક્ષણ, છૂટા પડવાની ક્ષણ.
અધવચ્ચે ઝૂરે છે વૃંદાવન-રણ.

વાતો ને મૌન વળી મૌન અને વાતો.
આમ ને આમ વહે દિવસ ને રાતો.
નાતો આ છૂટે નહીં કેમે કર્યો પણ.
અધવચ્ચે ઝૂરે છે વૃંદાવન-રણ.

બધું છોડી દઈએ : ક્યાંક ચાલ્યા જઈએ.
નદી જેમ નિરાંતે વહેતા રહીએ.
બંધાય નહીં : તૂટે નહીં : કેવું સગપણ.
અધવચ્ચે ઝૂરે છે વૃંદાવન-રણ.

## સગપણ વિશે ન પૂછ [] તુરાબ 'હમદમ'

દીવાનગીને કોઈ'દી સમજણ વિશે ન પૂછ,
શું લાગણીનાં બંધનો વળગણ વિશે ન પૂછ.

મારી તરસ વિશેનો અનુભવ તને શું હોય ?
દરિયે ઊભો રહી અને તું રણ વિશે ન પૂછ.

તારી ઊલટતપાસ નકામી બની જશે,
કારણ નહિ જ આપું હું કારણ વિશે ન પૂછ.

આવે છે એમ યાદ કવિતાના રૂપમાં,
ઝંખું છું રાત ને દિવસ એ જણ વિશે ન પૂછ.

પંખીને ખ્યાલ હોય છે છાતીની આરપાર,
ખેતરના ચાડિયાને તું ગોફણ વિશે ન પૂછ.

કેવો અપાર પ્રેમ છે શબ્દો ઉપર મને,
'હમદમ' મને ગઝલના સગપણ વિશે ન પૂછ.

## એક મૃત્યુ [] દાન વાઘેલા

શ્વાસોની આરપાર હવાથી વિશેષ હોય-
ત્યારે જ કોઈ યાદ, દુવાથી વિશેષ હોય.

શોધી શકાય એટલા. રસ્તા અનેક હોય;
મૃત્યુનો માર્ગ રોજ, નવાથી વિશેષ હોય.

કાલે હતા આજે નથી-ની વાત ક્યાંક હોય;
શું થઈ ગયું, થશે-એ થવાથી વિશેષ હોય.

ખુલ્લી સફેદ આંખમાં રંગીન સ્વપ્ન હોય-
તો જિન્દગીમાં 'દાન', જવાથી વિશેષ હોય.

▯ મૌલિક મઝુમદાર

હું મારા બરફના શિવાલયમાં
બેઠો છું
પ્રતીક્ષાનો દીવો સળગાવીને.
▯
ચંદ્રના
ચંપાવૃક્ષની તળે
તું મને મળે કે ન મળે
હું તો કંડારું છું સુગંધનું શિલ્પ
અલકનંદાના જળે.
▯
સડકના સરોવરમાં
ઊગ્યાં છે મકાન
સિમેન્ટનાં કમળ જેવાં.
▯
મખમલની દાબડીમાં
હીરાની વીંટી હોય
એમ
તારી માટેની મારી લાગણીને
જતનપૂર્વક
મારા સેફ ડિપોઝિટ વૉલ્ટમાં
મૂકી રાખી છે.
તારે કદીયે એને ખોલવી નહીં
નહીંતર
તારી નજર આંધળી થઈ જશે.

▯ મૌલિક મઝુમદાર

તને આપવા જેવું મારી પાસે કશું નથી.
હા, થોડાંક સ્મિત છે
પણ એ આંસુથી ભીંજાયેલાં છે.
થોડાક જખમ છે,
પણ એ તને આપવાનો અર્થ નથી.
થોડાક શબ્દો છે
પણ, એ પણ ઉઝરડાયા છે.
તારે માટે મેં
સાચવી રાખ્યું છે મૌન.
એ કદાચ તને ખપતું હોય
તો આપી શકું.
તને આપવા જેવું મારી પાસે કશું નથી.

## દાદાજી-૫ [] અમિતાભ મડિયા

ઉમાશંકરની કેટલીક કવિતા અને એકાંકી ઉર્દૂ, હિન્દી, બંગાળી, રશિયન વગેરે ભાષામાં અનૂવાદિત થઈને પ્રગટ થયાં છે. છતાં, ઉમાશંકર કદી અનુવાદની ખોટી ઝાકઝમાળથી આકર્ષાયા ન હતા. એક વાર એમણે કહ્યું હતું કે ફ્રેન્ચ, જર્મન, ઈંગ્લિશ કે અન્ય સાહિત્યકારો પોતાની કૃતિઓ ગુજરાતીમાં અનૂવાદિત થાય તેની ચિંતા કરે છે? તો પછી શા માટે આપણે આપણું સાહિત્ય અન્ય ભાષાઓમાં અનૂવાદિત થાય તેની ભાંજગડમાં પડીએ!

ઉમાશંકર મને કહેતા કે રવીન્દ્રનાથની જેમ રોજ બેથી ત્રણ કલાક નિયમિત લખવાનો રિયાઝ હોય તો કશુંક વ્યવસ્થિત સાહિત્ય નીપજે. ઉમાશંકર '૮૮માં ભારતીય સાહિત્ય વિષે બોલતા હતા ત્યારે મારાથી બોલાઈ ગયું : NOBODY WOULD BE INTERESTED IN INDIAN LITERATURE UNLESS IT IS INDIAN. ઉમાશંકરે આ વાક્યનો વિરોધ ન કર્યો.

ઉમાશંકરે ચુનીલાલ મડિયાને લખેલા પત્રો મેં ૧૯૮૬માં વાંચેલા. એક પત્રમાં ઉમાશંકર રવીન્દ્રનાથની સલાહ ટાંકીને કહે છે કે FICTION માં હિંસાનું ચિતરામણ લાલ-ભડકામણું નહીં કરતાં ઘણું જ સંયમપૂર્વક કરવું. મડિયા "રુચિ"નો પ્રારંભ કરે છે ત્યારે એક પત્રમાં ઉમાશંકર કહે છે કે, "સંસ્કૃતિ"માં મારે હાથે ઘણી ભૂલો થઈ છે અને થઈ હશે; છતાં મેં "સંસ્કૃતિ" શરૂ કર્યું ત્યારે ગુજરાત વિદ્યાપીઠમાં બેઠેલા કાકાસાહેબ કાલેલકર, આનંદશંકર ધ્રુવ, મશરૂવાળા, નરસિંહરાવ દિવેટિયા વગેરે વડીલ સાક્ષરો "સંસ્કૃતિ" જો વાંચે તો તેમના ચિત્તતંત્રને ક્ષોભ ન પહોંચે તેનો ખ્યાલ રાખેલો." (હકીકતમાં ઉમાશંકરે 'જ્યારે વાંચે ત્યારે' શબ્દજૂથ લખી તેને છેકી નાખી 'જો વાંચે તો' શબ્દજૂથ ઉમેર્યું દેખાય છે.) મડિયા વિવેચકો સામે અકળાય છે ત્યારે એક પત્રમાં ઉમાશંકર જણાવે છે કે ભેંસનાં શિંગડાં ભેંસને ભારે. વિવેચકોને માથે પણ વિવેચકો બેઠા છે. વિવેચકોની પણ તોલ થવાનો છે. કાળ કોઈને જવા દેતો નથી. ઉમાશંકરે લખેલા કેટલાક પત્રોમાં ઉમાશંકર અને મડિયાનાં મતભેદો અને વિપરીત વલણો સપાટી પર તરી આવે છે. શરૂઆતના એક પત્રમાં નવી કલમોને ઉત્સાહ આપવાના મડિયાના વલણ અંગે ઉમાશંકરે નારાજગી દર્શાવી છે પણ સાથેસાથે એમ પણ જણાવ્યું છે કે વાંધો નહીં, આ વલણને તમારી ટેવ ગણી હું નભાવી લઈશ. પછી ઉમાશંકર આગળ કહે છે તમારી "વ્યાજનો વારસ"ની હસ્તપ્રત વાંચવા બેસવાનો વિચાર છે... અને ફળસ્વરૂપે "વ્યાજનો વારસ"ને મળે છે ઉમાશંકરનો આમુખ. મડિયાની "ઘૂઘવતા પૂર"ને રસિકલાલ છોટાલાલ પરીખની પ્રસ્તાવના મળે છે તે અંગે ઉમાશંકર ઈર્ષ્યા પ્રગટ કર્યા વિના રહેતા નથી. (ર. છો. પરીખ પાસે આ માટે મડિયા અને ઉમાશંકર સાથે જ ગયા હતા.)

મડિયા ગયા પછી ઉમાશંકર મડિયાને વારંવાર યાદ કર્યા વિના રહી શકતા નહીં અને એક વાત તો ઉમાશંકર મને વારંવાર કહેતા : "મડિયાના ગયા પછી તો હું બેય હાથે ઠૂંઠો થઈ ગયો છું; જાણે મારાં કાંડાં જ કપાઈ ગયાં ન હોય! સાહિત્યમાં આજે જે માલ વગરના લોકો ઘૂસી ગયા છે તેમને મડિયાએ ક્યારનાય વાળીઝૂડીને સાફ કરી નાખ્યા હોત!"

આજથી આશરે પાંત્રીસ-ચાળીસ વરસ અગાઉ જયાબહેન ઠાકોરે ALBERTO MORAVIA ની નવલકથા THE WOMAN OF ROME નો અનુવાદ કરી પ્રકટ કરાવેલો. આ નવલકથા બીજા વિશ્વયુદ્ધ પછીના ઇટલીની તારાજી અને માનવજીવન પરની અસરનું વેધક ચિત્રણ કરે છે. તેમાં આવતાં અતિ ખુલ્લાં EROTIC ચિત્રોને ધ્યાનમાં લઈ

તત્કાલીન મુંબઈ સરકારે જયાબહેન ઠાકોર તથા પ્રકાશક પર અશ્લીલ સાહિત્ય લખીને પ્રકાશિત કરવા સબબ ખટલો માંડયો અને "સ્ત્રી" નામે પ્રકાશિત થયેલ આ અનુવાદ પર તવાઈ આવી. હાઈકોર્ટમાં ન્યાયાધીશે કેટલાક પ્રતિષ્ઠિત ગુજરાતી સાહિત્યકારોને જયાબહેન નીતથા આ ઈટાલિયન વાર્તાકારની સાહિત્યિક પ્રતિભા સ્પષ્ટ કરવા માટે બોલાવ્યા. તેમાં એક ઉમાશંકર પણ હતા. તેમણે ALBERTO MORAVIA ની સર્જનાત્મકતા અને સાહિત્યિક પ્રતિભાને અનુમોદન આપી જયાબહેનનેઆ બેહૂદા અને તદ્દન બેવકૂફીભર્યા આરોપમાંથી મુક્ત કરવા મદદ કરી.

યુવાનીના કેટલાંક વરસો ઉમાશંકરે મુંબઈમાં પહેલાં વિદ્યાર્થી અને પછી વ્યાખ્યાતા તરીકે વીતાવ્યાં હતાં. ઉમાશંકર સ્વયં સ્વીકારે છે તેમ આ સમયે લખેલ કેટલાંક કાવ્યોમાં મુંબઈની લોકલ ટ્રેન્સના ધ્વનિ-સંગીતનો લય છે. (આ કાવ્યો "નિશીથ"માં ગ્રંથસ્થ થયાં છે. જુઓ "સમગ્ર કવિતા"ની પ્રસ્તાવના). કલાજગતનો યોગાનુયોગ એ છે કે લગભગ એનાં થોડા જ વરસો અગાઉ મહાન અમેરિકન સંગીતકાર અને JAZZ COMPOSER DUKE ELLINGTON પોતાની કેટલીક રચનામાં ન્યૂયોર્કની SUBWAY TRAINS ના ધ્વનિ-સંગીતનો પ્રયોગ કરે છે; ખાસ કરીને 'TAKE A TRAIN' માં. આ યોગાનુયોગમાં કલાની વૈશ્વિકતાનો અણસાર જોવા મળે છે. કવિતા લય-સંગીતને કારણે VOCAL અને CHORAL ઉપરાંત INSTRUMENTAL અને ORCHESTRAL સંગીતની કેટલી નજીક છે તેની પ્રતીતિ પણ અહીં થાય છે.

ઉમાશંકર અમદાવાદની ગુજરાત કૉલેજમાં ભણી મુંબઈ યુનિવર્સિટીના અર્થશાસ્ત્રના સ્નાતક થયા હતા. પછી મુંબઈ જઈ તેમણે MA કર્યું. આ સમયે તેમની આંખમાં ખીલનું દરદ થયેલું અને તે વાંચી શકે તેમ ન હોવાથી જ્યોત્સ્નાબા તેમને વાંચી સંભળાવતાં. પછી થોડો વખત ઉમાશંકર સિડનહામ વાણિજ્ય મહાવિદ્યાલયમાં વ્યાખ્યાતા હતા. અહીં મુંબઈમાં સ્થિર થયેલ 'સ્નેહરશ્મિ' અને મેઘાણી સાથે તેમની ઘનિષ્ઠ મિત્રતા હતી. જ્યોત્સ્નાબા કર્વે કૉલેજ અમદાવાદનાં સ્નાતક હતાં અને પછી બે-ત્રણ વરસ ગુજરાત વિદ્યાપીઠમાં ઝીણાભાઈ દેસાઈ 'સ્નેહરશ્મિ'નાં વિદ્યાર્થિની હતાં. ૧૯૬૪ના જાન્યુઆરીમાં જ્યોત્સ્નાબા મુંબઈમાં ગુજરી ગયાં.

સંખ્યાબંધ યુનિવર્સિટીએ ઉમાશંકરને Ph.D. ની ઉપાધિથી નવાજ્યા છે. શાંતિનિકેતનના VICE-CHANCELLOR પદે ઉમાશંકરની (ચૂંટણી દ્વારા) પસંદગી થઈ (૧૯૭૯) તેમાં ઉમાશંકર તેમ જ રવીન્દ્રનાથના શાંતિનિકેતન, બંનેનું યોગ્ય ગૌરવ થયું. ઉમાશંકરને SOVIETLAND NEHRU AWARD મળેલો. તે NATIONAL BOOK TRUST OF INDIA ની સલાહકાર સમિતિમાં પણ હતા તથા FILM CENSOR BOARD ના સભ્ય પણ હતા, થોડાં વરસ PEN, INDIA ના પ્રમુખ હતા.

ઈન્દિરાબહેન જેવા આપખુદ મહિલાએ ઉમાશંકરને રાજસભામાં (કલાકારો માટેની ૧૨ બેઠકોમાં) NOMINATE કર્યા. શું ઈન્દિરાબહેન જાણતાં નહીં હોય કે ઉમાશંકર (કે કોઈ બી સાચો કલાકાર) અન્યાય સાંખી નહીં લે? કટોકટી વેળા જ્યારે પોતાનો વિરોધ કરનાર બધાયને ઈન્દિરાબહેને જેલમાં પૂર્યા ત્યારે પણ ઉમાશંકરને (પોતાનો પૂરતો વિરોધ કરવા છતાં) મુક્ત જ રાખ્યા. કટોકટીના આરંભના દિવસોમાં ઘરમાં બધાને ઉમાશંકરની ગમે ત્યારે ધરપકડ થઈ જવાનો ડર રહેતો.

ઉમાશંકરે બાળકો માટે પણ કવિતા લખી છે. 'ખિસકોલી' ગુજરાતનાં બાળકો શાળામાં ભણે છે. ઉમાશંકરે "ગાંધીકથા" ઉપરાંત "સૌના સાથી સૌના દોસ્ત" નામે ગાંધીજી ઉપર બાળકો માટે પુસ્તક લખ્યું છે. તેને '૭૩-'૭૪માં CHILDREN'S BOOK TRUST એ

ખૂબ જ સુંદર રંગીન ચિત્રો સાથે ભારતની પંદરેક ભાષાઓમાં પ્રકાશિત કર્યું. HIGH SCHOOL માં ઉમાશંકરરચિત એકાંકી 'કડલાં', 'ઉડણ ચરકલડી', એક સૉનેટ તથા એક કાવ્ય 'વૃષભાવતાર' હું ભણ્યો છું.

ઉમાશંકરે એક પણ લાંબું નાટક લખ્યું નથી. ઉમાશંકરના દ્વિતીય એકાંકીસંગ્રહ "હવેલી" (૧૯૩૭)નાં મોટા ભાગનાં એકાંકીમાં પૂરો અને વિશુદ્ધ વાસ્તવવાદ છે. ROMANTICISM ના સ્પર્શ વિનાનો. (ઉમાશંકરની નવલિકાઓમાં પણ મને આ જ વલણ દેખાય છે. વળી એક આડવાત તરીકે નોંધું કે ઉમાશંકરની જેમ જ રાજસ્થાન- ઉત્તર ગુજરાતની પશ્ચાદ્‌ભૂમાંથી આવતા પન્નાલાલ પટેલમાં મને ઉમાશંકરથી વિરુદ્ધ ROMANTIC વલણ જણાય છે.).

આ વાસ્તવવાદમાં સ્વાભાવિક રીતે જ MELODRAMA અને MORBIDITY ના સ્હેજેય અંશ ન હોય અને તેથી જ ઉમાશંકરનો વાસ્તવવાદ તેની ઠંડી તાકાતથી આપણને થપાટ લગાવી શકે છે. આ સંગ્રહનાં 'હવેલી', 'ત્રણને ત્રીસે', 'મુક્તિપ્રભાત', 'પારખું', 'વિદાય' અને 'શહીદનું સ્વપ્ન'માં આ જોઈ શકાય છે. "સાપના ભારા"ના 'કડલાં'માં પણ આ જ છે. 'નટીશૂન્યમ્' અને 'લતામંડપ'માં ઉમાશંકરની કલ્પનાનાં પરિણામ જોવા મળે છે, પણ આ કલ્પનામાં ROMANTICISM ની તરંગી (FANTASTIC) કે GLOOMY છાંટ નથી વરતાતી. ઉમાશંકરની મોટા ભાગની કૃતિઓમાં FORM ઘણું જ કસાયેલું છે અને CONTENT NEVER TAKES OVER THE FORM. ઉમાશંકર ક્યારેય સફળ અને સારા કથાકાર નથી બની શક્યા તેનું રહસ્ય કદાચ આ જ હકીકતમાં છુપાયેલું છે. ઉમાશંકરનાં એકાંકી ભજવાતાં નથી તથા તેને વાંચતાં મને કદી પણ રંગમંચક્ષમતા જણાઈ નથી.

'૮૦ના દાયકાના પૂર્વાર્ધમાં ઉમાશંકરે તત્કાલીન જીવિત ગુજરાતી સાહિત્યકારો પાસે પોતપોતાની પસંદગીના એકએક કાવ્ય પર પ્રતિભાવ લખાવ્યા અને તેમને "સંસ્કૃતિ"માં પ્રસિદ્ધ કરી, "પ્રતિભા અને પ્રતિભાવ"માં સંપાદિત કરી ગ્રંથસ્થ કર્યા.

'૮૬માં ઉમાશંકરે અમેરિકાના ગુજરાતી સમાજોની મુલાકાત લીધી હતી. પાછા આવીને કરેલી વાતોમાંથી મને ત્રણ "ગ"ની વાત યાદ રહી ગઈ છે : અમેરિકાના શ્રીમંત ગુજરાતીઓ ભારતના ત્રણ "ગ"થી ગભરાઈને ભારત પાછા આવતા નથી. આ ત્રણ "ગ" તે ગરીબી, ગંદકી અને ગરમી. ઉમાશંકરે તે ગુજરાતીઓને જણાવ્યું કે ગરીબી અને ગંદકી તમારે દૂર કરવાની છે અને ગરમી તો સહન કરવી જ રહી.

'૭૯માં ટોલ્સ્ટૉય શતાબ્દી પ્રસંગે ઉમાશંકરને રશિયા બોલાવેલા. તત્કાલીન SOVIET COMMUNIST સરકારે ટોલ્સ્ટૉય અંગે યોજેલ સમારંભોમાં સ્હેજ પણ દખલગીરી કરી નહોતી તેમ ઉમાશંકરે મને કહ્યું. મંચ પર કોઈ નેતા નહીં, નકરા સાહિત્યકારો જ - રશિયન અને પરદેશી અને રશિયન સાહિત્યકારો પણ મુક્ત બનીને બોલ્યા - SOVIET સરકારને સ્હેજેય રુચે નહીં તેવું !! વળી ઉમાશંકરે કહ્યું કે રશિયામાં પુસ્તકોની દુકાનોએ લાંબી કતારો લાગે છે, પુસ્તકોની લાખો નકલો ચપટી વગાડતામાં ખતમ થઈ જાય છે અને સાહિત્યિક ગુણવત્તા ધરાવતાં પુસ્તકોનાં કાળાં બજાર થાય છે !! ભારતમાં આ અકલ્પ્ય ઘટના છે.

છેલ્લી વાર મળ્યા ત્યારે મેં ઉમાશંકર સાથે BYZANTINE અને રશિયન કક્કા તથા લિપિમાં રહેલ સામ્ય અંગે વાતો કરી હતી. ગ્રેકોરોમન સંસ્કૃતિનો વારસ રશિયાને BYZANTINE ભૂતકાળ મારફતે મળ્યો છે.

ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલયે ઉમાશંકરનાં કેટલાંક અપ્રકટ અને અગ્રંથસ્થ લખાણોને મરણોત્તર પ્રકટ કર્યાં છે, તેને સ્વાતિ જોશીએ સંપાદિત કર્યાં છે: "યાત્રી", "સર્જક

પ્રતિભા-૧", "સર્જક પ્રતિભા-૨." "સર્જક પ્રતિભા-૨"માં મૅકસીમ ગોર્કી વિશેનો લેખ મારો પ્રિય થઈ પડયો છે, અહીં લખાણ ઘટ્ટ અને જોરદાર છે.

'સમયરંગ'માંથી એક વાક્ય યાદ રહી ગયું છે : 'જે સમાજ પૂજ્ય વ્યક્તિને અર્ઘ્ય અર્પણ કરતો નથી તે સમાજ પૂજ્ય વ્યક્તિ પેદા કરવાની શક્તિ ગુમાવી બેસે છે.'

પ્રિય અમિતાભ,

પરીક્ષાની તૈયારી ધમધોકાર ચાલતી હશે. સારા સ્વચ્છ અક્ષરે તું જવાબો લખીશ એટલે પરીક્ષકોનો પૂરા ગુણ આપ્યા વગર છૂટકો જ નથી. તેમની દયા ખાઈને બે-ચાર ગુણનું પણ તું છોડીશ નહીં અને પૂરા જવાબો બધા જ સવાલોના આપીશ એ ખાતરી છે.

અચ્છા તો, બેસ્ટ લક.

ઉમાશંકર જોશીની
શુભાશિષ.

## વિસંગતિ [] મનોહર ત્રિવેદી

(પૃથ્વી ૦ અનુષ્ટુપ/સૉનેટ)

સબાક.. પડતા રહે સતત પીઠને ચાબુક
સટાકસટ ઊઠતા અહહ, સૉળ-ચાંભા - ધપે,
ધરાતલપરે ધબાક પછડાય, તે અશ્વ-પો
સદૈવ ક્રમ સાચવી બબડતો રહે ચાલક

ન કંપ, અનુકંપ કે હૃદયમાં કશી કૈં વ્યથા
અને વિવશ અશ્વ, એય કપશે નહીં કો'કથા :
મળ્યો જનમ વંધ્ય ચક્રગતિમાં, વહું માર્ગને
વહીશ સણકાસમેત જખમો અને જાતને.

વિરક્ત, નિરખ્યે જતો નગરની ભરી ભીડને
અવ્યક્ત, ગણકારતો નહિ જ ભાર કે ચીડને.
જરી લથડતાં દગો, પગ કને વિલાયો પથ
ખલેલ પડતાં પ્રવાસ અટક્યો : હું યે આહત.

છોડી ત્યાં દેશને અશ્વ પોતાના મારગે પળ્યો
ે યે એકલો મૂકી ભાગી આ દેહ નીકળ્યો.

## **એનો ચહેરો** ▯ જયા મહેતા

સીતા અગ્નિની જ્વાળામાં લપેટાઇ ગઇ.
સીતા મરી ગઇ.
ઓળખાતોયે નથી હવે
એનો ચહેરો.
સીતા આજે મરી ગઇ.
તો ગઇ કાલે મર્યું
એ કોણ હતું ?
ને પરમ દિવસે મર્યું
એ કોણ હતું ?
ને રોજ રોજ મરતું હતું
એ કોણ હતું ?
સીતા આજે મરી ગઇ.
ઓળખાતોયે નથી હવે
એનો ચહેરો.
એનો ચહેરો ? હતો એનો કોઇ ચહેરો ?
સીતા આજે મરી ગઇ.
ઓળખાયો હતો કદીયે કોઇને
એનો ચહેરો ?

❑ **સુ.દ.**

અમે તમારી સાથે રહીશું
એમાં જરી નહીં ફર્ક.
તારા વિના સ્વર્ગ મળે તો
નથી જોઇતું સ્વર્ગ.

## **અરીસો** ▯ જયા મહેતા

અરીસો
ચમકદાર છે
આંખની ચમક
અરીસો
અલિપ્ત છે
જળમાં કમળ
અરીસો
ખાલી છે
ખાલીખમ ગુફા
અરીસો
ભરેલો છે
ભર્યો ભર્યો સંસાર

રોજ રોજ જુઓ
જોતા રહો
અરીસામાં

અરીસો અરીસો છે
કે અરીસો ઈતિહાસ છે ?

## નિવૃત્તિની સાંજે ▯ મહેશ દવે

ફાઈલો, થોથાં, કાગળિયાંમાં
લડતા-રડતા વાદ પૂર્યા'તા
ધમાલ-ધાંધલ, કલ-કોલાહલ,
ધમ-ધમ ધમ-ધમ ધામ ભર્યા'તાં

સૂના થાતાં વાર ન લાગી
પૂરા સઘળાં કામ કર્યા'તાં
હવે નજર ન આવે કાંઈપણ
ને મન-મહેરામણ શાંત કર્યા'તા

શાંત કર્યા'તા...
ના, ના, ના, ના
કસક કશી આળસ મરડે છે
ખાલી ખાલી મન કરડે છે
ખાલી ખાલી મન કરડે છે
તમ થઈને તન તરડે છે
શોષ પડે છે એવો સુક્કો
બોલ સ્વરોના ઉઝરડે છે
વાનપ્રસ્થ મારું ભરડે છે
ખાલી ખાલી મન કરડે છે.

## નારી ▯ જયા મહેતા

નારી હતી
બારી હતી

શ્વાસ હતા
હવા હતી

આંખ હતી
દૃશ્ય હતું

પગ હતા
રસ્તો હતો

મેં કહ્યું
આવો તમે :
બારી થઈ ગઈ બંધ
પવન પડી ગયો
દૃશ્ય થયું અદૃશ્ય
મૌન તોડ્યાનો મને
પસ્તાવો થયો.

**સુરેશ દલાલ**

સાંજ ઢળી ગઈ : રાત પડી છે : કોઈ નથી ઉચાટ
રઝળપાટને અંતે મારો મળી ગયો છે ઘાટ

એક રાત અહીંયાં કાઢીશું :
સવાર થશે ત્યાં લગી
આમ ને આમ જ વહી જશે
આ નદી થઈ જિંદગી.
આસપાસ આ વૃક્ષ ઊભાં : ધરી હવાનો હાથ
રઝળપાટને અંતે મારો મળી ગયો છે ઘાટ.

નીંદ મહીં સપનાનાં પંખી :
પંખીઓની માયા
મારા વહેતા જળમાં એની
ઊડી રહે છે છાયા.

દર્પણ ને આ બિંબનો કેવો સંગ વિના સંગાથ
રઝળપાટને અંતે મારો મળી ગયો છે ઘાટ.

❑ **સુ.દ.**

રમત માંડીને બેઠો
એને કદી હાર કે જીત,
કાંઇ કશુંય કર્યાં વિના તો
જીવે આંધળી ભીંત.

[] **મૌલિક મજુમદાર**

ચાંદની વિનાનો એક ચંદ્ર
શરાબના જામમાં ડૂબી ગયો
અને ફરી પાછો
કદીયે સૂર્ય થઇને ઊગ્યો નહીં.

**| દીપક કરુણાકર**

સવારના પહોરમાં
ફરવા જાઉં છું ત્યારે
બહુમાળી મકાનનો ચોકીદાર
મને સલામ ભરે છે.

હું એને પ્રતિભાવ આપતો હોઉં
એમ હાથ ઊંચો કરું છું.

મને થાય છે.
કે શા માટે એણે
મારા જેવા જતા આવતા કોઈને પણ
સલામ ભરવી જોઈએ ?

એ ચોકી કરે છે
અને એનો હકનો– મહેનત મજૂરીનો –
પગાર મેળવે છે.

એ કદાચ એમ તો નહીં માનતો હોય ને
કે આ બધાની કૃપાથી
હું ટકી રહ્યો છું.

એક ક્ષણ
મને એમ થાય છે
કે એને જઈને સમજાવું
પણ પછી થાય છે
કે આમ સમજાવવા જતાં
એને અપમાન જેવું તો નહીં લાગે ને.

હું વિચાર કરતો રહું છું.
કે સલામમાં યાંત્રિકતા હોય તો યાંત્રિકતા
પણ આવું એ કરતો હોય તો
આપણે એને અટકાવવો જોઈએ

એક માણસ
અન્ય માણસનો મોહતાજ શા માટે ?

# થોડીક મારી - મારાં ગીતની વાત [] પન્ના નાયક

વિધિની કેવી વિચિત્રતા છે. નાનપણથી ગીત-સંગીતનો શોખ. આ શોખ અમેરિકામાં રહ્યાં રહ્યાં પણ જ્યારે જ્યારે તક મળી છે ત્યારે પૂરો કર્યો છે. ભારતથી અહીં આવતા પ્રસિદ્ધ કલાકારોને સાંભળ્યા છે.-પછી એ-હોય રવિશંકર, જસરાજ, લક્ષ્મીશંકર કે કૌમુદી મુનશી. શાસ્ત્રીય સંગીત હોય કે સુગમ સંગીત હું જરૂર સાંભળું. હું પોતે પણ આવડે એવું ગાવાનો પ્રયત્ન કરું છું. પૂરતો રિયાઝ નથી થતો એનો વસવસો પણ છે. આ બધું સાથે હોવા છતાંય કવિતાસૃષ્ટિમાં પ્રારંભ કર્યો અછાંદસથી અને એટલે જ આ હકીકતને હું વિધિની વિચિત્રતા કહું છું. સારી વાત એ થઈ કે મારાં બા બાપુજી, મારા મિત્રો, કેટલાક વિવેચકો મને સતત ટકોરતાં રહ્યા અને છેલ્લાં કેટલાંય વર્ષોથી મારી કલમ ગીત તરફ પણ વળી છે.

નાનપણથી જ મારાં બા હવેલી સંગીતનાં પદો ગાતાં . આમ એમનો કંઠ અને એ પદોના લય કાનમાં સચવાયા છે. આ ઉપરાંત રાજેન્દ્ર, નિરંજન, પ્રિયકાન્ત, હરીન્દ્ર, સુરેશ ઇત્યાદિનાં ગીતોથી પણ પરિચિત અને પ્રભાવિત છું. કોનો કયો સંસ્કાર અહીં હળીભળી ગયો હશે એ વાત કરવા જાઉં તો શરીરને ત્વચાથી દૂર કરવા જેવી વાત છે અને છતાંય આમાં ક્યાંક મારો અવાજ મને સંભળાય છે એટલે તો પ્રકાશન માટે રોકી રાખેલાં ગીતો આજે પ્રગટ કરું છું.

લોકગીત અને નાટકનાં ગીતનું પણ વશીકરણ એટલું જ. "હું અલકમલકમાં મ્હાલી છું રંગીલા લાલ" એનો લય અને લહેકો આપણા લોકગીતનો પણ એમાં વેદના આધુનિક જીવનની. નહીં તો "હું હાથ વિનાની તાળી છું." એવી પંક્તિ ક્યાંથી આવે ? આજની સ્ત્રી આવું કહી શકે કે "મેં કૈંક દિવાળી જોઈ રે રંગીલા લાલ" એમાં ખુમારી અને જાગૃતિ બન્ને છે. લય પરંપરાનો છે અને વાત પરંપરાગત નથી. તો નાટકની પ્રસિદ્ધ પંક્તિ "સાહ્યબો મારો ગુલાબનો છોડ"માં પરંપરાને અકબંધ સાચવી છે.

મારી ગીતસૃષ્ટિનો જે રસ્તો અને નકશો મને યાદ છે તે અહીં આલેખું છું. મને બરાબર યાદ છે કંઠમાં છલકાયેલું પહેલું ગીત :

મેં તો ફૂલની સુગંધને પહેરી લીધી
મને ટહુકાના ટોળાએ ઘેરી લીધી

લખતાં લખતાં મને સમજાયું કે ગીતની પહેલી પંક્તિ સાવ અનાયાસે આવતી હોય છે. હું ગાઈને લખતી નથી કે લખેલું ગાતી નથી પણ લયને રસ્તે ખુલ્લા કાને ચાલું છું. આમ ચાલું છું એ તો કહેવાની વાત છે પણ એવી કેટલીય ક્ષણો છે જ્યારે એમ કહેવાનું મન થાય કે હું લયને રસ્તે મહાલું છું. કેટલાંક ગીતો વિશે એટલે કે એની રચનાકાળા વિશે મને રજેરજની ખબર છે તો કેટલાંક ગીતો ક્યાંથી આવ્યાં, કેમ આવ્યાં એને વિશે આજે જ્યારે વિચાર કરું છું ત્યારે સ્મૃતિ હાથતાળી આપીને સરકી જતી હોય એવું પણ લાગે છે. ઓછેવત્તે અંશે દરેકને આવું થતું હશે એમ માનું છું. અહીં આ સંગ્રહનાં કેટલાંક ગીત વિશે તમારી સાથે મન મૂકીને વાત કરીશ. આમ પણ મારા સ્વભાવમાં વાતને ઢાંકવાનું હોતું નથી. મારું આખું અસ્તિત્વ બંધ કિતાબ જેવું હોય એના કરતાં ખુલ્લી કિતાબ જેવું હોય એ મને વિશેષ ગમે.

મારી પ્રથમ અનુભૂતિ પ્રેમની છે. આમ પણ ગીતને જેટલો "પ્રેમ પદારથ" માફક આવે છે એટલો બીજો કદાચ આવતો પણ નહીં હોય. પ્રેમ અને પાગલપનનું દ્વૈત ન હોઈ શકે. આ પાગલપનમાંથી પણ કેટલીક સરવાણીઓ ફૂટી છે. પ્રેમ બીજા કશાની કે બીજા કોઈની નહીં પણ પોતાની ઓળખ તો આપે જ છે. પ્રેમનો અનુભવ ધરતીની ધૂળનું જાણે કે ...

રૂપાંતર કરે છે. આ પાગલપન પ્રેમનું પણ હોય, પ્રેમના ગીતનું પણ હોય અને ગીતના પ્રેમનું પણ હોય. નહીંતર તો આવી પંક્તિઓ કઈ રીતે આવે ?!

હું તો આંખો મીંચીને ગીત સાંભળ્યા કરું
મારી છાની આ લાગણી પંપાળ્યા કરું.
કેવાં આ લાભશુભ : ઓચિંયા એક દિવસ
હું તો કંકોતરીનો કાગળ થઈ ગઈ
હું તો તારી તે પ્રીતમાં પાગલ થઈ ગઈ.

ભારતથી સ્વજનો આવે ને જાય. આવે ત્યારે આનંદ ને જાય ત્યારે વિષાદ થાય અને આવી વિવિધ ભાવઝાંયમાંથી કેટલાંક ગીતો મળ્યાં છે. "ચલો હવે તો જશું." કે "તમે તમારી રાહ તરફ" એવાં ગીતો આવા કોઈ અનુભવમાંથી આવ્યાં છે. અહીં સ્નો પડતો હોય એટલે તરફની સાથેનો બરફનો પ્રાસ પણ તરત જ ગોઠવાઈ જાય. માણસ જે વાતાવરણમાં રહેતો હોય એ વાતાવરણની અસર કોઈક ને કોઈક રીતે આવતી જ હશે. એ પણ જાણું છું કે આ બધા અનુભવોથી હંમેશ કંઈ લખાય એવું જ નથી. અનુભવો પણ છેવટે તો કાચી સામગ્રી છે.

અમેરિકા વિશાળ દેશ છે. આ વિશાળ દેશને કારણે અને યંત્ર જયારે ક્રમશઃ મનુષ્યનું સ્થાન લેતા જાય છે ત્યારે એવો વિચાર આવે છે કે "અમે ખાધું પીધું ને રાજ કીધું નથી." પણ આ તો વિચારમાથી સ્ફુરેલી પંક્તિ. કલ્પના પણ ન આવે એ રીતે આ ગીતે કોઈ જુદો જ વળાંક લીધો. ભલે હેડલાઈનમાં છપાય એવું કશું આપણે પક્ષે ન હોય પણ જીવનના નાના નાના આનંદો અને વિષાદોથી આ ગીત મુખરિત થઈ ઊઠ્યું છે. અહીં કુદરતની મહેરબાની અને મનુષ્ય માટેની અઢળક સગવડો છે. ફૂલો ખીલે ત્યારે એવાં ને એટલાં ખીલે કે એમ થાય કે એને આંખથી પંપાળ્યા કરીએ. ફૂલોના રંગો પણ એવા વિવિધ કે આંખ ધારીધારીને જુએ તો આંખ રંગીન થઈ જાય. કલ્પી નથી શકતી કે ફૂલો ન હોત તો શું થતે અને એટલે જ આવી પંક્તિ આવી હશે : "અમે ફૂલોને આંખથી પંપાળ્યાં હતાં." પોતાની કવિતા વિશે અટકળ કરવી પડે એનો અર્થ જ એ કે કવિતા અકળ છે અને આપણા અવચેતન મનમાં જે સંચિત થતું હોય છે તે કયારેક આપણને પણ વિસ્મય પમાડી દે એવી રીતે પ્રગટે છે.

અહીં પણ પાર્ટીઓ થતી હોય છે. ક્યારેક પાર્ટીઓ ગમે છે, ક્યારેક નરી અકળામણનો અનુભવ થાય છે. ક્યારેક જેને મળવું હોય એને મળાતું નથી. આવી અનુભૂતિમાંથી "મેળાનો મને મૂંઝારો થાય." એવું ગીત આવ્યું. સુરેશ જેવો મિત્ર આવું ગીત વાંચીને કહે કે હરીન્દ્રએ "મેળાનો મને થાક લાગે" એવું લખ્યું છે. પણ એની વાતને સાંભળી ન સાંભળી કરી અને જે સૂઝ્યુ તે લખ્યું છે.

ક્યારેક લાગે છે કે ગીત એ લયની ક્રીડા છે. આવી ક્રીડામાંથી પણ કેટલાંક ગીત આવ્યાં છે. બધામાં તો ઊંડી ઊતરતી નથી પણ એકનો જ દાખલો આપું :

આ સરવર સરવર રમતાં રમતાં કમળ કમળ થઈ ખીલ્યાં રે
આ ઝરમર ઝરમર ઝરતાં ઝરતાં રંગવાદળને ઝીલ્યાં રે.

કેટલાંક ગીતો વિશે જ્યારે વિચાર કરું છું ત્યારે એની કેટલીક પંક્તિઓ મેં કરેલી વાતચીતના લહેકા પરથી મળી છે. વર્ષો પહેલાં અમારા મિત્રે ખાસ્સો શ્રમ લઈને એક સમારંભ યોજ્યો હતો. મુંબઈમાં સમારંભ યોજવો એ જુદી વાત છે. અહીં તો બધું જ જાતે કરવાનું. માંડવો બાધવાનો પણ અમારે ને છોડવાનો પણ અમારે. ભાડે હોલ રાખ્યો હોય તો સમારંભ પહેલાં ખુરશીઓ પણ અમારે ગોઠવવાની ને એને અમારે જ ઉઠાવવાની અને હોલ સાફસૂફ કરીને સુપરત કરવાનો. એ મિત્રનો ચારેક દિવસ પછી ફોન આવ્યો ને ફોન પર

સહજ પુછાઈ ગયું. "થાક ઊતર્યો કે નહીં ?" કોણ જાણે કે કેમ મારા જ આ શબ્દો મારા કાનમાં રમવા માંડ્યા અને એમાંથી એક ગીત મળી ગયું - જેને આમ જોઈએ તો સમારંભ સાથે કશી લેવાદેવા નથી. ગીતનો ઉપાડ આ રહ્યો :

આપણે સાથે રહ્યાં થાક ઊતર્યો કે નહીં ?
જળ ઝાંઝાં વહ્યાં થાક ઊતર્યો કે નહીં ?

આવી જ રીતે એક બહેનપણી સાથે હું વાતો કરતી હતી. વાતમાંથી વાત નીકળી અને મેં કહ્યું કે જો સતત કોઈના ઈશારે નાચવું પડે અને આમ રોજ સાથે રહેવાનું હોય તો ફાવે નહીં. આ વાતચીતની છટા અને ગીતની છટા થઈ ગઈ. એમાં નારી-સ્વાતંત્ર્યની વાત ગૂંથાઈ ગઈ.

રોજ સાથે રહેવાનું હોય તો ફાવે નહીં.
હું તો તારી તો છું પણ હું તો મારી પણ છું.
- કોઈ એના ઈશારે નચાવે નહીં.

હું તો ડાળી પર કળી થઈ ઝૂલતી રહું :
મને ફૂલદાની હંમેશા નાની લાગે
પળપળનો સાથ ને યુગયુગની વાત
મને જૂઠી અને આસમાની લાગે
રોજરોજ ગળપણ ખાવાનું હોય
તો એવું એ સગપણ ફાવે નહીં.
હું તો તારી તો છું પણ હું તો મારી પણ છું.
- કોઈ એના ઈશારે નચાવે નહીં.

અહીંની પ્રકૃતિ જોતાં જોતાં આંખ સામે દેખાય છે નરી રંગલીલા. આવી રંગલીલા જોઉં છું ત્યારે એક ક્ષણ આખું અસ્તિત્વ પીંછી થઈ જાય છે અને ગીતનો લય કેવળ રંગને વહેતો કરે છે. આવું એક દશ્ય જોયું હતું. એ દશ્ય કેમે કરીને આંખ સામેથી ખસે નહીં. આકાશનો ભૂરો રંગ, ફૂલનો લાલ રંગ, શ્યામલ રાત, જોયેલી શ્વેત નૌકા, ઊગતો ચંદ્ર - આ બધું કલમને ગીતની ગતિ તરફ પ્રેરવા માટે પૂરતું હતું.

હું પણ મને ઘણી વાર પૂછું છું કે આ ગીત આવે છે ક્યાંથી ? જવાબ મળે છે તોય સવાલ તો એ જ રહે છે. ગીતની વિભાવનાના કેટલાંક ગીત છે. કોઈક ગીત તો ગઝલની નજીક સરી જાય એવું.

ક્યાંય નહોતું ને આવ્યું ક્યાંથી ?
જાણે કે એ અદીઠ સંગાથી
લયમાં રણકે લયમાં ઝણકે
સણકે કોઈની સાવ સનાતન પ્રીત

શબ્દને પાંખ ફૂટી ને ગીત થઈ ગયું.
લયમાં લીધો મેં ઘૂંટી ને ગીત થઈ ગયું.

મારામાં એકીસાથે બે લાગણીઓ સામસામે ટકરાય છે. પ્રેમ આગળ વિવશ થાઉં છું એ કબૂલ પણ હું એક સ્વતંત્ર નારી છું અને મારી સ્ત્રી તરીકેની અસ્મિતા વિલોપવા નથી માગતી એ પણ દીવા જેવી ચોખ્ખી વાત છે. આવા કોઈ મંથનમાંથી એક ગીત મળ્યું છે. ગીતમાં

બુદ્ધિ જેવો શબ્દ નભે કે નહીં એ મને ખબર નથી. મને તો એટલી જ ખબર છે કે મારે જે કહેવું છે એ હું કદાચ કહી શકી છું.

કોઈની બુદ્ધિના પાંજરામાં લાગણીનું પંખી થઈ
ટહુકયા કરવાનું મને મંજૂર નથી.
* * * *
માપસર બોલવાનું માપસર ચાલવાનું
માપસર પહેરવાનું, માપસર ઓઢવાનું, માપસર પોઢવાનું
માપસર હળવાનું, માપસર ભળવાનું,
આવું હળવાનું, ભળવાનું, માપસર ઓગળવાનું
મને આવું પીગળવાનું મંજૂર નથી.

આમ તો ગીત અનાયાસે આવે છે એ હકીકત છે પણ કયારેક મેં સભાન પ્રયાસ પણ કર્યો છે. આ પ્રયાસને કવિકર્મ જેવું મોટું નામ ન આપું પણ જે કર્યું છે એને ઉલ્લેખું તો ખરી. ઉપરની પંક્તિઓને એવી રીતે ઢાળી છે જાણે કે સ્ત્રીની આસપાસ ગોઠવાયેલા માપસરના સળિયા ન હોય !

જીવનમાં માણસ કયારેક point of no return ની પરિસ્થિતિ પર પહોંચતો હોય છે. જયારે જયારે આવી પરિસ્થિતિનો મુકાબલો કરવો પડે છે ત્યારે મને મનસુખલાલ ઝવેરીનું એક મુક્તક યાદ આવે છે :

જિંદગી ! ન્હોતી ખબર કે માત્ર તું તો છે ગણિત !
એક પગલું ખોટું ને ખોટો જ આખો દાખલો !
ના, ગણિત શાની ?
ગણિતમાં આંકડાં ભૂંસી રકમ પાછી ખરી માંડી શકાય,
જિંદગીમાં એ કયહીં ?

પણ આ તો થઈ મનસુખભાઈની કવિતા. પરિસ્થિતિ તો દરેક મનુષ્યે પોતે જ વેઠવી રહી. મને મારી પરિસ્થિતિમાંથી આવું એક ગીત મળ્યું :

કેવી મોટી ભૂલ કરીને અરે, આપણે બેઠાં
ઊંચે ઊંચે જઈ ન શકીએ.
નહીં ઊતરી શકીએ હેઠાં

એકવાર ઝાડની છાયામાં ફેલાયેલા તડકાને જોયો. મનમાં સ્હેજ વિચાર આવ્યો. આ તડકો કદી એની ચાંદનીને મળી શકશે ખરો ? ન મળવાનું દુઃખ હોય છે અને પામવા માટેની મથામણનો- ભલે એ નિષ્ફળ હોય તો પણ - કદીક આનંદ હોય છે. આવા વિચારમાંથી ગીતે કયારે ભાવલયનું સ્વરૂપ લઈ લીધું એ તો જાણું છું તો પણ પૂરેપૂરું જાણતી નથી :

ચાંદનીના ગીતો ગાતો ગાતો તડકો સૂતો ઝાડની તળે
ભરસાવનમાં ન્હાતો ન્હાતો તડકો સૂતો ઝાડની તળે.

એક દિવસ એમ થઈ આવ્યું કે પ્રેમનાં, આનંદનાં, વિષાદનાં રાધાકૃષ્ણનાં એવાં ગીતો તો લખીએ છીએ.- પણ આધુનિક જીવનની વિષમતાનું ગીત થઈ શકે કે નહીં ? ઝાડપાન ઉછેરવા એ મારો કવિતા અને સંગીત પછીનો બીજો શોખ છે. ઝાડને ખુલ્લામાં જોઈએ એ સહજ લાગે પણ ડ્રોઈંગ રૂમમાં જોઈએ તો એ ફર્નીચરનો ભાગ લાગે. આ ગીત લખતાં લખાતાં એવું પણ થયુ કે ડ્રોઈંગરૂમમાં પ્લાન્ટ છે તે અને અહીં આપણે ગોઠવાયા છીએ તે બન્નેમાં વૈષમ્યની વચ્ચે પણ કેટલું બધું સામ્ય છે !

એમ ઊભાં છે ઝાડ
જીવવા માટે આપણા જેવી
કરી દીધી તડજોડ

રાજેન્દ્ર શાહનું "કેવડિયાનો કાંટો" એક જમાનામાં ખૂબ સ્પર્શી ગયેલું ગીત. એનો લય લોહીમાં રમતો હતો. આ લય જ મારી પાસે આવી પંક્તિ લખાવી ગયો :

દુઃખના દિવસો વહી ગયા ને સુખના દિવસો આવ્યા રે
એક આકાશ એવું ઊગ્યું કે ક્યાંય નહીં પડછાયા રે

મારા અછાંદસ કાવ્યમાં આવો ભાવ અનેક વાર ઘૂંટાયો છે. મારા બીજા કાવ્યસંગ્રહ "ફિલાડેલ્ફિયા"માં Home sickness નામનું કાવ્ય છે. એની કેટલીક પંક્તિઓ અહીં ટાંકું છું :

અહીં જ્યારે વસંત ચેરી બ્લોસમથી રંગાઈ જાય છે ત્યારે મારું મન કેસૂડે મોહે છે.
ગ્રીષ્મના ગુલાબ ધરા પર પોતાના બિસ્તરા બિછાવી દે છે ત્યાં
હું ગુલમહોરની યાદથી આંખ લાલ કરીને રોઉં છું.

આવો જ ભાવ અહીં ગીતને રૂપે આવ્યો છે :

ફિલાડેલ્ફિયામાં ડહેલિયા ઍઝોલિયા
ગુલમહોર ને રાતરાણી મળતાં નથી
મેપલ ને બીચનાં ઊભાં છે ઝાડ
મને ચંપો ચમેલી અહીં મળતાં નથી.

કેટલાક માણસો નસીબદાર હોય છે કે એમની પાસે જીવનનો સ્પષ્ટ અભિગમ હોય છે. હું એવો તો દાવો નહીં કરું. કોઈક વાર મનની એવી અવસ્થા હોય છે કે "જે જે થયો પ્રાપ્ત ઉપાધિયોગ, બની રહો તે સમાધિયોગ" (ઉમાશંકર). મનની આવી અવસ્થામાં સુરેશ દલાલની એક પંક્તિ યાદ આવી. બીજી પંક્તિ તો કેમે કરીને યાદ નહોતી આવતી. યાદ આવી એ પંક્તિ હતી : આવે તેને આવવા દઉં જાય તેને નહીં રોકું. પંક્તિનું આ લયસૂત્ર બંધાઈ ગયું અને જીવનના અભિગમને પ્રગટ કરતું એક ગીત મળ્યું :

મળ્યું એટલું માણી લેવું નહી હરખ કે શોક
નહીં રાવ ફરિયાદ કશીયે નહીં રોક કે ટોક

અમેરિકામાં હજીયે એવા માણસો છે કે જેમની ભાષામાં સૌરાષ્ટ્રની તળપદી બોલીનો સ્વાદ હોય. આવું સાંભળીએ ત્યારે ગમે છે. અંગ્રેજી બોલી બોલીને અને અંગ્રેજી સાંભળી સાંભળીને જીભ અને કાન બન્ને થાકી ગયા હોય છે. પ્રસન્ન દામ્પત્યની પરાકાષ્ઠા હોય એવા યુગલને જોઉં છું ત્યારે મનને રાજીપો થાય છે. લોકોની વચ્ચે પણ આ યુગલ આંખથી વાતચીત કરી લે. આવા વાતાવરણમાં તદ્દન અંગત બેચાર યુગલો હતાં ત્યારે પુરુષે પોતાની પત્નીને કહ્યું : આંખને સખણી રાખો." સુંદરમની પંક્તિ યાદ તો હતી જ : "બધું છૂપે, છૂપે નહીં નયન ક્યારે પ્રણયના." મારો રસ સુંદરમની પંક્તિમાં નહોતો. પણ "આંખને સખણી રાખો"નો લહેકો બહુ ગમ્યો. "થાક ઊતર્યો કે નહીં." ગીત જેમ મારા શબ્દોમાંથી મળ્યું તેમ આ મને કોઈના શબ્દોમાંથ મળ્યું :

મને સાહ્યબાએ દીધી શિખામણ
કે આંખ તમે સખણી રાખો.
બાઈ પન્ના કહે નટવર નાગર
પન્નાને દેશો નહીં ગાળ
કાન એ કવિની મહામૂલી મૂડી છે.

મીરાંના પ્રસિદ્ધ ગીત, "સાંઇ મૈં તો પકડી આંબલિયાની ડાળ" પરથી મેં આધુનિક વિષમતાનું ગીત કર્યું. એનો લગભગ અસલ ઢાંચો જાળવીને :

એ તો પકડી બાવળિયાની ડાળ
આંબલિયા મળતો નથી
મારગને જોઈ જોઈ આંખો કંગાળ
શામળિયો ઢળતો નથી.

આ બધું લખું છું ત્યારે લખતાં લખતાં એક બીજી વાત પણ કહી દઉં. વિચાર આવ્યો કે પ્રેમાનંદના આખ્યાનના ઢાળમાં કશું કરાય કે નહીં ? એમાંથી જે મળ્યું તે આ :

એક ઘડી હરિ આવો આમ દર્શન અમને દિયો શ્યામ
ગામ આખામાં લાજી મરું હરિ હરિ કરતી ફરતી ફરું.
* * * *
અમને અહીં કોઈ વ્યથા નથી કહેવા જેવી કોઈ કથા નથી
નાયક પન્ના કહેતી એમ પ્રેમ થયો બસ એમ ને એમ

ઘાનાં છમકલાં કે છાનાં છાનાં છમકલાં - આવાં શબ્દજોડકાંઓ આવે છે ત્યારે મારે એટલો જ એકરાર કરવાનો કે કલમ આદતસે મજબૂર અને આવી મજબૂરી એ કદાચ દરેકને ભાગે આવતો શાપ છે.

દુઃખમાંથી સુખ શોધી શકું એટલી ભાગ્યવાન નથી એવી વાત ગૂંજી છે, પણ કવિતાએ મને જે સુખ આપ્યું છે એવું સુખ મને ક્યાંય મળ્યું નથી. મને કવિતા મળી એ મારું પરમ ભાગ્ય છે.

## રસ્તા [] જયા મહેતા

રસ્તા તો બધા સરખા જ હોય છે
કાચા રસ્તા પાકા રસ્તા
નાના રસ્તા મોટા રસ્તા
ક્યાંકથી આવે છે
ક્યાંક લઈ જાય છે...
ઘર મંદિર સ્મશાન સ્ટેશન
રસ્તાને તો બધું જ સરખું
રસ્તા
ક્યાંકથી આવે છે
ક્યાંક લઈ જાય છે...
રસ્તાને ક્યાં પગની ખબર હોય છે ?
પગને રસ્તાની ખબર હોય તો ઠીક.

રસ્તા
ક્યાંકથી આવે છે
રસ્તા
ક્યાંક લઈ જાય છે...

❑ મણિલાલ ગાલા ❑ કિશોર શાહ
(કચ્છી)

મારો ઉશ્કેરાટ જો
- ઊછરે છે અંદરોઅંદર -
મને જે વ્યાધિ છે
કાળજું કનડીને લોહી સાથોસાથ ચાલતી નથી
આંતરડાં હાથ જોડીને બેઠાં છે
બાહુ બન્ને ખદબદે છે કઢાયામાં
અને અસંખ્ય સોય નખ પર નાચે છે.

પલાયન થવું પડે છે ત્યારે
જ્યાં જવાનું નથી હોતું
પગથિયાં ઊતરવા માટે હોઠ તૈયાર બેઠા છે
પણ મારા વિના સૂનકારમાં કોણ હજી ઘૂમે છે?
હાડકાં પાધરાં હોય તો ચાલે અને
લોહીનો રેલો રસ્તો આપશે
ત્યારે સ્ટેશનવાળી ઊભી સડક કોઈ શહેરમાં નહીં જાય.

આંખમાં મોતિયો બાઝ્યો છે
તોય સીમમાં ઘૂમીને
બળતણનો ભારો ઊંચકીને
પછી ભૂંગા પર વળવું નથી
આપમેળે ફૂંકણીથી ચૂલો પેટાવી કોનું માંસ રંધાય છે?

સતાવતું માથું ત્યાં સૂઈ ગયું છે
અને ઊંઘમાં માછલીઓ સતાવે છે
મને સતાવતા અક્ષરના ચડિયાઓને/
તૂટેલા પગવાળા પાંખાળા તોખારોને
જમીન પર દોરવાવું પડશે
ત્યારે કેટલો તરફડાટ હશે?

ભૂંગો = કૂબો

❑ સુ.દ.

દીવો પોતે સળગી જઈને
કરે તિમિરની સેવા,
અમને તમારે ચરણે રાખો
હે દેવાધિ દેવા!

❑

### □ EILEAN NI CHUILLEANAIN

Alone I walk in a wood above Holyoke:
The white birch faces me, a peeled dead look.
Moonlit matt affronting the morning.

My skin is growing again, in air
Warm like a quilt. The trees
Are as close as a friend and a bottle.

Roadside gravel displays floodwater marks
And a scatter of wrappers thrown from cars.
Girdled with rust a white stone
Is disclosed among the husks, washed clean.

In the sky a pod full of people
Roars east to Boston.

### આ કોના રૂમાલમાં □ 'શૈલ'

ઊંઘી ગયો છે શબ્દ આ કોના રૂમાલમાં,
ઊગી રહ્યો છે અર્થ આ કોનાં રૂમાલમાં.

ત્યાં શબ્દ હોડીઓ બધી તરતી રહી અને,
ઊછળી રહ્યો છે અબ્ધિ આ કોના રૂમાલમાં.

વંટોળ એવો જાગ્યો કે થથરી ગયા શબદ,
વાતાવરણ છે સ્તબ્ધ આ કોના રૂમાલમાં.

મ્હેકાય સઘળા શબ્દ કો' ગુલની સુવાસમાં,
છે આ ગઝલ આબદ્ધ આ કોના રૂમાલમાં.

કવિતા



EILEAN NI CHUIL LEANAIN

## તાતાં તીર સાથે તઆરુફ કરાવતો જાવેદનો કાવ્યસંગ્રહ 'તરકશ'

**– રમેશ પુરોહિત**

ઝખ્મોં સે બદન ગુલઝાર સહી,
પર ઉનકે શિકસ્તા તીર ગિનો
ખુદ તરકશ વાલે કહ દેંગે
યે બાઝી કિસને હારી હૈ.

અહમદ ફરાઝના આ શેરની વાત તો સીધીસાદી છે. જરાક અર્થ જોઇ લઇએ. મારું શરીર જખમ જખમ ભલે થઇ ગયું હોય, ગુલઝારની લાલી અને જખમના લોહી લાલી ભલે એક થઇ ગઇ પણ એમના હારી ગયેલાં અને બુઠ્ઠાં સાબિત થયેલાં તીરોની ગણતરી ગણશો તો ભાથામાં તીર રાખીને ઊભેલાઓ કહી શકશે કે જીત કોની થઇ છે, હાર કોની થઇ છે. ખૂબ જ મજાના આ શેરમાં આપણે નિસબત છે શબ્દ 'તરકશ' સાથે. જનાબ જાવેદ અખ્તરના મુંબઇની તરો-તાજા આબોહવા લઇને આવેલા દીવાનનું નામ 'તરકશ' છે.

જાવેદ અખ્તરને આપણે એક મશહૂર ફિલ્મ પટકથા લેખક તરીકે વર્ષોથી જાણીએ છીએ. યાદ છે 'દીવાર' ફિલ્મ ? જાવેદ અને સલીમની જોડીએ એક આખો દાયકો ધૂમ મચાવી હતી. હવે બન્ને પોતપોતાની રીતે અલગથી લખે છે. જાવેદ અખ્તર કામયાબ પટકથા લેખક તો છે જ, પણ એ એટલા જ સફળ ગીતકાર અને શાયર છે. 'તરકશ' એટલે તીર રાખવાનો ભાથો. આપણે ઘણી વાર કહીએ છીએ કે "ફલાણાના ભાથામાં ઘણાં તીર છે." જાવેદના આ ભાથામાં પણ કરુણાનાં, ફાંકામસ્તીનાં, ખમીરનાં, ખુદ્દારીનાં અને ઊંડી માનવીય વેદના અને સંવેદનાનાં તાતાં તીર છે. તીરંદાજ અહીં ધાર્યાં નિશાન પાડે છે, કારણકે એની પોતાની વ્યથા વાંચતી વખતે આપણી વ્યથા બની જાય છે.

ઘર-બાર, પૈસા, ધન-દૌલત અને સગાંસંબંધી છોડી શકાય છે પણ વીરાસતમાં મળેલી ખાનદાની ફનકારી છોડી શકાતી નથી. જાવેદે ઘર-બાર છોડવું પડયું, સાવકી મા હતી. નાનાને ત્યાં કે માસીને ત્યાં બચપણ વીત્યું, ખૂબ નાની વયે માતાના અવસાનને લીધે દર-બ-દર ઠોકરો ખાધી પણ આ બધી આપત્તિઓ અને મુશ્કેલીઓએ એમનામાં રહેલા સંવેદનશીલ કલાકાર અને સર્જકને તરાશવાનું કામ કર્યું.

જાવેદ અખ્તરના પિતા પ્રગતિશીલ શાયર જાંનિસાર અખ્તર હતા. માતા સફિયા અખ્તર ઉર્દૂની પ્રસિદ્ધ લેખિકા હતી. મોસાળ પક્ષે પ્રગતિશીલ આંદોલનના સફળ કવિ તરીકે જેની ગણના થાય છે તે શાયર મજાજ એમના સગા મામા હતા. દાદા મશહૂર શાયર મુજતર ખૈરાદાબાદી હતા અને એમના પિતા પણ એટલા જ નામવર કવિ હતા. દાદી સઇદુન-નિસા 'હિરમા'ના તખલ્લુસથી શાયરી કરતા હતા અને ઉર્દૂના ઇતિહાસમાં કવયિત્રી તરીકે એમનું નામ બા-ઇજ્જત લેવાય છે. દાદીના પિતા દાર્શનિક, તર્કશાસ્ત્રી અને અરબીના શાયર હતા અને વધારે તો એ ગાલિબના મિત્ર

હતા. એમનું નામ અલ્લામા ફઝલે હક હતું અને એમણે જ 'દીવાને ગાલિબ'નું સંપાદન કર્યું હતું.

૧૮૫૭ના જંગે-આઝાદીમાં ભાગ લેવા માટે એમને અંગ્રેજોએ કાળાપાણીની સજા ફરમાવી હતી. આવી ભવ્ય, ઉજ્જવળ અને અદબી પેઢીઓનો વારસો લઈને આવેલા જાવેદ અખ્તરે વારસામાં મળેલી સાહિત્ય અને સર્જનની વીરાસતમાં વધારો કર્યો હોવાનું ડૉ. ગોપીચંદ નારંગે નોંધ્યું છે.

મુંબઈ જેવાં મહાનગરમાં શ્વાસ લઈ રહેલા આ શાયરની કવિતા શહેરી સભ્યતાના શાયરની કલમે લખાયેલી છે. શહેરી જીવનની બેબસી, વેદના, ભૂખ, છત વગરની જિંદગી, ભીડમાં પણ એકલતા, ગુમનામી અને નિષ્ફળતાઓ જાવેદે પળેપળે અનુભવી પછી જ સફળતાનો ચહેરો જોવા મળ્યો હતો. શહેરી સંસ્કાર એમના શબ્દોમાં અને ચિંતનમાં નજરે પડે છે. સમયે બતાવેલાં અનેક રૂપનો સાક્ષાત્કાર કરીને અનુભવેલી લાગણીઓનો પડઘો પડે છે. પોતાની ભાવના અને અનુભવના ભાથામાંથી પોતાને થયેલા અહેસાસના તીર છોડવાની અને ધાર્યું નિશાન પાડવાની શક્તિ વારસામાંથી તો મળી હતી પણ કદમ કદમ પર થયેલા જાતઅનુભવોએ એમની જિંદગીને ખૂબ જ તપાવી તપાવીને ઘડી છે એટલે એમના સર્જનમાં પોતાનો અવાજ સંભળાય છે.

'તરકશ'માં ગઝલ, નઝમ અને અછાંદસ રચનાઓ છે જેમાં ગમે-જાનાં અને ગમે-દૌરાં પ્રિયતમનું દુઃખ અને સંસારનું દુઃખ - જગ્યાએ જગ્યાએ ટપકે છે.

કવિ ક્યારેય પોતાના બચપણને ભૂલે નહીં. જાવેદનું બચપણ મા હતી ત્યાં સુધી ઠીક રહ્યું પણ પિતાની હૂંફથી વંચિત હતું એટલે બચપણને યાદ કરીને બે શેર કહે છે :

**મૈં બચપન મેં ખિલૌને તોડતા થા**
**મિરે અંજામ કી વો ઇબ્તદા થી**

દરેક બાળક રમકડાંઓ તોડતું હોય છે અને એક મૂકીને બીજા માટે દોડતું કે રડતું હોય છે પણ તોડવાની વાત રમકડાંથી શરૂ થઈ જીવનના દરેક મુકામ પર ચરિતાર્થ થતી રહી છે.

**કભી જો ખ્વાબ થા વો પા લિયા હૈ**
**મગર જો ખો ગયી વો ચીજ ક્યા થી**

બચપણ, યુવાની અને ત્રીસી સુધી સેવેલાં સપનાઓ સાકાર તો થયાં પણ આ બધું પામવાના અભરખા કે ઓરતાઓ દરમિયાન બાળક પોતાનું હાસ્ય, નિર્દોષતા અને નીડરતા ગુમાવે છે અને યુવાનીના રંગરેલીયાં મનાવવાના દિવસો સંઘર્ષ બની જતા હોવાથી એક ચીજ ખોવાઈ જાય છે એ પાછી ક્યારેય આવતી નથી.

એક શેરમાં જાવેદ પોતાની ફાટફાટ થતી ગરીબીએ ગુજારેલા સિતમનો અંજામ બ્યાન કરે છે :

**ગિન ગિન કે સિક્કે હાથ મેરા ખુરદુરા હુઆ**
**જાતી રહી વો લમ્સ કી નર્મી, બુરા હુઆ**

ખિસ્સામાં ગણ્યાગાંઠ્યા સિક્કાઓ હોય તો આપણે ખિસ્સામાં હાથ નાખીને ગણ્યા કરીએ છીએ. ગરીબ માણસ ખરીદી કરતી વખતે વારેવારે પૈસા ગણીને આગળ વધે

કવિતા

છે. જાવેદની આ અનુભૂતિ એમ ને એમ નથી આવી. સિક્કાઓ ગણીગણીને હાથ ખરબચડા થઇ ગયા છે અને સ્પર્શની કુમાશ જતી રહી છે. એમના સંઘર્ષની કહાનીનો એક અંશ એમના જ શબ્દોમાં જોઇશું તો સ્પર્શવંતી આંગળીઓ કેવી રીતે બહેરી થઇ જાય છે એનો ખ્યાલ આવશે :

દાદર એક પ્રોડ્યુસર કે ઑફિસ અપને પૈસે માગને આયા હૂં, જિસને મુઝસે અપની પિકચર કે કૉમેડી સીન લિખવાયે થે... ઑફિસ બંદ હૈ. વાપસ બાંદરા જાના હૈ જો કાફી દૂર હૈ. પૈસે બસ ઇતને હૈં કિ યા તો બસ કા ટિકટ લે લૂં યા કુછ ખા લૂં, મગર ફિર પૈદલ વાપસ જાના પડેગા. ચને ખરીદકર જેબમેં ભરતા હૂં ઔર પૈદલ સફર શુરૂ કરતા હૂં...

પછી તો ભાગ્ય પલટાયું એક પછી એક બાર સુપર હીટ ફિલ્મો આવી અને ગાડી-બંગલો. અને શાન-શૌકત આવ્યાં. દરેક કલાકાર અને સર્જક આવા સંઘર્ષ વેઠે પછી જ એમનું સર્જન પાણીદાર બનતું હોય છે. ત્રણ ત્રણ દિવસની ભૂખની યાદમાં શબ્દો તીર થઇને સોંસરવા નીકળે છે :

આંખ ખૂલ ગયી મેરી
હો ગયા મૈં ફિર જિન્દા
પેટ કે અંધેરોં સે
જહન કે ધુંધલકોં તક
એક સાંપ કે જૈસા
રેંગતા ખયાલ આયા
આજ તીસરા દિન હૈ - આજ તીસરા દિન હૈ.

નાનાનું ઘર, માસીનું ઘર પછી ભોપાલ અને મુંબઇ સુધીની સફર નાની ઉંમરમાં દર-બ-દરની ઠોકરો ખાઇને ઘડાયેલ સંવેદનામાંથી ટપકતા શબ્દો સમયની આકરી કસોટી કેવી હોય છે એની ધાર કાઢી આપે છે :

મૈં બંજારા
વક્ત કે કિતને શહરોં સે ગુજરા હૂં
લેકિન
વક્ત કે ઇસ ઇક શહર સે જાતે-જાતે
મુડકે દેખ રહા હૂં
સોચ રહા હૂં
તુમસે મેરા યે નાતા ભી ટૂટ રહા હૈ
તુમને મુઝકો છોડા થા જિસ શહરમેં આકે
વક્ત કા અબ વો શહર ભી મુઝસે છૂટ રહા હૈ

વીરાની આપણું સરનામું બની જતી હોય ત્યારે એવી શોધને ફૂલનું નામ આપવું એ કવિકર્મ છે જે જાવેદની કલમ સારી રીતે નિભાવે છે :

મેરે લહૂકા રંગ હૈ હર નોકે-ખાર પર
સહરા મેં હર તરહ હૈં મિરી જૂસ્તજૂ કે ફૂલ

વાસ્તવિકતા કઠોર છે એની ના નહીં, ટંટા-ફિસાદ, કોમી દંગલો, બે રોટીની

નાહતાશી, વિફળતા, બેવફાઈ અને મતલબનો માહોલ છે એની પણ ના નથી, પરંતુ જીવનની બીજી એક બાજુ પણ છે. નાનાં નાનાં બાળકોનું સોહામણું સ્મિત, સવારમાં સૂરજનું ઊગવું, હરિયાળી પર બાઝેલ મોતી જેવા ઝાકળની સુંદરતા, જાન-ફેસાની કરનારા લોકોનો પ્રેમ, સારા દોસ્તોની દિલોજાન દોસ્તી વગેરે બીજી બાજુ છે. ખારા સમદરમાં મોતી પાકે છે. જાવેદ અખ્તરની હવે પછીની શાયરીમાં આવાં હસીન ચિત્રો આવે એવી ઉમ્મીદ રાખીએ. જાવેદના મને ગમી ગયેલા કેટલાક અશઆરને માણીએ અને 'તરકશ'ને આવકારીએ :

અપની વજહે - બરબાદી સુનિયે તો મજે કી હૈ
ઝિંદગી સે યૂં ખેલે જૈસે દૂસરે કી હૈ.

ઇસ શહર મેં જીને કે અંદાજ નિરાલે હૈં
હોઠોં પે લતીફે હૈં આવાજ મેં છાલે હૈં

વો નહર એક કિસ્સા હૈ દુનિયા કે વાસ્તે
ફરહાદ ને તરાશા થા ખુદ કો ચટાન પર

ગૈરોં કો કબ ફુરસત હૈ દુઃખ દેને કી
જબ હોતા હૈ કોઈ હમદમ હોતા હૈ

ઉન ચરાગોં મેં તેલ હી કમ થા
ક્યોં ગિલા ફિર હમેં હવા સે રહે.

## બની બેઠેલ વિવેચકો [] હ. ભાયાણી

(સંસ્કૃત)

કાવ્ય - રચના - પથે
જેમણે નહીં કર્યો કદી ચરણપાત,
જેની ગહન શાસ્ત્રમાં યે ગતિ મંદ,
પીછ્યું નહીં શબ્દનો પાક સાધ્યે
  થતું કેટલું કષ્ટ,
જે મૂક ગુણદર્શને,
જે વિદગ્ધોની ગોષ્ઠિથી અણજાણ
એવા બની આજ બેઠા
કવિ - કાવ્ય - કપપટ્ટ !

## બાપુનો જન્મદિન ▯ હરીન્દ્ર દવે

આજ બાપુનો જન્મદિન
જ્યારથી સરકાર પાળે છે રજા
ત્યારથી કેમેય ભુલાતો નથી.

વાંચશું થોડા ગીતાના શ્લોક ?
'વૉઈસ ઑફ ઈન્ડિયા' જોવા જવું છે,
ક્યાં સમય રહેશે ?

ને ઉપવાસ ?
ના રે એમ દુભવ્યે જીવ
બાપુ તે કદી રાજી રહે ?

રાજઘાટ જશું ?
ચાલો, સુંદર જગા છે,
ટહેલશું થોડું
અને બે ફૂલ બાપુની સમાધિ પર મૂકી
કર્તવ્યનિષ્ઠા તો બતાવીશું.
ક્યાં બિચારાએ સહન થોડું કર્યું.
બે ફૂલનો તો હક અદા કરવો ઘટે.

પ્રાર્થનાના તો ન શબ્દો યાદ
પણ બાપુ સદા કહેતા હતા
કે હૃદય જો પ્રાર્થતું હોય તો સાચી પ્રાર્થના.

આ રજાનો દિન
હશે આકાશવાણી પર વધારે કાર્યક્રમ;
વ્યાખ્યાન કોઈ રાજનેતાનું
જવા દો,
ગ્રામ પર મૂકો નવી રેકર્ડ.

આજ બાપુનો જન્મદિન
ને રજા,
કેટલો જલદી દિવસ વીતી ગયો
જેમ બાપુનું જીવન !

## गान्धिबापूनां जन्मदिवसः ▫ हरीन्द्र दवे ▫ जशवंती दवे

अद्य जन्मदिवसः गान्धिमहात्मनः
यतः सर्वकारः अवकाशदिनरूपेण पालयति
ततः कथमपि न विस्मर्यते ।

अपि पठिष्यामः गीतायाः कांश्चित् श्लोकान् ?
अस्ति इच्छा 'वॉइस ऑफ इन्डिया' द्रष्टुम्;
किन्तु कुत्र अवकाशः ?

अपि च उपवासः ?
न, न, एवं जीवात्मनि पीडिते
गान्धिबापुः किं प्रमुदितः स्यात् ?

राजघाटं गमिष्यामः किं ?
चलत, सुन्दरं स्थानम्,
स्वल्पं विहरिष्यामः
अपि च बापुसमाधौ पुष्पद्वयं विन्यस्य
कर्तव्यनिष्ठां तु दर्शयिष्यामः ।
तपस्विना तेन किम् अल्पं सोढम् ?
पुष्पद्वयस्य अधिकारः तु तस्मै दातव्यः ।

प्रार्थनायाः शब्दाः स्मृतिपथे न आयान्ति
परं तु बापुः नित्यं कथयति स्म
हृदयं यदि प्रार्थयति सा एव वास्तविका प्रार्थना ।

अयं तु अवकाशदिनः
आकाशवाण्याम् अधिकाः कार्यक्रमाः स्युः
व्याख्यान कस्ये राजनेतुः
अस्तु तावत्,
ग्रामोफोनोपरि स्थापय नूतनां ध्वनिमुद्रिकाम्

अद्य गान्धिमहात्मनः जन्मदिवसः
अवकाशदिवसश्च
कियत् शीघ्रं व्यतीतः दिवसः
यथा गान्धिमहात्मनः जीवनम् ?

## बापू का जन्मदिन ❑ हरीन्द्र दवे ❑ सूर्यभानु गुप्त

आज बापू का जन्मदिन है
सरकार जब से देती है अवकाश
कभी भूलता नहीं तब से

पढ़ेंगे गीता के कुछ श्लोक ?
'वाइस आफ इंडिया देखने जाएंगे !
कहां समय रहेगा ?

और उपवास ?
अरे नहीं, जी को इस तरह कलपाना
क्या बापू को कभी अच्छा लगता ?

राजघाट चलेंगे ?
चलो बढ़िया जगह है.
टहलेंगे थोड़ा
और दो फूल बापू की समाधि पर रख कर
कर्तव्यनिष्ठा तो दिखाएंगे
बेचारे ने क्या कुछ नहीं सहा,
दो फूलों का हक़ तो अदा करता ही रहा.

प्रार्थना के शब्द तो याद नहीं
किंतु बापू कहते थे सदा
कि हृदय में भाव हो तो वही है सच्ची प्रार्थना.

यह अवकास का दिन
आकाशवाणी पर होगा अतिरिक्त कार्यक्रम,
व्याख्यान किसी राजनेता का.
जाने दो
ग्राम पर रख दो नया रेकार्ड

आज बापू का जन्मदिन है
और अवकाश
कितनी जल्दी बीत गया दिन
जैसे बापू का जीवन.

❑ મણિલાલ ગાલા ❑ કિશોર શાહ
(કચ્છી)

એની પાસેથી પૂછયા વિના લેવું તો કેટલુંય હતું
ક્યારે આવ્યો હતો આ વિચાર?
સ્મરણ જે ચીજ છે
તે દગાબાજ નીકળે છે.

માત્ર સવાલો સકંજામાં લેવા ઊભા હોય ત્યારે
તારાઓ ઓળખવાનું આકાશ ખૂલી જાય
ચંદ્રના અજવાળાને ભૂલી જઇ
શનિના વલયને ચુંબનો આપવાની યાદ આવી જાય
કાળી રાત વહેતી જાય કાળા તળાવ પાસે
રોજ બનતી નવી નિહારિકા આંખમાં બેસી આંસુ ટપકાવે
અંદરોઅંદર સતત બદલાવાની ક્રિયાનો વિલાપ
સમગ્ર ફલક પર તરે

સપ્તર્ષિના સવાલનું પૂંછડું અને
ખરતા તારા ઝૂંટવવાની મારી રઝળપાટ
વા-પાણી સાથે દોડ?
તેઓ પોતે જ મારાથી પહેલા ભાગતા રહે છે ચોફેર

અને આખા સવાલ પૂછતા આવડતા નથી
હું બોલું તો
અડધા ઉચ્ચાર મોમાં લટકે છે
અને ચગળતો રહું છું ફક્ત હોઠને.

❑ સુ.દ.

છૂટા પડતાં તેં મને કહ્યું હતું:
Before You miss me I will come back.
અને જ્યારે મેં પાછળ જોયું
ત્યારે મારી પીઠમાં ખંજર હતું
આ ખંજરને કારણે
મને તું છોડીને ગઇ છે એવું લાગતું જ નથી.

## જખ્મો [] ચેવતુશેન્કો [] મહેશ દવે
(રશિયન)

કંઈ કેટલીયે વેદના ને કેટલાયે ઘા સહ્યા છે
ઘસડાતા મારા ટાંટિયા ગોકળગતિએ ઘર વળ્યા છે
ને ક્યાં ફક્ત વીંધે છે આકરા શબ્દનાં બાણો ?
ફૂલ-પાંદડીથી પણ મને જાલીમ અરે જખ્મો થયા છે

હું હુંય ક્યાં નિર્દોષ ? જાણતાં-અણજાણતાં
ચાબખા ઠંડે કલેજે મેં સટાસટ વીંઝિયા છે
વાતમાં ને વાતમાં એવા ઘણાને દુભવ્યા છે
જાણે બરફની પાટ પર ખુલ્લે પગે ડગલાં ભર્યાં છે

નાની અમથી વાતમાં વાંધા મને મોટા પડયા છે
પણ બીજાને છેડવા તીક્ષ્ણ મેં શસ્ત્રો સજયાં છે
નિકટના મારાં બધાંના, જાનથી પ્યારા બધાંના
ઠેર ઠેર ખંડેર પર પગલાં મારાં, કેમ પડયાં છે ?

## WOUNDS ■ YEV TUSHENKO

I have been wounded so often and so painfully,
Dragging my way home at the merest Crawl.
Impaed not only by malicious tongues-
One can be wounded even by a petal.

And I myself have wounded - quite unwittingly
with casual tenderness while passing by,
And later Someone felt the pain.
It was like walking barefoot over ice.

So why I step upon the ruins
of those most near and dear to me,
I, who can so simply and so sharply wounded
and can wound others with such deadly ease ?

**જખમો** [] **યેવતુશેન્કો** [] **મહેશ દવે**
(રશિયન)

કેટલીયે વાર ભારે દર્દ સાથે હું ઘવાયો છું,
જાણે ઘૂંટણિયે પડી ચાલતો હોઉં એમ ઘસડાતો ઘસડાતો ઘેર ગયો છું.

માત્ર મેલી-ઘેલી ઝેરીલી જબાનથી જ ઘા નથી પડતા,
ફૂલની પાંદડીથી પણ કોઈને જખમ થઈ શકે છે.

મેં પોતે પણ સાવ જાણે-અજાણે, ઠંડે કલેજે
કેટલાંયને હાલતાં ચાલતાં જખમી કર્યાં છે;
અને પછીથી કોઈક તેનાથી દુભાયું છે
જાણે ઉઘાડે પગે બરફ પર ચાલવું પડયું ન હોય !

હું આમ સહેલાઈથી છેડાઈ છંછેડાઈ જાઉં છું.
અને મરણતોલ સરળતાથી કોઈકને જખમ કરી બેસું છું.
શા માટે મારી નિકટના પ્રિયજનોનાં
ખંડેર પર હું પગલાં માંડતો હોઈશ !

[] **ઘસાડોરા ડન્કન** [] **મહેશ દવે**
(અમેરિકન)

મારી તો પરમાર પાતળી, શ્વેત સુંવાળા હાથ
હૈયું રાજી રાજી કરતી એવી છે તહેનાત

ફૂટ્યાં સ્તનના બે બલગોટા ગોળગોળ મધમીઠાં
ભૂખ્યા મારા મુખને દેતા આમંત્રણ અણદીઠા

ખિલખિલ ઊઠી દીંટડીઓ બે તીણી અને ગુલાબી
તરસ્યો મારો આતમ એનો શોખીન અને શરાબી

એની હેઠળ છાનુંછપનું થાનક કશું હૂંફાળું
તાજમતાજો મારો ચહેરો સ્તનથી હું પંપાળું
મધમાખીનાં ટોળાં જેવાં ચુંબન મારા સાથળ વચ્ચે પેઠાં
નિતંબ નાજુક બેઉ ભીંસીને હોઠ થયા છે એંઠા

[] **સુરેશ દલાલ**

હું જ્યારે બીજ વાવું છું
અને કોઈ મારા પર
વીજળી થઈને તૂટી પડે છે
એને હું શયતાન કહું છું.

હું માંડ માંડ મારા ઝાડને ઉછેરું છું
અને કોઈ ફૂલ-પાન તોડી નાખે છે,
આકાશને ચૂમવા મથતા
મારા ઝાડને
કોઈ કઠિયારો આવીને
કુહાડે કુહાડે કાપીને મૂળથી ઉખેડી નાખે છે,
એને હું શયતાનનો પણ શયતાન કહું છું.

અને ચીસ પાડું છું
કે ભગવાન તું ક્યાં છે ?
કે પછી તારામાં ને એનામાં
કશો ફેર નથી ?

[] **મૌલિક મઝુમદાર**

શિખર પર એક સૂર્ય છે
જે આથમતો નથી
અને ચંદ્ર ઊગતો નથી.
સાંજ વિનાની મારી સાંજમાં
એક જખમ વહ્યા કરે છે
પહાડની ભીતર વહેતા
એક મરણશીલ ઝરણની જેમ.

**उम्मीद** ☐ देवमणि पांडेय

बचपन में दादी के
झुर्रीदार चेहरे को
अपनी कोमल हथेलियों से छूकर
मैंने हमेशा यही महसूस किया
की ज़िंदगी जब
कांटों के बीच खड़ी होती है

उस वक़्त उसकी उम्र
बहुत बड़ी होती है.

बचपन में मुझे भी जीवन
बहुत भला लगता था
आंखों में हमेशा
इंद्रधनुष खिला रहता था.

मगर मेरी हथेलियां अब
उतनी मुलायम नहीं रहीं
ज़िंदगी के नाम पर आंखों में
एक अजीब-सी दहशत समाई है
लगता है, दादी के चेहरे की झुर्रियां
मेरी हथेलियों पर उतर आई हैं.

एक रोज़ जब तपती हुई धूप में
गुलमोहर खिलखिलाया
तो मेरे मन में विश्वास का
एक अंकुर लहलहाया
कि ज़िंदगी अब भी
[illegible] बड़ी हो सकती है
और तपती हुई धूप में
गुलमोहर की तरह हंसते हुए
खड़ी हो सकती है.

☐ સુ.દ.

એક સોયમાં સાત દોરાને
પરોવવા નકામ,
વેરણછેરણ મોતી માટે
ધાગો એ જ વિશ્રામ.

## પોતપોતાનું [] ભરત ભટ્ટ 'તરલ'

પોતાને પામવા માટે છે દર્પણ પોતપોતાનું,
તથાપિ બિંબમાં ફેલાય છે રણ પોતપોતાનું.

અહીં પ્રત્યેક જણને પોતપોતાની જિજિવિષા,
પોતાને ઝૂરવા પર્યાપ્ત કારણ પોતપોતાનું.

આ મારાં ટેરવાંઓ જડભરત, મૂંગાં અને અનપઢ;
કરે છે કેશરાશિમાં એ ઘર્ષણ પોતપોતાનું.

દિશા નહોતી, અરણ્ય નહોતાં, કશીયે ઝંખના નહોતી;
તમે ક્યારેય સૂંઘી જોયું છે બચપણ પોતપોતાનું.

કદીયે એ જ આદિમ અક્ષરો ઉકલી નથી શકતાં,
નહિતર શબ્દ સાથે હોય સગપણ પોતપોતાનું.

## પરાપૂર્વથી [] ભરત ભટ્ટ 'તરલ'

પ્રતિબિંબનો પ્રશ્ન ક્યાં ઉકલે છે,
અરીસામાં ચહેરા ઊગે-આથમે છે.

છવાઈ ગયાં તીડની જેમ માણસ,
છતાં આ નગર મોલથી લથબથે છે.

પરાપૂર્વથી આપણી બેઉ આંખો,
હથેળીમાં ક્ષણને ચીતરવા મથે છે.

હું તો ફક્ત છું અર્થનું એક પહેરણ,
મને શબ્દ ખીંટી ઉપર ભેરવે છે.

મૂળાક્ષરની માફક તને ઘૂંટીએ, પણ-
તું પાટીમાં અક્ષર રૂપે ક્યાં મળે છે?

## તરંગલંબાઈ ❑ ભગવતીકુમાર શર્મા

ગઝલ

આપણી આ તરંગલંબાઈ :
જાણે સાથે ખીલ્યાં જૂઈ - જાઈ.

મહેક ફાટી પડી ને ફેલાઈ;
તારા શ્વાસોની સાથે સરસાઈ !

ગ્રીષ્મની ભરબપોરે શોધું છું;
ગુલમહોરોની ગુલમહોરાઈ.

જળ - પવનની થતાં જુગલબંધી
હોડી હાથે કરી હલેસાઈ.

મોહનિદ્રામાં જિંદગી ડૂબી;
મોતની કેવી મીઠી ખેંચાઈ !

❑ સુરેશ દલાલ

ભવભવની આ અનુભવ-ગઠરી લઈ જગતમાં ઘૂમું છું
ધરતી પર હું રહું છતાંયે કદીક આભને ચૂમું છું.

ફૂલ અને તારાની વચ્ચે એક શૂન્ય અવકાશ છે મારો,
શૂન્ય થઈને રહું શૂન્યમાં: વહી રહું જાણે વણઝારો.
હું મારામાં મસ્ત રહીને સૌની સાથે ઝૂમું છું,
ભવભવની આ અનુભવ-ગઠરી લઈ જગતમાં ઘૂમું છું.

હરણાં જેવું કૂદી પડતાં ઝરણાં જોયાં, અડીખમ કેવાં તરણાં જોયાં.
પ્રાળ ડાળ પર મનગમતું ગૂંચવાઈ ગયેલા વાયુના ઉપરણા જોયા.
હું મારામાં ઊગી ઊગીને હું જ મારામાં ડૂબું છું,
ધરતી પર હું રહું છતાંયે કદીક આભને ચૂમું છું.

**કિશોર શાહ**

મનને આટલું આળું, સુંવાળું ન રાખીએ
મનમાં થોડું થોડું અજવાળું રાખીએ

શબ્દોનાં તીર ભલે સુસવાતા આવે
પણ આપણે તો ઢાલ જેવા રહીએ
અમથું અમથું કશું મનમાં નહીં લેવું
ને આપણે વ્હાલ વ્હાલ થઈને અહીં વહીએ

આપણી પાસે છે આપણો ઉજાસ
ક્યાય ધાબું કાંઈ કાળું નહીં રાખીએ

લોકોને જીભ છે ને લોકો તો બોલશે
પણ આપણે સંભાળવાના કાન
બહારના તોફાનને અંદર નહીં આણીએ
આપણી સતેજ સાનભાન

મનને નાદાન નહીં: પણ નિરાળું રાખીએ
મનમાં થોડું થોડું અજવાળું રાખીએ.

**ૐ નિરંજન ઉદાસ**

પોકળ અવાજ વચ્ચે વિસ્મય ઉછેરવાના,
ઘોંઘાટમાં પ્રયત્નો છે લય ઉછેરવાના.

**કિશોર શાહ**

તારી યાદમાં
મેં ચાંદની ઓઢી
અને
ચંદ્ર નિર્વસ્ત્ર થઈ ગયો

## કવિતા - '૭૦ ▢ નીરેન્દ્રનાથ ચક્રવર્તી ▢ અભિજિત કશ્યપ
(બંગાળી)

કોઇ એક કવિતા જાણે સુતાનુટી-ગોવિંદપુરની
એ રાતનું સ્મરણ કરાવે છે.
કોઇ એક કવિતા જાણે અચાનક
ખેંચીને ઉતારી નાખે છે મેદાનનો હર્યોભર્યો ગલીચો.
ગંગાસાગર તરફ આગળ વધતી યાત્રીઓ ભરેલી નાવને
કોઇ એક કવિતા જાણે વિનાકારણ ગુસ્સામાં અનાયક
લહેરોમાં ડુબાડી દેવા ઇચ્છે છે.
કોઇ એક કવિતા જાણે યુવતીના નખ, હોઠ, જાંઘ, હાથની મુદ્રામાં
વિષાક્ત ફૂલની જેમ પ્રસ્ફુટિત થાય છે.
કોઇ એક કવિતા જાણે આંધીની વચ્ચે બની જાય છે
નિયતિની સ્વરવાહિકા.
થોડા દિવસ માટે કોઇ ઠેઠ બંગાળી ગામની સફર
કરીને
કવિતા ફરીથી આ નગરી વચ્ચે પાછી આવે છે.
કંપી ઊઠે છે ઘરબાર.
સંગ્રહાલય, રંગમંચ, ફૂટબૉલ - ગૅલેરી, સ્કાયસ્ક્રેઇપરની પાસે
કોઇ એક કવિતા આક્રમણ કરે છે અને
આતંક ફેલાતો જાય છે ચારે તરફ.
કોઇ એક કવિતા જઇને ફાટી પડે છે ચૉકમાં.
વૃક્ષો મૂળમાંથી કંપી ઊઠે છે, ગભરાઇ ગયેલા પંખી
ટોળામાં
ઉજ્જડ માળા છોડીને અંધારા આકાશમાં ઊડી જાય છે.
અંદર જોઇએ તો લાગે છે
જેના હોવાથી બધા ખુશ થાય, બધે જ સુરક્ષા થાય, આજે
અદશ્ય કાળપ્રવાહને કારણે
કોઇ એક કવિતા જાણે એવી બની નથી શકતી.
'હાર જોઉં છું, દેખાય છે
ો - લીલો - લાલ, પીળો - લીલો - લાલ

ટ્રાફિકનો ત્રિનેત્ર-પ્રકાશ
બળે છે, બુઝાય છે, બળે છે, બુઝાય છે. પણ ક્યાંયે
કોઈ ગાડીબાડીનાં નિશાનેય નથી.
ફૂટપાથ પર ભિખારી નથી. રસ્તા ખાલી છે. મુખ્ય દેવળની
દીવાલ પર પાછી ફરતી ચાંદની ઊતરી છે ફૂટપાથ પર.
એમની જ વચ્ચે એક તરફ સતત
ટ્રાફિક – સિગ્નલ ચૉકમાં કરે છે ઇશારા. બીજી તરફ
બંગાળની ખાડીમાંથી સૂસવાટા કરતી દોડતી આવે છે હવા, અર્ધીરાતે
અચાનક કલકત્તાની છાતીનું પિંજર કંપી ઊઠે છે.

## મૂળ છે ◻ ભગવતીકુમાર શર્મા

ગઝલ

હું વૃક્ષ છું ને મારાં આ માટીમાં મૂળ છે;
આંખોનાં જલપ્રવાહનાં તાપીમાં મૂળ છે.

શેરીઓ સાંકડી અને હૈયાની મોકળાશ;
જાણે ગરુડરાજનાં કીડીમાં મૂળ છે.

ચોમાસું થઈને આવું છું વરસોવરસ અહીં;
કોઈ કવિની પ્રેમની બાનીમાં મૂળ છે.

અવશેષ હું હતો અને અવશેષ હું રહીશ;
છું તૃણબ્રહ્મ, મારાં આ પૃથ્વીમાં મૂળ છે.

પ્રગટી ઊઠો ઋચાઓ સત્ત્વ સામ વેદની;
પીળી પડેલી પોથીનાં લોહીમાં મૂળ છે.

## હાઇકુ ❑ પન્ના નાયક

છાબડીમાંનાં
પારિજાત, વીણેલાં
પરોઢ ગીતો

ઉડાઉ આભે
ખરચી નાંખી બધી
જળકમાણી

ઉકેલું છું હું
એના ચૂમ્યા હોઠની
મરોડ લિપિ

પાડોશી બાજુ
ગરતાં પારિજાત-
માળી તટસ્થ

વરસતો સ્નો
શ્વેત ઘોંઘાટ કરે
આંખને ગમે

એનાં મળતાં
ભોંયે બેઠું નસીબ
ગાદીતકિયે

ઝાકળબિંદુ
ગુલાબપાને, કરે
નકશીકામ

અમાસ રાતે
ચંદ્ર શોધવા, મળી
તારાની ઠઠ

ભીના દિવસો-
કયા તપથી કરું
સૂર્ય પ્રસન્ન ?

અંગ સંકોરી
પોઢયું છે પતંગિયું
પુષ્પ પલંગે

દરિયો આખો
માછલીનાં આંસુથી
થૈ ગયો ખારો

લાવજે એક
દરિયો, જેમાં તૂટયું
ન એકે વ્હાણ

પતંગિયાંને
ફૂલોની વચ્ચે ગમે-
આપણી જેમ

આંખે સમાવ્યો
એને, નાની પડી બે
હાથની બાથ

મુરબ્બી પ્રિય સુરેશભાઇ,

'કવિતા' દ્વૈમાસિકના ડિસેમ્બર, ૧૯૯૫નાં અનૂદિત અને તંત્રીનાં કાવ્યો બાદ કરીને, મૌલિક કાવ્યોમાંથી મને ઉત્તમ લાગે તે કૃતિ જણાવવાનો તમારો આદેશ, મારા અધિકારનો વિચાર કર્યા વગર માથે ચઢાવું છું. કવિતા રસપૂર્વક વાંચું છું. પ્રસ્તુત અંકનાંય બધાં જ કાવ્યો વાંચ્યાં છે.

ભગવતીકુમાર શર્માની 'ઝરમરે કોઈ' ગઝલ મને સવિશેષ સ્પર્શી ગઇ. ગઝલમાં કેટલીક વાર એવુંય બનતું હોય છે કે એના બધા શેર એકસરખી ઊંચાઇ તાગતા ન હોય. આ ગઝલના તો બધા જ શેર હૃદયસ્પર્શી છે. ગઝલને, કવિતાને શું કરુણ રસ શેષ ભાવે ? ન જાને.

ભગવતીકુમાર શર્માને અભિનંદન

- કોકિલા મનકરમી

## ગઝલ સપ્તક

### □ આદિલ મન્સૂરી

૧

મળશે અવકાશનો કિનારો પણ
શૂન્યતામાં હશે ઉતારો પણ

શબ્દ તડકામાં ધગધગે રણ થૈ
શબ્દ દરિયો ને ખારો ખારો પણ

માત્ર તારું જ નામ હોઠો પર
મનમાં તારા જ છે વિચારો પણ

વિસ્મરણની ઉદાસ સંધ્યાએ
આપના નામનો સહારો પણ

શેર સંભાળજો પછી; પહેલાં
એકેક શબ્દને મઠારો પણ

તારી ખુશ્બૂ બધે જ ફેલાવે
આ પવન તો ઘણો નઠારો પણ

ખુદની ખામોશી સાંભળું આદિલ
અટકે જો અન્યનો લવારો પણ

૨

બંધ સૌ થાય છે બજારો પણ
લો ઉઠાવો હવે પથારો પણ

ચારે બાજુ પરિચિતો જ હતા
ચોતરફથી થયા પ્રહારો પણ

હાથ મૂકો હૃદય ઉપર આવી
દિલમાં ભળભળતી આગ ઠારો પણ

### ❐ સુ.દ.

ગાભા જેવી સલામતીને
લઈને શાને ફરવી ?
એના કરતાં પોતાને બળ
જિંદગી આખી તરવી.

ક્યાંથી આવે છે; જાય છે પણ ક્યાં
પાનખર...ને પછી બહારો પણ

ચોપડી છે બધે સ્મશાનની રાખ
જિંદગીનો જુઓ ઠઠારો પણ

રોશનીથી ભરી ગયો સઘળું
આભથી તૂટતો સિતારો પણ

ચાલુ બસમાં ગઝલ લખી આદિલ
જો સુધારી શકો સુધારો પણ

૩

સૂર્યને લાખ આવકારો પણ
એનો ચઢતો જ જાય પારો પણ

કોઈ સમજે સરસ્વતી કેવળ
કોઈને કાફી છે ઇશારો પણ

છાંયડે છાંયડે મળી મંજિલ
માર્ગમાં વૃક્ષની કતારો પણ

ક્યાંક કોરા રહી ન જાવ તમે
એ તો વરસે છે એકધારો પણ

એક પગ તો કબરમાં લટકે છે
જીવવાનો છતાં ધખારો પણ

કહેજો ટમટમતા દીપને કે તને
શોધતી આવશે સવારો પણ

ઈંટ પર ઈંટ ગોઠવી આદિલ
વચ્ચે ભૂલી ગયા રે ગારો પણ

૪

ભલે હોય આજ મારો પણ
હતી કાલ તારો વારો પણ

❑ સુ.દ.

ભલે સંબંધ એ અકબંધ લાગે
પણ કદીક, ક્યારેક તૂટે,
કોઈની ડંફાસ કદી ન ચાલે
જ્યારે અંજળ ખૂટે.

પગ તળે ધારદાર તલવારો
મસ્તકે સર્પનો જ ભારો પણ

આ ગગનચૂંબી ચણતરો સાથે
રોજ ખોદાય છે મઝારો પણ

પૃથ્વી હો સ્વર્ગ હો કે નર્કાગાર
માણસોથી બધે પનારો પણ

એક પળમાં જ સળગી જાય બધું
જોખમી હોય છે તિખારો પણ

આ ગઝલ તો વહેતી ગંગા છે
ના નથી કોઈનો ઇજારો પણ

ચાર દિવસની ચાંદની આદિલ
કોઈની યાદમાં ગુજારો પણ

૫

ચોતરફ આપ હાથ મારો પણ
શૂન્યતાનો ન આવે આરો પણ

આવ કે આવી તક નહીં આવે
ને સમય છે ઘણો જ સારો પણ

હઠ કરે છે તને જ જોવાની
દિલને હરરોજ લાખ વારો પણ

પ્રગતિના યુગમાં માનવી માટે
થાય દુખમાં સતત વધારો પણ

જિંદગીના જુગારખાનામાં ——
દાવ જીતો ને દાવ હારો પણ

કોઈની આંખમાં અમી વરસે
કોઈની દૃષ્ટિમાં વિકારો પણ

## ▯ સુરેશ દલાલ

એક ઝાડની ડાળી ઉપર
બે પારેવાં કેવાં
ઝૂલ્યા કરે છે જોવા જેવાં
વૃક્ષનાં લીલાં પાનની વચ્ચે
લપાઈ જઈને
દુનિયાથી બસ દૂર રહીને
પીડા વિનાની ક્રીડા કરે છે
ધરતી-આભની સાથે નાતો
આનંદ ક્યાંયે છે નથી સમાતો
ઊજળો ઊજળો તડકો કેવો
એની આસપાસ
સસલા જેવો થઈ સુંવાળો
આમતેમ બસ હરેફરે છે.
તારી કેવી કૃપા દેવા !
કે એક ઝાડની ડાળી ઉપર
બે પારેવાં કેવાં
ઝૂલ્યા કરે છે જોવા જેવાં.

ક્ષત્રુઓને ક્ષમા કરી આદિલ
દોસ્તીના કરો કરારો પણ

૬

કોઈ પણ નામ મનમાં ધારો પણ
એને હળવે રહી પુકારો પણ

એક તરફ એકલો અટલ કોઈ
એક તરફ સેંકડો હજારો પણ

એક તરફ કિલ્લાની અડીખમતા
એક તરફ શત્રુનો ધસારો પણ

એ સતત હાજરાહજૂર બધે
જો નકારી શકો નકારો પણ

રોજ તૂટ્યા કરે કશું અંદર
બહારથી ક્યાં સુધી સમારો પણ

સૂર્ય ઊગે છે સૂર્ય ડૂબે છે.
કે પ્રથમથી જ છે એ ધારો પણ

આ તમારી જ છે કબર આદિલ
લો હવે પગ જરા પ્રસારો પણ

૭

સાંજ પાછળ સતત સવારો પણ
જો વિચારી શકો વિચારો પણ

માત્ર બે-ચાર શ્વાસ બાકી છે
જો પધારી શકો પધારો પણ

માથા ઉપર ફરી વળ્યાં પાણી
જો ઉગારી શકો ઉગારો પણ

[] મૌલિક મજુમદાર

રાતનું કાળું પંખી
ઊડતું ઊડતું આવે છે
અને ક્યારનું
મારા અવાજ઼ ખંડમાં
પોતાનો માળો બાંધે છે
હું ચૂપચાપ
આ બધું જોયા કરું છું
તારા વિનાની
મારી સાવકી આંખે.

શૂન્યતામાં ભળી જવું અઘરૂં
દેહ ધારી શકો તો ધારો પણ

એ ચરણરજ તો અર્શ પર પહોંચી
જો ઉતારી શકો ઉતારો પણ

ઠાલવી દો હૃદયની વાત બધી
છે ગઝલનો પ્રથમથી ધારો પણ

સ્પર્શતાવેંત ઊઘડયા આદિલ
આજ કાબાનાં બંધ દ્વારો પણ

## ગમે છે (ગઝલ)□ ભગવતીકુમાર શર્મા

પ્રતિબંધિત ફળો ખાવાં ગમે છે;
કે તારાં સ્વપ્ન આંખોમાં રમે છે.

હું તો કેવળ ગુજારું છું દુઆઓ;
બધું તારા હિસાબે - જોખમે છે.

મરણ ચાલ્યું ગયું વિજયી બનીને;
હજી જીવન પરંતુ સમસમે છે.

તરસ, રણ, રેત, ડમરી, ઝાંઝવાંઓ;
બધુંયે પોતપોતાને ક્રમે છે!

ગ્રહી લ્યો સ્થાન એનું તારલાઓ!
કે મારો સૂર્ય આજે આથમે છે.

દિશાઓનાં નથી બંધન હવે કંઈ;
ગમે ત્યાંથી હતાશા આક્રમે છે.

લગીરેક વાર છે મોં સૂઝણાની;
હજી બે-ચાર તારા ટમટમે છે.

કવિતા : વૈભવ મનવાચાનો...
તંત્રી : સુરેશ દલાલ
સળંગ અંક : ૧૭૧
વર્ષ - ૨૯ : અંક - ૩ : ફેબ્રુઆરી ૧૯૯૬
મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ



# કવિતા



**ખાસ સૂચના :** કોઈ પણ કાવ્ય એક વખત બીજે ક્યાંય છપાયેલું હોય તે ફરીથી મોકલવું નહીં. **અપ્રગટ કાવ્ય જ મોકલવું. પ્રસિદ્ધ થતા લેખોના અભિપ્રાયની જવાબદારી લેખકની છે.**

**સૂચના :** વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તોપણ પોસ્ટકાર્ડ, ઈનલેન્ડ લેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફૂલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સરક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થવા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટ્સ વિભાગ સાથે કરવો.

**લવાજમ : દેશમાં ૮૦/- રૂપિયા, પરદેશમાં સીમેલ રૂ. ૧૭૦/-, ઍરમેલ રૂ. ૨૭૦/-, આ અંકના ૧૫/- રૂપિયા**

બહારગામનું લવાજમ "SAURASHTRA TRUST"ના નામથી મનીઑર્ડર/ડ્રાફ્ટ મોકલવા વિનંતી.

પત્રવ્યવહારનું સરનામું : સર્ક્યુલેશન મૅનેજર, જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, કોટ, પોસ્ટ બૉક્સ ૬૨, મુંબઈ-૧. T.P. 2870831, FAX No. 022-28740,

મુદ્રક અને પ્રકાશક : સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી ધીરુભાઈ દેસાઈ, જન્મભૂમિ કાર્યાલય, જન્મભૂમિ માર્ગ, કોટ, મુંબઈ-૧.

મુદ્રણસ્થળ : મે. પ્રીન્ટેજ પ્રા. લિ. સન મિલ કમ્પાઉન્ડ, સન મિલ રોડ, લોઅર પરેલ, મુંબઈ-૪૦૦ ૦૧૩

## એકો રસઃ કરુણ એવ [] ઉશનસ્

(શિખરિણી - સૉનેટ)

ન જાને મર્યાદા કશી અટળ, જાયે ન સમજી,
વિધાતાએ મૂકી અશીકશી નિગૂઢા નિયતિમાં;

બધાયે આરંભો સરસ ઉપડ્યા'તા; પણ સીમા
ન જાને ક્યાંથીયે પ્રગટ થઈ સંકોચન ત્યજી!

ન સંબંધો કાજે સગવડ કશી પૂર્ણ ખીલવા,
જરી ખીલે ત્યાં તો દલ પડી જતાં મ્લાન ફૂલનાં;

દિસે એવું કો કારણ પણ નહીં, કોઈ ભૂલ ના,
અને તોયે ગ્લાનિ પ્રગટ, પડી ગૈ રે મધુ હવા;

હવે આનંદોની કથળી ગઈ છે ઈન્દ્રિય વીલી,
હવે ના આવેગો; ઊઘડી પળ વ્યોમે અરુણિકા

થઈ રહે છે અંતે શગ વળી જવાની કરુણિકા;
વિષાદે પૂરો ના અનુભવું હું, ચિત્તંત્રી જ ઢીલી;

અરે, આ તે કેવી મુજ નિયતિ કે શાપ જ સહુ
ચહું કે ધિક્કારું,
રિપુ હો કે પ્યારું,
બધે ચહેરે આગોતરું જ લખ્યું કારુણ્ય કે લહું!
[]

## બધું જ પ્રતીકાત્મક ▯ ઉશનસ્

(પૃથ્વી સૉનેટ)

પ્રતીક અહીં તો બધું જ, કશી પૂર્ણતા વ્યંજતું!
બધું જ અહીં તો પડ્યું અડકીને જ અન્યોન્ય ને,
મહેન્દ્ર ધનુવર્ણ શું સ્રજયું સળંગ કો તાંતણે,
કલાપ મહીં વર્ણના! નહીં પૃથક્કૃતિ ગાંઠતું;

સુક્ષીણ દુરવાંકુરી પ્રતિપદા નામે જ્યાં ખૂલે
ધરે વલયવ્યંજના તરત પૂર્ણિમાની અડી;
કશું અલગ ના અહીં, કડી થકી કડી છે જડી!
અતૂટ; અહીં ફૂલની, ફલની વ્યંજના છે મૂલે!

પછી જનમ શું? અને મરણ શું? બધું ઠીક છે;
સળંગ સ્રજયું એકમેક મહીં, દૂર પાસે ય શું?
અણુ મહીં જ છે અનંત, પછી છૂટું કૈં છેય શું?
પડેલ સ્મિતને દરેક અડી આંસુનો છેક છે!

બધી જ ક્ષણ સૂચવી રહી પડી અડી શાશ્વતી,
બધી જ અહીં સાન્તતા ઊઘડી રહે અનંત પ્રતિ!
▯

### ▯ કિશોર શાહ

બંધ દરવાજે
જવાબ મળશે એવી આશામાં
ટકોરા મારતો રહ્યો
પણ
મને ખ્યાલ ન રહ્યો કે
દરવાજાને હોઠ નથી

## I Am Not There

Do not stand at my grave and weep
I am not there. I do not sleep
I am a thousand winds that blow
I am the diamond glints on snow
I am the sunlight on ripened grain
I am the gentle autumn rain
When you awake in the morning rush
I am the swift uplifting rush
Of quiet birds in circled flight.
I am the soft stars that shine at night.
Do not stand by grave and cry
I am not there; I did not die

ચોવીસ વર્ષનો બ્રિટિશ યુવાન સ્ટીફન કમ્મિન્સ બ્રિટિશ સેનામાં હતો. આઇ.આર.એ. (આઇરિશ આતંકવાદીઓ)એ ગોઠવેલી માઇન ફૂટતા સ્ટીફન, બેઠો હતો તે વાહન સાથે, પંચમહાભૂત પવનમાં ફંગોળાયો. તેણે માત-પિતાને સીલ કરેલું એક પરબીડિયું આપી રાખેલું. તે પાછો ન આવે તો પરબીડિયું ખોલવાની સૂચના હતી. તેના મૃત્યુ પછી પિતાએ પરબીડિયું ખોલ્યું. તેમાંથી ઉપરનું કાવ્ય નીકળ્યું.સ્ટીફનના પિતાએ તે કાવ્યનો બી.બી.સી.ના 'બુકવર્મ' કાર્યક્રમમાં પાઠ કર્યો. કાવ્યના કવિ અજ્ઞાત છે.

## હું ત્યાં નથી [] અજ્ઞાત [] મહેશ દવે

(અંગ્રેજી)

મારી કબર પર એક પળ રુકશો નહીં; સારશો આસું નહીં
હું ત્યાં નથી; ત્યાં કને સૂતો નથી; સંભારશો નહેજે નહીં

હજારો વાયરા વીંઝાય; વીંઝાતો વાયરો છું હું
ને બરફની ફરશ પર, વીજ થઇ ચમકું
વઢાવા તૈયાર ઊભા ધાનનાં ડૂંડાં; ત્યાં કિરણ હું સૂર્યનું
ને પાનખરમાં આછું-અમથું વરસી જતું હતું માવઠું

શાંતિભરી ઊઘડે સવાર, હળવે હળુ ઊઠો તમે
પંખીઓના કાફલા ઊડતા ઊંચે તેવે સમે
ચુપચાપ ચકરાવો લઇ; તે સૌ તણી ઉડાન હું
ને રાતના અંધારમાં મૃદુ તારુલાનું તેજ થઇ પ્રગટી રહું

મારી કબર પર ઊભા રહી રડશો નહીં
હું ત્યાં નથી; ને ક્યાં મર્યો છું ?
માતમ મારું કરશો નહીં.

## કયા યોગમાં ? [] વીરુ પુરોહિત

(ગીત)

કોણ જાણે કયા યોગમાં આવાં ફૂલ ખીલ્યાં છે સૈ?
દિવસે ફરું બ્હાવરી, મને રાતમાં નીંદર નૈં!

આજ થંભાવી વાટમાં મને કહ્યું નગરશેઠે:
થાય મને, હું આજથી આવતો જાઉં તમારી વેઠે!
કોઇ કહે: ના નીકળો દેવી! આટલા ઠાકમૂઠાઠે,
અમથુંય આખું ગામ તમારું નામ રહે છે પાઠે!

ફાળ પડી, 'ને પેટીએ બધુંય આજથી પૂરતી થૈ!
દિવસે ફરું બ્હાવરી, મને રાતમાં નીંદર નૈં!

પૂછવા આવ્યો રાજદરોગો આંખમાં ધરી ચીડ,
ગામ છે ઉજ્જડ, કેમ છે તારા ઘરની ઉપર તીડ?
હું ભોળી કંઇ બોલતાં તૂટયાં વનનાં બધાં નીડ,
એટલામાં તો માણસો થયા ઘાસનું લીલું બીડ!

મેં કહ્યું: હું નદીએ ન્હાતા માછલી મરી ગૈ!

કોણ જાણે કયા યોગમાં આવાં ફૂલ ખીલ્યાં છે સૈ?
દિવસે ફરું બ્હાવરી, મને રાતમાં નીંદર નૈં!

**પ્રિય સુરેશભાઈ,**

કવિતા અંક ૧૭૧માં મને સૌથી ગમી હોય એ રચના: સગપણ વિશે ન પૂછ- તુરાબ હમદમ.

મુગ્ધ પ્રેમમાં કેટલાક પ્રશ્નો પુછાય તોય અને ન પુછાય તોય... અત્યંત ભાવવાહી રજૂઆત. આ સિવાય અનુભૂતિ માટે શ્રીમતી જ્યા મહેતા, આધુનિક ભજન માટે શ્રી કિશોર શાહ ઉલ્લેખનીય.

આદિલ મન્સૂરી સમગ્ર અંકનો ભાર ઉપાડીને પણ થાકયા નથી.

સૌને અભિનંદન અને આભાર સહ

**ધી. ના. છેડા**

## ગઝલ [] રમેશ શાહ

પ્રેમ પોતે છમ્મલીલાં ઘાસ જેવો હોય છે,
ખેતરોના એકસરખા ચાસ જેવો હોય છે.

એક ટહુકો પંખીનો કે પ્રેમનો યે ના મળે?-
શબ્દનો અભાવ સૂકા વાંસ જેવો હોય છે.

માત્ર તું સુખના બરફને કંઠથી પીધા ન કર!
કે બરફ પોતે સળગતી પ્યાસ જેવો હોય છે.

સ્વપ્ન તારાં આ બધાં આકાશ કંઈ ઝીલશે નહિ,
આભનો પણ ટુકડો આભાસ જેવો હોય છે.

આમ તો રમેશ જાણે 'ગીતનું ગુંજન'.... અને
આમ જુઓ તો ગઝલના પ્રાસ જેવો હોય છે!

## ગઝલ [] રમેશ શાહ

એક તો વિચાર એ નિર્બંધ છે, શંકા નથી,
માનવીને માનવીની ગંધ છે, શંકા નથી.

ડાળીઓ ને પાન વચ્ચે જે સતત જળવાય છે,
સાચવી લો, એ જ તો સંબંધ છે, શંકા નથી.

દિલ, દીવાલો, પહાડ, રસ્તા-બસ, તિરાડો છે બધે,
કંઈ નથી એવું કે જે અકબંધ છે, શંકા નથી.

ના મળ્યા ઘરમાં તમે તો રંજ એનો શું ભલા?
અહીં મળ્યા એ પણ ઋણાનુબંધ છે, શંકા નથી.

## એક બચુભાઇની શોધમાં ▯ જયન્ત પાઠક

- પછી વૃદ્ધ ને અપંગ પહાડોએ
ઝરણાંને મોકલ્યાં તાબડતોબ -
જાવ, ખોળી વળો ત્રણે લોક;
સદાકાળ ઊભા રહેવાનો શાપ પાળેલા વગડાએ

મોકલ્યાં પંખીઓને માળામાંથી જગાડી -
જાવ, ઊડી વળો આકાશથીય અગાડી,
લાવો બચુભાઇને ઝટ, પાંખો પર બેસાડી;
બચુભાઇ ઘણા દિવસથી દેખાણા નથી.

ઝરણાં નીકળ્યાં જુદીજુદી દિશામાં
અથડાતાં કૂટાતાં
વંકાતાં ને ફંટાતાં
ઘેરા-મીઠા અવાજે બોલાવતાં;

પંખીઓ ઊડ્યાં એકસામટાં આકાશવચાળે
ડાળે ડાળે પૂછતાં
દીપડા ને રીંછ
વરુડાં ને શિયાળ પગલાં સૂંઘે
ધુંગે ધુંગે
અંધારાંને ફેંદી ફેંદી જુવે
ફાલુડી છુટ્ટે મોંઢે રુવે;
એટલામાં
દેશ-પરદેશના વણઝારા વાયરાએ
એક પંખીને કહ્યું કાનમાં :
દૂરદૂર એક નગરીમાં નવાઇની
હીંચકે ઝૂલતો જોયો મેં એક જણ
મોખરાશ - અદ્દલ બચુભાઇની !
ને

આખું ટોળું ફંટાયું નગરભણી
ઊતરી આવ્યું એક ઘરના આંગણામાં;
ટહુકામાં તનહાઈ ભરીને પૂછે :
બચુભાઈ અહીં છે કે ?!
વૃદ્ધ હીંચકે ઢળ્યો, જરાક છળ્યો

કહે :
ઓળખું ખરો
પણ બચુભાઈ તે અત્યારે અહીં હોય ?! જો ?
જડે ય તો તે જડે
કદાચ પેલે વગડે, વગડા વચ્ચેના ઘરમાંહ્ય.
લોથપોથ પાંખે પંખીડાં વળી ગયાં સૌ પાછાં -

વૃદ્ધ એકલો જુએ
ભીની આંખે -
વીતેલાં વરસોનાં જેવાં જ
પંખીઓને ઊડતાં આછાં આછાં.

|| મૌલિક મઝુમદાર

આકાશને નકારું
અને સૂર્યને સ્વીકારું
એ તો કેમ બને ?

સમુદ્રને નકારું
અને જળને સ્વીકારું
એ તો કેમ બને ?

સંસારને નકારું
અને માત્ર તને સ્વીકારું
એ તો કદાચ બને તો બને.

## દાદાજી-૬ [] અમિતાભ મડિયા

ઉમાશંકરના ઘડતરમાં કાકાસાહેબ કાલેલકર અને ઝીણાભાઈ દેસાઈ 'સ્નેહરશ્મિ'નો સિંહફાળો ગણી શકાય. તાજી યુવાનીમાં ઉમાશંકરને આ બે મહાનુભાવો વડીલ જણાતા પણ પ્રૌઢ અવસ્થામાં સ્વાભાવિક રીતે જ સમવયસ્ક લાગે છે. ૪૦-૪૫ની ઉંમર પછી ૧૦-૨૦ વરસનો ગાળો જણાતો નથી.

એકવાર સ્નેહરશ્મિ આગળ ઉમાશંકરને બોલતા મેં સાંભળ્યા હતા કે રાજાશાહી અને DICTATORSHIP હેઠળ સર્જાતી કલાનું આંખો મીંચીને અવમૂલ્યન ન કરી શકાય. ઊલટાનું, પ્રતિકૂળ સંજોગો હેઠળ સર્જાતી કલામાં કલાકારનું અને ખાસ તો માણસનું ખમીર કેવી રીતે ઝળક્યું છે,તેની ખુમારી અને ખુદ્દારી કેવી રીતે પ્રગટી છે તે જ મહત્ત્વની વાત છે.

સ્કૂલમાં ભણતો ત્યારે જેવું વૅકેશન પડે કે તરત હું દાદાજીને ત્યાં (કુલપતિનિવાસ ગુજરાત યુનિવર્સિટી, 'સેતુ' કે દિલ્હી) રહેવા જતો. દાદાજી એકવાર મને આબુ લઈ ગયેલા. સાથે કિશનસિંહ ચાવડા, સ્વાતિ, લાવણ્ય, પૂરવી અને એક સિતારિસ્ટ "ખાં"સાહેબ ગુલામહુસેન ખાન પણ હતા. અહીં વિમલાતાઈ ઠકારનો પરિચય કરાવ્યો. ૧૯૭૩ના ઉનાળામાં ઉમાશંકરના સાન્નિધ્યમાં પૂરવી, સ્વાતિ, દક્ષાબહેન અને મને આગ્રાના તાજમહેલના સૌંદર્યનું રસપાદ કરવાનો લહાવો મળ્યો છે. પાંચેક વરસ પછી ઉમાશંકરનું સૉનેટ-કાવ્ય "મેં તાજ જોયો" વાંચ્યું ત્યારે રસપાનની આ યાદદાસ્તમાં એક નવું પરિમાણ ઉમેરાયું.

'' 'ના ઉનાળામાં ઉમાશંકર યશવંત શુક્લ અને અન્ય સાથે ગુજરાતી ભાષાનો નવો કોશ તૈયાર કરવામાં વ્યસ્ત હતા. ગુજરાત વિદ્યાપીઠના સાર્થ જોડણી કોશથી અલગ. આ યોજના યોજના જ રહી.

પોતે INTERNATIONAL CELEBRITY PERSONALITY હોવા છતાં ઉમાશંકરને કોઈ કામની નાનમ ન હતી. સંજોગો ઊભા થતાં તે શાક સમારે, રસોઈ કરે અને ઝાડુ પણ વાળે. મહાન વ્યક્તિને મન કોઈ કામ હલકું હોતું નથી.

ઘણી વાર પોતાની નિજી દુનિયામાં ખોવાયેલા હોય. કુલપતિનિવાસમાં રહેતા ત્યારે એકવાર (મોટે ભાગે '૭૨-'૭૩માં) લાંબા વિશાળ ડાયનિંગ ટેબલ પર ઊંધી ગોઠવી રાખેલી થાળીઓ પર પોતે શાક પીરસવા માંડેલું ! 'સેતુ'ની લૉનને ખૂણે ગુલાબી ઍક્ઝોરા, સફેદ ઍક્ઝોરા, ઊંચી બદામડી તથા ચંપા અને આમળાનાં વૃક્ષો તેમના પ્રિય હતાં. બાગમાં પણ તે ઘણી કાળજીપૂર્વક વૃક્ષો, ક્ષુપ અને છોડવાનું જતન કરતા. ઉમાશંકરનું એક હાઈકુ મને હંમેશાં 'સેતુ'ની અતિવિશાળ લૉન અને તેમાં ખૂબ ઊંચાં ઊગેલાં યુકેલિપ્ટસ વૃક્ષ તથા તેને પ્રેમિકાની પેઠે વળગેલી રાણી રંગની બોગનવેલિયાની યાદ આપે છે :

ઘરની લૉન<br>
ઊંચે આકાશ ચડી<br>
ઊઘડ્યું વૃક્ષ

ઉમાશંકરનો ચિત્રકલામાં રસ જેવો તેવો ન હતો. પેરિસ ગયેલા ત્યારે લુવ્રથી

અને લેનિનગ્રાદ (હવે પિટર્સબર્ગ) ગયેલા ત્યારે 'લ હર્મિતાજ'થી ચિત્રોનાં ઢગલાબંધ કાર્ડ લાવેલા. છગનલાલ જાદવ, પીરાજી સાગરા, ઈશ્વર સાગરા, શિવ પંડ્યાના ચિત્રો તથા ઉતામારો અને હીરોશીગે જેવી ઓરિજિનલ જાપનિઝ વૂડકટ કલર પ્રિન્ટ્સ 'સેતુ'ની દીવાલોમાં હજી પણ પ્રાણ પૂરી રહી છે.

નિયમિત ચાલવાને તે મહત્ત્વની પ્રવૃત્તિ માનતા, જે તેમણે છેક સુધી ચાલુ રાખી જ. મિહિમાને લખેલા પત્રોમાં પણ તે વારંવાર ટકોર કરે છે: "નિયમિત થોડું ચાલો, છેલ્લે મળ્યા ત્યારે તમારા શરીર પર તાજગી દેખાતી નહોતી."

હું ૯મા ધોરણમાં ભણતો (૧૯૭૭-૭૮) ત્યારે રામનારાયણ પાઠકની એક ટૂંકી વાર્તા ભણાવતાં પહેલાં અમારા શિક્ષકે પાઠકસાહેબ તથા તેમના વિદ્યાર્થિની હીરાબેનના પ્રેમ અને પ્રેમલગ્ન વિષે ઘસાતી ટીકા કરી. (અત્યારે ટીકા શબ્દશઃ યાદ નથી) આ વાત મેં તરત ઉમાશંકરને કરી. મારા શિક્ષકના સંકુચિત માનસ તથા તે પ્રેમકિસ્સાની વિકૃત રજૂઆતથી ઉમાશંકર ખિન્ન થયા હતા.

ઉમાશંકરની લાઇબ્રેરી ઘણી જ સમૃદ્ધ હતી અને છે. ઘણાં પુસ્તકો વતન સાબરકાંઠામાં જાહેર પુસ્તકાલયમાં ભેટ આપી માતૃભૂમિનું ઋણ અદા કર્યું.

ઉમાશંકરને રમતગમતનો પણ શોખ હતો. ટીવી પર પ્રસારિત થતી ક્રિકેટ મૅચો તે સવારથી સાંજ જોતા. વિમ્બલ્ડન અને ફ્રેંચ ઓપન જેવી ટેનિસ ટુર્નામેન્ટ તે રસપૂર્વક નિહાળતા. ક્રિકેટર CLEAN-BOLD થતો તે EXCITE પણ થતા.

ઉમાશંકર આમરણાંત શિક્ષક તથા વિદ્યાર્થી બેઉ હતા. તેમનું કાવ્ય "હું છું શિક્ષક" મને આત્મકથાત્મક જણાય છે. '૮૧માં ઉમાશંકર મને કહે કે, "હું રોજ કંઈક ને કંઈક નવું પ્રાપ્ત કરતો જ રહું છું." '૮૫માં તેમણે સ્થાપત્યકલાના પ્રાચીન ભારતીય ગ્રંથો - વાસ્તુશાસ્ત્ર, શિલ્પશાસ્ત્ર વગેરે વાંચેલાં. '૮૮ના સપ્ટેમ્બરમાં તે માનવવર્તનમાં CONVENTION અને NOVELTY અંગેનું પુસ્તક વાંચતા હતા. (લેખક અને પુસ્તકનાં નામ ભૂલી જવા બદલ હું દિલગીર છું.)

'૭૮માં અમદાવાદ પાસે સરખેજ હાઇવે પર ગુજરાતી દેશીય ભાણું પીરસતી એક રેસ્તોરાં શરૂ થઈ. કૃત્રિમ રીતે ઊભા કરેલ ગ્રામીણ પરિવેશમાં તે મોંઘાદાટ ભાવ પડાવતી (અને હજી પડાવે છે). ઉમાશંકરે આ અંગે મારી સમક્ષ ટકોર કરી કે, "જે ભાણું અતિ ઓછા દામમાં પીરસવું પોસાય તે ભાણું આટલા મોંઘા ભાવે પીરસવાનો હેતુ માત્ર એટલો જ કે ટ્રકડ્રાઇવર આપણી સાથે બેસીને ન જમે !" કોઈને લાગશે કે ઉમાશંકરની આ ટકોર સિનિકલ દૃષ્ટિકોણથી થઈ છે. પણ, હકીકત એ હતી કે આ ખાણા માટેના દામ તદ્દન ગેરવાજબી રાખીને આર્થિક નબળા સ્તરના લોકોથી કૃત્રિમ રીતે અંતર ઊભું કરવાની તે વિરુદ્ધ હતા.

'૭૮માં ઉમાશંકર દિલ્હીની સાહિત્ય અકાદમીના પ્રમુખ હતા ત્યારે તેમણે મને કહેલું કે અકાદમીના બિનહિન્દી ભાષાના સભ્યો એકઠા થઈને હિન્દી ભાષાના સભ્યો સામે બહુમતીથી મેદાન મારી જાય છે. તેથી, હિન્દી પોતાના રાષ્ટ્રભાષાના STATUS ના બળે અન્ય ભાષાઓને દબાવી શકવાની ગુંજાઇશ ધરાવતી નથી.

મારો કઝીન શિશિર દાદાજીને એકવાર પૂછે, "તમારા DADDY શું હતા?"

દાદાજી : "ચિફ મિનિસ્ટર હતા."

કૃતિના

શિશિર : "શેના ?"

દાદાજી : "ઈડરના મહારાજાના."

"કવિની શ્રદ્ધા" (૧૯૭૨) ગ્રંથમાં સુંદરમ્ પરનો લેખ 'આધ્યાત્મિક કવિતાની દિશા' સુંદરમ્‌નો અચ્છો પરિચય કરાવે છે. કાકાસાહેબ કાલેલકર અને રવીન્દ્ર કેળેકરના સંવાદોનું પુસ્તક "જ્ઞાનનિધીંચ્યા સાંન્નિધ્યાત્" કાકાસાહેબનો પરિચય તો કરાવે જ છે, પણ સાથેસાથે વાર્તાલાપોને શબ્દબદ્ધ કરવાના અને જૂનાં સંસ્મરણો લખવાના પ્રયાસ કરનાર અંતેવાસીનું પણ મૂલ્ય અંકાઈ જતું હોય છે તેમ ઉમાશંકર આ પુસ્તક પરના સમીક્ષાલેખ "આધુનિક ભારતની સાધના"માં કહે છે. તે શબ્દશઃ આ પ્રમાણે છે : ".... કોઈ પણ મહાનુભાવના અંતેવાસી બની વાર્તાલાપો કરવા અને તે શબ્દબદ્ધ કરવા. ચોપડી તૈયાર થઈ. પણ પેલા મહાનુભાવની પ્રતિમા ઊઠવા જ ન પામે તો ? એમને લીધે મળનારો લાભ તો દૂર રહ્યો, ઊલટો માણસ પોતે ઉઘાડો પડે. અંતેવાસીનું હૃદયમુકુર સ્વચ્છ જોઈએ, સ્પષ્ટ અને સુરેખછબી ઉપસાવી શકે એવું. ખરું જોતાં આપણને બે છબીઓ મળતી હોય છે, મૂળ વ્યક્તિની અને એનું માપ લેવા પ્રયત્ન કરનાર લેખકની. કોઈ પણ પુસ્તક લખવું સહેલું ન હોય, પણ આ પ્રકારનું પુસ્તક લખવું તો ખરેખર કસોટીરૂપ બની રહે... જર્મન મહાકવિ ગ્યોઇતેની વૃદ્ધાવસ્થામાં એકરમન નામના એક ચાહકે એમની સાથે કરેલા વાર્તાલાપો નોંધી લીધા. 'એકરમન સાથેની ગ્યોઇતેની વાતચીતો' એક એવો સમૃદ્ધ ગ્રંથ બન્યો કે જર્મન તત્ત્વજ્ઞ નિત્શેએ ગ્યોઇતેની કોઈ સર્જક કૃતિનું નહીં પણ આ વાતચીતોનું 'જર્મન ભાષાનું મારા વાંચવામાં આવેલું શ્રેષ્ઠ પુસ્તક' એ શબ્દોમાં બહુમાન કર્યું છે..."

"કવિની શ્રદ્ધા"માં ઉમાશંકર શેઇક્સપિયરનો પરિચય કરાવે છે, તો રોબર્ટ ફૉસ્ટનો તો સ્વયં ઇન્ટરવ્યૂ લઈ રજૂ કરે છે. "કલા પોતે પણ એક જીવનમૂલ્ય" રસપ્રદ છે. "કલાન્ત કવિમાં પરકીયાપ્રેમ ?" લેખમાં બાલાશંકર પોતાના સમકાલીનો અને પછીના કવિઓ તથા વિદ્વાનોના કેવા વિચિત્ર પૂર્વગ્રહના ભોગ બને છે તે સ્પષ્ટ જણાવ્યું છે.

રૉબર્ટ ફૉસ્ટ સાથેની મુલાકાતમાં ફૉસ્ટ ઉમાશંકરને કહે છે, "અનુવાદમાં મૂળનું કેટલું ટકે ? અનુવાદ થાય એટલે કવિને મોટું માન મળ્યા જેવું લાગે, પણ અનુવાદમાં મૂળનું રહે છે કેટલું ? મારાં કાવ્યોના જર્મન-ફ્રેંચ અનુવાદ જોઉં છું ને કાંપું છું." સ્વતંત્રતાની વ્યાખ્યા આપતા ફૉસ્ટ ઉમાશંકરને કહે છે, "FREEDOM IS THE INALIENABLE RIGHT OF EACH INDIVIDUAL TO GO TO HELL IN HIS OWN WAY." ફૉસ્ટને એલિયટની કવિતા તરફ તીવ્ર અણગમો હતો. તેને તેમણે WHIMPERISH (રોતલ, કકળાટ કરનારી) કહી. વિજ્ઞાનની વાત નીકળતાં ફૉસ્ટે ઉમાશંકરને કહ્યું, "આઇન્સ્ટાઇન વૈજ્ઞાનિક નવલકથાઓ ન માનવાનું કહેતા. એવું વાંચન ખોટો તાકાતનો ખ્યાલ જન્માવે છે. ખરેખર વસ્તુઓમાં જે આશ્ચર્ય ભર્યું પડયું છે તેને એ નાબૂદ કરે છે."

"કવિની શ્રદ્ધા"માં ઉમાશંકર કહે છે, "કવિની શ્રદ્ધા સામાન્ય રીતે કોઈ વિચાર-વચનના સ્ફટિકરૂપે તારવવી શક્ય નયે હોય. એક રીતે કહીએ તો પોતાની

સમગ્ર કાવ્યસૃષ્ટિ એ જ કવિની શ્રદ્ધા. શેઇક્સપિયર જેવા કવિની શ્રદ્ધા એની કાવ્યસૃષ્ટિની બહાર શોધવી મુશ્કેલ બને છે. (અને એ કાવ્યસૃષ્ટિનો અનુભવ તો એની અગાધ કરુણાને લીધે ઇશુ જેવાની શ્રદ્ધાની યાદ અપાવવા માટે પૂરતો છે).'

'કવિની શ્રદ્ધા'ના છેલ્લા લેખ 'કલા પોતે પણ એક જીવનમૂલ્ય'માં ઉમાશંકર FUTURIST કવિ માયાકોવ્સ્કી વિષે પાસ્તરનાકને ટાંકીને કહે છે :

'પાસ્તરનાકે રૂસી ક્રાંતિના મોટા કવિ માયાકોવ્સ્કી વિશે કરેલું એક વિધાન નોંધપાત્ર છે. માયાકોવ્સ્કીએ આત્મહત્યા કરી ત્યારે સત્તાવાળાઓએ એની સંપૂર્ણ નફરત ન કરી, એણે આત્મહત્યા કરી એ પૂરતો એની માનસિક કમજોરીનો તિરસ્કાર કર્યો અને એની કૃતિઓ ઉત્તમ હતી એમ કહી કવિ તરીકે એને જીવાડ્યો - પણ એનાં જે પ્રચારનાં કાવ્યો હતાં તેને જ એમણે પછીના સમયમાં ઉપયોગમાં લીધાં. એમને માયાકોવ્સ્કીના પ્રચારકાવ્યોનો ખપ હતો, એ કૃતિઓનો લાભ લેવો હતો. એ પૂરતો માયાકોવ્સ્કીને એમણે જીવાડ્યો. પાસ્તરનાક આ ઘટનાનો ઉલ્લેખ કરી એટલું ઉમેરે છે કે માયાકોવ્સ્કીનું એ બીજી વારનું મૃત્યુ હતું. માયાકોવ્સ્કીનું આ બીજું મૃત્યુ વધારે મોટું, વધારે ખરાબ એને વધુ ઘેરા અંધકારમાં ડુબાડી દે એવું હતું. જેને કારણે એ કવિ ન હતો તેને કારણે જ પેલા લોકોએ એનો મહિમા કર્યો.'

ઉમાશંકર કવિતાને 'કાનથી વાંચવાની કળા' કહેતા. (શું ઉમાશંકર FORMALIST હતા?) ઉમાશંકરને મુખેથી તેમની પોતાની ઉપરાંત વર્ડ્ઝવર્થ, બાયરન, ચૉસર અને શેલીની કવિતા સાંભળવાનો લહાવો મેં લીધો છે.

## ॥ કિશોર શાહ

ધોમધખતા ઉનાળાની બપોરે
તળાવમાં ફાટી પડેલા
કાદવના ચોસલાની ફાટ વચ્ચે
ડોકાઇ રહ્યું છે
માછલીનું હાડપિંજર

જ્યારે મારું તળાવ
સુકાશે
ત્યારે......?

ખોતરો નહીં,
અણીદાર નખથી
જખમ મારા
***

ફૂલ તોડતાં
નખમાં જે ભરાયું
ઝાકળબિંદુ

***

કોણ કરે છે
પ્રહારો ? હાથ દિસે
પરિચિતોના
***

બારીએ રાહ
જોતી ઊભી આંખને
નડે વાદળ

***

જળમાં તરી
તરી થાકેલું મીન
ક્યાં જઈ ઠરે ?
***

કડકભૂસ
તૂટ્યા પ્રીત-કાંગરા-
બચી ગૈ ક્ષણો
***

નથી એકલી-
ભર્યો ભર્યો આવાસ
એકલતાથી
***

સ્નોમાં લખેલું
એનું નામ, ઊગ્યું છે
ડેફોડિલ થૈ
***

ગાઢા વનમાં
સળવળી, સ્મૃતિની
લીસી સાપણ

***

ક્યૂિડકટ -
બારણું ખુલ્યું, ધસી
આવ્યો તડકો
***

બગીચે તારે
ઊગ્યાં છે મબલખ
થોરનાં ફૂલ

***

ગાડીને કાચ
ઝીણી ઝીણી પગલી
વાદળીઓની
***

એકલતાની
અસહ્ય ગિરદીમાં
રૂંધાતો શ્વાસ
***

ઝાડથી ખર્યાં
પાંદ, પગ પખાળે
નિષ્કંપ જળે
***

કૂંડે સૂકાતી
તુલસી, શોધ્યા કરે
બાનાં પગલાં
***

રોજ સાંજના
લપસે છે તડકો
ટેકરી ઢાળે
***

બાળે છે હજી
સપ્તપદી ફરતી
વેળાનો અગ્નિ
***

પલિતો લઈ
હાથમાં એ આવે છે
ઘર ઠારવા

***

"ધોળો થયો છું હું"
કહી નાચ કરે
કાગડો, સ્નોમાં
***

## ૨ ગઝલ - શોભિત દેસાઇ

૧.

ખરીદાય છે! કે એ વેચાય છે?
ક્યાં નક્કી કલાકારથી થાય છે!

ખડક તૂટવાનું નથી લેતો નામ
આ મોજાઓ સદીઓથી અફળાય છે

હવામાં તરે હણહણાટી હજી
ગતિ ચાલી ગઇ તોય વરતાય છે

કળાતું નથી એ જુદી વાત છે
છે મુખ સ્વસ્થ પણ ભીતરે લ્હાય છે

કરે છે સતત દુશ્મનીનું જ કામ
અને દોસ્તીની કસમ ખાય છે

નથી આ કંઇ આજ પૂરતી વિદાય
ત્યજી દે તું તંદ્રા! કોઇ જાય છે

૨.

જાણો છો શોખ શું હતો માખણ ચોરનો?
લાવણ્ય પૂજ્યા કરતા એ નમણા નઠોરનો!

પરસેવાસુખને મેળવો 'ને તરબતર રહો
એવો છે અઘરો કાયદો બળતી બપોરનો

આ બેઠા બેઠા આવ્યું વતનનું સ્મરણ કે શું
શા માટે આવે છે મને આભાસ મોરનો

અઘરું ઘણું છે સમતુલિત માણસ બની - રહો
દુર્ગમ ઘણો તબક્કો તરક્કીનો, તોરનો

લીલું દરેક સ્વપ્ન ઉઝરડા કરીને જાય
જીવનનું બીજું નામ બગીચો છે થોરનો

કવિતા

સદ્અણવને સ્વીકાર છે મારો
ૐને આવકાર છે મારો

ઉત્પત્તિથી જયાં સૂર્ય પહોંચ્યો નથી
એટલો અંધકાર છે મારો

મૌન ધારું નથી રુચિકર એ
શબ્દને ઈન્તેઝાર છે મારો

તેજનો સ્ત્રોત છું સ્વયં યારબ !
આગિયાઓ પ્રચાર છે મારો

જે ડૂબી જાય એ હકીકત છે
જે તરે એ વિચાર છે મારો

જળ, જમીન, વાયુ, આભ ને પાતાળ
વ્યાપ અદ્‌ભુત અપાર છે મારો

ફકત ઉચ્છ્વાસ શ્વાસ છે જીવન
કેવળ જીવવાનો ભાસ છે જીવન

ક્ષણ વીતે છે ને ક્ષણ પધારે છે
બસ સમયનો પ્રવાસ છે જીવન

ગુટલી મારી ઘણું ગુમાવ્યું એ
શાળાનો એક તાસ છે જીવન

કડવી - મીઠી બને છે ઘટનાઓ
ચંદ્રવાળી અમાસ છે જીવન

એક અદ્‌ભુત અજોડ પાનીમાં
અટકી ગઈ છે એ ફાંસ છે જીવન

બંધ કર આ બબાલ તું શોભિત !
બધ્ધા જાણે છે - ત્રાસ છે જીવન.

## મૃદંગ વાગે ‖ જયન્ત પાઠક

દૂર દૂર
સામે કાંઠે અંધકારને ગામ
અધરાતે - મધરાતે
મૃદંગ વાગે -

કાંસીજોડા ચમકચિત્તમાં ચાંદા જેવા ચળકે
ભજનિકોના કંઠો - રમતા રામ !
આખો જંગલ-કાંઠો સળવળ જાગે
જાગે જાગે વનવગડાનાં પાન !

આ બાજુના કાંઠે ભયની ભેખડ ઉપર
ઊભો આતમરામ
થાપીથાપીએ થરથર કાંપે, સુણતો ઊંચે કાન !
શબ્દ ન, કેવળ સૂર
અદ્ધર ઊછળ્યું પૂર
ભેખડો ગળે, ઓગળે
તરતું-ડૂબતું જાય તણાતું આકળવિકળ ઉર !
કોઈ અજાણ્યા અલક મલકને આરે દૂર... દૂર.. દૂર.

[] **કિશોર શાહ**

રોજ સવારે
બારીની ધારે
એક કાગડો
ઠોલે છે
મારું શૈશવ

મરેલી યાદોને ચાંચ મારી
લોહીલુહાણ કરે છે મને
ત્યારે મારો દોહિત્ર પૂછે છે
બાપા કાગડો...

અને
મારા પિતાજી જવાબ આપે છે
હા, બેટા કાગડો...
અને ફરી પાછા સમાઈ જાય છે
ફ્રેમમાં

ફોટો પડાવવાની એષણા
મારા મનની ભીતર ઊછરે છે

મેદાન વચ્ચે
એક કાગડો મરેલો પડ્યો છે
અને
મારી ભીતર
કાગડાઓનું ટોળું
કરાંજી રહ્યું છે

[] **જયા મહેતા**

ઝાઝાં જળે
બુઝાય
અગ્નિ
ઝાઝા અગ્નિએ
બળી જાય
જળ
જળ-અગ્નિની
આ લીલા
અકળ

**ગઝલ** [] ભરત ભટ્ટ 'તરલ'

તલવાર એ જ મન છે ને ઢાલ એય મન છે,
ફૂલોની મહેક મન છે ને મન મશીનગન છે.

એનાં જ કારણે આ ગઝલોનું આગમન છે,
વીંછીના ડંખ માફક પીડા છે ને જલન છે.

મારું શરીર કાળી કીડીનો રાફડો છે,
ઇચ્છાને નામે એમાં ધરબેલ ગુપ્ત ધન છે.

ઊંચકી નથી શકાતું પાનું વીતક કથાનું,
પૃથ્વીના પોપડા પર પ્રત્યેકને વજન છે.

દરિયામાં પેલી કાગળની હોડી જેમ હું છું,
કાળી ડિબાંગ રાત્રિ, વરસાદ છે, પવન છે!

**ગઝલ** [] મનીષ પરમાર

કેટલા જનમો વિતાવું ધારણામાં?
કોક બેઠું બંધ ઘરના બારણામાં.

યાદ આવે છે કશુંક ખાનગીમાં,
પત્ર જખમોના હશે સંભારણામાં.

પુષ્પની ક્યારેય કોમળતા મળી છે?
પથ્થરો ઊગી રહ્યા છે આપણામાં.

રાખમાં પાછો સમય બેઠો થયો છે,
પણ બરફ વરસી પડ્યો છે તાપણામાં.

યાદ-પંખી આવશે ક્યારે ઊડીને?
ઝાડ પાછું પાંગર્યું છે આંગણામાં.

કવિતા

## ક્યાંથી પાનબાઇ પ્રોવે મોતી જી ? [] ધીરેન્દ્ર મહેતા

કલમ ખડિયો કાગળ લઈને બેઠા કાંઇ ચીતરવા જી,
ચારે છેડે બંધાયેલી દુનિયામાં વિચરવા જી.

સૂનકાર કરે છે આખું આભ ભરીને સેલારા જી,
દશે દિશામાં ગાજે એના હેલારા હેલારા જી.

આલીપા છે ધગધગતાં રણ, નદીયુંની પણ ખળખળ જી,
અહીં હાંફતાં હરણની સાથે માછલિયુંની તડફડ જી.

એમાં થઈને કંઇક મલક ને મેદાનો આ નીકળ્યાં જી,
કોઇ નગર ને ગામને પાદર ઘર ને ખડકી ખખડ્યાં જી.

અવાવરુ કૂવા, અણજાણ્યાં કોતર, ઊંડી ઊંડી ખીણો જી,
સમો ઘૂઘવે ઘેરું ઘેરું, સૂ સૂ સૂસવે તીણો જી.

કઇ આ દુનિયા, કયા લોક આ, ક્યાંથી લાવ્યાં ગોતી જી,
વીજળીને ઝબકારે ક્યાંથી પાનબાઇ પ્રોવે મોતી જી?

## ગીત || ભગીરથ બ્રહ્મભટ્ટ

પાંપણ પર બે મન અભડાયાં ઠબ ઠબ થીજી વાણી રે
લ્હેરે લ્હેરે જળ વટલાયાં કયાં કયાં છાંટુ પાણી રે !

કોરા કાગળ અંદર નીસર્યા અક્ષરજી વરઘોડે રે
જણ ઝણઝણતા તડકા તાજા પીઠી પેઠે ચોળે રે

રણઝણ હીણા ઝૂલા-ઝરણા ઝૂલે ઘૂમટા તાણી રે

પળ ઝાકળિયે ઝીણા ઝીણા દરિયા ઝમઝમ દોડે રે
જળની લીલી વંડી ઠેકી અણવર બૂડે ઘોડે રે

તકતે નકશી કોતરકામણ; મનખે મોસમ માણી રે

## હોય ! || ભરત ભટ્ટ 'તરલ'

પારેવું પાળવાનું ભલે ના નસીબ હોય,
કિન્તુ, દરેક ઘરમાં પરબ હોય, ઠીબ હોય !

હે દૂરના પડોશી, તને સાદ પાડીએ,
તારું મકાન કોઈ કહે છે કરીબ હોય !

જન્મોજનમ રૂવાંટીના ખીલા મળે મને,
પ્રત્યેક શ્વાસે શ્વાસ મળે જે સલીબ હોય !

બળતા નગરમાં કોની કને માગીએ બરફ ?
રસ્તા, મકાન, ચોક, ગલીઓ ગરીબ હોય.

ફેંકી દઉં કલમ ને લખું આંગળી વડે,
નખના સ્થળે કદાચ ઊગેલી જો નીબ હોય !

કવિતા

## ચણ ચણ બગલી... [] લાલજી કાનપરિયા

અમે ચણાનાં ખેતર વાવ્યાં; ચણ ચણ બગલી ! ચણાની દાળ
વાદળમાં વીરડા ગળાવ્યા; ચણ ચણ બગલી ! ચણાની દાળ.

આ ઝાડ વચાળે રમતું પંખી કોનું છે લે, બોલ બગલી ?
આ તડકો છે કે નભથી ઢળતું સોનું છે લે, બોલ બગલી ?

સીમે તૃણના ધ્વજ ફરકાવ્યા; ચણ ચણ બગલી ! ચણાની દાળ
અમે ચણાનાં ખેતર વાવ્યાં; ચણ ચણ બગલી ! ચણાની દાળ.

આ ઝરમર ઝરમર ટાણું થૈને કોણ ભીંજવે કંચન-વરણું ?
કોના કરની રેખાઓમાં ખળખળ વ્હેતું કંકુ-ઝરણું ?

દૂર દૂરથી વાયક આવ્યા; ચણ ચણ બગલી ! ચણાની દાળ
અમે ચણાનાં ખેતર વાવ્યાં; ચણ ચણ બગલી ! ચણાની દાળ.

ઝાકળ-સૂરજ સૂરજ-દરિયો દરિયો-વાદળ વાદળ-જળજળ
જળજળ-અગ્નિ અગ્નિ-ઝળહળ ઝળહળ-સૂરજ સૂરજ-ખળખળ.

થાળ ભરીને મોતી લાવ્યાં; ચણ ચણ બગલી ! ચણાની દાળ
અમે ચણાનાં ખેતર વાવ્યાં; ચણ ચણ બગલી ! ચણાની દાળ.
[]

## અજ્ઞાત દૂરતાનું આકાશ ▯ જિતેન્દ્ર ઉધમપુરી ▯ સુશી દલાલ
(ડોગરી)

તું એકાએક
કેટલી બધી મોટી થઇ ગઇ
પોતાના પડછાયાથી પણ મોટી
તને આકાર મળ્યો, વિસ્તાર મળ્યો
અને હું
સંકોચાતા - સંકોચાતા
ઠીંગું થઇ ગયો છું

શક્ય છે
કાલ સુધીમાં તો વીખરાઇ જાઉં
હવામાં
પીળા ગુલાબની પાંખડીઓની જેમ

તું ધીરે - ધીરે
ઊતરી રહી છે ફૂલની પાંખડીઓમાં
વિખેરી રહી છે
રૂપ, યૌવનની ગંધ
લજ્જાની લાલીમાં

નથી જાણતો
શા માટે બંધાઇ રહ્યો છું હું
આપમેળે
અનામી સંબંધોમાં
અને
જીવી રહ્યો આ
અનામી સંબંધોની કૂખમાંથી
ઘેલી નગ્ન અનુભૂતિઓને.

જો કે
તારી અને મારી વચ્ચે
ફેલાયું છે એક
અજ્ઞાત દૂરતાનું આકાશ.

# ઉર્દૂ : શબ્દ, અર્થ, શાયરી □ રજૂઆત : રમેશ પુરોહિત

દરેક ભાષામાં કાવ્યની એક ચોક્કસ ભાષા હોય છે. કાવ્યનિર્માણમાં પ્રયોજાતી ભાષા ક્યારેક સાહિત્યિક હોય છે તો ક્યારેક બોલચાલની હોય છે અને ક્યારેક બન્ને અડધે-પડધે હોય છે. ભાષા કઈ પ્રયોજવી એનો કોઈ ખાસ નિયમ નથી; પરંતુ જે તે યુગ અને કવિઓની પેઢીઓ સમય અને કામને અનુરૂપ ભાષા નક્કી કરીને ચાલે છે. ગુજરાતી સૉનેટમાં વપરાયેલી ભાષા ગઝલ કે ગીતની ભાષા બની શકે નહીં. આવી જ રીતે ઉર્દૂ અને ગુજરાતી ગઝલની નિર્માણસામગ્રીમાં ભાષાનું મહત્ત્વ વધારે હોવાથી ગઝલની પોતાની એક ભાષા વિકસી છે. ગઝલની શબ્દાવલિની બહારનો શબ્દ ગઝલની ભાષા બની શકે અને બને તો ગઝલ બને નહીં.

ઉર્દૂ ભાષા અનેક ભાષાઓની કૂખેથી જન્મી છે પણ દરેકના ઉત્તમ અંશો સાચવીને એક આગવી ભાષા તરીકે પોતાની ઓળખ જાળવી રાખી છે. ઉર્દૂ ખાસ કરીને ગઝલ, નજમ અને કસીદાની ભાષા છે કારણકે આ પ્રકારનાં કાવ્યોમાં વ્યક્ત થતાં પ્રેમ, લાગણી અને વિરહના કોમળ ભાવનું હૂબહૂ વર્ણન શક્ય બને છે. નાજૂકી, મૌસીકી, સાદગી, મુલાયમતા અને તેહજીબથી આ ભાષાની મીઠાશ અને કુમાશને ચાર ચાંદ લાગી જાય છે. ભાષા પૂરેપૂરી નહીં જાણનાર વ્યક્તિ પણ શેરો-શાયરીમાં દિલચસ્પી લેવા માંડે છે.

ઉર્દૂ-હિન્દી અને અન્ય ભાષાઓના શબ્દકોશો અનેક મળે છે પરંતુ ડૉ. જરીના સાની અને ડૉ. વિનય વાઇકરે ઉર્દૂ શબ્દોના અંગ્રેજી, હિન્દી અને મરાઠી અર્થો અને જે તે શબ્દને વણીને ઉર્દૂમાં લખાયેલ શેર ટાંકીને ભાષાકોશને એક નવું જ પરિમાણ આપ્યું છે. આમ તો આનું નામ આઇના - એ - ગઝલ છે પણ વાસ્તવમાં એ ગઝલ જાણવા માગનાર માટે ભોમિયો છે. સંપાદકો ડૉ. જરીના અને ડૉ. વાઇકરે તૈયાર કરેલ આ શબ્દકોશમાં અપાયેલ શેરોનું સંકલન અબ્દુલ હલી સાનીએ કર્યું છે. ડૉ. જરીના સાનીએ ૪૬ વર્ષની વયે આ ફાની દુનિયામાંથી વિદાય લીધી એ પહેલાં સદીઓ સુધી અમર રહે એવું કામ કરી ગયાં છે.

ઉર્દૂ ગઝલના મુશ્કેલ અલ્ફાઝની આ ડિક્શનરીના અમુક શબ્દો અને તેની સાથે અપાયેલ શેરની વાત આપણે શરૂ કરીએ છીએ જેમાં અર્થને ઉઘાડવાનો પ્રયાસ કરવામાં આવશે. પહેલા બધા સ્વર અને પછી ક્રમશઃ વ્યંજનને આવરી લેવાશે તો ચાલો કરીએ શરૂઆત શબ્દ 'અંગુશ્ત'થી.

અંગુશ્ત - આંગળી

*બાત કહને કી હમેશા ભૂલે*
*લાખ અંગુશ્ત પે ધાગા બાંધા - મોહસિન ભોપાલી*

આંગળી પર દોરો બાંધીને ગયો હતો કે જેથી કહેવાની વાત રહી ન જાય પણ કહેવાની વાત અમે હંમેશ ભૂલી ગયા છીએ.

અંગુશ્તે - હિનાઇ - મેહંદી સજેલી આંગળીઓ.

*દિલ સે મીટના તેરી અંગુશ્તે - હિનાઈ કા ખ્યાલ*
*હો ગયા ગોશ્ત સે નાખુશ કા જુદા હો જાના - ગાલિબ*

ગાલિબ કહે છે કે તારા મેંહદીભર્યા હાથની આંગળીને દિલમાંથી કાઢી નાખવી એટલે કે નખને ચામડીથી જુદા કરવા જેવી વાત છે. આવી આંગળીઓમાં પહેરાતી વીંટી માટે શબ્દ છે :

અંગુશ્તરી - અંગૂઠી, વીંટી

*યે આને વાલા નયા દુઃખ ભી ઉસકે સર હી ગયા*
*ચટખ ગયા મેરી અંગુશ્તરી કા નીલમ ફિર - પરવીન શાકિર*

અંગેજ - ઉઠાવનાર, ઉત્પન્ન કરનાર, આ શબ્દ સમાસ તરીકે વપરાય છે જેમકે હૈરત અંગેજ, જૂનું અંગેજ.

અંગબીં - મધ, મધુ, શહદ

*તાઅત મેં તા રહે ન મય - ઓ - અંગબીં કી લાગ*
*દોજખ મેં ડાલ દે કોઈ લેકર બિહિશ્ત કો - ગાલિબ*

તાઅત એટલે પૂજા, ઉપાસના. જયાં મય અને મધની ઉપાસના ન થતી હોય તો પછી એવા સ્વર્ગને ભલે કોઈ નર્કમાં નાખી દે, વાંધો નથી.

અંજામ - પરિણામ

*એ મહબ્બત તેરે અંજામ પે રોના આયા*
*જાને કયોં આજ તેરે નામ પે રોના આયા - શકીલ*

- ક્રમશઃ

## કાગળ ઉપર || તુરાબ 'હમદમ'

આમ બસ લીટા કરું કાગળ ઉપર,
તે છતાં હું વિસ્તરું કાગળ ઉપર.

આ હલેસું એટલે મારી કલમ,
શબ્દનો દરિયો તરું કાગળ ઉપર.

બોલની કિંમત નથી આજે કોઈ
વંચાય છે ખોટું ખરું કાગળ ઉપર.

ઉડ્ડયન આકાશમાં કરતો ભલે,
છેવટે આવી ઠરું કાગળ ઉપર.

આમ પૂરી થઈ ગઈ 'હમદમ' ગઝલ,
રહી ગઈ મુજ આબરૂ કાગળ ઉપર.



શેખાદમ આબુવાલા



ઝવેરચંદ મેઘાણી

## દરિયો....દરિયો... [] લાલજી કાનપરિયા

દેવ અને દાનવની પાસે દરિયાએ જૈ માગ્યાં એનાં ચૌદ રત્નો પાછાં :
મારા ઘરમાં લૂંટ ચલાવી મોજ કરો ને ઉપર પાછાં મચકોડો છો ડાચાં !

જળ વિનાનું જીવન કેવું કહો, બ્રહ્માજી ? જગ આખામાં જળની આણ ફરે
નિજના અગણિત પાપ પ્રકાશે એની હોડી જળની ઉપર નિર્ભયતાથી તરે !

મોજાંઓની મૂડી લૈને મોજ કરે છે દરિયો એના જળજળિયા કિલ્લામાં
તોય દરિયો આડોઅવળો ઉઝરડાતો હોય હંમેશાં વહાણના ચીલામાં.

દરિયા નામે એક ઝવેરી સદીઓથી મૂલવે છે સાચાં મોતીડાંનાં મૂલ
મત્સ્યકન્યાના મોહક નૃત્યે દરિયા જેવો દરિયો જાણે થાતો આખો ડૂલ !

દરિયો છે ખૂદ સવાલ દરિયો જવાબ, દરિયો ઉત્તર દરિયો ઘૂઘવતો એક પ્રશ્ન
અમે અમારી મતિ પ્રમાણે દરિયાપીરની કથા કહી : લ્યો, સૌને જયશ્રીકૃષ્ણ !

## આખરની કમાઈ [] કુસુમાગ્રજ [] જયા મહેતા

(મરાઠી)

મધરાત વીત્યા પછી
શહેરનાં પાંચ પૂતળાં
એક ચોતરા પર બેઠાં
અને આંસુ સારવા લાગ્યાં.
જ્યોતિબા બોલ્યા
છેવટે હું થયો
ફક્ત માળીનો
શિવાજીરાજા બોલ્યા,
હું ફક્ત મરાઠાનો.
આંબેડકર બોલ્યા,
હું ફક્ત બૌદ્ધોનો
ટિળક ઉદ્‌ગાર્યા
હું તો ફક્ત
ચિત્પાવન બ્રાહ્મણોનો
ગાંધીએ ગળાનો ડૂમો સંભાળી લીધો
અને તે બોલ્યા,
તોયે તમે નસીબદાર
એક એક જાતજમાત તો
તમારી પાછળ છે.
મારી પાછળ તો
ફક્ત સરકારી કચેરીની દીવાલો

## અ'વાદ [] મણિલાલ દેસાઈ

આ શહેરની ગલીઓ મહીં
સત્યનું કૂતરું
હજી પગલાં સૂંઘે
ગાંધી તણાં

## अंतिमा उपलब्धि: ■ कुसुमाग्रज ■ जशवंती दवे

मध्यरात्र्यानंतरम्
नगरस्य पंचप्रतिमा:
एकस्मिन् चत्वरे उपाविशन्
रोदितुं च आरंभन्।
ज्योतिबा अवदत्
अन्ततोगत्वा अहं
केवलं मालाकारस्य अभवम्।
शिवाजीराज उवाच
अहं केवलं मराठानाम्।
आंबेडकर: अकथयत्
अहं बौद्धानाम् एव
तिलकेन कथितम्
अहं तु केवलं
चित्पावन ब्राह्मणानाम्।
बाष्पकण्ठावरोधनं संयम्य
गान्धि: उवाच
तथापि यूयं भाग्यवन्त:
एकैका ज्ञाति: तु
युष्माकं पश्चात् अस्ति।
मम पृष्ठत: तु
सर्वकारस्य कार्यस्थानानां भित्तय: एव।

## अ'वाद

■ मणिलाल देसाई
■ जशवंती दवे

नगरस्य अस्य रथ्यासु
सत्यस्य कुक्कुर:
अद्यापि जिघ्रति
पादचिह्नानि
गान्धिमहात्मन:।

## એક કવિતા [] રમાકાંત રથ [] સુશી દલાલ
(ઉડિયા)

ઘણી વાર મેં પ્રાર્થના માટે હાથ જોડીને
ઊભા થઇને જોયું કે મારી હથેળીમાં
કંઇ નથી - કંઇ નથી આપવા માટે કે
લેવા માટે. કયારેક બહુ બહુ તો કોઇકની
છાયા પડતી હશે ક્ષણભર માટે આ રીતે
જેનું હોવું ન હોવું ખબર નથી
હશે તો પણ હશે એટલે દૂર કે
એને સંભળાશે નહીં વિશ્વાસ કે અવિશ્વાસનો મારો સ્વર.

જવાબ તો દૂરની વાત છે, કોઇના દુઃખનો
પ્રતિધ્વનિ શું કયારેય સંભળાયો છે?
બસ એક વાર માટે તો હું અહીં છું મહેમાન
આ ઉદાસીનતા શું કામ ચુપચાપ ભોગવતો રહું
શું ફરી પાછો ફરીશ નહીં એકવાર અહીંથી ગયા પછી
શી સજા થશે મને કદાચ મારાં નાક કાન મોંમા?
અચાનક આંધીથી ભરાઇ જશે રેતી
કદાચ મૂકેલી પતરાવળી મારી ઊડી જશે, દરેક કૂવામાં
કદાચ નહીં હોય પાણી, અથવા માત્ર ખારું પાણી હશે
શકય છે મારા ઊંઘવાના સમયે કોઇ
છરો ભોંકી દે, અથવા મારા સંતાન કે મિત્રના
કસમયે મૃત્યુના ખબર આવે, પણ કોઇ છે એવું
જેની ઇચ્છા અનુસાર, કયારેક રણમેદાનમાં તો
કોઇવાર રણમાં પહોંચું છું.

આ વાતથી અજ્ઞાત રહીશ હું, જે રીતે રહ્યો
ખુલ્લા ઝરૂખાવાળા મકાનની પાસેથી પસાર થતી વખતે
એ મકાનનો ઝરૂખો ઘણી વાર ખુલ્લો રહે છે
અથવા હું જતો હોઉં ત્યારે ખુલ્લો મૂકીને
ઇ છુપાઇને જોયા કરે છે.

આવો કોઈ દોસ્ત હતો કદાચ
શોધી રહ્યો છે હજી એને મારો લાંબો શ્વાસ,
એ જ રીતે જોયા કરીશ આકાશને મરતાં સુધી
વારંવાર જાણ્યા વગર, કોઈકની નજર
પડી છે મારા પર કે હું જ જોયા કરતો હતો
ક્યારેય પણ કોઈના ન હોવાની જગાને !

## સ્પર્શનો અગ્નિ [] બુદ્ધદેવ વસુ [] સુ.દ.

(બંગાળી)

આવા વરસાદી દિવસે
હું એને કહી શકું.

પણ કહેવા જેવું કશું નથી.
કહેવા માટે હવે શબ્દો નથી.
હવે છે કેવળ સ્પર્શની સહી,
સ્પર્શની ઝળહળતી જ્યોત.

સ્પર્શ, સ્પર્શ,
અગ્નિપુંજ,
હવે કહેવા જેવું કશું નથી
હવે તો છે કેવળ સ્પર્શનાં લાલમલાલ ફૂલોનો આવેશ.

શા માટે હું એકલો, એકલવાયો ?
શા માટે ખાસ હૃદયમાં વરસાદી પવનનું ક્રંદન ?
શા માટે તું એકલી, એકલવાયી ?
શા માટે તારો ફિક્કો ચહેરો
શા માટે તારી આંખની તળે
થાકનું, કંટાળાનું આ કાળું ફૂલ ?

શા માટે આપણી વચ્ચે માણસોની આ દીવાલ ?

[] **મૌલિક મઝુમદાર**

અહીં તો અચરજનો નહીં પાર !
રજરજમાં હું વ્રજને જોઉં સભર સભર કિરતાર !

ગગન ગહનમાં સૂર્ય ચંદ્ર :
ને વૃક્ષોની લીલી છાયા.
માણસનો આ મેળો : એમાં
કોઈ નહીં મને પરાયા.
કોઈને નહીં હું કદી ઉવેખું :
ભેટી લઉં ભરમાર.

સ્મિત-આંસુની આરપાર
હું ઝલક તમારી જોઉં.
પથ્થર, ફૂલ કે ધૂળનું ઢેફું :
હું હરીભરીને ઓઢું
ફરીફરીને આ પૃથ્વી પર ઝંખું છું અવતાર.

[] **દીપક કરુણાકર**

આ એક શબ્દ-
મળ્યો
પણ હળ્યો નહીં.
હા, થોડુંક હળ્યો
પણ ક્યાંય ભળ્યો નહીં.
બહુ સમજાવ્યો તો
થોડોક ઓછો અતડો થયો
પણ અભિમાની
ંય ઢળ્યો નહીં.
સ્હેજ પણ પીગળ્યો નહીં.
હું ફરી પાછો
આ અતડા શબ્દને
જોડણીકોશમાં હતો એવો ને એવો જ
હેમખેમ મૂકી દઉં છું.
હા, એક શબ્દ
-મળશે
ક્યારેક પણ ?

## પેરેગ્રાફ પોએમ્સ [] સુ. દ.

*આ પ્રવાસ તારા સહવાસ વિનાનો પ્રવાસ. અલ્પવિરામ, પૂર્ણવિરામ, પ્રશ્નાર્થ અને આશ્ચર્યચિહ્ન. આઘાતચિહ્ન માટે ક્યાં છે કોઈ જુદી સંજ્ઞા? રાતનો સમય. કાચની બારીમાંથી અંધકાર દેખાય છે. તેને જોયો ન જોયો કરીને આગળ વધું છું. રસ્તો આગળ જાય છે અને મન પાછળ ને પાછળ - તારી પાસે. મારી જિંદગી અને તારી જિંદગી. મારી અને તારી વચ્ચે આપણી જિંદગી. કોઈ ઘર, કોઈ છાપરું, કશું જ નથી. છે કેવળ રઘવાટભર્યો રઝળપાટ. આયુષ્ય છે પણ ભવિષ્ય નથી. ભવિષ્ય વિનાના ભવિષ્યમાં હું ગતિ કર્યા કરું છું. રતિ અને કામ વિનાની ગતિ. મિલન અને વિરહ. આ ત્રણ અક્ષરના શબ્દ. માપસર પણ માફકસર નહીં. જીવન અંગત, પ્રેમ અંગત, પણ આપણે વિસંગત થઈને જીવવાનું. બેચેન કરી મૂકે એવી આ બધી વાતો ક્યાં સુધી કરવાની? ક્યાં લગી કરવાનો પ્રવાસ - તારા સહવાસ વિનાનો?*

[]

*આભને અડતો એક પહાડ. પહાડમાં ગુફા. ગુફામાં કેવળ શાંતિ, શાંતિ અને શાંતિ. હવાનો હળવો રેશમી હાથ. અહીં નરી આત્મીયતા. આપણો એકમેકનો હાથમાં હાથ હોય છે એવી. અહીં બધું જ સ્વચ્છ, પારદર્શક અને પવિત્ર. આપણે પણ બ્રહ્માંડમાં બ્રહ્માંડના એક દશ્ય જેવા. અહીંના પથ્થરોને પણ સૂર્ય હળવે હળવે હૂંફ આપે. અહીં ચંદ્ર પોતાની પ્રિયતમા ચાંદની સાથે હરિયાળા ઘાસ પર લેટે અને ખુલ્લેઆમ સંવનન કરે, ક્રીડા કરે. અહીં શ્વાસ લઈએ તો સંભળાય. રાતના આગિયાઓને પણ આકાશને અડવાની માયા.*

[]

*અહીં સૂર્ય જૂઠું બોલતો નથી અને ચંદ્ર કશું કોઈનું સાંભળતો નથી. જંગલી માણસોના ટોળાની જેમ વરસાદ ધસતો - ધસમસતો ઝનૂનપૂર્વક આક્રમણ કરતો વરસી રહ્યો છે. ધરા તરબોળ થઈને તણાઈ રહી છે. નદીને માતા આવ્યાં હોય એવું શૂરાતન ચડ્યું છે. સમુદ્ર બેફામ લવારા કરે છે. વૃક્ષો જાણે કે દ્રૌપદી હોય એમ હવા દુઃશાસનની જેમ વૃક્ષોના વાળ ખેંચે છે. મૂળિયાંમાંથી ઊખડી જતાં વૃક્ષો ઘવાયેલા પંખીની જેમ ચીસો પાડે છે. સત્યમ્ શિવમ્ સુન્દરમ્‌નો અર્થ જોડણીકોશમાં ઝૂર્યા કરે છે. સૂર્ય રાતના કાળા ગર્ભમાં છુપાઈ જાય છે અને ચંદ્ર ઊગવાની ના પાડે છે.*

[]

*વિષાદયોગથી પીડાતો કાળો પવન સમી સાંજનું ગળું દાબવાની પેરવી કરી રહ્યો છે. મનની ગાઢ ઉદાસી કશુંય ન કરવા તરફ પ્રેરી રહી છે. જાત પ્રત્યે પ્રેમ નથી અને જગત પ્રત્યે નફરત છે. દર્પણમાં જોઉં છું તો દેખાય છે મને મારો તરડાયેલો ચહેરો. આ તરડાયેલા ચહેરા પર શૂન્યતાએ પોતાનો સિક્કો મારી દીધો છે. કાગળ પર શબ્દ મૂકવા જાઉં છું તો શબ્દ સળગી જાય છે અને કાગળ કાળો મેશ, - અમાસની રાત જેવો. જીવનનું મૂળ જડતું નથી અને મરણના કુળની ખબર નથી. જમીન પર પડેલું પાંદડું પવનનું ઓશિયાળું થઈને નસીબ લઈ જાય ત્યાં જવા. દોષિત વિધાતા*

અને શાપિત કુંડળી - હું મારા જન્માક્ષરની બહાર નીકળવાનો વાંઝિયો, મરણિયો પ્રયત્ન કરી રહ્યો છું.

//

સમય થીજી ગયો છે. એના પગ કપાઈ ગયા છે. એની પાસે કાખઘોડી પણ નથી. બધું જ સ્તબ્ધ છે. ભીંતની જેમ. કોઈ ભયભીત માણસના ચિત્તની જેમ. કશું જ હાલતું નથી. કશું જ ચાલતું નથી. હવા થંભી ગઈ છે - જાણે કે પ્રકૃતિના શ્વાસ અટકી ગયા છે. સમય કોઈ વસ્તુની જેમ જડ અને ઉજ્જડ. વસ્તુને તો તમે ઊંચકીને પણ આઘીપાછી કરી શકો. અહીં કશું જ થઈ શકે એમ નથી. સમય - લાકડાનો ટુકડો હોય એવો. હજારો વર્ષોના શિયાળાઓ ઓઢીને સમય ઠૂંઠવાઈ ગયો છે. એના ગળામાં એક ગીત પથ્થર થઈને પડી રહ્યું છે. દરવાજાઓ - બારીઓ - બધું જ બંધ. હવે સવાર-સાંજના ભેદ નથી. એક કીડી ચાલતી હોય એની પણ એને ઈર્ષા થાય એટલો પણ જીવ એનામાં રહ્યો નથી. પોતાના જ સર્વનાશની વચ્ચે એ સાનભાન ગુમાવીને પડ્યો રહ્યો છે.

ઘોંઘાટ, સંગીત, શ્રદ્ધા, આંસુ, સ્મિત, આશા, પ્રેમ, વિશ્વ માત્ર - હવે કશાની એને ગતાગત નથી. સૂર્યને હવે એ બરફના ગોળાની જેમ ચૂસી શકે એમ નથી. દરિયો સાવ સુકાઈ ગયો છે. ગતિ એને માટે જાણે કે દંતકથા. એને નથી કોઈ આનંદ, નથી કોઈ વ્યથા. સમયની પાસે હવે એના પૂર્વજોનો પણ કોઈ પૂર્વાપર સંબંધ નથી. નથી એની પાસે એના કોઈ વંશજ. નામ વિનાના ઉજ્જડ શહેર જેવો થઈ ગયો સમય.

//

એક પંખી ક્યારનું મને કહ્યા કરે છે કે તું મારો માળો છે. શિયાળો હોય કે ઉનાળો, પાનખર હોય કે વસંત - આપણો આ સંબંધ, એનો ક્યાંય નહીં અંત. આ બધું હું સાંભળું છું અને અરધું સ્વીકારું છું. પંખી છે એટલે એને ઊડવું તો પડશે. માળો અને આકાશ કદીય એક નથી હોતાં. પંખીની નરી લાગણી છે, કોઈ ચાળો નથી એ સમજું છું છતાંય વાસ્તવિકતા તો છે જ કે કોઈ પંખી કાયમને માટે એના માળામાં રહેતું નથી. માળામાં એ આવે છે પાછા જવા માટે, ઊડવા માટે. એ પણ હકીકત છે. કોઈ પંખી કદીય આકાશમાં કાયમને માટે ઊડતું નથી. વાસ્તવિકતાને કઠપૂતળીનાં વસ્ત્રો ન પહેરાવાય. આ પંખી આવે છે એ મને ગમે છે. મને ગમે છે એની વાત, એનું ગીત. એ મને બેહોશ કરે છે. મને આ બેહોશી પણ ગમે છે. પણ જાગૃતિને હું અવગણી શકતો નથી.

//

ક્યાંય જવું નથી. આ ઘર છોડીને ક્યાંય પણ. આખું વિશ્વ અહીં રણઝણ રણઝણ થયા કરે છે. હું પાછો આવ્યો છું મારા ઘરમાં ક્યાંય પણ ગયા વિના. મારી પાસે મારું કહી શકાય એવું અઢળક છે. તેં આપેલા જખમોને હું મારી પોતાની ચાંદનીના પ્રકાશમાં જોઈ લઉં છું. તારાં આપેલાં ફૂલો કરમાઈ ગયાં છે પણ એને આંસુથી તાજાં ને તાજાં રાખી શકું છું. નહીં ગાયેલાં ગીત વહી જાય છે. કોઈક વણથંભ્યા સંગીતમાં. હું ઘરમાં રહીને વણઝારાની જિંદગી જીવું છું, હું ઘર છોડ્યા

*વિના ઘરની બહાર નીકળી પડું છું અને ક્યાંય પણ ગયા વિના મારા ઘરમાં પાછો આવી શકું છું.*
*[]*

*જમણો હાથ અને ડાબો હાથ એકમેકથી સાવ અજાણ્યા હોય એમ કેમ વર્તે છે? જમણા પગ અને ડાબા પગ વચ્ચે કોઈ છૂપો વિખવાદ કેમ ચાલે છે? જમણા અને ડાબા હાથ વચ્ચે કેવી પરસ્પર સમજૂતી હતી - એથી તો તું મારા બાહુબંધમાં. હવે બન્ને વચ્ચે એવું તે શું થયું? તારે રસ્તે ચાલવા માટે એક જમાનામાં બન્ને પગ સંમત હતા. એ બન્ને વચ્ચે હા અને ના-નું વેર છે. એનું એ જ શરીર, એનો એ જ રસ્તો. એનું એ જ આકાશ પણ મન કેમ વાદળોની જેમ બહુરૂપી. શરીર અને મન પણ ક્યાં એકમેકનું સાંભળે છે? કાન કાપી નાખવાનું મન થાય એવા ઝઘડાઓ. બધાને જ ક્લોરોફોર્મ સુંઘાડી શકાય તો જ રાતે સૂઈ શકાય.*
*[]*

## સંબંધો [] ભગવતીકુમાર શર્મા

(ગઝલ)

ફૂલ જેમ મહેકે છે, શૂળ જેમ ખટકે છે લાગણીના સંબંધો,
લ્યો, અષાઢ - શ્રાવણમાં આગ થૈને વરસે છે ભીનાભીના સંબંધો,

જિંદગીની મર્યાદા, મૃત્યુની અમર્યાદા, તે પછીના સંબંધો,
ચાર સ્કંધ પર માયા લઈને ચાલે પડછાયા, ત્યાં સુધીના સંબંધો.

જન્મસ્થાન છોડીને, ડુંગરાઓ તોડીને જળને નામે ઝળઝળિયાં
ઓગળે છે દરિયામાં, જળસમાધિ લઈ લે છે સૌ નદીના સંબંધો.

શ્વાસની સગાઈ છે, આખરે જુદાઈ છે લોહીમાં વણાઈ છે,
બુદ્‌બુદા શા ફૂટે છે, સ્વપ્ન થઈને તૂટે છે સૌ ઉછીના સંબંધો.

નામનું રડી લીધું, ભીંત પરના થાપાએ 'આવજો' કહી દીધું.,
ઉંબરામાં ફસડાયા, બારસાખે ભટકાયા ઓશરીના સંબંધો.

## બાબુભૈ અખબાર વાંચવા બેઠા !

[] ભગવતીકુમાર શર્મા

(ગીત)

સવાર પડતાં બાબુભૈ અખબાર વાંચવા બેઠા !
સંકોડાતી અવનિનો વિસ્તાર વાંચવા બેઠા !

ચશ્માંના બે કાચ લૂછીને કરી દીધા ચક્ચકતા,
પડછાયા ત્યાં ઊતરી આવ્યા છરા લઈ તગતગતા !

છીંકણીની ચપટી લીધી ને ધણણણણ બૉમ્બધડાકા !
ઓડકાર ખાધો ને ઊછળ્યા અનશનગ્રસ્ત કડાકા !

અમાસ-રાતે ચાંદાનો ઝબકાર વાંચવા બેઠા !
સવાર પડતાં બાબુભૈ અખબાર વાંચવા બેઠા !

ચાનો કપ મોઢે માંડયો ને માખ પડી મનહૂસ,
અંગેઅંગ દદડતા રેલા, શોધો લોહીચૂસ !

ખોંખારો, ખાંસી, સણકો ને લપકયો હાર્ટ અટેક,
જીવતરની પસ્તીને પાને પળમાં છેકાછેક !

મૃતઃપ્રાય સંવેદનનો શણગાર વાંચવા બેઠા !
સવાર પડતાં બાબુભૈ અખબાર વાંચવા બેઠા !

## ગીત [] રમણીક સોમેશ્વર

પાંદડું ઝાડ ઉપર અમથું નહીં ઝૂલે
એક એક રેષામાં મોસમના વાયરા
ને પંખીના ટહુકાઓ ખૂલે
પાંદડું ઝાડ ઉપર અમથું નહીં ઝૂલે

પંખી ને પાંદડું વાતે ચડે
ત્યારે આખું બ્રહ્માંડ એને સાંભળે
તૂટે ટચાક જ્યારે ડાળીથી પાંદડું
આકાશી તારાઓ ખળભળે

સમજાવી વાત એક ઊડતા પતંગિયાને
સાંજે આથમતા એક ફૂલે
પાંદડું ઝાડ ઉપર અમથું નહીં ઝૂલે

તમે જેને પળભરનો ધારો મુકામ
એમાં આખું આકાશ ભર્યું હોય

ખરવાનું હોય ત્યારે હળવે રહી-
પાંદડું ધરતીમાં છેક સર્યું હોય

જોનારા જુએ ભલે ખરવાની ઘટના
ને ઘટનામાં અટવાતા ભૂલે
પાંદડું ઝાડ ઉપર અમથું નહીં ઝૂલે

## ગઝલ/નઝમ ▯ મહેશ દવે

તું મળી ને જીવનનું પ્રયોજન મળ્યું
મારી સૃષ્ટિને કેવું સુશોભન મળ્યું

આંખ મારી બે આખા જગતને જુએ
પ્રેમ તારો નીરખવા ત્રિલોચન મળ્યું

તાણી-તૂસીને બાંધે સંબંધો બધા
તારી નજરું મળી ને વિમોચન મળ્યું

એક પગલે હૃદય, બીજે શુધબુધ ગઈ
ભર્યું ત્રીજું કદમ ને ત્રિભોવન મળ્યું

છે એવી ઉંમર કે તપોવન ભલું
તારા ઉપવનમાં આવ્યો પ્રમોહન મળ્યું

ના મંદિર ગયો, સાવ નૂગરો રહ્યો
બસ તારી લગનમાં પ્રબોધન મળ્યું

દૂર જોજનના જોજન રહ્યો ચાલતો
પહોંચ્યો તારી કને ને વિલોપન મળ્યું.

## ▢ સુરેશ દલાલ

ચાલને, આપણે ચાલી જઈએ.
ક્યાંક જઈને ખાલી થઈએ.

હૃદયમાં છે ભાર ઘણો
પારવાર છે અહીં ઋણો
એને તો હવે નહીં રે ખણો
ફૂલની સુગંધ પ્યાલી થઈએ
ચાલને આપણે ચાલી જઈએ.

આપણી દુનિયા, દુનિયાથી દૂર
વાંસળી સાથે રણકે નેપુર
આસપાસ રેશમના સૂર.
આપણું વન, વનમાળી થઈએ
ચાલને, આપણે ચાલી જઈએ.

## પાંચ મરાઠી કાવ્યો [] અભિજિત કશ્યપ

[૨૦મી સદીના ત્રીજા દાયકાના આરંભમાં સૌંદર્યવાદીવૃત્તિના અને ધ્યેયનિષ્ઠ બંડખોર યુવાન કવિઓ સાહિત્યમાં કંઈક નવું કરવાના ઉત્સાહથી નિયમિત ભેગા થતા હતા. આ મંડળી પહેલાં 'સન ટી ક્લબ' અને પછી 'રવિકિરણ મંડળ' ના નામે પ્રખ્યાત થઈ. એમાંના બે કવિઓની રચનાઓ :]

### હમણાં હમણાં [] શ્રી. બા. રાનડે

હમણાં હમણાં ક્યારેક હું ઘાસ, તો ક્યારેક પથ્થર હોઉં છું.
ઉઘાડી આંખોને જાગતો હોઉં ત્યારે દેખાતું નથી,
ઢાંકેલું સમજાય તોયે સમજાયેલું બોલાતું નથી,
સમજાયેલું પચતું નથી, તોયે ભૂખતરસ ભાંગતાં નથી;
માણસો વચ્ચે એકલવાયાપણાની ગર્દીમાં ગૂંગળામણ થાય
શું ? હજી 'કાલ' પૂરી થઈ નથી, 'આજ' શરૂ થઈ નથી,
તો આવતી કાલનો સૂર્ય ? ઊગશે તારે માટે શા પરથી
અને ભૂમિની ભમરડી પરે ઓલવાયેલા સૂર્યમાં
ચક્કર આવવાથી તો
કાલ સાથે અવકાશ પૂરો થશે ને વિશ્વ જ નહીં હોય
તો હું અનાથ કેમ ?
તો આમ કેમ વીસરું છું ખોવાઉં છું
પથ્થર પથ્થરમાં તારી સામે જોઉં છું
હમણાં હમણાં
આમ કેમ આ ?
કે આને જ કહે છે પાગલ ?

### કવિપ્રભાવ [] શ્રી. બા. રાનડે

પ્રભાવ મારો કેમ આટલો ઈતર જનો ન જાણે
કહું જેને તે તે કહેશે ખચિત લાગ્યું પાગલપન મને
મનમાં મારે આવે તત્ક્ષણ એ તારો કેવો ખડખડ હસે

કરું બધાંને બોલતાં હું:પશુને, પંખીને, લતાફૂલોને
વનમાં સુંદર નિર્ઝર મમ જાદુથી ગાતાં વહે
કહું હું કેટલું ? પ્રભાવ મારો બધો કોણ કદીયે કળે ?
સ્વજન મને સૌ કહેશે પાગલ એની મને નહીં ભીતિ
દોષ એવો કે હંસ સમજીને કાકા દે મને મોતી !
સૃષ્ટિનો હું પુત્ર લાડકો તેથી મને તે દાખવે
ભંડારો છાના નિજના ચાવી બધીયે આપે મને
કવિતા કેવળ જીવન જેમનું એમની કરું હું સેવા
હસે મને સૌ લોક ભલે મને તેની નહીં પરવા !

## સુગંધ [] શ્રી. બા. રાનડે

હે જગદીશ !
'સુગંધ તું જ' એ સમજાતાં જ
હું ફૂલ બન્યો, ફૂલમાં ખોવાયો, હરખ્યો
તૂટી શૃંખલાઓ સમાજની;
ન રહ્યો અંશ માનવતાનોયે !

બંધાયો સંબંધ વૃક્ષવેલી સાથે, પાંદડાં સાથે
પશુપક્ષીઓ સાથે પતંગ-કીટક-કૃમિઓ સાથે
ભૂ-જલ-અવકાશી સમગ્ર સજીવ સૃષ્ટિ સાથે
ભૂલ્યો બધું સ્થિર દૃષ્ટિ તેજોમય ભાસ્કર-તારકો પર
ફક્ત એક અહોરાત્ર
પડતાં કરમાઈને નિસ્તેજ માટીમાં
ભળ્યો પૂર્ણપણે નિર્જીવમાં
સરતાં ફૂલપણું વ્યાપ્ત છું જગ આંખામાં
એકરૂપ તારામાં
રહ્યો છે કેવળ સુગંધ-આનંદ, તું
હે જગદીશ !

## ૪૨૭ કવિતા ▯ શ્રી. બા. રાનડે

જીવવું

ખનિજની ઘડભાંગમાં, ઊર્જાના સરવાળા-બાદબાકીમાં
શિલ્લક શૂન્ય કરવાનો દેવાળિયો વેપાર
એટલે જીવવું
મોહક, ભાવાત્મક સંજ્ઞાપ્રવાહમાં ડૂબતાં
નિર્જીવ રાખ અવકાશમાં ફૂંકથી
વીખરાય ત્યાં સુધી હોવું
એટલે જીવવું
કાળા વિવરના અનાકલનીય
ઘનગૂઢમાંથી બહાર કોણ છટક્યું
એ ભુલાય ત્યાં સુધી હોવું
એટલે જીવન

## સર્વસ્વનો યજ્ઞયાગ ▯ માધવ જુલિયન

અંતરમાં સતત આગ આગ !
તેમાં વળી ઉપરથી દૈવ દે ડામ.
જળવિણ તરફડે મત્સ્ય

કાંઠે બંધાઈ કરે પ્રયત્ન.
ધ્યેય સામે તે જુએ ચડભડે સ્ફટિકશાંત હિમજલ તળાવ !॥૧॥

સ્વૈરાલાપી, પ્રેમપરાયણ
પુષ્પવિલાસી, કવિતાચારણ
ત્યાં જ પક્ષી પડે ફસાઈ જુઓ પણ દષ્ટિ સામે જે ઈન્દ્રબાગ !॥૨॥

પ્રીત શોધતાં થાકી હારી
થાય કંટાળીને સંન્યાસી
આવે સુભદ્રા મળવા નિષિદ્ધ તે જ્યારે રંગરાગ!॥૩॥

હૈયું ઝૂરે જેને ઝંખે
આવે ધીમે નિરાશા પછી તે
વિલંબ નિમિષનો જ નિરંતર! અવેળાએ જ તે જાગે!॥૪॥

મૃત જીવિત આ, જીવંત આ મૃતિ!
ટકશે ક્યાં સુધી મનુજની ધૃતિ?
હે અતકર્ય દેવ! શી તારી કૃતિ? સર્વસ્વનો યજ્ઞયાગ!:॥૫॥

## એક ફૂલ આપીએ

▯ હર્ષદ ચંદારાણા

બાંધવાં સગપણ એક ફૂલ આપીએ
લાવ, ખુદને પણ એક ફૂલ આપીએ

જે તને ખુદમાં જોઈને થયું મોહિત
એ કહે દર્પણ એક ફૂલ આપીએ

આપલે કરતા બેઉ હાથમાં ઉપવન
એ જ છે કારણ એક ફૂલ આપીશે

મ્હેકની દુનિયા થાય સૌની સહિયારી
આ હવાને પણ એક ફૂલ આપીએ

ચાલ જઈ પાછા એમને મળીએ ને
બોલીએ નહિ, પણ એક ફૂલ આપીએ

**બાશો [] સુ.દ.**

આ સવાર
મારા નવા પોશાકમાં -
અન્ય કોઈ.
*

ખેતરો, પર્વતો
આ પ્રદેશમાં
વસંત - નવ દિવસમાં.
*

નવું વરસ
બાશોના આશ્રમમાં
હાઈકુનો ગુંજારવ.
*

વાસંતી વરસાદ
વૃક્ષોની નીચે
પારદર્શક ઝરણું.
*

બિલ્લીનું મ્યાઉં મ્યાઉં ચૂપ
ચાંદની સ્પર્શે
શયનખંડને.
*

ચહેરા વિનાનાં - હાડકાં
ખેતરમાં વીખેરાયેલાં,
પવન વહેરે છે મારાં લોહીમાંસ.
*

પાનખરિયો વરસાદ
વાંદરાને પણ જરૂરિયાત
રેનકોટની.
*

**મને સૂંઘ [] હર્ષદ ચંદારાણા**

એક કળીએ કહ્યું કે મને સૂંઘ
તે દિ'ની ભમરાની ઊડી ગઈ ઊંઘ

મૂંગી કળીને મેલી, રૂમઝૂમતી ચાલશે
વાયરાની સંગ જશે, પછી ના આવશે
એ ખુશ્બૂને, ભમરા, પાંખોથી રૂંધ.

દાંડલીએ દાંડલીએ ફૂટ્યા ફુવ્વારા
પાંખડીએ પાંખડીએ ભીના અંગારા
ભમરાની આંખોમાં આંસુની ધુન્ધ

જાગ, પતંગિયા -
ખૂબ મોડું થયું છે,
આપણે સાથે કાપવાના છે જોજનોના જોજન.

ફૂલો, -
પહાડને રસ્તે
કેટલાં બધાં મૂલ્યવાન.
*
બરફ-છાઈ સવાર-
એક પછી એક
કાગડાની કતાર.
*
આવો, જુઓ, સાચમસાચ્ચાં
ફૂલો
આ વ્યાથાપૂર્ણ વિશ્વના.
*
પાનખર - પાંદડાઓ
અને વાદળાઓ પણ
લાગે વૃદ્ધ.
*
ઓ કરોળિયા, ક્રંદન
તું કરે છે કે-
પાનખરનો પવન ?
*
આવી સુગંધ-
કયાંથી
અને કયા વૃક્ષની ?
*
સવારનાં ફૂલોમાં
હું તલસું છું જોવાને
ઇશ્વરનો પહેરો.

મિત્રો છૂટા પડે છે.
સદા માટે-
પંખીઓ ખોવાય છે વાદળમાં
*
ઝાકળનાં બિંદુઓ
કેવી સરસ રીતે ધોઇ નાખે છે
દુનિયાની ધૂળને ?

## જાઉં એ પહેલાં

[] સુભાષ મુખોપાધ્યાય [] સુ.દ.

(બંગાળી)

તું જ્યારે ઊંઘતી હશે ત્યારે
હું આવીશ અવારનવાર.
નહીં કરતી બંધ દ્વાર
નહીં રાખતી મને રાહ જોતો
એકલવાયો, બ્હાર.

હું તને જોઈશ અંધકારમાં
મૌનમાં, હું તને શ્વાસેશ્વાસ ભરી દઈશ.
જાઉં એ પહેલાં હું ચૂમીશ
તારા હોઠ.

MORNING [] GEORGE SEFERIS

Open your eyes and unfold
the black cloth fully and stretch it
open your eyes wide fix your eyes
concentrate concentrate now you know
that the black cloth unfolds
not in sleep nor in water
nor when the eyelids close wrinkled
and sink at an angle like shells
now you know that the black skin of the drum
fully covers your horizon
when you open your eyes rested, like this.
Between the equinox of spring and the equinox of autumn
here the running waters here the garden
here the bees sounding in the branches
and buzzing in a child's ear
and there the sun! and the birds of paradise
a huge sun greater than the light.

[] **દીપક કરુણાકર**

હવામાં એક દરિયો ડૂબ્યો છે. હવામાં એક માછલી તરે છે. સૂરજ આભે ઊગ્યો હવા આથમી ગઈ. હવામાં ચાંદની તરફડે છે. હવા ... પતંગ, ફુગ્ગો, પરપોટો, બરડ ડાળીની વચ્ચેનો નંદવાતો અવકાશ - હવા એક પાગલ સ્ત્રી જેવી - રખડતી, ભટકતી, રઝળતી, ક્યારેક દરિયાના ખડક પર નગ્ન થઈને નાચતી. હવાના સ્તન પર વૃક્ષની ડાળીઓના ન્હોર. હું હવાને શોધું છું અથવા...

[] મહેશ દવે

કરે છ જોને કેવી કરામત કમાલ કાળ !
એવી જગાએ લાવ્યો જેની હતી ન ભાળ.

ભરવું તો હતું મારે એનું ભવન વિષાદે
એણે જ મારી ડાળે બાંધ્યા ઝૂલા ને માળ

મારા જ મનને જાણે હું ઓળખી શક્યો ના
શું દોડવું'તું મારે ને એણે દીધો છે ઢાળ ?

મારાં ગીતોમાં કયાં છે સુગંધ તારા જેવી
તાજાં ફૂલો વિનાની કરમાય છે આ ડાળ

રીસ, રોષ તારો; સંભળાવ્યું કેટલુંયે
પણ બેવફા કહીને કેવી દીધી છે ગાળ !

તારું હૃદય છે દરિયો જોઇએ કશું ન મારે
લોકો ભલે ને માને તું માછલી હું જાળ.

## પ્રભુપ્રીતિ અને શ્રદ્ધાના ઉત્કટ ભાવનાં પ્રાર્થનાગીત [] ગ્રંથિન્

મારી પ્રાર્થનાનું ગીત, સુરેશ દલાલ, પ્ર. આ. ૧૯૯૫ અને મારી પ્રાર્થનાનું સંગીત, સુરેશ દલાલ, પ્ર. આ. ૧૯૯૬. ઇમેજ પબ્લિકેશન્સ
પ્રા. લિ. અમદાવાદ-૯, મુંબઇ-૨, મૂલ્ય પ્રત્યેકના રૂ. ૨૫ અને પૃ. પ્રત્યેકનાં ૬૪.

આ બંને સંગ્રહોનાં ગીત અધ્યાત્મ - ભક્તિનાં છે. નરસિંહ - મીરાંનાં પદોથી, સહજ છે કે આજનાં ગીતોની ભાવાભિવ્યક્તિ નિરાળી હોય. પ્રભુપ્રીતિ અને શ્રદ્ધાનો ઉત્કટ ભાવ આ ગીતોમાં ગુંજ્યા કરવો ગમે એવા લયમાં પ્રગટ્યો છે. પ્રસાદગુણ, મધુર પદાવલિ, સહજસરસ પ્રાસરચના, દશ્યશ્રાવ્ય ને સ્પર્શક્ષમ સૃષ્ટિ રચી આપતાં ઉપમાદિ અલંકારો અને પ્રતીકકલ્પનોનો સુભગ વિનિયોગ સુરેશ દલાલનાં ગીતોનો વિશેષ છે.

સુરેશ દલાલે અનેકવિધ ભાવનાં ગીતો આપ્યાં છે ને વિસ્મય એનો સ્થાયી ભાવ છે. પ્રભુપ્રીતિ અને રાધાકૃષ્ણ - મીરાં, મનુજપ્રણયની વિવિધ છટાઓ, મનુજપ્રેમ, જીવન અને જગતનાં માધુર્ય ને કરુણતા... આવા ભાવવૈવિધ્ય સાથે જ આ કવિ ગાંભીર્ય, મધુરતા, હળવાશ, રમતિયાળપણું, કટાક્ષ ઇત્યાદિ અભિવ્યક્તિની રીતિઓ દ્વારા પણ વૈવિધ્ય સિદ્ધ કરે છે. ગીતોના ઉપાડ તો ભાવકો માટે અનેરું આકર્ષણ બને છે. પ્રસ્તુત સંગ્રહોમાં એમનાં કેવળ પ્રભુપ્રેમનાં ગીતો છે ને એમાં પણ આ બધી ખૂબીઓ માણી શકાય છે.

મનુષ્યના ઇશ્વર પ્રત્યેના ભાવની અભિવ્યક્તિનાં, હૃદયની પ્રાર્થનાનાં આ કાવ્યોમાં, પ્રભુ એટલે સર્વવ્યાપક પરમાત્મા જ છે. ક્યાંક એ કૃષ્ણરૂપે કાવ્યના કેન્દ્રમાં જણાય છે, પણ એ ધર્મસંપ્રદાયના કોઇ વાડામાં બદ્ધ નથી, કૃષ્ણરૂપે પણ વ્યાપક પરમાત્વ જ અભિપ્રેત છે, એમ અનુભવાય છે.

આ બધી વિશેષતાઓ સાથે કવિ કલ્પનાની લીલયા રમણ' માણવા જેવી છે :

"તારા કમલ-ચરણ પર દષ્ટિ.
ચરણ-કમલ ને નયન-કમલની અનુપમ સુંદર સૃષ્ટિ."

*

"કોઇ રસ્તાની ધારેધારે બેસી સાંજ સવારે
તારી રાહે જોઉં છું."

આ પુસ્તિકાઓનું બીજું આગવું આકર્ષણ છે એનું નાનકડું કદ, પાકું બાઇન્ડિંગ અને સૌમ્ય-સુંદર મુખપૃષ્ઠ.

આવી સુંદર પુસ્તિકાઓ સાતત્યથી પ્રગટ કરતા રહેવા બદલ ઇમેજ પબ્લિકેશન્સને અભિનંદન.

## પાદરમાં ભડભાંખળું [] હરિહર જોશી

પાદરમાં ભડભાંખળું ને ફળિયે માઝમ રાત, સૈયર શું કરીએ !
ચૂલાનું મોં સાંકડું ને ચડવ્યો કોલમ ભાત, સૈયર શું કરીએ !

સાખું બેઠી આંબલે ને હૈયે લાગ્યા ભાર, સૈયર શું કરીએ !
વેલ્ય વધી ગૈ થાંભલે મોભે ખાધા માર, સૈયર શું કરીએ !

ઊભી'તી શું બારણે ને મા એ પાડી બૂમ, સૈયર શું કરીએ !
પાણી ભરવા નીસરી ને ઈંઢોણી થૈ ગુમ, સૈયર શું કરીએ !

ત્રાંબાકૂંડી જળેભરીને માંજી ત્રાંબા હેલ્ય, સૈયર શું કરીએ !
ઊંચી ઘરની ઓસરી ને ઘમકે ઘૂઘર વેલ્ય. સૈયર શું કરીએ !

ત્રણ મણ રૂનું ગાદલું ને મખમલિયો ઓછાડ, સૈયર શું કરીએ !
દરજીનું ઘર માંદલું ને થઇ જાશે વઢવાડ, સૈયર શું કરીએ !

સાળ ચડાવી સૂપડે ને ખાંડણિયામાં ઘઉં, સૈયર શું કરીએ !
સાકર ગૂણી ઊપડે ને અડધી અડધી થઉં, સૈયર શું કરીએ !

કવિનો શબ્દ : કવિતાનું તીર્થધામ
તંત્રી : સુરેશ દલાલ
સળંગ અંક : ૧૭૨
વર્ષ ૨૯ : અંક ૪ : એપ્રિલ ૧૯૯૬
મુખપૃષ્ઠ સજાવટ : દિલેશ દલાલ



# કવિતા



**ખાસ સૂચના :** કોઈ પણ કાવ્ય એક વખત બીજે ક્યાંય છપાયેલું હોય તે ફરીથી મોકલવું નહીં.
**અપ્રગટ કાવ્ય જ મોકલવું. પ્રસિદ્ધ થતા લેખોના અભિપ્રાયની જવાબદારી લેખકની છે.**

**સૂચના :** વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તોપણ પોસ્ટકાર્ડ, ઈનલેન્ડ લેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફુલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળવા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થવા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટ્સ વિભાગ સાથે કરવો.

**લવાજમ :** દેશમાં ૮૦/- રૂપિયા, પરદેશમાં સીમેલ રૂા. ૧૭૦/-, એરમેલ રૂા. ૨૭૦/-, આ અંકના ૧૫/- રૂપિયા

બહારગામનું લવાજમ "SAURASHTRA TRUST"ના નામથી મનીઓર્ડર/ડ્રાફ્ટ મોકલવા વિનંતી.

**પત્રવ્યવહારનું સરનામું :** સર્ક્યુલેશન મૅનેજર, જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, કોટ, પોસ્ટ બોક્સ નં. ૬૨, મુંબઈ-૧. T.P. 2870831, FAX No. (022-2874097

**મુદ્રક અને પ્રકાશક :** સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી ધીરુભાઈ દેસાઈ, જન્મભૂમિ કાર્યાલય, જન્મભૂમિ માર્ગ, કોટ, મુંબઈ-૧.

**મુદ્રણ સ્થળ :** મે. પ્રીન્ટેજ પ્રા. લિ. સન મિલ કમ્પાઉન્ડ, સન મિલ રોડ, લોઅર પરેલ, મુંબઈ-૪૦૦ ૦૧૩.

# કવિતા

**ધી રજિસ્ટ્રેશન ઑફ ન્યૂઝ પેપર્સ (સેન્ટ્રલ) રૂલ**
**૧૯૫૬ અન્વયે ''કવિતા'' પત્ર અંગેની માહિતી**
**ફોર્મ નં. ૪ (જુઓ રૂલ નં. ૮.)**

| | | | |
|---|---|---|---|
| ૧. | પ્રકાશનનું સ્થળ | : | જન્મભૂમિ ભવન,<br>જન્મભૂમિ માર્ગ, મુંબઈ – ૪૦૦ ૦૦૧. |
| ૨. | પ્રકાશનની સામયિકતા | : | દ્વૈમાસિક |
| ૩. | મુદ્રકનું નામ | : | ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ |
| | રાષ્ટ્રીયતા | : | ભારતીય |
| | સરનામું | : | ડી–૨૦૬, વીણાનગર, એસ. વી. રોડ, મલાડ (પશ્ચિમ<br>મુંબઈ – ૪૦૦ ૦૬૪. |
| ૪. | પ્રકાશકનું નામ | : | ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ |
| | રાષ્ટ્રીયતા | : | ભારતીય |
| | સરનામું | : | ડી–૨૦૬, વીણાનગર, એસ. વી. રોડ, મલાડ (પશ્ચિમ<br>મુંબઈ – ૪૦૦ ૦૬૪. |
| ૫. | તંત્રીનું નામ | : | ડૉ. સુરેશ દલાલ |
| | રાષ્ટ્રીયતા | : | ભારતીય |
| | સરનામું | : | ૧૩૩, હસા મહાલ, દલામલ પાર્ક, કફ પરેડ,<br>મુંબઈ – ૪૦૦ ૦૦૫. |
| ૬. | જે વ્યક્તિઓ આ અખબારના માલિક હોય અને કુલ થાપણના એક ટકાથી વધારે થાપણ રોકનાર ભાગીદારો અથવા શેરહોલ્ડર હોય તેમનાં નામ તથા સરનામાં | : | સૌરાષ્ટ્ર ટ્રસ્ટ (બૉમ્બે પબ્લિક ટ્રસ્ટ ઍક્ટ, ૧૯૫૦ અન્વ<br>રજિસ્ટર્ડ)<br>જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ,<br>મુંબઈ – ૪૦૦ ૦૦૧. |

હું ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ આથી જાહેર કરું છું કે ઉપર આપેલી વિગતો મારી વધુમાં વધુ જાણ અને માન્યતા મુજબ સાચી છે.

તા. ૨૦-૪-'૯૬

ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ
પ્રકાશકની સહી

## મીંડાં વીણ્યાં ▯ રમેશ પારેખ

વગડામાં ફરીફરી મીંડાં વીણ્યાં રે મુંને એકડો એક્કેય જડયો નહીં
હાય, મારી સૂંડલી તો વાંઝણી જ રહી !

કેટલાં શુકન જોઈ વગડાના મારગે સવારે કીધાં 'તાં પરિયાણ,
સાંજ લગી ભટકી છતાંય તે ન આવ્યું મુંને કોઈ એકડાનું ઓસાણ,
પાછાં વળતાં રે મારાં આંસુના ટીપેટીપે મીંડાં હું ઠાલવતી ગઈ

હું છે તે ખાલીખમ આવી પણ પગ મારા વળતાં લઈ આવ્યા ફરફોલા,
માથું પછાડતાં જ ખાતરી થઈ કે મારા ફળિયાના પથ્થરો છે પોલા,
પછી રાત પડી, એ તો એવી પડી કે નથી જેની સવાર હજી થઈ !

## પ્રોષિતભર્તૃકાની ઉક્તિ [] રમેશ પારેખ

ગણું છું હવે ૧,૨,૩,૪,૫,૬,૭!
ને બાવળને બાથ ભીડી હોય એવી રાત...

છાતીના ધબકારા ગણતાંગણતાં રે મારો નંદવાય કાચેરો નખ્ખ
ગોખલામાં ફેંક્યું પછાડતા દીવામાંથી દડદડતું પીળચટ્ટું વખ્ખ
ગણું છું હવે ૧,૨,૩,૪,૫,૬,૭!
ને ફરી ફરી ખોલું ને સંકેલું જાત...

ઘરના અરીસા અવાવરુ થયા એનો કરું હવે કેટલો ઉચાટ?
પિયુજી ગયા તે પછી દહાડા ગણતાં આ મારાં અંગોને લાગ્યો છે કાટ!
ગણું છું હવે ૧,૨,૩,૪,૫,૬,૭!
ને આંખમાંથી ટીપેટીપે પાડું પરભાત...

## ગીત [] ઉજમશી પરમાર

નકોર પર્વત થયો રાખનો ઢગલો એક ધડાકે,
ભરમ એવડો ભવ આખાનો આવ્યો મારા ભાગે.

કંકુના થાપામાં આ તે તરડ પડી કે વીજળી?
આંખે આંજી જાતી આંસુના સૂરમાની સળી.,

દરિયા ખાલી થઈ જાતા રે દવના એક ધુબાકે.

નભ કચરે, પાતાળ ધકેલે, દિશાઓ દે હડસેલા,
કૈંક ટકી જાવાને ઝાંવા દઈએ ગાંડા ઘેલા;

શીળી બીજના ચાંદાની કૈં અણી કાળજું કાપે.

## કાલિન્દી પરીખે લીધેલી મુલાકાત

**નામ :** રમેશ પારેખ
**પિતાનું નામ :** મોહનલાલ (ઝવેરભાઇ પારેખ)
**માતાનું નામ :** નર્મદાબહેન
**પત્નીનું નામ :** રસીલા
**સંતાનોનાં નામ :** નેહા (પુત્રી) નીરજ (પુત્ર)
**પ્રિય લેખકોનાં નામ :** હું કૃતિનિષ્ઠ ભાવક છું. વાંચું છું એમાંથી જે ક્ષણે જે કૃતિ ગમી જાય તે સર્જક મારો પ્રિય લેખક બની જાય છે, એટલે મારા આ વિધાનનો એવો પણ અર્થ થઇ શકે કે બધા સર્જકો ગમે છે. સારું લખે તે સૌ પ્રિયજન છે.
**શોખ :** સાહિત્ય, સંગીત, ચિત્રકલા અને એવા ઘણા બધા શોખ, જે આનંદનો અનુભવ કરાવે. પણ હવે કેટલીક અંગત મર્યાદાને લઇ બધી જ પ્રવૃત્તિઓમાં યોગ્ય સમય ફાળવી શકતો નથી.
**ઇશ્વર અંગેની માન્યતા :** ઇશ્વર હોવો જ જોઇએ એવી દઢ પ્રતીતિ છે. નહીંતર આ માણસ જાતની વૃત્તિઓને નિયંત્રિત કરે છે કોણ? પરંતુ ઇશ્વર છે જ - એવી પ્રતીતિ થવી બાકી છે; પરંતુ હું આ બાબતમાં positive છું - મેં એકપક્ષી સ્વીકાર કરી લીધો છે કે ઇશ્વર છે. હવે ઇશ્વરનું કામ છે કે એણે પોતાના હોવાની પ્રતીતિ મને કરાવવી !
**પ્રેરણામૂર્તિ :** મૂર્તિ શબ્દ પોતે જ ચેતનાનો અભાવ સૂચવે છે. જીવતોજાગતો પ્રત્યેક માણસ પ્રેરણાસ્રોત છે. સાહિત્યને જીવનસમગ્રનું પ્રતિબિંબ માનીએ તો જીવન સમગ્ર કોઇ એકમાં જ સમાઇ જતું નથી. આ બહુરત્ના વસુંધરાને પંચેન્દ્રિયપૂર્વક જેટલું સ્પર્શાય, સમજાય તેટલું ગ્રહણ થાય, આપણી શક્તિમર્યાદા અનુસાર એ સર્જનની પ્રેરણા બને છે, આવી મારી સમજણ છે.

## ઇશ્વરની ક્રિયા

▯ અબ્દુલ ગફાર કાઝી

ઇશ્વર પણ કેવો ક્રિયાશીલ છે
સૂરજને જીવન આપે છે
ને,
ફૂલોની શૈયામાં
ઝાકળને મૃત્યુ...

## ગીત || નયન દેસાઈ

ખાલીખમ કમરામાં ચકલીનું ઊડવું ને પાંખોનું ફરફરવું ચીંચીંથી અળગા થવાય છે નાર્ઈના...
બારીમાં કૂંડું ને કૂંડામાં લીલુંછમ ચોમાસું ઊતરે તો ચકલીની માફક નવાય છે નાર્ઈના...

ચકલી તો વૃક્ષોની ડાળીની પટરાણી ધરતીને સમદરને વાયુને આકાશ ઓઢીને ઝૂલે છે,
સામેના ઘરમાંથી મઘમઘતા કોઈ ગીતનું મધમીઠું પરબીડિયું કન્યાના અધરોની વચ્ચેથી ખૂલે છે,
પૂર્વાપર સંબંધો ચકલીને કન્યાના બંધાયા કઈ રીતે એવું કાંઈ કોઈને પુછાય છે નાર્ઈના...

ચકલીમાં વત્તા એક ચકલીને ઓછામાં સૂનો અરીસો છે બે ચાર ભીંતો છે બે ચાર ખીંટી છે
ચકલી તો પીંછાનો ઢગલો છે, ચકલી તો ભોળી છે ચકલી શું જાણે કે સામે અગાશીમાં આવે એ સ્વિટી છે
સોનાની પાંખોથી, રૂપાની ચાંચોથી, હિરાની આંખોથી ચકલીને ભાગી શકાય છે નાર્ઈના...
ખાલીખમ કમરામાં ચકલીનું ઊડવું ને પાંખોનું ફરફરવું ચીંચીંથી અળગા થવાય છે નાર્ઈના...

## [] સ્વામી આનંદમનજી

ભવનો ફેરો નકામો
ભજન વિના ભવનો ફેરો નકામ.
ઓ ભેરુ મારા ! ભવનો ફેરો નકામ.
ભજન-કીર્તન એ તો ઝાડનો છાંયડો
જાણે કે અક્ષરધામ
ઓ ભેરુ મારા !
ભજન વિના ભવનો ફેરો નકામ.

એક એક શબદ એવો રુઝવે ઘાવને
તાવને ટાળી દિયે દૂર;
તાપ-સંતાપને શાતાથી બાળતો :
ભાગતાં જાય છે અસૂર
સંસારમાં કોઇ ન આવે કામ
ઓ ભેરુ મારા !
ભજન વિના ભવનો ફેરો નકામ

આપણને આપણી ગુફા ભલી રે ભાઇ
ભલો આપણો જ હિમાચલ પહાડ
આપણે આપણા બીજ થઇને વીરા !
આપણે થઇએ ઝાડ.
લાડથી પરભુજી પછી આવે આમ
ઓ ભેરુ મારા !
ભજન વિના ભવનો ફેરો નકામ.

[] **સ્વામી આનંદમનજી**

અમને આભડે નહીં કોઇ હવે એરુ
ભજન એ જ ભેરુ : ભજન એક ભેરુ
ભવના જંગલમાં એક મારું દહેરું
ભજન એ જ ભેરુ : ભજન એક ભેરુ

કેટલાયે રંગ બધા ઊડી ગયા સામટા :
અમને લાગ્યો છે રંગ એક ગેરુ
કાંઇ કશું માગું નહીં : સંસારનું તાગું નહીં
મારો વ્હાલો પ્હેરાવે એ જ પ્હેરું

મારું નહીં : તારું નહીં : બંદર કે બારું નહીં
શીળી લ્હેરખીની જેમ હવે લ્હેરું
હરતી જાઉં, ફરતી જાઉં, માછલી જેમ તરતી જાઉં
વ્હાલમને ગાઉં અને તુલસી ઉછેરું

[] **રાબિયા** [] **સુ. દ.**
(પરિચિત)

હું તો
દરવાજાની રખેવાળ તરીકે
કામ કરવાની લાયકાત ધરાવું છું
અને એટલા માટે જ :
મારી ભીતર છે એને બહાર જવા દેતી નથી
મારી બહાર છે એને અંદર પ્રવેશવા દેતી નથી
કોઇ જો અંદર આવી પ્હોંચે તો જાય સીધો બહાર
એને મારી સાથે નથી કોઇ લેવા દેવા
હું તો હૃદયની રખવાળી છું
કોઇ ભીની માટીનો લોંદો નથી

## MANY AND MORE

[] MAYA ANGELOU

There are many and more
who would kiss my hand,
taste my lips,
to my loneliness lend
their bodies' warmth

I have want of a friend

There are few, some few,
who would give threir names
and fortunes rich
or send first sons
to my ailing bed

I have need of a friend

There is one and only one
who will give the air
from his failing lungs
for my body's mend

And that one is my love

## છે અને હશે [] માયા એન્જેલુ

[] મહેશ દવે
(અમેરિકન)

મારા હાથ ચૂમવા
મારા હોઠ ચાખવા
એકલાતા મારી તાપવા
હૂંફ શરીરની આપવા
ઘણાય છે અને હશે
પણ મને ઝંખના છે મિત્રની

એમના નામથી નવાજવા
ધનથી મને લાદવા
દીકરા પહેલા ખોળાના
મોકલી મને સંભાળવા
થોડાક છે અને હશે
પણ મને જરૂર છે મિત્રની

છે એક ને એક માત્ર
ભલે ભાંગતા હોય ગાત્ર
પણ પૂરશે મારા શ્વાસ
જેથી જીવું શકું, હાસ
અને એ જ છે મારો, મારો સજણ.

[] સ્વામી આનંદમનજી

હરિ ! તારે છાંયડે બેઠો છું
ઝરે છે ઝીણાં ઝીણાં ફૂલ.
સૂર અને નેપુરનું કેવું
ગુંજે છે ગોકુલ.

માધવ તારે માંડવે બેઠો છે
જીવ મારો થઈને રાધા, શ્યામ.
હથેવાળો થાય પછી તો
કોઈનું નથી કામ.

હરિ ! તારા હેતનો ભૂખ્યો છું
તરસના તટ પર બેઠો છું.
આમ જુઓ તો આભથી ઊંચો
ને ધૂળથી હેઠો છું.

[] રાબિયા [] સુ. દ.
(પર્શિયન)

હે મારા પરમેશ્વર
જો હું નરકના ભયથી તને ભજું
તો તું મને નરકમાં જ બાળી મૂકજે.

જો હું તને સ્વર્ગની આશાએ ભજું
તો મને એના દરવાજે જ અટકાવજે.

પણ જો હું
કેવળ તને તારે જ કારણે ભજું
તો મને તારા ચહેરાનું સૌન્દર્ય આપજે.

કવિતા

## *Waiting* [] William Carlos Williams

When I am alone I am happy.
The air is cool. The sky is
flecked and splashed and wound
with color. The crimson phalloi
of the sassafras leaves
hang crowded before me
in shoals on the heavy branches.
When I reach my doorstep
I am greeted by
the happy shrieks of my children
and my heart sinks.
I am crushed.

Are not my children as dear to me
as falling leaves or
must one become stupid
to grow older?
It seems much as if Sorrow
had tripped up my heels.
Let us see, let us see!
What did I plan to say to her
when it should happen to me
as it has happened now?

## **મારો દીકરો** [] રઘુવીર સહાય [] અભિજિત કશ્યપ

(હિંદી)

મેં જોયું મારો એક મોટો દીકરો હતો
પરદેશમાં હતો એ
જે દિવસે એણે આવવાનું હતું, ન આવ્યો.
પછી એકાએક જાણ્યું કે એ ક્યારેય હતો જ નહીં

[] મણિલાલ ગાલા [] કિશોર શાહ
(કચ્છી)

રસ્સી વિના
ઊંડી વાવમાં મારું ઊતરવું
ને તૂટેલી હાંડલીમાં
ખદખદવાનો અવાજ
હું પોતે પાણીને વહાવું છું.

કાળને બાંધી દિવસ દરમિયાન સોદાગરની
પોઠ લઈ આવવી -
રેશમની દોરી બાંધેલ ભેટ આપવાનું મજબૂત ખોખું
શરીર પર ઢાંકેલું હોય છે
અને આખા શહેરમાં ફરતું હોય છે સાદનું મીઠું કેદખાનું

તને અને એને જે જોઈએ છે મારામાંથી
અને મને જે જોઈએ છે બધામાંથી
વાત ત્યાં ઘુમરાય છે કે
હું મારા વિના કોરો છું?
જવાબ વાળવાની જે ઇચ્છા નથી થતી
એનો પ્રશ્ન સતત સંતાપે છે.

એક માણસ (નામ ભૂલવાનો ઢોંગ હું કરી શકું) અને
બીજો માણસ (નામ લખવાની ક્રિયા પણ હું કરી શકું)
એમનો વિચાર મને તદ્દન ઊટકીને ફેંકી દે
આવી પસંદગીમાં હું અંગાર રાખી શા માટે ધખું છું?

માત્ર આદિમ વૃત્તિઓ અને
સર્જનનું તીવ્ર સ્પંદન ઊભું કરનાર બિંબની
વચ્ચેનું કશું જ નથી જોઈતું એમ કહીને
ખખડાવી નાખવાની રીતસરની ચાલમાંથી
કોને નીકળી જવું હોય છે?

જાણું છું કે ક્યાં જોઈએ છે મારી ગેરહાજરી.

## ભર્યો છે [] ભગવતીકુમાર શર્મા

ગઝલ

તારાઓથી આકાશનો વિસ્તાર ભર્યો છે;
જોઈ લે કે મેં જખમોનો દરબાર ભર્યો છે.

હુક્કામાં ટકોટક થતો અંગાર ભર્યો છે;
નિઃશ્વાસનો સંભવ મેં ધુંવાધાર ભર્યો છે.

વાંચી ન શકાતી હવે સ્પંદનની આ ભાષા;
નહિતર તો કણેકણ વિશે અણસાર ભર્યો છે.

તેથી તો હયાતીનો અનુભવ છે વધારે;
ખંડેરમાં કંઈ સદીઓનો સૂનકાર ભર્યો છે.

છે પૂર્ણ, વધુ પૂર્ણ, થશે પૂર્ણ હજી પણ;
પ્યાલો આ મદિરા વડે ચિક્કાર ભર્યો છે.

આંસુની જરા અંજલિ છાંટું કે સજીવન!
નિષ્પ્રાણ શબદમાં હજી ધબકાર ભર્યો છે.

કહેતાં જ રહો વાત હૃદય ઠાલવી કાયમ;
ઇતિહાસ – પુરાણોમાં મેં હોંકાર ભર્યો છે.

## એક વાર તો ! ॥ ભગવતીકુમાર શર્મા

(ગીત)

એક વાર તો ઝૂમી લઈએ, એક વાર તો !
આ ભવમેળે ઘૂમી લઈએ, એક વાર તો !....

ઈચ્છાનું છલકાય સરોવર,
તેમાં ડૂબે-તરે ચરાચર.

ચાલને એવા ખાંડવવનમાં :
મળવું, બળવું બધું બરાબર !

સુખ-સરનામું પૂછી લઈએ એક વાર તો !
શોધી કોઈ નજૂમી લઈએ એક વાર તો !...

જીવવું તે રણનો ફેલાવો,
એમાં બે-ત્રણ ગુલાબ વાવો !

સુગંધ, ઝાકળ, કાંટાનો રસ
પીને સુક્કા હોઠ ભીંજાવો !

અધરથી આંસુ લૂછી લઈએ એક વાર તો !
આભ જેવડું ચૂમી લઈએ એક વાર તો !

## અઢી અક્ષરનું ચોમાસું ▯ ભગવતીકુમાર શર્મા
(ગીત)

અઢી અક્ષરનું ચોમાસું ને બે અક્ષરના અમે,
ખોટ પડી અડધા અક્ષરની, સજન, પૂરજો તમે !

ત્રણ અક્ષરના ચોમાસે આ બે અક્ષરની વીજ,
બે અક્ષરનો મોર છેડતો સાત અક્ષરની ચીજ !

ચાર અક્ષરની ઝરમર ઝીલતાં રૂંવાડાં સમસમે,
ખોટ પડી અડધા અક્ષરની, સજન, પૂરજો તમે !...

ચાર અક્ષરના બાર મેઘમાં છલબલ આપણાં ફળિયાં,
આંખમાં ઊમટ્યાં પાંચ અક્ષરનાં ગળાબૂડ ઝળઝળિયાં.

ત્રણ અક્ષરનું કાળજું કહોને, ઘાવ કેટલા ખમે ?
ખોટ પડી અડધા અક્ષરની, સજન, પૂરજો તમે !...

પાંચ અક્ષરનો મેઘાડમ્બર, બે અક્ષરનો મેહ,
અઢી અક્ષરના ભાગ્યમાં લખિયો અઢી અક્ષરનો વ્રેહ !

અડધા અક્ષરનો જો તાળો મળે તો સઘળું ગમે,
ખોટ પડી અડધા અક્ષરની, સજન, પૂરજો તમે !

[] કૃષ્ણકાન્ત વૈશાણી

રૉકિંગ - ચેરમાં બેઠેલા
એક વૃદ્ધને મેં જોયો
શિયાળાની સાંજે.
આછા અજવાળામાં એ ઝૂલતો હતો
કદાચ, એ પોતા કને પોતાના ભૂતકાળમાં
ખૂલતો હતો.
બિડાતા કમળમાં ભમરો પ્રવેશે
એમ એ પ્રવેશતો હતો
ભજવાઇ ગયેલા દશ્યની સૃષ્ટિમાં.
હું જોયા કરું છું વૃદ્ધને-
એના ખ્યાલના તાવમાં ઝૂલતી
રૉકિંગ લ ચેરને.

એક આવા જ શિયાળાની સાંજની
હું કલ્પના કરું છું :
બારી-બારણાં ખુલ્લાં છે
આછાં પાછાં અજવાળાં છે-
અને ખાલીખમ રૉકિંગ-ચેર
ઝૂલ્યા કરે છે.
ઝૂર્યા કરે છે - ઝુરાપાના લયમાં.

**બેઠા** [] ભગવતીકુમાર શર્મા

(ગઝલ)

ઉમ્બરો છોડી દ્વારમાં બેઠા;
મૃત્યુના ઇન્તજારમાં બેઠા.

સાંજે બેઠા, સવારમાં બેઠા,
માત્ર તારા વિચારમાં બેઠા.

તોય અકબંધ મારી એકલતા,
જઇ ભલેને હજારમાં બેઠા

જગમાં આવ્યા તો એમ લાગ્યું કે
જાણે એક, કારાગારમાં બેઠા !

જેને મળવું હશે મળી લેશે,
આ અમે તો બજારમાં બેઠા !

સાદ પડશે અને ઊઠી જઇશું,
ક્ષણની પણ આરપારમાં બેઠા.

એક આછા ઉજાશની આશા
લઇ અમે અંધકારમાં બેઠા.

[ગઝલ]

થોડીક મળસ્કાતી ક્ષણો દે છે ગુજારી;
ઝાકળ છે: મળે ફૂલ કે કાંટાની પથારી.

સૂરજનો ઘડૂલો તો છે આકાશમાં ઝળહળ;
એ કોણ હતું જેણે હતી હેલ ઉતારી?

અસ્તિત્વ - અનસ્તિત્વ સમો પ્રશ્ન ખડો છે:
બારીથી હું છું કે છે મારા વડે બારી?

આજે જો નહીં, કાલ એ ખૂટી જ જવાના;
આ શ્વાસ ભર્યે જાઉં છું હું એમ વિચારી.

સંભળાય છે ટહુકાઓ સતત સર્વ દિશાથી;
અદશ્ય કોઇ બેઠો છે અદ્‌ભુત સિતારી.

આંસુએ સદા વહેવાનો નિર્ધાર કર્યો છે;
એ રીતે મળે આપના પાલવની કિનારી.

તારાઓ અજાણ્યા અને જન્મોય નવા છે;
મારા આ હૃદય-વ્યોમની હદ કોણે વધારી?

**અમે બેઠાં છીએ** [] ભરત ભટ્ટ 'તરલ'

શ્વાસની ઓઢી પિછોડી ને અમે બેઠાં છીએ,
જીવને તોડી-મરોડી ને અમે બેઠાં છીએ.

આ હયાતી નામની આબોહવા તૂટી નહીં,
કિન્તુ, પરપોટાને ફોડીને, અમે બેઠાં છીએ.

કેમ તું તોડીશ બેઉ પગ ધરી દીધાં તને?
હાથ પૂછે છે હથોડીને અમે બેઠાં છીએ.

આ સમય ચાબુક મારે ને ભલે ચાઠાં પડે,
અશ્વ માફક ખૂબ દોડીને અમે બેઠાં છીએ.

ચીતરે છે કોઇ રંગોળી સતત આંખો વડે,
કોઇ પૂરે છે ચિરોડી ને અમે બેઠાં છીએ.

**પીડાનો અર્થ** [] ભરત ભટ્ટ 'તરલ'

દરેક રસ્તો વફાદારીને ક્યાં નિભાવે છે?
સમજદારી જ યંત્રોને દિશા બતાવે છે.

કરુણામય વસ્યું છે આખું વિશ્વ આંખોમાં,
પીડાનો અર્થ મારા વિશ્વને સતાવે છે.

મેં મારા શ્વાસ સોંપ્યા છે સળંગ ચકોને,
મને સપનાં હજી તોખાર જેમ આવે છે.

ખરું જોતાં એ માણસ પોતે કર્મયોગી છે,
જેને તું યંત્ર માફક રોજ ઓળખાવે છે.

ફૂલોનો સોથ વાળે છે મશીનગન માટે -
અમારા હાથ દ્વારા તે ગઝલ લખાવે છે.

## पतझड़ ❑ हरीन्द्र दवे ❑ सूर्यभानु गुप्त

हवा ये फिर उदास है, चमन ये फिर उदास है.
निगूढ़ स्पर्श पतझड़ का, क्या फिर आसपास है!
विलुप्त गुनगुनाहटें
हुई प्रसन्न राग की.
लहर गई समेट श्वास,
महकते पराग की.

इस आख़िरी किरण तलक ही शेष बस उजास है.
निगूढ स्पर्श पतझड़ का, 'क्या फिर आसपास है!

नयन वे बंद हो रहे,
रहे हैं निर्मिमेष जो.
निशा तो बस तिमिर से ही,
सजाये रंगमंच को.

हृदय पे मार-भार है, अधर पे प्यास - प्यास है.
निगूढ़ स्पर्श पतझड़ का, क्या फिर आसपास है!

## ❑ મૌલિક મઝુમદાર

ગીત જેવું એક ઘર : ને ઘરમાં વ્હાલભર્યા લય-તાલ.
કોણ પછી મંજીરા લિયે : કોણ લિયે કરતાલ ?

આશાના આસોપાલવના આંગણમાં છે ઝાડ.
રોજ સવારે કિરણ-સમીકરણ કરે કેટલાં લાડ !
તળેટીમાં છે તીર્થ : પ્હાડની કોણ કરે જંજાળ ?
ગીત જેવું એક ઘર ને ઘરમાં વ્હાલભર્યો લયતાલ.

એક પછી એક ખંડ ને આંખમાં હોય અખંડની જયોત
સુખ ને માટે છેલી-મેલી હોય નહીં દોડાદોડ.
માગણનું મન નથી : કણકણમાં છે ફાગણનો ફાલ.
કોણ પછી મંજીરા લિયે : કોણ લિયે કરતાલ.

## ગાંધીજી ▯ જયા મહેતા

ગાંધીજી!
તમારી જન્મશતાબ્દીનું આખું વર્ષ
પંચતારિકાઓમાં તમારી છબીઓનું પ્રદર્શન.
હોય,
જેવી જેની જરૂર,
કીડીને કણ ને હાથીને મણ
જોઈએ.
પંચતારિકાઓના દર્શકો માટે
તમે દર્શન નહીં, પ્રદર્શનની વસ્તુ.
યાદ છે ગાંધીબાપુ?
સાંસ્કૃતિક નગરી પૂનામાં
કસ્તુરબા-મહાદેવભાઈની સમાધિએ
દર્શને આવ્યાં હતાં અમે સૌ, ત્યારે
તમારી છબીઓ જોઈને
અમારી સાથેના ડ્રાઈવરે મને પૂછ્યું હતું,
'ગાંધીજીએ અહીં કેટલાં વર્ષ રાજ્ય કર્યું હતું?

હું સ્તબ્ધ
નિરુત્તર
હજીયે શોધું છું ઉત્તર

ગાંધીજીએ અહીં કેટલાં વર્ષ રાજ્ય કર્યું?

## રાજઘાટ પર ▯ હસમુખ પાઠક

આટલાં ફૂલો નીચે ને આટલો લાંબો સમય
ગાંધી કદી સૂતા નથી.

## महात्मा गांधी : ■ जया महेता ■ जशवंती दवे

महात्मन् !
तव जन्मसपादशताब्द्याः समग्रसंवत्सरं
पंचतारिकासु तव प्रतिकृतीनां प्रदर्शनम् आसीत् !
अस्तु;
यादशी यस्य आवश्यकता,
कीटकः कणं हस्तिः च चयं वाञ्छति ।
पंचतारिकाणां दर्शकेभ्यः
त्वं न तु दर्शनस्य परं तु प्रदर्शनस्य वस्तु ।
स्मरसि किं महात्मन् ?
सांस्कृतिकनगरे पुण्यपत्तने
कस्तुरबायाः - महादेव देसाई महोदयस्य च समाधौ
एकया वयं सर्वे दर्शनाय आगताः, तदा त्वत्प्रतिकृतीः दृष्ट्वा
अस्माकं वाहनचालकः मह्यमें अपृच्छत्
'महात्मागान्धिः अत्र कति वर्षाणि राज्यम् अकरोत् ?'

स्तब्धा अहम्
निरुत्तरा च
अद्यापि उत्तरम् अन्वेष्यामि ।
महात्मागान्धिः अत्र कति वर्षाणि राज्यम् अकरोत् ?

## राजघाटे ■ हसमुख पाठक
■ जशवंती दवे

एतावतां पुष्पाणाम् अधः अपि च इयत्कालपर्यन्तम्
गान्धिः कदापि न सुप्तः ।

## પ્રશ્નો... પ્રશ્નો... પ્રશ્નો... પ્રશ્નો... □ અનંત પરીખ

આ સદીને અંતે શું?
શું શું શું શું શું શું શું?
પ્રશ્નો, પ્રશ્નો, પ્રશ્નો, પ્રશ્નો,
એકવીસમી સદીને પ્રારંભે શું?
શું શું પ્રશ્નો, શું શું શું?
મળવા ખાતર મળી રહ્યા છે,
બે પોલાદી હાથ,
ખીલા જેવી નજર,
અને નહિ કોઈનોયે સંગાથ.
હૃદયને બૅન્ક ટેન્કની માયા,
યુદ્ધનાં વાદળોની છાયા,
બુદ્ધ તો બોધિવૃક્ષની નીચે.
ગયા દટાઈ સાવ,
દરિયો છોડી, રણમાં આવી,
રઝળી રહી છે નાવ,
ઊંચી ઊંચી ઇમારતો,
ને સાવ વામણા માણસ.
આંખોમાં તો છુપાઈ ગયાં છે
ચપ્પુ, કારતૂસ, કાનસ,
લાભશુભની વાતો ખોટી
UNOમાં અમે જઈએ,
અશુભ સાથે અમે રમીએ,
જાણે નાના બાળકની જેમ,
રમીએ અમે લખોટી,
હાથમાં ફૂલ નહિ પણ બંદૂક
ચહેરો જાણે હોય લોખંડી સંદૂક
[illegible]ત્લરનો આ કયો વારસો,
[illegible] પર કરડાકી,
[illegible]ખું શું બાકી?

કોઈક તૂટેલા દર્પણ જેવો,
ગાંધીજીનો ચહેરો,
ગાંધીજીના પૂતળા પાસે
લાંચરુશવતનો પહેરો,
સત્તા, પૈસો, પૈસો, સત્તા...
એમાં આપણાં બાવન પત્તાં.
ત્રેપનમાં પાનાનો અહીંયાં અર્થ નથી.
બાવનની બહાર જવા માટે
અહીંયાં કોઈ સમર્થ નથી.
જોકર પણ અહીં નથી વિદૂષક,
આછું અમથું હાસ્ય નહિ.
પણ ચારે બાજુ શબ,
શાસકની અહીં યાદવી લીલા,
જ્યાં જુઓ ત્યાં જડી રહે છે
વધસ્તંભના ખીલા.
માનવીઓની લાશનું અહીંયાં.
ખુલ્લું પડ્યું બજાર,
ચીસ, આક્રંદ, ડિડિયારીનો,
અહીં નહીં કોઈ પાર,
અહીં બધું જ સરખું
સવાર બપોર કે સાંજ,
સાંજ હોય કે સવાર,
ચીસ અને આક્રંદ,
હત્યા, આત્મહત્યા,
અને અત્યાચાર,
ખૂનનું નહિ નામનિશાન,
ચારે બાજુ દુર્ગંધ, દુર્ગંધ...
સદી નહિ પણ નર્યો ઉકરડો.
રેડિયો, ટી.વી., ફોન, ફેક્સ,

ને કોમ્પ્યુટર,
આ બધાંને સળગાવી દો.
કોણ કરે છે કોની સાથે વાત.
શરીફના લેબાશ મહીં
અહીં ગુંડાની જ જમાત.
છીછરી - છીછરી વાતો.
પોકળ મુલાકાતો,
દિવસ અને રાતો,
બ્રહ્માંડનું તો નામ અહીં નહીં
અહીં નર્યું કૌભાંડ.
ફૂલ જેવા બાળકની ઉપર
કોણ મૂકે છે કરવત ?
ઝેર ભરેલા શરબતને અહીં પીવાનું છે,
માણસ નહિવત્
સર્વસ્વ બધે છે યંત્ર
યંત્ર એ જ છે મંત્ર
ધન-સાધનના ચકરાવામાં
હાડપિંજરના પડછાયાઓ,
આમ તેમ અહીં ભટકે,
અહીં લટકે અવળે માથે પ્રેત,
પ્રેમ વહાલ કે હેત - આ શબ્દો તો
જોડણીકોશમાં સડી રહ્યા છે.
કોઈ કશો અહીં અર્થ નથી,
અહીં બધુંય વ્યર્થ.
સૂટ-ટાઈ પર ચહેરો નહિ
પણ લટકે રંગીન ફુગ્ગો,
અહમનો દશ માથાળો ખેલ,
રાવણને બાળે એવી,
અહીં નહિ કોઈ દશેરા,
કોઈ નહિ મેરા, કોઈ નહિ તેરા,
નહિ કોઈ સાંજ સવેરા,

આડેધડ બસ આમ જ જીવવાનું
જીવન તો જેદુ કેદખાનું,
ત્રણ હજાર વર્ષમાં પાંચ હજાર યુદ્ધો
પાંચ હજાર વર્ષમાં સાત હજાર યુદ્ધો
યુદ્ધના આંકડાઓ,
મરણના આંકડાઓ,
સાંકડા જીવનમાં મરણના અઢળક આંકડાઓ,
બાળકોની કત્લેઆમ,
સ્ત્રીઓ પર અત્યાચારો,
અકાળ જુવાન મરણની ઘટમાળ,
કહેવાતી સંસ્કૃતિનો કાટમાળ,
કઈ રીતે ઊગરશું આપણે?
આ વીસમી સદીના અંતે
ને એકવીસમી સદીના પ્રારંભે,
કઈ રીતે ઊગરશું આપણે?
માનવતાની પાનખર નહિ
પણ નરી ઝાડખર,
કોઈ છે અહીં રસ્તો,
જે મરણ જેવો ન હોય સસ્તો?
ક્યાંય છે જીવનનો ઉઘાડ પણ અમસ્તો?
ટેન્કનું ટ્રેક્ટરમાં રૂપાંતર કરી શકીએ,
બંદૂકની ગોળીઓનું ફૂલમાં રૂપાંતર કરી શકીએ,
અઢળક મિસાઈલ વિમાનો, ઈમાન વિનાનાં
આ વિમાનોનું પવનપાવડીમાં રૂપાંતર થઈ શકે?
ચારે બાજુ,
નર્યો ધુમાડો.
આ ધુમાડાનું ધૂપસળીની સુવાસમાં રૂપાંતર કરી શકીએ તો,
હમણાં જન્મેલાં બાળકોની ચિંતા નથી,
પણ હજી સુધી નહિ જન્મેલાં બાળકોની ચિંતા મનને કોરી ખાય છે,
આ વીસમી સદીના અંતે ને એકવીસમી સદીના પ્રારંભે
ઉત્તર વિનાના પ્રશ્નો અને પ્રશ્નો અને પ્રશ્નો.

ઝેરીલા નાગની ફણા જેવો પ્રશ્ન
ક્યાં છે કૃષ્ણ ?
સ્વારથના રથ પર
સારથિ થવાને કૃષ્ણ કદીય તૈયાર ન થાય.
ઈશ્વર લાચાર છે.
અને મનુષ્ય પામર.
આ પામરતા પરમમાં કદીય રૂપાંતરિત થશે !
ક્યાં કોઈ ભેદ રહ્યો છે ?
ફેક્ટરી અને શાળાઓમાં,
કૉલેજ અને યુનિવર્સિટીઓમાં
બધું જ બીબાંઢાળ,
સર્ટિફિકેટોના આધારે જિવાતી જિંદગી
જિંદગી વિનાની,
મંદિરમાંથી દેવ અલોપ થયા છે
મંદિરો કે જલસાઘર પણ
આ જુદાંજુદાં નામ હેઠળ,
જુદાંજુદાં સ્મશાન-ગૃહો જ છે
સંસ્કાર વિનાના,
અગ્નિસંસ્કાર વિનાના.
આ અગ્નિનું પાવકમાં રૂપાંતર ક્યારે થશે ?
માણસનો માણસ સાથેનો,
માણસનો પ્રકૃતિ સાથેનો,
નાતો તૂટી ગયો છે.
છીછરાં છબછબિયાં
કર્યા કરીએ છીએ આપણે
ગંદા પાણીમાં ઝૂંપડપટ્ટીનાં બાળકો કરતાં હોય એમ
આપણે બધા જ ભીતરથી ભિખારી છીએ,
શિકારી છીએ,
ટોચ પર પહોંચવાની આપણી પહોંચ નથી,
અને આપણે આપણી જ કોલસાની ખાણમાં
કાળામસ થઈ ગયા છીએ,

આપણે આપણી જ ભીતર વીંખાયેલા ને પીંખાયેલા,
નહિ કોઈ ચેન, નહિ કોઈ આરામ, નહિ કોઈ શાંતિ,
ભ્રાંતિની એક સૃષ્ટિમાં આપણે,
ઘવાયેલા અને રઘવાયેલા થઈને,
કલાન્તિ અને કંટાળા સાથે
ઘસી રહ્યા છીએ,
હડકાયા કૂત્તાની જેમ,
એકમેકને કરડીને
ભસી રહ્યા છીએ,
આપણે માનવજાતના નકશાને,
ચોળીને ચૂંથી નાખ્યો છે.
આપણે ફૂંકી નાખ્યાં છે આપણાં પુરાણો,
શાસ્ત્રો, આપણી ઉજજ્વળ પરંપરા,
પહેલાં તો દેવ, માણસ ને રાક્ષસ,
ત્રણેય ઓળખાતા હતા.
હવે તો નર્યા રાક્ષસો
હલકટાઈભર્યું હસતા,
ફોટાઓ પડાવતા,
ફોટાઓ છપાવતા,
ક્ષણમાં રાજી,
ક્ષણમાં નારાજ
નર્યું કૌરવોનું રાજ,
બધી જ આવતી કાલો
એમની આજની કબરમાં દટાઈ ગઈ છે
રોજને રોજ
કબરમાંથી પ્રેત થઈને એ લોકો બહાર પડે છે
પ્રજાને ઘેટાંની જેમ હાંકે છે
અને નપુંસક પ્રજા
આ બધું સાંખે છે.
કોણ જાણે કેવી ઊગશે,
એકવીસમી સદીની સવાર ?

[] સુ.દ.

મહાભારતનું યુદ્ધ તો અઢાર દિવસ,
પણ આ યુદ્ધનો અંત ક્યાં ?
વીસમી સદીનો અંતે
ને એકવીસમી સદીના પ્રારંભે
ઉત્તર વિનાના પ્રશ્ન,
ક્યાં છે કૃષ્ણ ?

## સ્વપ્નની આસમાની લકીર [] હરીન્દ્ર દવે

અમૃતા પ્રીતમ સાથે એક સાંજ ઘણા દાયકા પહેલાં વીતાવી હતી: આયોજન સુરેશ દલાલનું હતું. જયવદન તક્તાવાલાનો સહયોગ હતો. અમૃતાને - તેની સર્જકતાને જાણનારાઓ માટે અમૃતાની વાણીનો એ પરિચય કોઈ અજબના અનુભવ જેવો હતો! પ્રથમ વાર તેને સાંભળનારાઓ માટે એ ચમત્કાર હતો. હવે ફરી એકવાર 'અમૃતાવિશેષ' લઈ સુરેશ આવે છે : અને આ નિમિત્તે અમૃતા પ્રીતમ પણ મુંબઈના સાહિત્યરસિકો સાથે એક વધુ સાંજ ગાળવા આવી રહ્યાં છે.

સુરેશ જે પ્રવૃત્તિ, ઘટના કે કાર્યક્રમના કેન્દ્રમાં હોય તેને અમૃત-સ્પર્શ સાંપડે છે. અમારી મૈત્રીના ચાર દાયકા પૂરા થશે એકાદ વરસમાં. આ બધો સમય તેના ઉત્સાહ અને તરવરાટ એવા ને એવા જ રહ્યા છે. ભાઈ-ભાભીના લગ્નપ્રસંગે પ્રેમકાવ્યોનું નાનકડું સંપાદન 'લહેરખી' લઈને ફ્રી પ્રેસ બિલ્ડિંગમાં આવેલો સુરેશ અને 'અમૃતાવિશેષ' પ્રસંગે યોજાયેલા કાર્યક્રમની ઊલટથી વાત કરતો સુરેશ- કશું જ બદલાયું નથી. એની એ મુગ્ધતા છે: હા, હવે એ થોડો પરિપક્વ થયો છે. અનુભવોએ પ્રારંભની નિર્દોષતાની જગાએ પ્રરિપક્વ સમજણ મૂકી છે. પહેલાં એ અજાણ્યો નહોતો પણ હવે એ બધું જાણે છે.

કે. સી. કૉલેજનાં કવિસંમેલનો, સોમૈયા કોલેજનાં પ્રકાશનો અને એ નિમિત્તે થતા કાર્યક્રમો. એસ.એન.ડી.ટી. યુનિવર્સિટીનાં પ્રકાશનો: ચીમનલાલ લિટરરી ટ્રસ્ટના ઉપક્રમે કરેલું વિશ્વકવિતાનું ચયન કે ઉમાશંકરની 'સમગ્ર કવિતા' અને 'સમયરંગ'; સૌરાષ્ટ્ર ટ્રસ્ટના ઉપક્રમે દ્વૈમાસિક 'કવિતા'નાં ચોવીસ વરસ; એ પહેલાં કવિલોકના પ્રથમ છત્રીસ અંક: આ બધાંમાં સુરેશ સભર પથરાયો છે. આ પ્રત્યેકના કેન્દ્રમાં સુરેશનો કવિતાપ્રેમ અમૃતસંજીવની જેવો છલકે છે. આ બધી પ્રવૃત્તિઓ પણ સમસામયિક સાહિત્યિક પ્રકાશનમાં ઈતિહાસ રચે છે.

ગુજરાત રાજય સાહિત્ય અકાદમીના ઉપપ્રમુખ તરીકેના બે વરસ દરમિયાન સુરેશે જે કર્યું છે તે સ્વયં ઘટના છે. કવિ અને કવિતાની શ્રેણીમાં સુરેશે પસંદ કરેલાં કવિઓ અને તેમની કૃતિઓ આ સદીની પ્રતિનિધિ કવિતાપોથી કહી શકાય એવાં છે. ચંદ્રવદન ચી. મહેતાની તમામ નાટ્યકૃતિઓ ચાર ગ્રંથોમાં સુરેશે સાથે મૂકી આપી; ત્રિઅંકી, દ્વિઅંકી, એકાંકી તથા રેડિયો માટે લખાયેલાં નાટકોનાં લગભગ બે હજાર પાનાં ગ્રંથસ્થ થયાં એટલે તો આપણી ભાષાના આ ઉત્તમ નાટ્યકારના અર્પણને સમગ્રપણે જોઈ શકાય છે. રામનારાયણ વિ. પાઠકના સમગ્ર સાહિત્યને ગ્રંથસ્થ કરવાનો નિર્ણય પણ સુરેશ દલાલ અકાદમીના ઉપાધ્યક્ષ હતા ત્યારે લેવાયો અને પ્રારંભિક પ્રકાશનો પણ ત્યારે જ થયાં. સુરેશ જોષીના સમગ્ર સાહિત્યનો પ્રસ્તાવ સુરેશે મૂક્યો હતો: સંજોગવશાત્ એ આકાર ન પામી શક્યો. ગુજરાતી સાહિત્ય - સર્જકોની તસવીરો સાથેનાં પોસ્ટકાર્ડ, તસવીરો, હસ્તાક્ષરો અને સુવાક્યો સાથેની ટાંચણપોથી: ચાર લઘુનવલનું હિંદી ભાષાંતર, અમૃતા પ્રીતમની પાંચ કૃતિઓના અનુવાદ: ગોંડલના મહારાણી નંદકુમારબાનું અવિસ્મરણીય પ્રવાસવર્ણન: બે

ਇਕ ਦਰਦ ਸੀ—
ਜੋ ਸਿਗਰਟ ਦੀ ਤਰ੍ਹਾਂ ਮੈਂ ਚੁਪਚਾਪ ਪੀਤਾ ਹੈ
ਸਿਰਫ਼ ਕੁਝ ਨਜ਼ਮਾਂ ਹਨ—
ਜੋ ਸਿਗਰਟ ਦੇ ਨਾਲੋਂ ਮੈਂ ਰਾਖ ਵਾਂਗੂੰ ਝਾੜੀਆਂ...

— ਅੰਮ੍ਰਿਤਾ ਪ੍ਰੀਤਮ

**અમૃતાના હસ્તાક્ષરમાં એક પંજાબી કવિતા**

વરસમાં આવી અનેક પ્રવૃત્તિ કરી સુરેશે જે સિદ્ધ કર્યું તેની નોંધ ગુજરાત સાહિત્ય અકાદમીના અનુગામીઓએ લીધી હશે : 'દર્શક' જેવા મૂલ્યનિષ્ઠ પ્રમુખ છે એટલે તો આવા અર્પણની નોંધ ખાસ લેવાવી જોઈએ. સુરેશ દલાલ ઉપાધ્યક્ષ હતા એ ગાળામાં થયેલી પ્રવૃત્તિઓનો વ્યાપ એ પહેલાં કે પછી હજી સુધી જોવા મળ્યો નથી. જે સંસ્થા સાથે જોડાય તેને સંજીવનીસ્પર્શ આપવાની સુરેશની ક્ષમતા જ આ પ્રવૃત્તિમાં દેખાય છે.

લગભગ એક દાયકાના અંતર પછી અમૃતા પ્રીતમ સુરેશના આયોજનના કેન્દ્રમાં ફરી આવે છે. ૧૯૮૨માં અમૃતા પ્રીતમને જ્ઞાનપીઠ પારિતોષિક મળ્યું ત્યારે સુરેશે યોજેલા કાર્યક્રમનું સ્મરણ આજે પણ ચિત્તને સભર કરે છે. એ વેળા અમૃતા પ્રીતમની ઓળખ મુંબઈને- વિશેષ કરીને ગુજરાતી ભાવકોને કરાવી હતી : હવે અમૃતાના સાહિત્યની ઓળખ સુરેશ કરાવે છે. કવયિત્રી, કથાકાર, નિબંધકાર, પત્રલેખક, આત્મકથાના આલેખક વગેરે વિવિધ પાસાંમાં પ્રગટ થયેલાં અમૃતા પ્રીતમની તસવીર સુરેશ દલાલે 'ઈમેજ' દ્વારા પ્રગટ થનારા 'અમૃતાવિશેષ'માં ઝીલી છે.

અમૃતા જીવન જીવ્યાં છે : સભર જીવન. ગ્રંથિઓ, તરેહતરેહનાં દબાણો, આગના ભડકા જેવા અનુભવો : આ બધાં વચ્ચેથી 'સ્વપ્નની આસમાની લકીર'ને જોનારાં તથા 'પ્રત્યેક કલ્પનાને ધરતી પર ઉતારવાનો' સંકલ્પ કરનારા આ સર્જક પસાર થયા છે. દાઝ્યા વિના પસાર થયા છે એમ તો કેમ કહેવાય ? પરંતુ દાઝવાની પીડા પોતાની પાસે રાખી એની અનુભૂતિની સંવેદના આપણને આપી છે. પ્રત્યેક સર્જક આ કરે છે. અમૃતા પોતાના સમસામયિક લેખકો કરતાં આગળ ગયાં છે. જે કહે છે એ જીવવાની અને જે જીવે છે એ કહેવાની પારદર્શક હિંમત અમૃતા પ્રીતમ બતાવી શક્યાં છે. આ જીવન જે સાહિત્યમાં છલોછલ પ્રગટ્યું છે એમાં કવિતા મને બહુ જ ગમે છે. હિંદીમાં અનૂદિત પંજાબી કવિતાઓ આપણને સુલભ છે. અમૃતાની રચનાઓનો એક સુંદર સંગ્રહ પ્રતિનિધિ કવિતાના નામે જયાબહેન મહેતાએ

છેલ્લી બે પંક્તિની જ મઝા છે. પ્રેમ એ પરમ ધર્મ, પરમ સંગીત, પરમ ગ્રંથ, પરમ મિત્ર, પરમ સ્મૃતિ છે. બાકીનું બધું જ પાછીથી પ્રગટ થયું એ વાત કવયિત્રીએ સાતેક કાવ્યો દ્વારા સરસ રીતે સમજાવી છે.

અમૃતાની 'સ્વપ્નની આસમાની લકીર' જેવી કવિતામાંથી ટાંકવા બેસીએ તો આરો જ ન આવે; ત્યાં એની ક્યાંય હદ નથી; પરંતુ ક્યાંક અટકવું જોઈએ. છેલ્લે આજના રાજકારણ પર કવિતામાં કરાયેલા એક શ્રેષ્ઠ કટાક્ષ- (જેને કોઈ ટીકાટિપ્પણની જરૂર નથી) દ્વારા જ આપણે અટકીએ અને તેની વેદનાને મનમાં ને મનમાં ઘૂંટીએ; કવિતાનું શીર્ષક છે 'રાજનીતિ':

"સાંભળ્યું છે કે રાજનીતિ એક ક્લાસિક ફિલ્મ છે.

હીરો : રોજ નામ બદલતો એવો બહુમુખી પ્રતિભાનો માલિક.

હીરોઈન : હકૂમતની ખુરશી.

એક્સ્ટ્રા : રાજસભા અને લોકસભાના સભ્યો.

ફાઈનાન્સર : દહાડિયા, મજદૂરો અને ખેડૂતો. (એ ફાઈનાન્સ કરતા નથી : બળજબરીથી કરાવવામાં આવે છે).

સંસદ : ઈન્ડોર શૂટિંગનું સ્થાન.

અખબાર : આઉટડોર શૂટિંગનું સાધન.

આ ફિલ્મ મેં જોઈ નથી, માત્ર સાંભળી છે : કારણકે સેન્સર કહે છે - 'નોટ ફોર એડલ્ટ્સ.'

**[] રાબિયા [] સુ. દ.**
(પર્શિયન)

હે મારા પ્રભુ !
તારાઓ ચમકે છે
અને માણસોની આંખો બંધ
રાજાઓએ દરવાજા ભીડયા અકબંધ
અને પ્રત્યેક પ્રિયતમ પોતાની પ્રિયતમા સાથે એકલો

અને હું તારી સાથે એકલી

## અકાદમી પુરસ્કાર [] હરિવંશરાય બચ્ચન [] જયા મહેતા

(હિંદી)

"જેણે 'સાર્ત્રના નોબેલ પુરસ્કારના અસ્વીકાર પર' કવિતા લખી હતી, એણે અકાદમી પુરસ્કારનો અસ્વીકાર કરવો જોઇએ." - કે.

સાર્ત્રની સામે પડયો એક ફૂટબૉલ
તો એમણે એવી કીક મારી
કે જોતી રહી ગઇ દુનિયા આખી,
મેં પણ પ્રશંસામાં કયાંય સુધી તાળીઓ પાડી.
એક રહી મૌન
  સિમોન - દિ - બુઆ-

મારી સામે પડયો એક પિંગપોંગનો બૉલ
ને મેં એ લઇ લીધો
અને ખિસ્સામાં મૂકી દીધો.

કેટલાક મિત્રો અને કેટલાક શત્રુઓ
થયા નિરાશ,
કેમકે એમને હતી આશ
કે હું પણ પિંગપોંગના બૉલને કીક મારીશ,
એટલે કે મારો ઉપહાસ કરાવીશ.

પ્રતિભાના અનુકરણથી પણ હોય છે
  કાંઇ વધુ ઉપહાસાસ્પદ ?
એક હું જ રહી ગયો હતો કરાવવા મારી ઠઠ્ઠા ?
કમર પર ઘડિયાળ
તો પંડિત સુંદરલાલે પણ બાંધી
  થઇ ગયા ગાંધી ?
કોઇ સાર્ત્રની બરોબરી કરે

તો સુજનને એમની જેમ નિખારીને,
નહીં કે એમની જેમ કીક મારીને

કંઈક ઉતાવળ,
કંઈક નારાજી,
કંઈક પ્રદર્શનપ્રિયતાથી
એ પણ હું કરી શકત
પણ ભગવાનની કૃપા
કે સાંભળું છું
'જોવા અમેય ગયા હતા પણ તમાશો ન થયો.'

[] કાડિયા મોલોડઆઉસ્કી [] સુ. દ.

(ઉડિયા)

જે રીતે જડ-કઠણ જમીન પર
પથરો પડે
એમ મને પડવા નહીં દે
જ્યારે પવન છેલ્લાં પાંદડાં પણ ખેરવી નાખે
ત્યારે મારા હાથ આવા ઝાડની ડાળી જેવા સુક્કા ન હોય
અને જ્યારે પૃથ્વી પરથી
ધૂળની આંધી ચગાવતો
ક્રોધી અને ઘૂંઘવાતો ઝંઝાવાત જાગે
ત્યારે હું બારીના કાચને વળગેલી
ભયથી થથરતી માખી ન થઈ જાઉં
મને પડવા નહીં દે

મેં તારી પાસેથી અઢળક માગ્યું છે
પણ દૂરદૂરના ખેતરમાં તારું તરણું થઈ જાઉં
અને આપણે પૃથ્વીના ખોળામાં મૂકીએ એક બીજ
જે ભીતર જ ધરબાઈ રહે
જે રીતે તું ધરતીમાં બીજ વાવે છે
એમ તું મારામાં તારા જીવતા શ્વાસનું વાવેતર કર

## બીજાનો ડર [] શ્રીકાન્ત વર્મા [] સુશી દલાલ
(હિંદી)

કોઈ મારી પાસે બેઠેલું છે
પણ દેખાતું નથી
જેવી રીતે હું
પુસ્તક વાંચી રહ્યો છું
એવી રીતે તે પણ !

કોઈ મારી પથારી પર
આવીને
સૂઈ ગયું છે.
કોઈ મારો બોજ
પોતાના
ખભા પર
લઈ ગયું છે.

કોઈ મારી સાથે
કપડાં
બદલી રહયું છે.
કોઈ મારા પગે
ચાલી રહ્યું છે.

કોઈ મારાથી રૂઠયો છે અને એંઠો થયો છે.
જે દેખાતો નથી

કોઈ મને પોતાનું
પ્રત્યેક કામ
કરતાં કરતાં
શોધી રહ્યું છે.

કોઈ મને કામ
ખલાસ થવાની
સરહદ પર ઊભા રહીને
જોઈ રહ્યું છે.

કોઈ મારી ઘડિયાળને
પોતાના કાંડામાં
અનુભવી
રહ્યું છે.

કાયર ! દેખાઈ શકતો નથી
મારી આસપાસ
ક્યાંક છુપાયેલો હોય છે
મારાથી
ડરતાં ડરતાં

## અનુભૂતિ || ચંદ્રકાન્ત સાધુ

રૂપલે મઢ્યાં, આંખમાં ઊગ્યાં સોનપરીનાં શમણાં જેવાં સીમ ભરીને ઊગ્યાં તગરફૂલ,
આભવછૂટયા તેજના ઘોડા બારીએ બાંધ્યા, પાંપણ કેરે તોરણ ગૂંથે તેજની ટશરઝૂલ.

પ્રેમમાં તો ભાઇ, ઝૂરવું પડે, મરવું પડે, તરવું પડે, બૂડવું પડે, ઊડવું પડે, કાખમાં કોળે નેહ લગોલગ,
ચિરપ્રવાસી સોનલ પંખી ગીત ભરીને પાંખમાં આખું આભ લઇને ઊડતાં જાણે સાવ અડોઅડ,
ઢગલો પીંછાં ઢોલિયે ઢળ્યાં, વાયરે ઊડી જાયરે જાણે વનબાળાનાં લ્હેરતાં હોય પટકૂળ,
રૂપલે મઢ્યાં, આંખમાં ઊગ્યાં સોનપરીનાં શમણાં જેવાં સીમ ભરીને ઊગ્યાં તગરફૂલ.

ઉંબરે ઊભી ઓઢણી ઓઢી સોનમુખીના ફૂલની સોહે સીમ સલુણી મ્હોરતી જાણે સાવ સુહાગણ,
આંગણ ઝૂલ્યો વગડો આખો, મન ભરીને ફોરતો ફાગણ, બારશિયે પડઘાય રે જાણે તાક ધનાધન,
વનમાળીની છાબડી ભરી સાવ છલોછલ મ્હેકરી જાણે અવનિ કેરું સરતું હોય દુકૂલ,
રૂપલે મઢ્યાં, આંખમાં ઊગ્યાં સોનપરીનાં શમણાં જેવાં સીમ ભરીને ઊગ્યાં તગરફૂલ

## મારો સાયબો... [] વિનોદ જોશી

મુંબઈ સમાચાર વાંચે મારો સાયબો
હું મૂઈ વાસીદાં વાળતી જઉં...

દિલ્લી દરબારે કોને કોને નોતર્યા
કોની કોની માનતાયું પૂગી
કોની કોની આબરૂના ઊડયા ધજાગરા
કિયે ગામ રાવટિયું ઊગી

અત્તરનાં પૂમડાં નાખે મારો સાયબો
હું મૂઈ આંધણ ઉકાળતી જઉં...

વ્હેલ્લી પરોઢે પડયા ઉઝરડા આકરા
ઢળતી બપોરે વળ્યો ડૂમો
રાતે થિયા ધૂળધાણી એના ઓરતા
સાગમટે ફરી વળી બૂમો
અમથો ઉજાગરો આંજે મારો સાયબો
હું મૂઈ નીંદરડી પાળતી જઉં...

આલ્લે, લે ! કાંઇ ઇ તો ઓચિંતો ઊઘડયો
બંધ કરી કાગળની ડેલી
ફાનસની વાટ રહી અંધારે ડૂબતી
હૈયાની થઇ ગઇ હવેલી
સીસમનો ઢોલિયો ઢાળે મારો સાયબો
હું મૂઈ આંખ્યું ઉલાળતી જઉં...

## મારી કડ્યમાં [] મનોહર ત્રિવેદી

મારી કડ્યમાં છે કૂંચીનો ઝૂડો જીરે
અરતો ડાબે કાંડે
ફરતો જમણે કાંડે
મારી નણદલનો વીર મારો ચૂડો જીરે -
ઊકલ્યાં વાસીદાં : બારેવો ભરવા બેઠી
ઘડી પરસેવા - સોતી આછરવા બેઠી
વાયરે ફૉરી કીધી
સાયબે ઑરી લીધી
એક અળવીતરો : બીજો આકૂડો જીરે
મેં તો અંબોડે ફૂલ જરી મૂક્યું હતું
ત્યાં તો ભીને તે વાન આભ ઝૂક્યું હતું
અગરીક અડખે સૂંઘે
લગરીક પડખે સૂંઘે
બળ્યો, મીઠપનો ડંખે મધપૂડો જીરે
મારા કમખાની વાડિયું લીલીકુંજાર
સાખ વનપક ને એનો વેઠાય નહીં ભાર
અરધો આ પા ઊડે
પરધો તે પા ઊડે
ઊડતો આંબામાં અટવાયો સૂડો જીરે
મારી કડ્યમાં છે કૂંચીનો ઝૂડો જીરે

## ઘાસ [] શ્રીકાન્ત વર્મા [] સુશી દલાલ

(હિંદી)

અંધકાર કાચબાની જેમ બેઠો છે પૃથ્વી પર
કાચબા પર બેઠું છે ભૂરું આકાશ -
એટલા મોટા વજનની નીચે પણ
દબાયું નહીં, નાનું અમથું ઘાસ !

## આથમતું આયખું [] સુશીલા ઝવેરી

જીવતરને ઝળાંહળાં અજવાળી દઉં એવા આથમતા સૂરજના ઓરતા

ઓટના ટાણે પહેરું મોજાંની મોજડી ગાલે ઉષાના રંગની અબળખા;
ખોવાયલ પાયલની ગોતુ છું ઘૂઘરી ન્હોર ભરતા અરમાનો વીસનખા.
રૂમઝૂમતી પાનીનો લય પાછો વાળવા આ કાળને તે બેઠાં કમોરતાં –
જીવતરને ઝળાંહળાં અજવાળી દઉં એવા આથમતા સૂરજના ઓરતા...

કોતરી ગયો છે કાળ ચહેરે કરચલી ને વાળમાં વાદળનું રૂપ;
વિતેલા અવસરમાં ફરી ફરી ફરે મંન ફંફોસે આગવું સ્વરૂપ.
એક પછી એક સાંભરણી ભમરાઓ વિતેલા કાળને જ કોરતા –
જીવતરને ઝળાંહળાં અજવાળી દઉં એવા આથમતા સૂરજના ઓરતા...

ગેરૂ ગુલાલનો ભેદ પારખવાની અલ્લડ આ મંન મને પાડે છે ના;
ચૂંટી ખણીને કરો ચૂપ તોય બંડખોર પ્રતિઘાતી કઉં છું ન થા.
અવગણના કરે સમો આડેધડ આમતેમ ઉછીની પળોય પાછી ચોરતા –
જીવતરને ઝળાંહળાં અજવાળી દઉં એવા આથમતા સૂરજના ઓરતા...

◻ કૃષ્ણકાંત વૈરાગી

પ્રભુ! તમારી પ્રિયતમા હું દેવ તમારી દાસી.
સાંવરિયાની રાધિકા ને મીરા જનમપિયાસી

રામ તમારી રખાત છું હું
આંસુઓનો અખાત છું હું.

પંથ નિરંતર જોયા કરતી આંખો આ ઉપવાસી.
પ્રભુ! તમારી પ્રિયતમા હું દેવ તમારી દાસી.

શિવ! તમારી ઉમા છું હું
જનમજનમના ડૂમા છું હું

તમે તરુવર, હું છું તુલસી: તમે ઉપવન ને હું વનવાસી.
પ્રભુ! તમારી પ્રિયતમા હું દેવ તમારી દાસી

◻ સુ. દ.

ડાળ પર
સુક્કાં પાંદડાંની વચ્ચે
એક પંખી:
દુ:ખમાં સધિયારો આપતા
સ્વજન જેવું

# કવિતાની મોસમનો મિજાજ [] સુરેશ દલાલ

આપણા કવિ ઉમાશંકર જોષીએ એમના એક કાવ્યસંગ્રહનું નામ 'વસંતવર્ષા' રાખ્યું છે. કવિની આ બે પ્રિય મોસમો છે. ઉમાશંકરે પ્રહલાદ પારેખને વર્ષાના કવિ તરીકે ઓળખાવ્યા છે. નિરંજન ભગત, જયંત પાઠક, ઉશનસ્, આ બધા કવિઓએ પણ અસંખ્ય ઋતુકાવ્યો લખ્યાં. મોસમની સાથે કવિના મિજાજની પણ એક મોસમ હોય છે. આ ઉમાશંકરે તો એટલે સુધી ક્યાંક કહ્યું કે કોઈક કવિની ગુંજાયેશ પારખવી હોય તો એ મોસમનાં કેવાં ગીતો લખે છે એના પરથી પણ ખ્યાલ આવે. હરીન્દ્ર જેવા કવિને માટે ફાગણ - શ્રાવણનો જુદો જ અર્થ.

**હોઠ હસે તો ફાગુન ગોરી**
**આંખ ઝરે તો સાવન.**
**મોસમ મારી તું જ**
**કાળની મિથ્યા આવનજાવન.**

પ્રકૃતિ, માનવ પ્રકૃતિને અસર કર્યા વિના રહે જ નહીં. નખી સરોવર પર શરદ પૂર્ણિમા જોઇને ઉમાશંકરને કાવ્યમંત્ર મળ્યો. "સૌંદર્યો પી, ઉરઝરણ ગાશે પછી આપમેળે" કવિએ સૌંદર્ય કયાં વસ્યું છે એની વિગતો કે યાદી નથી આપી. સૌંદર્ય જેટલું સૃષ્ટિમાં છે તેટલું જ મનુષ્યની દષ્ટિમાં છે. મનુષ્યની દષ્ટિ સૌંદર્યને તલાશતી હોવી જોઇએ. પ્રકૃતિ અને માનવ પ્રકૃતિમાં હર્યુંભર્યું સૌંદર્ય છે.

ભિખારીનું ચીંથરેહાલ બાળક હોય તો પણ એની આંખમાં નિર્દોષતા અને વિસ્મયનું જે સૌંદર્ય છે એની આગળ બધું જ ફિક્કું લાગે. સ્પૅનિશ કવિ લોર્કાને એક ચંદ્રની અંદર એટલા બધા ચહેરાઓ દેખાયા કે એને થયું કે આ ચહેરાઓ સામે ચાંદનીના સિક્કાઓ ગજવામાં ડૂસકાં ભરે છે. કવિ કાન્ત તો સાગર પર ચંદ્રોદય જોઇને પાણીના કેફથી ગાઇ ઊઠયા :

**આજ મહારાજ જલ પર ઉદય જોઇને,**
**ચંદ્રનો હૃદયમાં હર્ષ જામે**
**સ્નેહઘન કુસુમવન, વિમલ પરિમલ ગહન**
**નિજ ગગનમાંહી ઉત્કર્ષ પામે.**

આમ પણ કહેવાય છે કે કવિઓ ચંદ્રની અસર તળે હોય છે. બાલમુકુંદને ચાંદની જોઇને કાવ્ય સૂઝે છે પણ એની ઊંડી નજર ઝીણું સૌંદર્ય જોવાનું પણ ચૂકતી નથી. કહે છે કે,

**પર્ણ પરની કીડીયે, શી ધરે કમનીયતા**

પાંદડાં પરની કીડીનું રૂપ કવિની નજરમાંથી ચુકાતું નથી. જયંત પાઠક વૈશાખનું વર્ણન કરતા અનુષ્ટુપમાં પ્રકૃતિની એક નાનકડી ગીતાનો વિભૂતિયોગ પ્રગટ કરે છે:

**આકરા તાપને અંતે,**
**રાત્રિ શી સૌમ્ય ને શીત**

આકરા તપને અંતે,
જાણે પાર્વતીનું સ્મિત.

જેમ સૂઝતું આવે છે એમ કહેતો જાઉં છું. પ્રિયકાન્ત મણિયાર શ્રાવણની સાંજનું વર્ણન કરે છે :

શ્રાવણની સાંજનો તડકો,
ઢોળાયો મારા ચોકમાં
જાણે હેમનો સોહાયો હાર
ગૌરી તે ગાયની ડોકમાં.

નિરંજન ભગત તડકાનો પ્રતીકાત્મક ઉપયોગ કરે છે.

તગતગતો આ તડકો,
ચારે કોર જુઓને કેવી,
ચગદાઈ ગઈ છે સડકો.

સાંજની વાત હોય, તડકા ને વરસાદની વાત હોય ત્યારે વેણીભાઈ યાદ ન આવે તો નવાઈ. વેણીભાઈને તો વરસાદમાં માટી માવા જેવી ફૂલી લાગે છે ને આખી ધરતી સલૂણી લાગે છે અને વાદળ વચ્ચે ગાયાભારે વીજ વટકેલ લાગે છે. વેણીભાઈની કવિતાનો મિજાજ કંઈક જુદો જ છે. કહે છે :

આજ નથી જાવું કોઈનાયે કામ પર
અલ્યા ડિંગા વરસાદ, તારા નામ પર

તો કોઈક કવિને એમ લાગે છે, ખાસ કરીને જ્યારે તડકો ઊઘડ્યો હોય ને ઓચિંતું વરસાદનું ઝાપટું આવે ત્યારે ગાઈ ઊઠે છે:

હે જી તડકામાં તડ પડી,
આવ્યો વરસાદ,
ઝાડ થયા ગુલાછડી,
આવ્યો વરસાદ.

પરદેશનો કોઈક કવિ એમ પણ કહે કે વરસાદ નહોતો વરસતો આપી ને આખી તું વરસતી હતી. કોઈકને વરસાદની ધારા સળિયા જેવી લાગે તો કોઈક કવિ એમ પણ કહે કે હું વરસાદમાં મારાં આંસુ સંતાડું છું. ઉશનસ્ જેવા કવિને શિયાળાની સવારનો તડકો ધાબળા જેવો હૂંફાળો લાગે; શારદ ગાંધર્વ નામના કવિને એમ લાગે :

આ ફૂલ ઝરે કે તડકો,
નવ જન્મ્યા બાળક શો નાજુક,
જાળવજો જો અડકો.

મણિલાલ દેસાઈ જેવો કવિ તો પંક્તિએ પંક્તિએ મહોરી ઊઠે :

તડકે બેસી પીઠ શેકતી ભીંત જોઈને
મને થતું કે હું યે તડકે બેસુ

પ્રજારામ રાવળ મોસમના બે રૂપ જુએ અને કહે :

શિશિર તણે પગલે વૈરાગી,

વસંત આ વરણાગી.
નિરંજન જેવા નગરકવિ કહે :
આ નગરમાં મોસમો
બધીયે કમાય છે,
પણ ન શીત, લૂ થકી.
પરંતુ સ્મોલ પોક્સ ટાઇફોઇડ, ફ્લુ થકી

અહીં મુંબઇમાં વૃક્ષો જાણે કે ભૂલાં પડેલાં છે. આ ફૂટપાથ પાસેથી પસાર થતાં વાહનોને જોઇને વૃક્ષોને થતું હશે કે હું અહીંથી ચાલવા માંડું. આ શહેરમાં ફૂલો ઊગતાં નથી એટલે તેમનાં પ્રદર્શનો ભરાય છે, એવી નિરંજનની કવિતાને વ્યથા છે.

રેડિયો પર ફાગણનાં ગીતો વાગે છે ત્યારે શહેરનાં મકાનોને વસંતપંચમી આવી છે એની ખબર પડે છે. આપણે વરસાદમાં ભીંજાવાની કળા ગુમાવી બેઠા છીએ. પ્લાસ્ટિકનો રેઇનકોટ, છત્રી, ગમબૂટ પહેરીને આપણે કોરાધાકોર રહેવાની વિચિત્રકળા શીખી ગયા છીએ. શહેરનાં મકાનો પલળે છે અને માણસો કોરા રહે છે. ટૅક્સીના સંરક્ષણ હેઠળ આપણો કવિ પોએટ્રી રિવ્યુના અંકમાં જ્યારે વરસાદનાં કાવ્યો વાંચતો હશે ત્યારે 'મેઘદૂત'ના કવિ કાલિદાસને કેટલો વસવસો થતો હશે. ટાગોર પાસે તો પ્રકૃતિનાં ગીતોનો ખૂટ્યો ખૂટે નહીં એવો ખજાનો છે. મેઘની ઉપર મેઘ જામતા હોય ત્યારે કવિની કલમમાંથી ગીતવર્ષા ઝરતી હોય છે.

આપણે બધા પ્રકૃતિવિમુખ થઇ ગયા છીએ. હિલ સ્ટેશન પર જઇને આપણે પ્રકૃતિ સાથે ફ્લર્ટ કરીએ છીએ પણ પ્રકૃતિનું સંવનન કરતા નથી. સરોવર જોઇએ અને આપણને કંઇક સ્પંદન ન થાય તો વાંક સરોવરનો નહીં આપણો પોતાનો છે. સરોવરના સાંનિધ્યમાં એક ગીત સૂઝ્યું હતું. એનો ઉપાડ છે:

લીલ લપાઇ બેઠી જળને તળિયે
સૂર્યકિરણને એમ થયું કે લાવ જઇને મળિયે.

પહાડ ઇશ્વરના ખભા જેવા લાગે છે. સાગર કરુણાથી ભરેલું ઇશ્વરનું હૃદય હોય એવું લાગે છે. સૂર્ય ને ચંદ્ર ઇશ્વરનાં લોચન લાગે છે. પ્રકૃતિ અને પરમેશ્વર જુદા નથી. કાકાસાહેબ કાલેલકર એકવાર ટ્રેનમાં પ્રવાસ કરતા હતા. બારીમાંથી જોયું તો પ્રકૃતિની લલામ લીલા પૂર્ણપણે ખીલી હતી. કાલેલકર ગીતાનો વિભૂતિયોગ વાંચતા હતા. એમણે ગીતા બંધ કરી અને કહ્યું કે બારીની બહાર જ વિભૂતિઓ છે. આ કાલેલકરને આઠમનો ચંદ્ર સુંદરીના પગના ઉતારેલા નખ જેવો લાગે છે અને આકાશમાં પરાણે ખેંચાતાં વાદળો શાળામાં પરાણે જતાં બાળકો જેવાં લાગે છે.

શિશિરની સાપણ પૃથ્વીને ડંખ મારવા તો આવે છે પણ એ ડંખ ઝેરીલો નથી હોતો. અમૃતમય હોય છે એટલે જ ગવાઇ જાય છે :

ડંખ દઇ ના શકી પૃથ્વીને
શિશિરની એ સાપણ,
છેલછબીલો એ ફાગણ આવ્યો,
છેલછબીલો ફાગણ.

ક્યારેક તો પ્રાકૃતિને માનવપ્રકૃતિ એકમેક સાથે એવાં ગોઠવાઇ ગયાં હોય છે

કે કાવ્ય એકલી પ્રકૃતિનું રહેતું નથી.

તમે કહો તે સાચું વાલમ,
તમે કહો તો હાર્યાં,
ફાગણમાં શ્રાવણનાં જલને
ઝીલી લ્યો અણધાર્યાં.

દક્ષિણની લહેરખી પરિમલનું પાન કરે છે ને કોકિલના ટહુકાને પોતાના શ્વાસમાં સંગોપી દે છે. વસંત અને વર્ષામાં અસ્તિત્વની આસપાસ એક લીલીછમ વ્યાકુળતા વીંટળાઈ વળે છે. વૃક્ષ વૃક્ષની ડાળ ડાળ ને પાન પાન ને ફૂલ ફૂલમાં નર્યું નર્તન હોય છે. આકાશમાં સ્વરનાં સોનલ સાવ સુકોમળ સ્પંદન હોય છે. વૃક્ષના લીલા ટહુકાઓ આમ તેમ ઊડયા કરે છે. ઊજળો. ઊજળો તડકો ઓઢીને મ્હાલવાનું મન થાય છે. ચંદ્રકિરણનું સુંવાળું પીછું પાંપણ ઉપર હળવે હળવે ફરકતું હોય છે અને સમગ્ર ધરતી મલકી ઊઠે છે. ભમરાનું ભાવભર્યું દિલ પાંદડીના ઘૂંઘટ ખોલે છે. સૌરભનું સરોવરજળ ઝીલવાને તમને આમંત્રણ આપે છે. કોકિલના કંઠેથી ઝરતી કડીઓને પળના પાનેતરમાં માણવાની આ મોસમ છે.

છેવટે તો વાતાવરણમાં એક જ ગીત સંભળાય છે.

આંખ્યુના આંજણમાં ફાગણનો કેફ,
અને અંબોડે કેસૂડો લાલ,
રંગ ને સુગંધના સરવરિયે સંગ સંગ
સાંવરિયા રમવાને ચાલ.

## અરીસાના દરિયામાં

▯ અબ્દુલ ગફાર કાઝી

અરીસાના દરિયામાં
મને ઉત્તમ ક્ષણ -
મળી નથી.
એટલે જ હું
હજી સુધી
બનાવી નથી શકયો,
એક ચહેરાની કલાત્મક હોડી.

કવિતા

## ઝીણો ઝીણો રે કસબ [] રાજેન્દ્ર શુક્લ

ઝીણો ઝીણો રે કસબ ઝીણા તારનો,
પ્રીછે તો પરખે નહીં, પરખે તો પળવારનો
ઝીણો ઝીણો રે

ઈ રે કસબ ભૂલ્યાં ભમે નેણ ભોમનાં,
ભાળે ન ભેદ ભ્રમ્મા અજબ અપરંપારનો.
ઝીણો ઝીણો રે

ત્રણ ત્રણ તંતે ત્રાગો ત્રેવડયો અંકાસમાં,
રંગ રૂડો લીધો રે આ નિરંગ આધારનો.
ઝીણો ઝીણો રે.

ઝીણું ઝીણું ઝબૂકે છે ઝીણા માજમ શ્વાસમાં,
જુઓ રે મંદિર નેજો ફરુકે છે કયારનો.
ઝીણો ઝીણો રે

## ચંદ્રની આદતો [] રઘુવીર સહાય [] અભિજિત કશ્યપ

(હિંદી)

ચંદ્રની કેટલીક આદતો છે.
એક તો એ પૂર્ણિમાને દિવસે મોટો નીકળી આવે છે
એકદમ નકલી (અસલ કદાચ એ જ હોય),
બીજી આ, લીમડાની સૂકી ડાળ પર લટકીને
ટીંગાઈ રહે છે (અજબ ચામાચીડિયાની આદત !)
અને આ ત્રીજી પણ બહુ ઉમદા છે
કે મસ્જિદના મિનારા અને ઘુમ્મટની પાછળથી
જરા મૂંડી ઊંચી કરીને મોઢું બગાડી ચીડવે છે આપણને !

આ ચંદ્ર ! એની આદતો ક્યારે સુધરશે ?

## અતીવ વરવું ટીલું [] ભાનુપ્રસાદ પંડ્યા

હરેક મૃદુ બોલમાં ટપકતી રહી મિષ્ટતા
વિશેષ મધુબિન્દુથી, ફરકી પક્ષ્ય આભાસી કૈં
અમી વરસવા મથી, ગરવી લાગતી ગોષ્ઠિમાં
ગુલાબી હતી ઝાંય જે નીરખી ના ગુલાબે કદી!

નિહાળી વધુ ઝૂકતી તરલકાય તે વેતસી
કરે નિકટતા સદા નકલ મારી છાયા તણી
સમીપ ઘૂમતી રહી, કરથી સ્કંધ સાહી ફરે!
થયો અજબ સ્પર્શ એ - સ્વપ્નલોકમાં હું સર્યો!

અને સરકતો ગયો તિમિર અંધ પોલાણમાં
કશે? પરખું પાસ ત્યાં ઊંચકી ફેણ ફૂંફાડતો
ભુજંગ અવ દંશ દે! ગરલ ફીણ ઉડાડતો!
તહીં વિવશને મને શરણ અર્પતી મૂર્છના!

સચેત બનું જોઉં ત્યાં ધવલ મૈત્રીભાલે થતું
અતીવ વરવું ટીલું કુટિલ છદ્મકેરું છતું!

## નગરનિવાસી [] શ્રીકાન્ત વર્મા [] સુશી દલાલ

પ. ૫૨

# શબ્દમાં શ્વાસની એક ફૂંક ને ગઝલ સ્વયં વાંસળી !

સુરેશ દલાલ

ઉમાશંકર જોશીની સમગ્ર કવિતા થઇ ત્યારથી સમગ્ર કવિતાની પ્રથા શરૂ થઇ, એ ગુજરાતી કવિતા-સાહિત્ય માટે આનંદની ઘટના છે. પછી તો એક પછી એક સમગ્ર કવિતાના સંચયો પ્રગટ થવા માંડ્યા. રાજેન્દ્ર શાહ, સ્નેહરશ્મિ ઇત્યાદિ. આપણા જાણીતા શાયર અમૃત ઘાયલનો પણ સમગ્ર ગઝલસંગ્રહ પ્રગટ થયો.

ગુજરાતી ગઝલને નવો વળાંક આપવામાં જેમનું પ્રથમ સ્થાન છે તે આદિલ મન્સૂરીનો આ શ્રેણીમાં આવતો કાવ્યસંગ્રહ છે. આદિલ મૂળ તો ગઝલપુરુષ છે. પણ એમણે માત્ર ગઝલ નથી લખી, સૉનેટ અને અછાંદસ કાવ્યો પણ એમણે સિદ્ધ કર્યાં છે.

ગઝલ એ હાથતાળી આપીને સરી જતો કાવ્યપ્રકાર છે. આદિલ જેવા કોઇ ગઝલકાર જ ગઝલ સાથે હાથમાં હાથ મેળવી શકે. આદિલ પાસે ગઝલ સરી જતી નથી. પણ ગઝલ સામે ચાલીને રોકાઇ જાય છે.

આદિલની ગઝલોમાં શબ્દરમત કે કરામત નથી. એની પ્રતિભા ગઝલને છીછરાપણામાં રમવા દે એવી નથી. વેદના અને સંવેદનાની તાણો-વાણો એના રદીફ-કાફિયામાં વણાયેલો છે. એમની ગઝલના રેશમી પોત પર કલ્પનનું બારીક નકશીકામ છે. પરંપરાને એ ગાંઠતા નથી. પણ પરંપરામાં કશુંક ગોઠે એવું હોય તો તેને સ્વીકારતાં અચકાતા નથી. આપણે ઘણી ભૂલભરેલી સમજણમાં જીવીએ છીએ. પરંપરાનો દ્રોહ એ આધુનિકતા નથી. આધુનિકતા એટલે પરંપરાનો ધારદાર વળાંક. પરંપરાનો મોહ એ સમકાલીનતા છે. આદિલની કવિતા એ તત્કાલીનતા અને સમકાલીનતાથી ઊફરી ચાલે છે. અર્વાચીનતા કોઇ નખરારૂપે નહિ પણ ઊંડી અનુભૂતિમાંથી પ્રગટે છે. એટલે તો એમનાં કલ્પન અને પ્રતીકમાં તાજગી અને અર્થપૂર્ણતા છે.

એમની ગઝલ મંચ પરથી ભલે રજૂ થતી હોય પણ એ મહેફિલની ચીજ છે. એમની ગઝલને દાદ આપવા માટે ઊંડી સમજ હોવી જોઇએ. શબ્દોના પૂરમાં ક્યારેય એમની કવિતા તણાઇ જતી નથી. આપણને અહીં સંભળાય છે એક સ્વસ્થ છતાં મસ્ત એવો પોતીકો અવાજ. આદિલને વાંચો તો તમે સુખથી બેચેન થઇ શકો અને ચેનથી દુઃખી થઇ શકો. એ તમને સુખવ્યાકુળ કરી શકે છે. જે કવિએ જીવનને પૂર્ણપણે જોયું-જાણ્યું હોય, માણ્યું હોય, સંઘર્ષો તળિયે સુધીના અનુભવ્યા હોય એના જ શબ્દોમાં આટલું ઊંડાણ આવે. કવિના શબ્દો ઘાયલ હરણાની જેમ કે તરફડતી માછલીની જેમ મૌનમુખરિત અજંપો અનુભવે છે. આ અનુભવ-ગઠરી એમને અભિવ્યક્તિની મૌલિકતા તરફ પ્રેરે છે. એક આદિલમાં એકીસાથે સંપી-જંપીને બે આદિલ વસે છે. ભારતમાં વસતા પૂર્વાર્ધ આદિલ અને અત્યારે ન્યૂયૉર્કમાં વસતા ઉત્તરાર્ધ આદિલ. આપણે ત્યાં વિવેચકો વાતવાતમાં અકળાઇ જાય છે અને વાંચ્યા વિના જ કહે છે કે પૂર્વાર્ધના આદિલ વધારે સારા. માની લો કે પૂર્વાર્ધના જ આદિલ રહ્યા હોત તો શક્ય

છે કે એ પુનરાવર્તનના ભોગ બન્યા હોત. તોપણ વિવેચકોને ભાગે કાળો કકળાટ જ હોત. પરિસ્થિતિ બદલાઇ, અનુભવ બદલાયો, દેશ, હવા ને વાતાવરણ બદલાયાં - કશુંક વ્યાપક પણ થયું અને કશુંક ઊંડું પણ થયું. ત્યાં રહ્યાં રહ્યાં ભારતનો ઘર-ઝુરાપો તેમને અંતર્મુખ કરે છે. અમેરિકાનો ઉઘાડ એમને વ્યાપ આપે છે. આદિલની કવિતામાં ક્યાંકક્યાંક એક પ્રકારની આધ્યાત્મિકતાનો પણ મેં અનુભવ કર્યો છે. જોકે આ ભૌતિક જગતમાં કવિતાને વળગી રહેવું, કવિતાથી સળગી રહેવું એ પણ એક પ્રકારની આધ્યાત્મિકતા છે.

આ પહેલાં આદિલના 'પગરવ' અને 'સતત' ગઝલ-કાવ્ય સંગ્રહ પ્રગટ થઇ ચૂક્યા છે. 'મળે ન મળે'માં 'ન્યૂયૉર્ક નામે નગર'ના શીર્ષક હેઠળ આદિલનાં અગ્રંથસ્થ કાવ્યોનો સમાવેશ થયો છે. આમ, ત્રણસો વીસ પાનાંના આ સંગ્રહમાં અગ્રંથસ્થ કાવ્યોની સંખ્યા અને ગુણવત્તા પૂરતી છે.

'મળે ન મળે'- આ સંગ્રહનું નામ આદિલે અમદાવાદ છોડયું ત્યારે એ વિખૂટવાની વેદનામાંથી ગઝલ સાંપડી અને એ ગઝલના રદીફ-કાફિયા આદિલની સમગ્ર કવિતાનું શીર્ષક બને છે. ઉપાડ આમ છે :

નદીની રેતમાં રમતું નગર મળે ન મળે
ફરી આ દશ્ય સ્મૃતિપટ ઉપર મળે ન મળે

આદિલ લાંબી બહરની અને ટૂંકી બહરની ગઝલ એક સરખી સિફત અને કસબથી લખી શકે છે. ટૂંકી બહરની ગઝલમાં એક એવું ઊંડાણ લાવી શકે છે તેનો ખ્યાલ આ બે શેરને આધારે પણ આવી શકે :

હોય ક્યાંથી ખબર વસંતોને
પાનખરનાયે રંગ નાચે છે
છીપ વચ્ચે છુપાયેલું મોતી
ને કિનારે તરંગ નાચે છે

આપણામાંના મોટા ભાગના માણસો માને છે કે ગઝલ તો સાંભળો અને સમજાઇ જાય, ઉત્તમ ગઝલ એવી હોય કે જેને તમે સાંભળો, સમજો અને મનમાં ને મનમાં પછીથી ગુંજનરૂપે પણ સાંભળ્યા કરો. આ ગઝલો અડાલજની વાવ જેવી ઊંડી હોય [illegible]ા જળને સ્પર્શવા હોય તો ઊંડે ને ઊંડે ઊતરવું જોઇએ. દાખલા તરીકે :

આમ તો હરદમ હજૂરી હોય છે
આપણા મનમાં જ દૂરી હોય છે

મૌનની સરહદ વટાવી જાવ તો
શબ્દ સઘળા બિનજરૂરી હોય છે

ને પછી ઊગે છે સૂરજ આંગણે
પહેલાં તારી યાદ સ્ફુરી હોય છે

ધામધખતા રણ વિશે ચિંતા ન કર
રણની વચ્ચે પણ ખજૂરી હોય છે

દૂર બેઠા યાદ આવે છે સતત
પાન પણ કેવાં કપૂરી હોય છે

એક પણ ઇચ્છા પૂરી ના થૈ શકી
હર ગઝલ આદિલ અધૂરી હોય છે

ન્યૂજર્સી અને સરખેજની વચ્ચે વહેરાતો આ કવિ પરદેશમાં રહીને સ્વદેશને ઉત્કટરૂપે યાદ કરે છે. ન્યૂ યૉર્કમાં પણ એમને શબ્દ મળે છે તે શબ્દ ઢાલગરવાડનો હોય છે. આદિલની ગઝલમાં વેદનાની એક ગુપ્ત ગંગા છે. કહે છે :

દિલ છે ખાનાખરાબ, માગે છે
પાનખરમાં ગુલાબ માગે છે

સૂરજ, ચાંદની, રણ, બારી, ઘર, નગર મૌન શબ્દ, બ્રહ્મ, બ્રહ્માંડ આ બધા શબ્દોથી ઘડાતાં પ્રતિરૂપો એ આદિલની કવિતાની લઢણ કહો તો લઢણ, લાક્ષણિકતા કહો તો લાક્ષણિકતા. આદિલ કાવ્યમાં અનેક પ્રયોગો કરે, ગુપ્તચરની જેમ ભલે ફરે, છંદના ખંડિયેરો હોય કે લયની ભઠિયાર ગલી હોય, હાયકુના સત્તર અક્ષર હોય કે અન્ય કોઇ કાવ્ય-પ્રકાર હોય આદિલ સૌથી વિશેષ ખીલે છે અને ખૂલે છે ગઝલમાં. ગદ્યકાવ્ય એમની કલમ માટે બેધારી કરવતનું કામ કરે છે. શબ્દમાં એ જેવી શ્વાસની ફૂંક મારે છે ત્યારે ગઝલ સ્વયં વાંસળી થઇ જાય છે.

આપણે સૌએ વિચારવાનું છે. પ્રત્યેક સર્જકને એના કોઠા પ્રમાણે અમુક પ્રકાર સિદ્ધ થઇ શકે છે. કેટલાક પ્રકાર એટલું ગજું નથી કાઢી શકતા. ગમે તે હોય તોપણ સર્જકે પ્રયોગો તો કરવા જ જોઇએ. કળામાં હારજીતની ભાષા નથી હોતી. કળા એ છેવટે તો કાળની સામે ઝઝૂમવાનું છે. મને આદિલની કવિતા ગમે છે કારણકે એમણે ગઝલમાં પોતાની પ્રતિભાને પુરવાર કરી છે. છતાં પણ એ પુરવાર કરેલી પ્રતિભામાં સીમિત રહેતા નથી.

(તા. ૧૮-૫-'૯૬એ 'મળે ન મળે' પુસ્તકનું વિમોચન ન્યૂ યૉર્કમાં યોજાયું હતું)

---

પ્રિય સુરેશભાઈ,

તમે મને કામ સોંપ્યું 'કવિતા' એપ્રિલ-'૯૬ની મને સૌથી વધુ ગમી ગયેલી કવિતા જણાવવાનું.બધાં કાવ્યો ફરીથી વાંચી ગયો. 'મને સૂંઘ' કાવ્ય પર મન ઠર્યું. હર્ષદ ચંદારાણાને અભિનંદન.

- જયંત મનકરમી

## ગીત [] ઊજમશી પરમાર

ગઢ ઊભો છાતી કાઢીને ધરાર નભની સામે,
ઊતર જરા હેઠે તો દંગલ ખરાખરીનું જામે.

સદા ઝળૂંબે માથા ઉપર ઘડી ઘડી હું ચોંકું,
આવ, તને યે ભાલા જેવા બધા કાંગરા ભોંકું;
ફરી કદીયે ભૂલચૂકથી નામ ન લેવા પામે.

સૂસવાટાના ધક્કા દઈને પવન-ગલોફાં દુખ્યાં,
પાતાળે પગ ખોડી ઊભો, જરી ન મસ્તક ઝૂક્યાં;
વજીય આપણી આગળ નમતું આવે સદા સલામે

## ગઝલ [] શૈલેન રાવલ

કોણ ત્યાં સામે તીર વાંચે છે?
ઉપનિષદ જેમ નીર વાંચે છે

વાંચનારા તો બંધ આંખોથી
સૂર્યકિરણોનાં હીર વાંચે છે

એ જ બાબતનો ગર્વ ફૂલોને
કે સુગંધને સમીર વાંચે છે

સ્તબ્ધ રાતોમાં એકલું પાદર
પાળિયાના ખમીર વાંચે છે

બા-અદબ સલ્તનતના બચપનને
એક બુઢ્ઢો ફકીર વાંચે છે

## ઊઘડો પંથ [] ભાનુપ્રસાદ પંડયા

ફર્શને અડકયા વિના જ
પગલી પાડતી વેગે
તું મારા ઓરડામાં પ્રવેશે
ઉદ્યાનમાં રમીને આવીને ?
તારી નાજુક આંગળીઓ મારા
હોઠ-નાકને અડાડતી તું
બસ, ફૂલોની સુવાસની જ
કાલીઘેલી વાતો કરે !
ક્યારેક અચાનક બારણાના પડદા પાછળ
સંતાતી ફરે !
મારા આંગણાની અણબૂઝ
પરી સમી હવા !
આ બધાં તારાં અડપલાં !
પણ જો હવે પેલો પવન
વૃક્ષોનાં પર્ણોમાં શરણાઈ વગાડતો આવે
ઊડતાં તણખલાં અને રજકણનાં
સાજનમાજન સંગે લાવે !
ગામની શેરીમાં ધૂળની ડમરી ચડાવે,
હવા, એ તને લેવા આવે !
એની સાથે જરૂર જજે !
તારી સુવાસભીની હથેળીથી
એને તારી ઓળખ આપજે,
એના તોફાની મિજાજને
તારી હળવી ચાલની સાંકળમાં બાંધજે !
અને એની સાથે ઓતપ્રોત થઈને
ચોમેર ફરજે !
અલવિદા હવા !
ઊઘડો તવ પંથ અવનવા !

કવિતા : રોમાંચનો શબ્દ
તંત્રી : સુરેશ દલાલ
સળંગ અંક : ૧૭૩
વર્ષ ૨૯ : અંક ૪ : જૂન ૧૯૯૬
મુખપૃષ્ઠસજાવટ : દિનેશ દલાલ






'કવિતા' : એપ્રિલ-૧૯૯૬માં પ્રગટ થયેલી કવિઓની તસવીરો જગન મહેતાની છે.

**ખાસ સૂચના :** કોઈ પણ કાવ્ય એક વખત બીજે ક્યાંય છપાયેલું હોય તો ફરીથી મોકલવું નહીં. **અપ્રગટ કાવ્ય જ મોકલવું. પ્રસિદ્ધ થતા લેખોના અભિપ્રાયની જવાબદારી લેખકની**

**સૂચના :** વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તોપણ પોસ્ટકાર્ડ, ઈનલેન્ડ લેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફૂલસ્કે કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ ત અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલં થવા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટ્સ વિભાગ સાથે કરવો.

**લવાજમ :** દેશમાં ૮૦/- રૂપિયા, પરદેશમાં સીમેલ રૂ. ૧૭૦/-, ઍરમેલ રૂ. ૨૭૦/-, ૧૫/- રૂપિયા

...મનું લવાજમ "SAURASHTRA TRUST"ના નામથી મનીઑર્ડર/ડ્રાફ્ટ મોકલવા વિનંતી.

સરનામું : સર્ક્યુલેશન મૅનેજર, જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, કોટ, પોસ્ટ બૉક્સ ૬૨, મુંબઈ-૧. T.P. 2870831, FAX No. 022-287409

**મુદ્રક અને પ્રકાશક :** સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી ધીરુભાઈ દેસાઈ, જન્મભૂમિ કાર્યાલય, જન્મભૂમિ માર્ગ, કોટ, મુંબઈ-૧.

**મુદ્રણ સ્થળ :** મે. પ્રીન્ટેજ પ્રા. લિ. સન મિલ કમ્પાઉન્ડ, સન મિલ રોડ, લોઅર પરેલ, મુંબઈ-૪૦૦ ૦૧૩

**અગ્નિસ્તંભ [] જયન્ત પાઠક**

આખેઆખો ઢળવઇ ગયો સૂર્યભાણ્ડે ધરાના,
રાતોપીળો રસ પ્રસરતો જાય ચારે દિશામાં;
ઊભાં ઊભાં તરુ સળગતાં દાઝતા પ્હાડ-પ્હાણા,
વ્હેતાં વ્હેતાં અધવચ સુકાઇ જતાં શાં નવાણો!

ઊની ઊની, તરફડી રહ્યો વાયરો લૂની આંચે;
ભોંણે પેઠો બળું બળું થતો સર્પ સંકોચી કાય.
પંખી ડાળે ઝીલતું ઝડીઓ ઝાળની ખુલ્લી ચાંચે,
આવાસોની કૃપણ કૂતરાંઓ ભજે ટાઢી છાંય.

ચારેબાજુ સળગતી ભીંતો મધ્ય હું કેદશ્રાન્ત,
હાંફું ચાલ્યા વગર, નીરખું બ્હાર સૌ સૃષ્ટિકલાન્ત;
કુંભી કેવી ભડભડ બળે ઓટલાની સળંગ,
કંપું: જ્વાળાજીભથી હમણાં ચાટશે અંગ અંગ!

અગ્નિસ્તંભ સુતપ્ત આભ લગીનો મારે રહ્યો ભેટવો,
માર્યું: કીડીની હાર સ્તંભ ચઢતી કોઇ મને દાખવો!

**[] હીરુ મોદી**

પતંગિયું ને મધમાખી;
એક થાય તો બને કવિ!

કવિતા

## હું જીવું છું ▯ જયન્ત પાઠક

ફાટ ફાટ થતી ફાઈલોની આવ-જા વચ્ચે
આંકડાઓની અટપટી અવર-જવર વચ્ચે
વાસી હવા વાગોળતાં
ચો-પગાં ખુરશી-ટેબલ વચ્ચે
ક્યારેક ખડખડાટ હસી લઉં છું -
હું જીવું છું

ચાર દીવાલોની ચાલુ ભીંસ વચ્ચે
દુનિયાદારીની ગુસપુસ વચ્ચે
જાહેરખબરિયા જુવાનો વચ્ચે
ક્યારેક હું બાળકો સાથે પાનાં રમી લઉં છું -
હું જીવું છું

સાંજની ભારેખમ હવામાં
        વૃક્ષો જ્યારે ઝૂકી જાય છે
સડકો ચિત્કારોથી ચગદાઈ જાય છે
પંખીઓ માળામાં મૂગાં થઈ જાય છે
ત્યારે ભીતરના એકાન્ત અજવાળે
એકાદ નાનકડી કવિતા રચી લઉં છું -
હું જીવું છું

▯ કિશોર શાહ

ખંડેરના બંધ બારણાં પાછળ
નિઃશબ્દતાને ઘેરી ઊભું છે
અંધારું
કાળના પ્રહારે
અષ્ટાવક્ર થયેલાં બારણાંને
નખોરિયાં ભરે છે
કાળી બિલાડી
મેડી અને ઝરૂખા
પ્રતીક્ષા કરે છે
એક અજાણ
અજવાળાની
જે ફૂટશે કદીક
બાવળની કાંટમાંથી
ત્યારે
બિલાડીની આંખોને
જે કવિ જેવી પીડા થશે
તેનું આલેખન
કોણ કરશે ?

## અંગૂઠો : છ મોનોઇમેજ કાવ્યો ॥ ભાનુપ્રસાદ પંડ્યા

(૧)
અંગૂઠો નહિ,
આ એ જ સ્તનદીંટડી
જેણે મને એકલતામાં
જનનીનો અહેસાસ કરાવ્યો !

(૨)
ચારેય આંગળીઓ સંપી ગઇ
મને વેગળો રાખ્યો
પણ મૂઠી તો ત્યારે બને
જ્યારે અંગૂઠો સંગાથે મળે !

(૩)
'પાંચેય આંગળીઓ સરખી ન હોય !'
એવી કહેવત કરનારને શું કહેવું ?
મર્દાનગીની આવી મજાક ?
હું આંગળી નહિ, અંગૂઠો છું !

(૪)
તર્જની ઊંચી કરો
એટલે પ્રશ્નની ધારદાર કટાર,
હથેળી બતાવો એટલે ડરે ગાલ !
પણ અંગૂઠો બતાવો એટલે....?

(૫)
ગુરુદેવ, આપને દક્ષિણામાં
અંગૂઠો તો કાપી આપ્યો
પણ હવે આપના તર્પણટાણે
તિલાંજલિ કેમ અર્પીશ ?

(૬)
હે ભગવતી સરસ્વતી,
ક્ષમા કરશો,
આપની કૃપાથી વંચિતોને
થોડોક પણ ખપમાં આવું છું,
મારીય છાપ પડે છે, હોં !

## ગીત [] મેઘબિંદુ

હું તો અટવાયો પોતાનાં દ્વારમાં
હું તો મુંઝાયો પોતાનાં દ્વારમાં

ઘરની દીવાલો રોજ પડું પડું થાય
એને ટેકો આપીને રોજ જીવું

સંબંધો રોજ રોજ ફાટતાં રે જાય
એને પણ રોજ રોજ સીવું

પ્રેમની વાતોને સમજે ન કોઈ
હું તો વહેરાતો જાઉં વહેવારમાં

હું તો અટવાયો પોતાનાં દ્વારમાં
હું તો મુંઝાયો પોતાનાં દ્વારમાં

ઘરને છોડીને જ્યાં મંદિરે પહોંચ્યો
તો મંદિરના દેવ ગયા ભાગી

યાત્રા તીરથની પાવન ભૂમિ ઉપર
સંતોની બીક મને લાગી

કથાનો થાક મને એવો લાગે
કે બધા વાણીનાં પોકળ વહેવારમાં

હું તો અટવાયો પોતાનાં દ્વારમાં
હું તો મુંઝાયો પોતાનાં દ્વારમાં

## અંગૂઠો : છ મોનોઇમેજ કાવ્યો ॥ ભાનુપ્રસાદ પંડ્યા

(૧)
અંગૂઠો નહિ,
આ એ જ સ્તનદીંટડી
જેણે મને એકલતામાં
જનનીનો અહેસાસ કરાવ્યો !

(૨)
ચારેય આંગળીઓ સંપી ગઇ
મને વેગળો રાખ્યો
પણ મૂઠી તો ત્યારે બને
જ્યારે અંગૂઠો સંગાથે મળે !

(૩)
'પાંચેય આંગળીઓ સરખી ન હોય !'
એવી કહેવત કરનારને શું કહેવું ?
મર્દાનગીની આવી મજાક ?
હું આંગળી નહિ, અંગૂઠો છું !

(૪)
તર્જની ઊંચી કરો
એટલે પ્રશ્નની ધારદાર કટાર,
હથેળી બતાવો એટલે ડરે ગાલ !
પણ અંગૂઠો બતાવો એટલે....?

(૫)
ગુરુદેવ, આપને દક્ષિણામાં
અંગૂઠો તો કાપી આપ્યો
પણ હવે આપના તર્પણટાણે
તિલાંજલિ કેમ અર્પીશ ?

(૬)
હે ભગવતી સરસ્વતી,
ક્ષમા કરશો,
આપની કૃપાથી વંચિતોને
થોડોક પણ ખપમાં આવું છું,
મારીય છાપ પડે છે, હોં !

## ગીત [] મેઘબિંદુ

હું તો અટવાયો પોતાનાં દ્વારમાં
હું તો મુંઝાયો પોતાનાં દ્વારમાં

ઘરની દીવાલો રોજ પડું પડું થાય
એને ટેકો આપીને રોજ જીવું

સંબંધો રોજ રોજ ફાટતાં રે જાય
એને પણ રોજ રોજ સીવું

પ્રેમની વાતોને સમજે ન કોઇ
હું તો વહેરાતો જાઉં વહેવારમાં

હું તો અટવાયો પોતાનાં દ્વારમાં
હું તો મુંઝાયો પોતાનાં દ્વારમાં

ઘરને છોડીને જયાં મંદિરે પહોંચ્યો
તો મંદિરના દેવ ગયા ભાગી

યાત્રા તીરથની પાવન ભૂમિ ઉપર
સંતોની બીક મને લાગી

કથાનો થાક મને એવો લાગે
કે બધા વાણીનાં પોકળ વહેવારમાં

હું તો અટવાયો પોતાનાં દ્વારમાં
હું તો મુંઝાયો પોતાનાં દ્વારમાં

## ઊપડયું નહિ કાં અંગ ?

□ ભાનુપ્રસાદ પંડયા

ચુનરી શી ત્વચા તળે
પ્રાણને પૂરીને સરે
હવા મહીં ઊડે આ તે
વાદળનો ટુકડો કે મૃગ ?
પાછળ ધસંતી પેલી
પીંગળી કાયાની પરે
ચટ્ટાપટ્ટા ચીતરીને
વાઘણની ભૂખ !
પછી…
પછી પડછાયા નદી તર્યા,
મૂગાં ઊભાં તરુ ડર્યાં,
આસપાસ ખગ ઊડયાં
જળમહીં મીન સર્યાં !
અંતે જીતી પાતળિયા
પગતણી ફાળ !
પીછે હટી હાંફતી તરાપ !
દૂરદૂર ટીપકિયા ટોળામહીં
થઇ જાય મૃગનો સમાસ !
(એના શ્વાસ બોલે 'હાશ !')
નિરાશ થયેલ ન્હોર,
ફસડાય ઘાસ પરે !
આળોટતાં આળોટતાં
મોંફાડથી ઝરી પડે લાળ !
હાથવેંતમાંથી કેમ
છટકયો શિકાર ?
ધસી નહિ કેમ પોતે ?
ઊપડયું નહિ કાં અંગ ?
સરી ગયો કયહીં એનો અસલી
ઉછાળ ?
ભીતરમાં ભૂખ કાળઝાળ !
અને…
ઉદરમાં ઊછરતાં હતાં વાઘબાળ !

## નો પ્રૉબ્લેમ [] મકરન્દ દવે

'નો-પ્રોબ્લેમ'નો મુલક નિહાળ્યો આંખે,
જેમાં બધાય લોકો, બધુંય સાંખે.

દરદી ડચકાં ખાતો છેલ્લા શ્વાસે,
'નો પ્રોબ્લેમ' કહી દાક્તરસા'બ તપાસે.

કડડભૂસ કરતું જો મકાન તૂટે,
ઇજનેરો માપે 'નો પ્રોબ્લેમ'ની ફૂટે.

ડાકુઓ લૂંટે જો ચોરો ધાડે,
પોલીસ 'નો પ્રોબ્લેમ'ની બૂક ઉઘાડે.

ડાહ્યા ડમરા લોક ચલાવે ગાડું,
'નો પ્રોબ્લેમ'નું એક જ પકડી નાડું.

ડૂબી મરો કે બળી મરો, તમ આગે,
'નો પ્રોબ્લેમ'ની રેકર્ડ નિશદિન વાગે.

જપો જપો આ મંત્ર નવીન, અનોખો,
પુણ્યવંત હે 'નો પ્રોબ્લેમ'ના લોકો.

## એ સવાલ ઊભો છે || મકરન્દ દવે

રોજ વાતવાતોમાં એ સવાલ ઊભો છે,
વીરની વિસાતોમાં, એ સવાલ ઊભો છે.

મોતની મહેફિલ છે, જિંદગીના જલસામાં,
ખુશ-નસીબ રાતોમાં, એ સવાલ ઊભો છે.

કેટલી કમાણી ને કાઢવાનું દેવાળું!
આખરી જકાતોમાં, એ સવાલ ઊભો છે.

રોશની હતી તોયે તેજનું ન કાં ટીપું?
યાદની બરાતોમાં, એ સવાલ ઊભો છે.

પ્યારના જ પડખામાં, ખેલતું હતું ખંજર,
શાંત રીતભાતોમાં, એ સવાલ ઊભો છે.

કેમ એકલું લાગે આ તમામ મેળામાં?
આપણી જમાતોમાં, એ સવાલ ઊભો છે.

જીવ છે, છતાં જાણે લાશ જેવું લાગે છે,
કૈં'ક આપઘાતોમાં, એ સવાલ ઊભો છે.

કાંઈ ન્હોતું ને ચાલ્યો એ લૂંટાવી લખલૂંટો,
મ્હેલ ને મિરાતોમાં, એ સવાલ ઊભો છે.

## ભીતર ગીત બ્હારનો કલરવ [] રામજી ખેરોલિયન

લીલ્લમલીલું ભરચક ભરચક હતું ભીતરને બ્હાર છતાં હું નથી સીમ કે શેઢો,
મારી આ ઈચ્છાનો જાણે મોર ખેરવે પીંછાનો શણગાર કાનજી રાધિકાથી રેઢો,
પર્વત સાથે ઝઘડી નદીઓ ભાગી છૂટી જાણે જઈને દરિયાને પણ કરશે એની જાણ,
જાણ થશે પણ શું કરવાનો દરિયો સાલો નમકહરામી ડૂબાડી દેવાનો સૌનાં વ્હાણ,
શ્વાસ દોડવા લાગ્યા ભીનો ટહુકો પહેરી સાવ લગોલગ નીંદર ગણતા હાથ આંગળી વેઢો,
લીલ્લમલીલું ભરચક ભરચક......

ઝરણું કેવું મલ્હાર ગાતું જાય ને, ભીતર ગીત બહારનો કલરવ ઝરણું મલ્હાર ગાતું જાય,
ઝાકળિયું તો પીને તડકો હળવા પગલે દૂર આભલે આભ જેવડું થાય.
પેલું પડતર હેત પાથરે ભંઠ સીમની લાગણીઓથી બાથ ભીડતું હોય ને રોકે શેઢો.
લીલ્લમલીલું ભરચક ભરચક......

કાલ વડે તે આજ ખોતરી લાગણીઓ પણ માગણીઓનું કેમ કરીશું બોલો ?
વારાટોળા કરતી પરીઓ નીરખે મનમાં હાથવેંતનું છેટું મારા બંધ મ્હેલની કોઈ તો બારી ખોલો.
એક અજાણ્યું શહેર મ્હાલવા નીકળ્યું લાવો હાથ તમારો ઝાલું નહીંતર માર્ગ હરિનો રેઢો
લીલ્લમલીલું ભરચક ભરચક હતું ભીતરને બ્હાર છતાં હું નથી સીમ કે શેઢો

[] કિશોર શાહ

મેં એને ક્યાંક જોયો હતો
દૂર ગામડાના સ્ટેશને
રેલવેની ટિકિટબારી પર
શહેરની ટિકિટના દર પૂછતો

આટલાં વર્ષો પછી
આજે એને શહેરમાં જોયો
એ હતો એવો ને એવો જ
જરાયે ન્હોતો બદલાયો

મેં એને પૂછ્યું -
એ મજૂરી કરતો હતો
નવાં બંધાતાં મકાનોમાં
કેટલાંયે મકાન
એના ભીંયતળિયેથી
પસાર થઈ ગયા હતા

મારી નજર એના પગ પર પડી
પગે ચોંટેલી સિમેન્ટ
પરસેવા સાથે
એકાકાર થઈ ગઈ હતી

હવે એ જવાનો હતો
પાછો ગામડે
પોતાનું ઘર વસાવવા
પગ પૂરતી સિમેન્ટ લઈ...

[] કિશોર શાહ

એક દિવસ
પૌત્ર સાથે
સાપ-સીડી રમતાં રમતાં
પૌત્રે પૂછ્યું
'દાદા, સીડી નીચે ન લઈ જાય ?'
'ના, બેટા.'
'દાદા, સાપ ઉપર ન લઈ જાય ?'
'ના, બેટા.'
'આમ કેમ ?'
'ખબર નથી બેટા'

જ્યારથી સમજણો થયો છું
રોજ કેલેન્ડરમાં તારીખો જોઉં છું
કેટલીક સાપ જેવી
કેટલીક સીડી જેવી

પણ મને જે સીડી મળી
એને પગથિયા જ નથી
અને સાપ
ખુલ્લા મોઢે પ્રતીક્ષા કરી રહ્યા છે

## પવન - પથે [] મકરન્દ દવે

આંખ એટલું આભ
પાંખને કયાંયે નથી કિનારો

કો'ક પાંપણો ઢાળી બેઠા
કો'ક અધૂકડી ખોલે,
માંડ જરા નભ ખૂલે ત્યાં તો
ચડી જાય બસ ઝોલે
પ્રાણ લગીરે થડકે નહીં
ને પાંખ પીંછનો ભારો

સવાર સાદ કરે ઉગમણે
આથમણે પથ દીવા,
રોજ નોતરે નવલખ તારા
તેજ-કટોરા પીવા
હાય, આંખમાં લગન નહીં કે
પાંખે અગન-ફૂવારો

અહીં ધૂળ, ઢેફાં બિચ વહેતા
લોહી-માંસના રગડા,
નૂર, નૂર ત્યાં નૂર જ વરસે
પરખે કોઈ પરખડા
પાંખ વીંઝ પ્યારે, જો પોંખે
પવન પથે કેદારો

## સ્ત્રી અને યુદ્ધ [] ઇ. ડબ્લ્યુ. વિલકોક્સ [] મહેશ દવે
(અંગ્રેજી)

અમે સ્ત્રીઓ છીએ,
અમારા નાનકડા દીકરાઓને અમે પાઠો શીખવાડીએ,
સંસ્કાર સીંચીએ -
'લડવું-ઝઘડવું બહુ હીણું અને ખરાબ છે'
શાળા અને દેવળ અમારા વિચારનું સમર્થન કરે છે
ઊછરતા માનવ-મનમાં પ્રેમ અને શાંતિના વિચાર ભરે છે
અમે કહીએ છીએ, 'કુત્તાઓ ભલે ભસવા અને કરડવામાં આનંદે'
'પણ માણસનો આત્મા અમર છે.
તેણે જાનવરના જીવનથી ઊર્ધ્વગામી થવાનું છે
જાત પર કાબૂ રાખવો, નિયમન કરવું, બુદ્ધિથી ચાલવું'

'પણ હે, ભલા ભગવાન !'
આ તમે પુરુષો, ડાહ્યા ને બળવાન પુરુષો,
અમારાથી બુદ્ધિમાં ચડિયાતા હોવાની આપવડાઈ કરતા પુરુષો,
આચાર-વિચારના અમારા ધણી-ધોરીઓ,
તમે તો યુદ્ધે ચડો છો !
એકબીજા પર લપકો છો, ઝપકો છો, ઝપાઝપી કરો છો !
તમારા જાતભાઈઓને જ લુલા-લંગડા કરો છો,
ભૂખે મારો છો, કત્લેઆમ કરો છો !

અને પાછા તમારા પરાક્રમના વખાણ ઇચ્છો છો;
બડાઈ મારો છો, અકડાઈને ચાલો છો !
તમારા વીરગાન જો કોઈ ન ગાય,
લોહી-નીંગળતી કલમે તમારી પ્રશસ્તિમાં મહાકાવ્ય ન રચાય
તમે કેટલી સ્ત્રીઓને વૈધવ્ય બક્ષ્યું તેની નોંધ ન લેવાય

તમે તો ખચીત જ કહેવાના :
'કવિઓ મરી પરવાર્યા છે

પ્રેરણાના પિયુષ શોષાઇ ગયા છે, કદી વહેવાનાં નથી.'
અને ઓ અમારા પ્રાણ-પુરુષો,
અમે સ્ત્રીઓ તો ઘરમાં સૂમસામ રાહ જોતી બેસી રહીએ,
સોસવાયા કરીએ; એ સિવાય બીજું કરીએ પણ શું ?
યુદ્ધે લલકારતી રણભેરી કે બ્યુગલ અમારે માટે નથી,
ધજા-પતાકાઓ ફરકાવવાનું પણ અમારે ભાગે નથી,
વિજયના અવસરનો ઉન્માદ માણવાનું પણ અમારે નસીબે નથી.
અમારે માટે તો છે ભાવિની અનિશ્ચિતતાનો ભેંકાર ભય,
અને કશાય લાભ વિનાની, રોજેરોજની, યુદ્ધોની યાતના.
ક્યારેક સદ્ભાગ્યે તમારા વિજયનું ગાન અમારે કાને પડે
ત્યારે પણ અમારા સહાનુભૂતિ-ભીના હૃદયમાં પડઘાય છે -
ઉજ્જડ અને વેરાન થયેલા અગણિત ઘરના ચિત્કાર,
અને સંભળાય છે પોતાના ધણીના મોત પર માતમ કરતી વિધવાઓના મરશિયા.

હે પુરુષો, ડાહ્યા પુરુષો, અમારાથી ચડિયાતા જીવ,
અમને બસ એક વાર કહી દો
આપણા આ મહાન યુગમાં
યુદ્ધનો કોઇ બીજો વિકલ્પ નથી કે ?
તમારો જવાબ 'ના' હોય તો
અમારા બાળકોને વરુની માફક અમને ઉછેરવા દો,
પારણામાંથી જ હત્યાઓ કરવાનું તેમને શીખવવા દો.
પુરુષો યુદ્ધોમાં જ રાચવાના હોય તો
શા માટે અમારે સ્ત્રીઓએ શાંતિના મંત્રો શીખવાડવામાં
અમારો સમય બગાડવો ?

[] હિતેન આણંદપરા

ચકલીની ચીંચી પર ઓવારી જાય
મારી ઓસરીનો થાક
શૈશવ જો ઓચિંતુ આવી ભટકાય
તો મારો શો વાંક ?

ચહેરે કરચલીઓ વધતી જો જાય
તો હૈયે કરચલીઓ વધતી હશે ?
હોડીની ઉંમર વધે તો વધે
પાણીની ઉંમર કંઇ વધતી હશે ?
દરિયાનાં મોજાં પર બલિહારી જાય ખારી બે આંખ

ભીંતો અડીખમ ને વૃક્ષો અડીખમ
તોય જુઓ કેટલો છે ફેર
એક ઉપર માણસનો થપ્પો લાગે
બીજા પર કુદરતની મ્હેર
ઝાડ પરનાં માળામાં સંસારી થાય, બે ટહુકા બે પાંખ

## હટાણું [] મકરન્દ દવે

હવે ઘેર જવાનું ટાણું થયું,
ચલો, આજ પૂરું હટાણું થયું.

ભલે ભાઇ, સોનાનું નાણું થયું,
તું સમજ્યો સો, ને નવાણું થયું.

અમે દિલની દાવત ધરી દીધી તો,
ચતુરાઇને મન ચવાણું થયું.

નથી આંખને ક્યાંય કાહો વળ્યો,
કહ્યું ત્યારે કોણે કે વ્હાણું થયું.

ફરી બે'ક વાતોમાં બગડી ગયું,
ફરી કોનું મોઢું કટાણું થયું

મને મોટી હસ્તી બતાવીશ મા,
નજર નાખી ત્યાં ડિંડવાણું થયું

[] **હિતેન આણંદપરા**

ટેરવામાં ઊગ્યાં છે થોર
હમણાં સુધી તો અહીં ઊગતા'તા સ્પર્શ
હવે ઊગે છે આજકાલ ન્હોર

વાવેતર શમણાંનાં કીધાં ને તોય જુઓ આંખોમાં ઊગે ઉજાગરા
ઓરમાઇ આંખો તો પૂછયા કરે છે હવે કેટલીક બાકી છે જાતરા

આયખું તો લ્હાય લ્હાય સળગ્યા કરે કે એને ભીંસે છે બળતી બપ્પોર

એક તણખો પડે ને આખું જંગલ બળે ઘડીભરમાં તો બધુંયે ખાખ
બારીની બ્હાર ક્યાંય જોતી નથી મારી આંખોને અવસરનો થાક

સામેથી જોશે તો દેખાશે નહીં દોસ્ત ભીની છે પાંપણની કોર

અડતાવેંત આંગળીઓ કાંટા પ્હેરે અને ચીરે છે સગપણનાં પોત
માણસને સોંસરવો બદલી નાંખે જાણે થઇ જાયે બાજ એક કપોત

કહું છે ને તોય કોઇ માનતું નથી 'કદી મારામાં જીવતા'તા મોર.'

[] મહેશ દવે

પીંછાંને ચૂંથ્યાં પછી પાંજરામાં પૂર્યાં
હવે કેમ કરી ઊડીએ આકાશ ?
સાંકડ-મોકડ અમે જીવતા જઈએ
કરી ઊભો રે સુખનો આભાસ
હવે કેમ કરી ઊડીએ આકાશ ?

દૂર દૂર બોલાવો : કેમ કરી આવીએ
આંખોમાં સળગે છે આશ
મીઠા તે જળ ક્યાંય જડતા નથી
મારી આંસુથી છીપે નહીં પ્યાસ
હવે કેમ કરી ઊડીએ આકાશ ?

પગમાં ના જોર અને હાથ પડ્યા હેઠા
જીવ બળે ભડ ભડ ને મનમાં ઉચાટ
ક્યાંય કશું સૂઝે નહીં, ઘાવ મારો રુઝે નહીં
સૂનો રે મારો આવાસ
હવે કેમ કરી ઊડીએ આકાશ ?

થોડું થોડું જીવવું'તું : સાથે ઝઝૂમવું'તું
મ્હાલવું'તું તારી સંગાથ
મનની રહી મનમાં લઈ બીજા જનમમાં
થાશે અવગત સોસાયેલા શ્વાસ
હવે કેમ કરી ઊડીએ આકાશ ?

કવિતા □ રજની મહેતા

મારી આસપાસ કરોળિયાનું જાળું
અજવાળું મને ક્યાંથી આવે ?
મેં તો ચારેબાજુ માર્યું છે તાળું
અજવાળું મને ક્યાંથી આવે ?

અંધારી ખીણમાં હું ઊતરતો જાઉં
અને શિખરની વાત મારે કંઠે
અજંપે જીવ મારો ઓસરતો જાય
ત્યારે કેમ કરું વાત હું ઉમંગે
હું તો પોતીકાંને પારકા કહી ટાળું
અજવાળું મને ક્યાંથી આવે ?
ભીતરમાં લાવાનો વડવાનળ છે
અને હોડી હલેસાને અંજળ નથી

દીવાદાંડી પોતે થઈ ગઈ છે આંધળી
ને બ્હેરા આકાશે કોઈ વાદળ નથી.
આ અંધારું કેવું ઓશિયાળું
અજવાળું મને ક્યાંથી આવે ?

ગઝલ □ હર્ષ બ્રહ્મભટ્ટ

સૂતાં પશુ મધરાત્રિએ જાગે સજન,
શરીર છે તો ભૂખ પણ લાગે સજન.

કે રાત આખી તારલા જાગે સજન
ને વેદના અંધારની માગે સજન.

દોડી જતા વાદળ કને ખોબો ધરી,
સૂકી ધરા જળબિંદુને માગે સજન.

કે ઘાસ પરથી સાપ તો ચાલ્યો ગયો,
ને આંખ કો અંધારને તાગે સજન.

કોની ફરી આ આંગળી ને કઈ નસે,
વાજિંત્ર વિણ સૂર કેં જાગે સજન.

## દાદાજી-૭ [] અમિતાભ મડિયા

૧૯૭૦ પછીની વાત છે. અમદાવાદના વિમાનીમથકે એક વિમાને TAKE OFF કરવા માટે RUNWAY પર દોડવું શરૂ કર્યું હતું. અચાનક મોડા મોડા ઉમાશંકર આવી પહોંચ્યા. તેમણે તે જ વિમાનમાં ઊડવાનું હતું. ઉમાશંકર VIP હોવાને કારણે કંટ્રોલકૅબિને તરત જ વિમાનની કૉકપીટમા પાયલટને જાણ કરી. વિમાન RUNWAY થી પાછું ફર્યું અને ઉમાશંકરને અંદર લઈને પછી તે ઊડ્યું. (એ દિવસોમાં ઉમાશંકર પાર્લામેન્ટની રાજ્યસભાના સભ્ય હતા.) નિર્ધારિત સ્થળે પહોંચવામાં ઉમાશંકર મોડા પડવા માટે પંકાયેલા હતા. પણ આ માટે તે જ એકલા જવાબદાર હોય એમ નહીં. કુલપતિનિવાસ કે સેતુ પર મુલાકાતીઓનો ધસારો હંમેશાં રહેતો અને મુલાકાતીઓને એમ તદન નારાજ કરીને ઉમાશંકર કદી નીકળી જતા નહીં. જાહેર જીવનમાં પ્રદાન કરનાર વ્યક્તિ અંગત જીવનનો કેટલો ભોગ આપે છે એ વાતની આ પ્રસંગ સાખ પૂરે છે.

'૬૪મા જ્યોત્સ્નાબા ગુજરી ગયા ત્યારે ઉમાશંકરે એક હાઇકુ રચેલું :

જીવન અને
મૃત્યુ: ખુરસી પરથી
દીવાલ પર.

આ હાઇકુ 'સમગ્ર કવિતા'માંથી પણ શા માટે ગેરહાજર છે તે નવાઈનો પ્રશ્ન છે.

યુવાનીમાં ઉમાશંકર જે પારાવાર વિટંબણાઓ અને મુશ્કેલીઓમાંથી જ્વલંત સફળતાપૂર્વક પસાર થયા તે જોતાં, અને જે રીતે તે પ્રત્યેક વિટંબણાનું પડકારમાં રૂપાંતર કરતા તે જોતાં તેમની લખેલી આ પંક્તિઓ મને યાદ આવે છે :

પ્રાપ્ત થતો જે જે ઉપાધિયોગ
બની રહો તે જ સમાધિયોગ

યુવાનીમાં લગ્ન પછી કૌટુંબિક જવાબદારીઓ હોવા છતાં વર્ષોનાં વર્ષો સુધી ઉમાશંકરે બેકારી ભોગવી છે. (આ વર્ષો દરમિયાન ઉમાશંકરે 'સંસ્કૃતિ'નું સર્જન અને ઘડતર કર્યું.) છતાં વિવિધ પુરસ્કારો અને એવૉર્ડ્સ સાથે મળતી રકમ ન છૂટકે જ સ્વીકારી છે અને જ્યારે સ્વીકારી છે ત્યારે પાછી વાળી છે, તેનો જાહેર સમાજના હિતમાં ઉપયોગ કરીને. જ્ઞાનપીઠ પુરસ્કારની રકમ ગંગોત્રી ટ્રસ્ટ સ્થાપવામાં કામે લગાડી. ચુનીલાલ મડિયા 'રુચિ'ના ઑગસ્ટ, ૧૯૬૮ના અંકમાં "ઉમાશંકર જોશી : પુરસ્કાર અને અનુદાન" લેખમાં કહે છે એ મુજબ, "... ઉમાશંકરે આર્થિક સંકડામણો ઓછી નથી અનુભવી. છતાં દ્રવ્યપ્રાપ્તિનો શોખ એમણે કદી કેળવ્યો જ નથી... ઉમાશંકર બહુ કરકસરિયા જીવ છે. એમની અંગત જરૂરિયાતો ઓછામાં ઓછી છે. વ્યસનમાં વ્યસન માત્ર ચાનું જ છે... ઉમાશંકર પોતાને માટે નહિવત્ ખર્ચ કરે છે, પણ અન્યોને કાજે ઉડાઉ બની શકે છે..."

પરંતુ મારો અનુભવ છે કે બાળકો માટે તો ઉમાશંકર દિલ ખોલીને ખર્ચ કરતા. હું નાનો હતો ત્યારે તે જ્યાં પણ જાય ત્યાંથી મારે માટે મોંઘાદાટ રમકડાં લાવતા : જર્મનીથી LEGO, જાપાનથી ઢીંગલાં, હંગેરી અને ચેકોસ્લોવેકિયાથી પુસ્તકો, ફ્રાન્સથી

જીન્સ, રશિયાથી મૉસ્કો ઑલિમ્પિક્સના બિલ્લા અને લૅટવિયાથી અપૂર્વ માટે રત્ન અંબર. આ તો માત્ર અધૂરું લિસ્ટ છે. છતાં ઉમાશંકર બગાડમાં સહેજેય નહોતા માનતા : જમ્યા પછી તેમની થાળીમાં ધોવા-માંજવા જેવું કશું ન રહેતું. અન્નનો એક કણ તે બગાડતા નહીં.

૧૯૮૪ના જૂનમાં યશવંત શુકલ સાથે ઉમાશંકર કાઠિયાવાડની યાત્રાએ જવાના હતા. ઉમાશંકર સમયસર તૈયાર થઇને રાહ જોતા બેઠા હતા. ઉમાશંકરને લેવા આવવા માટે યશવંત શુકલ નિર્ધારિત સમય કરતાં મોડા પડયા. 'સેતુ' પર હું ઉમાશંકર પાસે હાજર હતો. હું બોલ્યો, "યશવંતભાઇએ મોડા પડીને યશ ગુમાવ્યો." ઉમાશંકર બોલ્યા, "અમિતાભ સત્યવક્તા છે."

'૭૯માં ઉમાશંકર મને તેમની સાથે દિલ્હી લઇ ગયેલા ત્યારે મારે ડાયરી રાખવી જોઇએ તેવી સલાહ તેમણે મને આપેલી. મહિનો દિલ્હીવાસ દરમિયાન મેં ડાયરી રાખી. પછી હું ડાયરી લખવાથી કંટાળ્યો. પછી છેક '૮૫માં ડાયરી ન રાખવાને અનુલક્ષીને કરેલી રવીન્દ્રનાથની કેટલીક ટકોર મેં વાંચી : ડાયરી રાખનાર સજાગ ન રહે તો EXHIBITIONISM ના વિકૃત MOTIVATION થી જીવન દોરવાય. વળી, જીવનને અનુલક્ષીને ડાયરી લખાવાને બદલે જો ડાયરીને અનુલક્ષીને રોજિંદી ક્રિયાઓ થાય તો તે યોગ્ય નથી. કારણકે તેમાં સ્વાભાવિકતા રહેતી નથી. રોજેરોજની ઝીણીઝીણી ક્ષુલ્લક બાબતો નોંધવા યોગ્ય નથી હોતી. અર્ધસ્ફુટ-અસ્ફુટ વિચારો ઝબકીને તરત બાષ્પીભૂત થઇ જતા હોય છે. તેમનું શબ્દોમાં રૂપાંતર કરવું મુશ્કેલ હોય છે. આ ટીકા મેં ઉમાશંકરને સંભળાવી. (બેશક, ઉમાશંકરને તેની જાણ હશે જ.) પણ તેમણે કોઇ પ્રતિભાવ ન આપ્યો.

આર્ટ્સમાં તો જેને રખડી ખાવું હોય તે જ ભણે એમ ઉમાશંકરે મને '૮૧માં કહેલું, છતાં ફરી ભણવાની તક મળે તો પોતે આર્ટ્સમાં જ ભણશે અને તેમાં પણ ભાષા - સાહિત્ય જ પસંદ કરશે તથા અર્થશાસ્ત્ર ભણવાની ભૂલનું પુનરાવર્તન નહીં કરે તેમ પણ ઉમેરલું.

'૮૫માં ઉમાશંકર મને કહે, "આપણા દેશમાં નવયુવાનને બૅન્કિંગ શિખવું હોય તો પ્રથમ BA કે BCOM કરવું પડે, પછી જ તે બૅન્કિંગનો ઉચ્ચ અભ્યાસ કરી શકે. જ્યારે યુરોપ અને અમેરિકામાં તો સીધો જ બૅન્કિંગનો ઉચ્ચ અભ્યાસ કરી શકે છે." મેં કહ્યું, "આમાં નુકસાન તો અમારી નવયુવાન પેઢીને છે. આપણા દેશના બડેખાં શિક્ષણશાસ્ત્રીઓ આ માટે કેમ ફેરફાર નથી કરતા ?"

ઉમાશંકરની માનવતા માત્ર સાહિત્ય પૂરતી સીમિત ન હતી. ઉમાશંકરનું આતિથ્ય અજાણ્યા માટે પણ ઉમળકો ધરાવતું. કુલપતિનિવાસના દિવસોની વાત છે. એકવાર અચાનક ત્રાટકેલા ધોધમાર વરસાદથી બચવા કુલપતિનિવાસ બંગલાના પોર્ચ નીચે કેટલાક અજાણ્યા રાહદારી આવીને ઊભા રહ્યા. ઉમાશંકરે તેમને ત્યાં ઊભા રહેવા ન દીધા; પરંતુ અંદર બોલાવીને ડ્રૉઇંગરૂમમાં બેસાડયા અને વરસાદ પૂરો થયા પછી જ જવા દીધા.

ઉમાશંકરની કેટલીક ટકોર મિત્રોને અને નજીકનાને ક્યારેક ડામ દેવાનું કામ કરતી. આ અંગે 'રુચિ'ના ઑક્ટોબર, '૬૮ના અંકમાં ઉમાશંકર "વીતેલાં વરસો

મને પાછાં મળે તો-' લેખમાં કહે છે: '...મારા સુખને વિશે મને ઝાઝો ખ્યાલ રહ્યો હોય એવું મને લાગતું નથી. સુખનો સ્વાદ પણ મને ઝાઝો હોય એવું લાગતું નથી. કંઇક વિચિત્ર કહેવાય. એટલે, પાછલાં વરસો પાછાં મળે તો વધુ સુખ માટે મથવાનો પ્રશ્ન ન રહે, પણ બીજાઓને - ખાસ કરીને અતિ નજીકનાંને - પત્નીને, સગાંઓને, નિકટના મિત્રોને ક્ષણાવેશમાં દુઃખી કરી દેવાની મારી ફાવટને થોડીક ખંખેરી નાખવા જરૂર મથું.' (પાનું ૧૪).

૧૯૮૧મા એકવાર ઉમાશંકર મારા ચિત્રોનું નિરીક્ષણ કરી રહ્યા હતા. અલગઅલગ ચિત્રોમાં અલગઅલગ શૈલી જોઇને તે બોલ્યા, "અમિતાભ, તું એકાદ શૈલી પાછળ શહીદી વહોરી લે તેમાંનો નથી." 'શહીદી' શબ્દોનો આ પ્રકારનો ઉપયોગ થતો જોઇ હું ચોંકી ઊઠ્યો ! શબ્દોનો સર્જનાત્મક ઉપયોગ ઉમાશંકર વારંવાર કરતા. દિલ્હીમાં અમે વારે ઘડીએ WOODLANDS માં જમવા જતા. WOODLANDS નુ ઉમાશંકરે નામ પાડેલું : 'જંગલજમીનો'.

'૮૫મા ઉમાશંકર મને કહે, "રશિયન સાહિત્યમાં કેટલી બધી મહાન સર્જક પ્રતિભાઓ પાકી ! પુશ્કીન, ગોગોલ, ચૅખોવ, તોલ્સ્તોય, ગોર્કી, તુર્જનેવ, દોસ્તોયેવ્સ્કી, પાસ્તરનાક, સોલ્ઝેનીત્સેન... પણ, ચિત્રકલા અને સંગીતના ક્ષેત્રે રશિયાનું વિશ્વને કોઇ મોટુ પ્રદાન નથી." મેં જવાબ આપ્યો, "હા, ચિત્રકલામાં શાગાલ, કેન્ડીન્સ્કી અને માલેવીચ સિવાય વિશ્વકક્ષાની કોઇ રશિયન પ્રતિભા નથી. પરંતુ સંગીતમાં તો પાંચ-સાતથી વધુ રશિયન પ્રતિભા છે જેને પશ્ચિમના લોકો અને વિવેચકો પશ્ચિમ યુરોપના શ્રેષ્ઠ સંગીતતુલ્ય ગણે છે: મુસોર્ગ્સ્કી, ચાઇકોવ્સ્કી, બોરોદીન, સ્ક્રીયાબીન, રાખ્માનીનૉફ, પ્રોકોફીફ, શોસ્તાકોવીચ, માઇકોવ્સ્કી વગેરે.

જર્મનીની યાત્રા પછી એક રસપ્રદ વાત ઉમાશંકરે કરેલી : જર્મનીમાં હજી આજે પણ ભૂલેચૂકેય હિટલર વિશે એલફેલ બોલી શકાય એમ નથી. ત્યાંના લોકોમાં હજી સુધી હિટલરનું સ્થાન અકબંધ છે. (જર્મનીની બહાર દુનિયા ભલે હિટલરને રાક્ષસતુલ્ય ગણે !) ત્યાં ટૅક્સીડ્રાઇવર્સ અને અન્ય નાગરિકો સાથે વાત કરતાં ઉમાશંકરને આ અનુભવ થયો.

યુરોપ અને અમેરિકાના સાહિત્યકારો અને કલાકારોની નિષ્ઠા અને પોતાના કામ અંગેની વફાદારીની ઉમાશંકર હંમેશાં પ્રશસ્તિ કરતા અને કહેતા કે આ વફાદારી આડંબર વિનાની અને ઘણી વાર તો અંગત અને કૌટુંબિક જીવનને ભોગે પણ જોવા મળે છે. તથા, આવા નિર્મળ અને વફાદાર અભિગમના દાખલા આધુનિક ભારતીય સાહિત્ય અને કલામાં તેટલી સહેલાઇથી જોવા મળતા નથી.

ભારત બહારના ગુજરાતી સમાજોમાં પણ ઉમાશંકર માટે ખૂબ ઉમળકો હતો. '૮૦ના દાયકામાં કરાંચીના ગુજરાતી સમાજે તેમને કરાચી આવવા માટે કાયમી આમંત્રણ (STANDING INVITATION) આપેલું પણ પણ ઉમાશંકર જઇ શક્યા નહીં.

'સર્જક પ્રતિભા-૨' ગ્રંથમાં 'મૅક્સીમ ગોર્કી' લેખમાં ઉમાશંકર મધ્યકાલીન ભારતીય સાહિત્ય અને આધુનિક પશ્ચિમી સાહિત્ય વચ્ચે એક રસપ્રદતુલના કરે છે (પાનું ૧૮૫). અહીં સ્પષ્ટ થાય છે કે સેક્સ અંગે ઉમાશંકર કેટલો ખેલદિલ અભિગમ ધરાવતા :

"...એ પણ જોવાનું છે કે જૂના સાહિત્યકારો સ્ત્રી-પુરુષના જાતીય જીવનમાં જે morbid રસ લેતાં એમાં ને આ નિબંધ, ખૂલદિલા જાતીય જીવનના ચિતારમાં કેટલો ફરક છે. કાલિદાસનો ધીરોદાત્ત રાજા ઉર્વશીને બચાવીને લાવતો હોય છે ત્યારે રથમાં એ બેઠી હોય છે. એ વખતે પોતાનો ખભો એના ખભાને અડવા પામે છે. એમાં તો એની આગલી એકાવન પેઢી ધન્ય થઈ જાય છે...

આની સામે ગોર્કી કે ઇસ્ટ્રાટીનાં વર્ણનો મૂકો તો એમની રસિકતા તલભારે ઓછી નથી અને છતાં વાતાવરણ પૂરેપૂરું મનદુરસ્ત હોય છે. બન્ને જણા નીરોગી, મજબૂત કાઠાનાં, એકબીજાથી ખૂલનારા સ્ત્રીપુરુષો માટે અનહદ પ્રેમથી બોલે છે. ગોર્કી એક યુવાન ખલાસી - મૂછનો દોરો હજી તો ફૂટતો આવે છે એવા ખલાસી-ની ખુમારીનો ભવ્ય રસિક ટુચકો વાતવાતમાં કહે છે. તૂતક ઉપર પગ લાંબા કરીને એ બેઠો હતો. એના ખોળામાં માથું મૂકીને એક મજબૂત બાંધાની બાઇ પડી હતી. સામે બીજા ખૂલાસીઓ એના અંગોની સરવે કરતા ઊભા હતા ત્યાં એક ડોસો પસાર થતો હોય છે ને પેલી બાઇના પગમાં ભટકાય છે. 'નફફટ થઇને આમ અજગર જેવી શી પડી છે ? જરી લાજ ! કપડાંનાં તો ઠેકાણાં રાખ ! પેલીબાઈ સળવળીપણ નહીં, એક આંખ સુદ્ધાં ખોલી નહીં ને  માત્ર હોઠ પર જરી ધ્રુજારી પસાર થઇ ગઇ. જ્યારે પેલો જુવાન જરી ટટાર થયો. દારૂનું ડોલચું બાજુ પર મૂક્યું અને નવરો પડેલો હાથ, બાઇની છાતીમાં ડુબાવતો બોલ્યો, 'અલ્યા જરગા, અદેખો થા મા ! કાંઇ વાંધો નહીં. યકીમ પેટ્રોવ, તેં કાંઇ મોટું નુકસાન કરી નાખ્યું નથી. પણ ભલો હો તો, જોખમ વહોરીશ મા ?' એમ કહેતોક ને બન્ને હાથ ઊંચા કરી પાછા પેલી બાઇની છાતીમાં ડુબાડતો વિજયનાદથી બોલ્યો; "આ છાતી તો આખા રશિયાને તરપત કરી દે, આખા રશિયાને." (These breasts could feed all Russia) પેલી બાઈ જરી લૂગડું સમું કરવા જતી હતી એને રોકીને બોલ્યો : 'કોઇ જરૂર નથી, ભલેને બધાય તે જોતાં' વાર્તાકાર પણ શિષ્ટતાના કૂચડા ફેરવી આ દશ્ય ઢાંકી દેતો નથી ભલેને સારી આલમ જોતી.

આમ બીભત્સ લાગતા શબ્દો અને પ્રસંગોમાં ખરેખર જોવા જઇએ તો બીભત્સતા જેવું કશું નથી. મર્દાનગીથી છલકાતા એક વાક્યમાં જુવાને સ્ત્રીના અખંડ માતૃત્વનો કેવો અદ્ભુત ખ્યાલ આપી દીધો ! બીજી બાજુ ઉપરથી રસિક લાગતા શબ્દો અને ચિત્રો પાછળ જૂના લેખકોના લખાણોમાં બીભત્સતા ડોકિયાં કરતી સ્પષ્ટ દેખાતી હોય છે. દેવદારુ વૃક્ષનું વર્ણન કરતાં કવિ કહે છે :

યો હેમકુંભસ્તનનિસૃતાનાં
સ્પંદસ્ય માતુ : પયસાં રસજ્ઞ : ।

માતૃત્વના ખ્યાલની, રસિકતાના લોભથી, અહીં વિડંબના થવા પામી છે, એ જોઈ શકાય એવું છે. રસિકતાનાં બાનાં સિવાય ગોર્કીના દાખલામાં છે તેમ બેધડક નિર્ભય મર્દાનીથી જાતીય જીવન વિશે જૂના લેખકો ભાગ્યે જ બોલી શક્તા..."

ઉમાશંકરના ગાંધીજી અંગેના લખાણો હમણાં પુસ્તક સ્વરૂપે પ્રકાશિત થયાં છે : 'જીવનનો કલાધર' કેટલાંક અગ્રંથસ્થ લખાણો આ રીતે આપણી સમક્ષ આવ્યાં એ સારી વાત છે. (સંપાદિકા - નંદિની જોશી).

જૂન, '૯૫, અમદાવાદ.

# કવિતા અને કુંવરનારાયણ ◊ જયેન્દ્ર ત્રિવેદી

હિન્દીના પ્રતિષ્ઠિત કવિ કુંવરનારાયણને ૩૦/૧૧/૧૯૯૫ના રોજ વ્યાસ સન્માનથી નવાજવામાં આવ્યા ત્યારે તેમણે આપેલા પ્રવચનમાં જણાવ્યું હતું કે, 'કોઈ સન્માનની અસલી સાર્થકતા સાહિત્યકાર કરતાં સાહિત્યની મહત્તા માન્ય કરવામાં છે. જ્યારે કવિતાના વાચકો અને સમજદારોની સંખ્યા ઉત્તરોત્તર ઘટતી જાય છે, ત્યારે કોઈ કાવ્યકૃતિનું સન્માન થાય એ બતાવે છે કે જીવનમાં કવિતાનું મહત્ત્વ છે. આજે જ્યારે પ્રચાર માધ્યમો દ્વારા જાત-ભાતની મનોરંજન સામગ્રી ચોવીસે કલાક લોકોના ઘરમાં પહોંચી રહી છે ત્યારે ગંભીર સાહિત્ય જ નહીં, ગંભીર કળાઓનું અસ્તિત્વ જોખમમાં છે. જોકે કોઈ પણ સમયમાં ઉત્તમની કદર કરનારાઓની સંખ્યા ગણીગાંઠી જ હોય છે. એમાંય સાહિત્યની પરખ કઠણ રહી જ છે.

કવિતા માનવને માત્ર ઉપલક દૃષ્ટિએ જ કામની નથી. એની સંવેદનાઓને એ અંદરથી આંદોલિત કરતી આવી છે. માનવ જીવનનો એ એવો હિસ્સો છે કે એની નૈતિક ચેતના અને સૌંદર્યબોધને એ ઊર્જા પૂરી પાડ્યા કરે છે. વધતી જતી યાંત્રિકતા, વ્યવસાયિકતા અને ઉપભોક્તાવાદના દબાણના આ યુગમાં કવિની એ ચિન્તા વાજબી જ ગણાશે કે રખેને જીવનની માત્ર સ્થૂળ આવશ્યકતાઓની પૂર્તિ ઉપરાંત એને સાર્થક આયામ દેવા માટે માનવ-મનની અંદર મોજૂદ સુંદરતા - પ્રેમ અને ભાવ-જગતની સંપદાનું અવમૂલ્યન તો નહીં થઈ જાય ને? કવિતા ભાષાના માધ્યમ દ્વારા યથાર્થ અને ઉદાત્તને સદા જોડતી આવી છે. કબીરના શબ્દોમાં કહીએ તો એ હદ અને બેહદ વચ્ચેનો સેતુ છે.

યથાર્થની જટિલતા સમજવા માટે કવિ પાસે રચના - દૃષ્ટિ હોય છે. એ જીવનનું સીધું સરળ સપાટ ચિત્રણ નથી કરતી. રચના - પ્રક્રિયા જીવન - પ્રક્રિયાની જેમ જ લગભગ જૈવિક અને સંવેગાત્મક હોય છે. આ બિંદુમાં જ કવિતાનું સ્રોત - બિંદુ હોય છે. એને માટે યથાર્થ સંશ્લિષ્ટ એટલે જટિલ અને સમસ્યામૂલક હોય છે. કવિના યથાર્થને સામાજિક, રાજનૈતિક, આર્થિક, પારિવારિક, મનોવૈજ્ઞાનિક ઇત્યાદિ યથાર્થોમાં વિભાજિત ન કરી શકાય એ સમગ્ર રૂપે જ જીવનને પ્રભાવિત કરે છે. આપણે એક કલાકૃતિને સમજવા માટે એના વિભિન્ન પક્ષો અને અંગોનું પૃથક્કરણ ભલે કરીએ પણ એનાથી સમગ્ર રચનાને પામી શકાશે જ એવું નહીં કહી શકાય.

લખવા માટે જે અંદરનો અનિવાર્ય ઉમંગ છે એમાં જો દૃઢતા અને સચ્ચાઈ ન હોય તો લેખન તરત નિર્જીવ અથવા દિગ્ભ્રમિત થઈ જશે. સમીક્ષા, પ્રશંસા, પુરસ્કારથી પ્રોત્સાહન જરૂર મળે છે પણ એની એક સીમા હોય છે પણ નવી સ્ફૂર્તિનો ઉમંગ તો લેખકે પોતાની જીવન અને સાહિત્ય તરફની મૂળભૂત પ્રતિબદ્ધતામાંથી મેળવવાનો રહેશે. સારા લેખન પાછળ એકલો લેખક જ નહીં પણ કેટલાંક બીજાં કારણ જેવાં કે એનો પરિવાર, સમાજ, મિત્ર-મંડળી એનો સમય વગેરે પણ જવાબદાર હોય છે. એને મળતી સગવડતાઓના જેટલો જ ફાળો એના વિકાસમાં એને નડતી મુશ્કેલીઓનો પણ હોય છે.

મારા કાવ્ય-સંગ્રહ 'કોઈ દૂસરા નહીં'માં જીવનના વધુમાં વધુ મોટા અનુભવ-ક્ષેત્રને સ્પર્શવાનો મેં પ્રયત્ન કર્યો છે. આ સંગ્રહની એક કવિતા ઉદાહરણ માટે અત્યારે વાપરીશ.

"કવિતા વક્તવ્ય નહીં, ગવાહ હૈ,
  કભી હમારે સામને
  કભી હમ સે પહલે
  કભી હમારે બાદ
કોઈ ચાહે ભી તો રોક નહીં સકતા
  ભાષા મેં ઉસકા બયાન
  જિસકા પૂરા મતલબ હૈ સચ્ચાઈ
  જિસ કી પૂરી કોશિશ હૈ બહેતર ઈન્સાન.
ઉસે કોઈ હડબડી નહીં.
  કિ વહ ઈશ્તહારોં કી તરહ ચિપકે
  જૂલૂસો કી તરહ નિકલે
  નારોં કી તરહ લગે
  ઔર ચુનાવોં કી તરહ જીતે
વહ આદમી કી ભાષા મેં
કિસી તરહ જિન્દા રહે, બસ !"

કુંવરનારાયણની કવિતાને સમજવા માટે એમની એક લાંબી કવિતા 'ઉત્તર કબીર' જોવી જોઈએ. રાજકમલ દ્વારા ૧૯૯૫માં પ્રકાશિત કવિતા - સંગ્રહ 'ઉત્તર કબીર ઔર અન્ય રચનાએં' (૧૯૯૫)માંથી લઈને આ કવિતાનો અનુવાદ આપું છું.

## કબીર અને કેદારનાથસિંહ

૧૯૮૯ની એક સવારે કવિની ટ્રેન 'મગહર' પાસેથી પસાર થઈ. કબીર કાશીમાં જીવ્યા હતા અને મગહરમાં મર્યા હતા. કાશીમાં મરે એ સ્વર્ગે જાય અને મગહરમાં મરે એ નર્કે જાય એવા લોકવહેમને ખોટો પાડવા કબીર મૃત્યુ વખતે મગહર ગયા હતા. કુંવર નારાયણે ટ્રેનની બારીમાંથી જોયું તો એક મોટી ઈમારત પર પાટિયું લટકતું હતું : કબીર સૂત મિલ

ઉત્તરપ્રદેશની સરકારે કબીરદાસના માનમાં કાચા સૂતરની એક મિલ ખોલી હતી. આ મિલે વણકરોને સૂતર પૂરું પાડ્યું હતું. આવા સૂતરની જરૂરિયાત ઘટી એટલે મિલ બંધ પડી ગઈ. આજે આ ઈમારત પર તાળું લટકે છે. કવિને થયું કે ત્યાં પાસે જ આમી નદીના તટ પર ગાઢ સમાધિમાં પોઢેલા કબીર દાસને આ મિલ વિષે કંઈ પૂછીએ તો શો ઉત્તર આપે ? કવિને આવો કંઈક જવાબ સૂઝ્યો છે :

# કવિતા અને કુંવરનારાયણ ❑ જયેન્દ્ર ત્રિવેદી

હિન્દીના પ્રતિષ્ઠિત કવિ કુંવરનારાયણને ૩૦/૧૧/૧૯૯૫ના રોજ વ્યાસ સન્માનથી નવાજવામાં આવ્યા ત્યારે તેમણે આપેલા પ્રવચનમાં જણાવ્યું હતું કે, 'કોઈ સન્માનની અસલી સાર્થકતા સાહિત્યકાર કરતાં સાહિત્યની મહત્તા માન્ય કરવામાં છે. જ્યારે કવિતાના વાચકો અને સમજદારોની સંખ્યા ઉત્તરોત્તર ઘટતી જાય છે, ત્યારે કોઈ કાવ્યકૃતિનું સન્માન થાય એ બતાવે છે કે જીવનમાં કવિતાનું મહત્ત્વ છે. આજે જ્યારે પ્રચાર માધ્યમો દ્વારા જાત-ભાતની મનોરંજન સામગ્રી ચોવીસે કલાક લોકોના ઘરમાં પહોંચી રહી છે ત્યારે ગંભીર સાહિત્ય જ નહીં, ગંભીર કળાઓનું અસ્તિત્વ જોખમમાં છે. જોકે કોઈ પણ સમયમાં ઉત્તમની કદર કરનારાઓની સંખ્યા ગણીગાંઠી જ હોય છે. એમાય સાહિત્યની પરખ કઠણ રહી જ છે.

કવિતા માનવને માત્ર ઉપલક દષ્ટિએ જ કામની નથી. એની સંવેદનાઓને એ અંદરથી આંદોલિત કરતી આવી છે. માનવ જીવનનો એ એવો હિસ્સો છે કે એની નૈતિક ચેતના અને સૌંદર્યબોધને એ ઊર્જા પૂરી પાડ્યા કરે છે. વધતી જતી યાંત્રિકતા, વ્યવસાયિકતા અને ઉપભોક્તાવાદના દબાણના આ યુગમાં કવિની એ ચિન્તા વાજબી જ ગણાશે કે રખેને જીવનની માત્ર સ્થૂળ આવશ્યકતાઓની પૂર્તિ ઉપરાંત એને સાર્થક આયામ દેવા માટે માનવ-મનની અંદર મોજૂદ સુંદરતા - પ્રેમ અને ભાવ-જગતની સંપદાનું અવમૂલ્યન તો નહીં થઇ જાય ને? કવિતા ભાષાના માધ્યમ દ્વારા યથાર્થ અને ઉદાત્તને સદા જોડતી આવી છે. કબીરના શબ્દોમાં કહીએ તો એ હદ અને બેહદ વચ્ચેનો સેતુ છે.

યથાર્થની જટિલતા સમજવા માટે કવિ પાસે રચના - દષ્ટિ હોય છે. એ જીવનનું સીધું સરળ સપાટ ચિત્રણ નથી કરતી. રચના - પ્રક્રિયા જીવન - પ્રક્રિયાની જેમ જ લગભગ જૈવિક અને સંવેગાત્મક હોય છે. આ બિંદુમાં જ કવિતાનું સ્રોત - બિંદુ હોય છે. એને માટે યથાર્થ સંશ્લિષ્ટ એટલે જટિલ અને સમસ્યામૂલક હોય છે. કવિના યથાર્થને સામાજિક, રાજનૈતિક, આર્થિક, પારિવારિક, મનોવૈજ્ઞાનિક ઇત્યાદિ યથાર્થોમાં વિભાજિત ન કરી શકાય એ સમગ્ર રૂપે જ જીવનને પ્રભાવિત કરે છે. આપણે એક કલાકૃતિને સમજવા માટે એના વિભિન્ન પક્ષો અને અંગોનું પૃથક્કરણ ભલે કરીએ પણ એનાથી સમગ્ર રચનાને પામી શકાશે જ એવું નહીં કહી શકાય.

લખવા માટે જે અંદરનો અનિવાર્ય ઉમંગ છે એમાં જો દઢતા અને સચ્ચાઇ ન હોય તો લેખન તરત નિર્જીવ અથવા દિગ્ભ્રમિત થઈ જશે. સમીક્ષા, પ્રશંસા, પુરસ્કારથી પ્રોત્સાહન જરૂર મળે છે પણ એની એક સીમા હોય છે પણ નવી સ્ફૂર્તિનો ઉમંગ તો લેખકે પોતાની જીવન અને સાહિત્ય તરફની મૂળભૂત પ્રતિબદ્ધતામાંથી મેળવવાનો રહેશે. સારા લેખન પાછળ એકલો લેખક જ નહીં પણ કેટલાંક બીજાં કારણ જેવાં કે એનો પરિવાર, સમાજ, મિત્ર-મંડળી એનો સમય વગેરે પણ જવાબદાર હોય છે. એને મળતી સગવડતાઓના જેટલો જ ફાળો એના વિકાસમાં એને નડતી મુશ્કેલીઓનો પણ હોય છે.

મારા કાવ્ય-સંગ્રહ 'કોઇ દૂસરા નહીં'માં જીવનના વધુમાં વધુ મોટા અનુભવ-ક્ષેત્રને સ્પર્શવાનો મેં પ્રયત્ન કર્યોછે. આ સંગ્રહની એક કવિતા ઉદાહરણ માટે અત્યારે વાપરીશ.

"કવિતા વક્તવ્ય નહીં, ગવાહ હૈ,
કભી હમારે સામને
કભીં હમ સે પહલે
કભી હમારે બાદ
કોઇ ચાહે ભી તો રોક નહીં સકતા
ભાષા મેં ઉસકા બયાન
જિસકા પૂરા મતલબ હૈ સચ્ચાઇ
જિસ કી પૂરી કોશિશ હૈ બહેતર ઇન્સાન.
ઉસે કોઇ હડબડી નહીં.
કિ વહ ઇશ્તહારોં કી તરહ ચિપકે
જૂલૂસો કી તરહ નિકલે
નારોં કી તરહ લગે
ઔર ચુનાવોં કી તરહ જીતે
વહ આદમી કી ભાષા મેં
કિસી તરહ જિન્દા રહે, બસ !"

કુંવરનારાયણની કવિતાને સમજવા માટે એમની એક લાંબી કવિતા 'ઉત્તર કબીર' જોવી જોઇએ. રાજકમલ દ્વારા ૧૯૯૫માં પ્રકાશિત કવિતા - સંગ્રહ 'ઉત્તર કબીર ઔર અન્ય રચનાએં' (૧૯૯૫)માંથી લઇને આ કવિતાનો અનુવાદ આપું છું.

## કબીર અને કેદારનાથસિંહ

૧૯૮૯નીએક સવારે કવિની ટ્રેન 'મગહર' પાસેથી પસાર થઈ. કબીર કાશીમાં જીવ્યા હતા અને મગહરમાં મર્યા હતા. કાશીમાં મરે એ સ્વર્ગે જાય અને મગહરમાં મરે એ નર્કે જાય એવા લોકવહેમને ખોટો પાડવા કબીર મૃત્યુ વખતે મગહર ગયા હતા. કુંવર નારાયણે ટ્રેનની બારીમાંથી જોયું તો એક મોટી ઈમારત પર પાટિયું લટકતું હતું : કબીર સૂત મિલ

ઉત્તર પ્રદેશની સરકારે કબીર દાસના માનમાં કાચા સૂતરની એક મિલ ખોલી હતી. આ મિલે વણકરોને સૂતર પૂરું પાડ્યું હતું. આવા સૂતરની જરૂરિયાત ઘટી એટલે મિલ બંધ પડી ગઈ. આજે આ ઈમારત પર તાળું લટકે છે. કવિને થયું કે ત્યાં પાસે જ આમી નદીના તટ પર ગાઢ સમાધિમાં પોઢેલા કબીર દાસને આ મિલ વિષે કંઈ પૂછીએ તો શો ઉત્તર આપે ? કવિને આવો કંઈક જવાબ સૂઝ્યો છે :

"અચાનક મારી આંખ ઊઘડી ગઈ.
મારી એટલે કોની ?

જે રાત્રે સૂએ છે
એ જ શું સવારે આંખ ચોળતો ચોળતો
પથારીમાંથી ઊભો થાય છે ? એનો એ ?

અરે મારી ચાદર ક્યાં ગઈ ? જે ઓઢીને હું સૂતો હતો ?
નરકના પાતાળકૂવામાં પડી ગઈ કે
સ્વર્ગના પગથિયે ક્યાંક રહી ગઈ ?

પણ હું તો ક્યાંયે ગયો જ નથી
હું તો અહીંનો અહીં છું
અહીં જ હતો હંમેશાં
એક ઘાસની નાનકડી પાંદડી નીચેના
આ બેહૂદી મેદાનમાં હું તો
લાંબી તાણીને સૂતો હતો !

હા, મને એટલું જ યાદ છે કે
આમી નદીના ખોળામાં મારું માથું હતું
અને પગ સ્પર્શતા હતા પશ્ચિમાંચલની
આછી અમથી લાલાશને !
સૂર્ય ડૂબતો હતો અને
કાગ સમજીને પૂછતો હતો ઘર જવાનો રસ્તો
હા, મને બસ આટલું જ યાદ છે.

અને હવે બ્રહ્માંડની છેક ઉત્તરે
આ આમીનો કિનારો છે
જ્યાં હું અનંતને એક ગાંસડીની જેમ
પીઠ પર ઊંચકીને
હું ફરી પાછો ઊભો છું !

ઊભો છું
કે પડ્યો છું
કે સૂતું છું ?
આ તે વળી કેવો અનુભવ કે બધી ક્રિયાઓ
એક સરખી લાગવા માંડી ?
જવા ઇચ્છું છું
પણ ક્યાં ?

આ દરેક અહીંની પાછળ
ચીસો પાડતો ક્યાં,
ક્યાંથી ચાલ્યો આવે છે દરેક વેળા ?

લાગે છે કે આમી અને દુનિયા વચ્ચે
પાણી અને વાણીના જેટલા રસ્તા હતા
બધા બંધ પડ્યા છે

હવે કોને પૂછું ?
શું પૂછું ?
શું હવે કોઈ રસ્તો બચ્યો નથી ?

અહીં ધરતીના છેવાડે
ધુમ્મસ જ્યાં ખતમ થાય છે
અને દંતકથાઓ શરૂ થાય છે
લાગે છે કે ઠીક ત્યાં
બન્નેની વચ્ચેની નાની એવી રેખામાંથી
હળવે હળવે બહાર આવી રહ્યો છે સૂરજ

એ ખુશ છે
એટલા માટે નહીં કે ત્યાં ખુશ થવાનું
કોઈ કારણ મોજૂદ છે પણ
એટલા માટે કે ત્યાં ખુશ થવા સિવાય
બીજો કોઈ ઉપાય જ નથી

હું આમીના જળ પર
કાંપતા સૂર્ય-કિરણને બરાબર ઓળખું છું
જેમ કોઈ મુસાફર પોતાના ગામના
દિવાબત્તીને ઓળખે છે !

અસલમાં આ કિરણ
કાળ પર ઝૂકેલો એક નાનકડો પૂલ છે
સદીયો પુરાણો ઝૂલતો પૂલ
અને એ પૂલની પેલી બાજુ
અમરતા વિરુદ્ધ ઊછેલી

## ❑ સ્વામી આનંદમનજી

હરિભજનમાં દિવસો વીતે
હરિભજનમાં રાત
હરિભજનમાં હળવે હળવે
નરસિંહનું પરભાત

પ્રભાતિયાં હું ગાઈ રહું છું
હરિભજનમાં છાઈ રહું છું
ભજન ભજનના શબ્દે શબ્દે
ભાવસભર હું ન્હાઈ રહું છું

પળપળ તારી ભક્તિ વ્હાલી
વ્હાલો તારો સંગ
કીર્તન નર્તનનાં સ્પંદનમાં
ઊછળે છે આનંદ

ગંગા જમના જેવી જિંદગી
હરિભજનમાં વીતે
કેવી છે આ ભક્તિ ? તેને
કહું તને કઈ રીતે ?

એક લાંબી તીખી ચીસની જેમ
ફેલાયું છે મગાદર ગામ
હું એ ચીસના ઊંડાં અંધારાં મૂળમાં ઊતરવા ઇચ્છું છું.
હું અંદર પ્રસવા ચાહું છું પૃથ્વીની પહેલી
એકલવાયી ચીસની જેમ
દરેક પત્થર
દરેક ઓશરી
અને દરેક વિચારમાં
જેથી પહોંચી શકું એ અંતિમ

સૂતરના તાંતણા સુધી
જે આખી ગૂંથણીમાં
ગમે ત્યાંથી ખેંચો
ગમે ત્યાંથી તાણો
તો પણ ટૂંકો જ પડે છે

સૂતરનો તાંતણો
જીવતી ચીજ છે
એને તોડવા જાઓ
એ ગર્જના કરશે
એને પકડો
એ એવી રીતે તરફડશે
જાણે ધડથી અલગ પડી ગયેલું શિર !

મેં એક સૂતરના તાંતણાની આંખમાં આંખ પરોવીને જોયું છે
(સાપ જેવી ઊંડી અગાધ આંખોમાં)
અને કેવી રીતે બતાવું કે
આજ સુધી આ જોવાનો ડંખ
મને ઉપરથી નીચે સુધી હચમચાવી રહ્યો છે !

ખેંચો
જો ખેંચી શકો તો
ખેંચો જેમ દોરડાથી નાવ ખેંચાય છે
ખેંચો એ તાંતણાને જે તમારા હાથમાં છે
નહીં તો તમને ખબર પણ નહીં પડે

અને તમે પોતે જ ખેંચાતા જશો
એ અદૃશ્ય હાથ તરફ
જેમાં કદાચ એ તાંતણાનો બીજો છેડો હશે !

જોઉં છું પણ રામઝરુખેથી નહીં
સમયની વચ્ચોવચ્ચ
પેલું જે મોટું એવું બાંકોરું છે
એમાંથી જોઉં છું
એમાં એક પાતળી કાળી તરફડતી સડક
સમસ્ત અનહદને ઓળંગતી છલાંગતી
ચાલી ગઈ છે પણે
જ્યાં કાં તો દિલ્હી છે અથવા તો કંઈ નથી
અને લોકો એ તરફ મોં કરીને જ બેઠા છે

એક સોય જે નવીનકકોર છે
પૃથ્વીના દિલમાં પેઠી છે અને
દરજી સોયના નાકામાં
ખોવાઈ ગયો છે
અને માટીના ઢેફામાં
ખોવાઈ ગયો છે કુંભાર
અને સુતાર ખોવાઈ ગયો છે
ચીરાતા લાકડાની ગંધમાં

પથ્થર ફોડ એના ઘણમાં
ગાયબ થઈ ગયો છે
સાધક ચાલ્યા ગયા છે
શબ્દોની શોધમાં
કવિ પોતાના શબ્દોની આડમાં
ગુમ થયો છે
અને સ્વાદ પાછો ફર્યો છે
ફરી એની ગોટલીના પેટમાં

કોણ બચ્યું છે
અને કોણ નહીં
જે બચ્યું છે એ પણ ઠીક પોતાની જ જગ્યાએ
અને પોતાના જ સમયમાં કેટલું બચ્યું છે
એનો હિસાબ કયાં છે ?

પાણીને યાદ નથી આગ સાથે
એને શું સંબંધ છે
આગને યાદ નથી હવાનો સ્પર્શ
હવા વહે છે ગંધને પડતી મૂકીને
ગંધે પૃથ્વીનો લય ગુમાવ્યો છે
પૃથ્વી આજકાલ આકાશ સાથે
વાતો નથી માંડતી, રિસાણી છે

એવામાં એક વિરાટ મહાકાવ્ય
લોકોના કપાળ તથા છાતીમાંથી ઝરે છે
અને પછી લ્હેરથી સમાઈ જાય છે
એક નાનકડા વિનોદી ટૂચકામાં

અને આશ્ચર્યચકિત છું હું કે હજી જોઉં છું
એક અજબની પીડા
અને એક હળવી ઉમેદની સાથે
ત્યાં
જ્યાં એક ખેંચાયેલા તાંતણાના માથે
એક થંભી ગયેલો હાથ
અને એક નમી ગયેલી તકલી
બન્ને સાવ અજાણ્યા થઈને
સામસામે ઊભાં છે

તેઓ આવી જ રીતે ઊભા છે
કેટલાય દિવસોથી
કેટલીય સદીઓથી
કારણ કે સૂતર નથી મળતું મગહરમાં

હું સાંભળું છું
એ નથી કાશીમાં
નથી ત્યાં કે નથી મથુરામાં
પિલાખુવા કે કાંજીવરમ્‌માં પણ નથી
નથી એ દિલમાં કે નથી દિલ્હીમાં

જુઓ, જુઓ, પણે જુઓ
કબીર સૂત મિલ
કોઈ હળવેથી હસીને મારા કાનમાં કહે છે
કબીર સૂત મિલ
ભાઈ વાહ,
પણ આ મિલ છે શું ?
કબીર સૂત મિલમાં આ કબીર કોણ છે ?
વિચારું છું હું

એ નામે
આમ તો હરેક નામે
મને હંમેશાં ચક્કરમાં નાખ્યો છે
આ નામ એટલે શું વળી ?
કોઈ દાંચો
કોઈ ચીસ ?
કોઈ પીડા જે છુપાઈ રહે છે
પોતાના જ ગુંજનમાં ?
શું છે આ નામ ?

કૂતરાને લોકો કૂતરો શું કામ કહે છે ?
ચંદ્ર ભલા ચંદ્ર કેમ છે ?
સવાર સવાર શા માટે છે
અને સાંઝ સાંઝ ?

જો બોલવું જ હોય
તો એક દિવસ ઉતારવી પડશે
બધી કહેતાં બધી જ છાલ
અને અંદર ડોકિયું કરવું જ પડશે
કે અંતે મીઠાના સ્વાદ અને મીઠાના ઉચ્ચાર
વચ્ચે સંબંધ શું છે ?

જુઓ તો ખરા જાદુ આ દિવસોનો
કે માત્ર નાના નાના ઊડતા સાત નામોમાં
કચકચાવીને બાંધ્યો છે સમયને !

અને આ જે સમય છે ને
તેમાં રોશની, રાખ, સદીઓ, વાંદાઓ

બધું જ છે
માત્ર સઘળું જ ખરી પડ્યું છે
સઘળા સમયમાંથી

હવે આનું શું કરું
કે મારી અંદર કશુંક છે
જે હજુ પણ બેચેન છે
દુનિયાના તમામ નામોના રંગોને
દુનિયાના તમામ ચહેરાઓને
ઊંડા અગાધ જળમાં
ધોળી દેવા માટે

❑ સ્વામી આનંદમનજી

પટ છોડી દે, ઝટ છોડી દે
મન સાથે મસલત છોડી દે.

મન માલિક ને વળી પ્રપંચી.
ધારે ત્યારે કરે એ અંચી.
એને શરણે થઈ જવાની
જનમજૂની આદત છોડી દે.

મન એ તો મોટી શતરંજ છે.
તું પ્યાદું છે એનો જ રંજ છે.
અહમ્ - મમત એ એનાં પાસાં :
તું રમવાની લત છોડી દે.




ડાબેથી : હરીશ રઘુવંશી, સંગીતકાર અજિત મરચંટ, અભિનેતા દિગ્દર્શક KK (કૃષ્ણકાંત), સાક્ષર, લેખક, કવિ, પત્રકાર ભગવતીકુમાર શર્મા

## કેટલાક મિત્રોનાં ચિત્રો-દૂસરા સપ્તક [] રમેશ પારેખ

### [] ચિનુ મોદી

વૈશ્ણવ છે પીટૂયો છતાં ઈંડા-બીંડાં ખાય ? હા, હા ! ખાય...
ખાવું નામે ભઠિયાર ગલીમાંયે જાય...
પદ્ય અને મદ્યને સમાનરૂપે ટેવે
કાળજુંય બાળીબાળી સિગારેટ સેવે.

શ્વેતકેતુ મસ્તકમાં બંડના વાયુઓ ભમે
વળી એમાં ગઝલના સિક્કાઓનું કારખાનું ધમધમે...

કલમની ટોચ કેવી ?
મધ્યયુગી યોદ્ધા જેવી !

નવલકથાના કોઈ નાયકની જેમ સદા
સાહિત્યના સર્વ તીર્થ પગપાળા ઘૂમે
કવિતાયે મદ્ય જેમ પીવે અને ઝૂમે.

બાંધી શકે નહીં તેને કોઈ પણ જેલ
નાટક તો એને ડાબા હાથ તણો ખેલ...

ચશ્માંમાંથી પ્રેમભરી આંખો જુએ જેને
નખશીખ પોતીકો બનાવી દીએ એને

### [] મનોહર ત્રિવેદી

રૂડું કદ, રૂડી ત્વચા, રૂપકડો ઘાટ
જાણે એને સમયનો લાગતો ના કાટ !

સફેદ ખાદીનાં વસ્ત્ર પહેરે, નહીં cap
કાળા વાળને ય લાગ્યો ખાદી તણો ચેપ

ગામઠી ઉચ્ચારવંતી ગુજરાતી બોલી
તેની કને કવિતાની સુંદરી કાં ડોલી ?

ગીતો પણ લખે અને ગઝલુંયે કહે
નવલિકા કલમથી  નદી જેમ વહે

શિશુકથાથી નવલકથા લગી પહોંચ
ગમે ત્યારે ગમે તેમાં બોળી દીએ ચોંચ !

ગમે તેવા મનુષ્યને મિત્ર દે બનાવી
એની કને સર્વ તાળાંઓની એક ચાવી

દવાદારૂ, એક્યુપ્રેશરનો છે માહિર
ત્રણે વેદ જાણતલ મનોહર વીર...

[] છેલભાઈ વ્યાસ

નહીં ફલાણો કે નહીં ઢીંકણો
ખાદીધારી પણ નહીં ચીકણો !

એના વિના બધા ડાયરા/મુશાયરાઓ ફિક્કા લાગે,
હાથ ઉછાળી, બુલંદ સ્વરથી દાદ આપતો
અંદરથી ઊછળીને જાણે રંગમંચ પર પડતો આખેઆખો
આ એવો આંબો કે તેની ડાળેડાળે અનેક ફળની સાખો !

ઝીણુંઝીણું વાંચે એવો કાવ્ય, લોકસાહિત્ય અને સંગીતતણો માહિર
આમ ખાનગી પણ છે કોઈ નેતા-શો જાહિર

લોક-કલાકારો માટે તો આ જણ પવિત્ર મક્કા
એની હેલીએ ખાતા કેવા બડમૂંછા પણ ધક્કા !

પાંચ હાથનો
છંદોબદ્ધ ઉમળકા-શો પડછંદ
હૂબહૂ પહેલદાર આનંદ
હરખની હેલી જેવો છેલ !

[] અનિલ ખંભાયતા

નથી એને ઉતાવળ ક્યાંય કશી પણ
મદ્ય જેમ પીવે છે માણસને એ જણ !

સુથારના ખોળિયામાં વસે મેકેનિક
અન્યને રિપેર કરે, કરી માથાઝીક

મશીનોની સાથે પણ કરે સત્સંગ !
અંદરની ત્વચા તણો ભગવો છે રંગ

કવિતાને સંગીતમાં બોળીબોળી ચાખે
એને માટે ધંધો પણ એકબાજુ રાખે

મિત્રો માટે પ્રાણ ગીરો મૂકે એવો જણ
મદ્ય જેમ પીવે છે એ પ્રેમનેય પણ !

પડતાને ખંભો દેવા ખડો સદા એમ
અનિલ ખંભાયતાનું બીજું નામ પ્રેમ !

|| હરિશ્ચંદ્ર જોશી

પૂરેપૂરું પાંચ હાથ અડીખમ તન
એમાં એક ભાવુક ને ઋજુઋજુ મન

માથા પર-નખશિખ સીધો-એવું આળ !
પેન્ટ/બુશકોટ સાથે રૂદ્રાક્ષની માળ...

સુગમ સંગીતનો એ મૂર્તિમંત સ્વર
કવિતાનો મર્મ એ બંદીશમાંથી પ્રકટાવી ગાવા તત્પર

તમને દેખાય- તમે કરો જો હાઉક
કવિતાય લખી લખી ભરે નોટબુક

સરરર સંગીતમાંથી ભક્તિમાં સર્યો
ભગવો અવાજ લઈ દેશેદેશ ફર્યો

વિનયથી ભર્યોભર્યો, જવલ્લે જ તપે
મિત્રતાથી ઓછું એને કશું જ ન ખપે

રાખે છે જે દાઢી સાથે મૂછ - તે હરીશ
મોરારી બાપુને ઊગી પૂંછ - તે હરીશ.

|| લાભશંકર ઠાકર

માણસને સોંસરો જોનાર દૂરબીન જેવી
આંખોવાળી કલમનો સ્વામી

થાપે તેને તુરત ઉથાપે એ જ કામ
અન્યે સ્થાપ્યું હોય તેનું-
ઉત્સાહથી ઉન્મૂલન ઝંખે, મારા રામ !

સેટલ થવાની વાત ભૂંભલાની જેમ વાઢે.
એસ્ટાબ્લિશમેન્ટ જેવા શબ્દને તો -
શબ્દની ચાબુક વડે ફટકારી કાઢે !

ભલભલા પાડે ચીસ :
રઘુવીર સાથે ઝપાઝપી કરી આ કવિ તો ફાડતો ખમીસ !

ભાષા તણી તેગથી દક્ષિણ હસ્તે ક્ષિપ્ર
ક્રિયાકાંડ-ફિયાકાંડને જનોઈવઢ ઘાવ મારતો આ વિપ્ર...

જે ભાષામાં લખે તે ભાષના લોકો-
જેને માટે ગર્વ લિયે એવો કવિ, નહીં નહીં કંકર-
જય લાભશંકર !

૧૨.૫ ૯૬/રવિ

[] રઘુવીર ચૌધરી

શુષ્કશુષ્ક ચહેરા પર ક્વચિત જ સ્મિત
મધ્યમ અવાજે, તોલી બોલવાની રીત

વહે આખી સાહિત્ય પરિષદનો બોજ
તોય થાક જેવું નહીં, આઠે પહોર મોજ

ક્યાં-ક્યાં લખે, ક્યાં-ક્યાં બોલે, ક્યાં-ક્યાં પહોંચે રોજ
ચારે હાથે કર્યા કરે શબ્દની જ ખોજ !

કોલમથી કવિતા સુધીની શબ્દરેલ
પંડિત પેઢીનું મિનિયેચર મૉડેલ

થોડું બોલે, શારી નાખે સેટાયર વડે
કોઈક જો અણઘડ હાથે એને અડે

□ શેલ

કમસે કમ
માણસમાં એક છલોછલ નદી હોવી જોઈએ,
છલોછલ નદી ન હોય તો લીલુંછમ્મ વૃક્ષ હોવું જોઈએ,
લીલુંછમ્મ વૃક્ષ ન હોય તો ટહૌકાઓનું વન હોવું જોઈએ,
ટહૌકાઓનું વન ન હોય તો મુલાયમ ઘાસનું મેદાન હોવું જોઈએ,
મુલાયમ ઘાસનું મેદાન ન હોય તો સભર સભર લહેરાતો દરિયો હોવો જોઈએ,
સભર સભર લહેરાતો દરિયો ન હોય તો ફૂલોના શ્વાસની નગરી હોવી જોઈએ,
ફૂલોના શ્વાસની નગરી ન હોય તો સાવ નિખાલસ આકાશ હોવું જોઈએ.
સાવ નિખાલસ આકાશ ન હોય તો મારે કવિતા લખવી ન જોઈએ.
પણ, હું કવિતા લખું છું કારણ કે...

# સુભાષ મુખોપાધ્યાય  મુલાકાત : વિલાસ ગિતે

## હિં જયા મહેતા

પ્રશ્ન : જેમની કવિતામાં કથાતત્ત્વ હોય છે, એવા કવિઓમાં આપ સર્વોત્તમ છો. 'કાલ મધુમાસ', 'છેલે ગેછે બને', 'મુખુજ્જેમેર સંગે આલાપ' વગેરે આપની પ્રસિદ્ધ કવિતાઓ આ સંદર્ભમાં યાદ આવે છે. આ કવિતાઓ વાંચ્યા પછી વાચકોને સ્વાભાવિકપણે જ લાગે છે કે આપ ટૂંકી વાર્તા કેમ લખતા નથી? કે ક્યારેક આપે ટૂંકી વાર્તા લખી છે?

ઉત્તર : મેં પહેલી કવિતા લખી હું વિદ્યાર્થી હતો ત્યારે. એ વખતે ઍબ્સ્ટ્રેક્શન જ વધારે હતું; કારણકે માણસ વિશેની મારી ધારણા, અનુભવ ખૂબ જ ઓછો હતો. જ્યારે સામાન્ય માણસોનો મારો સંપર્ક વધ્યો, જીવનનો પરિચય થયો, ત્યારે આ અનુભવ થોડોક થયો. એ પછી હું કૉમ્યુનિસ્ટ પક્ષના સંપર્કમાં આવ્યો. પક્ષના સામયિકમાં લખવાનું શરૂ કર્યું. એ સંદર્ભમાં પછી બંગાળના ગામડાઓમાં મારું ફરવાનું શરૂ થયું. ૧૯૪૮થી ૧૯૫૦ સુધી હું જેલમાં હતો. કુલ અઢી વર્ષ જેલમાં કાઢ્યાં. એ પછી મજૂરોનાં આંદોલન સાથે મારો સંબંધ હતો. વાર્તાની બાબત ત્યાંથી જ આવી. લોકોમાં હળતોભળતો હોવાથી એમના જીવનની વિવિધ સમસ્યાઓની વાર્તા મારા લેખનમાં, કવિતામાં મેં આલેખી. પૂર્ણપણે કાલ્પનિક કથા હું ક્યારેય લખી શકતો નથી. મારું લેખન શરૂ થયું તે ગદ્યથી જ. નાનપણમાં નિશાળના સામયિકમાં પહેલી વાર્તા પ્રગટ થઇ. પરિચિતોમાં એ વાર્તા વિશે ઘણી ચર્ચા થઇ.

પ્રશ્ન : આપે લેખનની શરૂઆત ગદ્યથી કરી, તેની પ્રશંસા થઇ, તો ગદ્ય છોડીને આપ કવિતા તરફ કેવી રીતે વળ્યા?

ઉત્તર : સાંભળો, મારા શાળા-મિત્રો સગાંસંબંધીઓ, એટલું જ નહીં, ઘરમાં કાકા, મોટા ભાઇ વગેરે પણ મને 'કવિતા લખ' એમ કહેતા. તેઓ મારા લેખનના એકદમ ભક્ત થયા હતા. એમની દૃષ્ટિએ લેખન-વિશ્વમાં કવિતા લખવી એટલે પ્રમોશન જેવી જ ઘટના હતી. એ સમયમાં લેખક અને કવિ તરફ બધા આદરની દૃષ્ટિથી જોતા. સહજ્ય જૂએ છે. પરદેશમાં પણ મેં આ જોયું છે. તો મારા મિત્રો વગેરેનું કહેવું હતું કે વાર્તા તો બધા જ લખે છે, પણ કવિતામાં તો એક જુદો જ જાદુ હોય છે. એટલે ખૂબ શ્રમપૂર્વક કવિતા લખવાની શરૂઆત કરી. લખેલી કવિતા વારંવાર મઠારતો : એમને ઘણુંખરું કવિતા કહી પણ ન શકાય. પણ આવા પ્રયત્નો વચ્ચે જ મારી કવિતાલેખનની ધેલછા વધી. ફરી પાછું ગદ્યલેખન શરૂ કર્યું, તે કૉમ્યુનિસ્ટ પક્ષના 'જનયુદ્ધ' સામયિકમાં લખવાની શરૂઆત કરી ત્યારે. એ વખતે ગદ્ય લખવું મને ખૂબ મુશ્કેલ લાગતું. ખરેખર તો એ વખતે જ શ્રી સોમનાથ લાહિરીએ મને ગદ્ય લખવાનું શીખવ્યું. મારો એકેક લેખ તેઓ બાર-પંદર વખત નાપસંદ કરતાં, ફરી પાછો લખવા કહેતા. આ છે બેતાળીસની સાલની વાત. ત્યારે ઘણા દિવસ મારું કવિતાલેખન બંધ હતું. ગામડાઓમાં ફરીને હું વૃત્તાંત - રિપોર્ટ લખવા માંડ્યો. તે

લેખન લોકોને ખૂબ ગમતું. એકદમ સામાન્ય માણસની બોલચાલની ભાષા હું મારા લેખનમાં વાપરું છું અને તે ભાષાની લોકો ખૂબ વાહવા કરે છે. એ જ વખતે વિવિધ વ્યવસાયના સામાન્ય માણસો સાથે હળવાભળવાની ખૂબ તક મળી. ખેડૂતો, મજૂરો, ખાણિયાઓ, બીજા વિશ્વયુદ્ધના સમયની ગોરો સૈનિકોની છાવણીઓ અને એમની આસપાસના લોકો, દુકાળ, ચોરીચપાટીના ધંધા વગેરે વિશેના મારા લેખ ત્યારે 'જનયુદ્ધ' સામયિકમાં પ્રગટ થયા. પ્રત્યક્ષ જે જોયું- અનુભવ્યું, એ વિશે જ મેં લખ્યું, એ કરતાં વધુ વેગળું કાંઇ મેં લખ્યું નથી. કલ્પનાથી લખવાનું મન થતું નથી, એટલે જ ટૂંકી વાર્તાઓ મેં લખી નથી.

**પ્રશ્ન :** આપના 'અગ્નિકોણ' અને 'પદાતિક' કવિતાસંગ્રહની કવિતા કરતાં પછીની કવિતાનો સૂર નિરાળો છે, એનું કારણ શું '

**ઉત્તર :** ઓગણીસ સો પચાસની આખરમાં હું જેલમાંથી બહાર આવ્યો. એ પછી ગદ્ય લખ્યું નથી. ફકત કવિતા લખી. અન્ય ભાષાઓની કવિતાના અનુવાદ પણ કર્યા, 'પદાતિક' અને 'અગ્નિકોણ' કવિતાસંગ્રહો પ્રગટ થયા ચાળીસ અને ઉડતાલીસની સાલમાં. એ પછી મારી કવિતામાં જુદા જ ભાવ પ્રગટ થવા માંડયા. એનાં બે કારણો છે : એક તો રાજકીય અનુભવોની અસર. બીજું કારણ, નાજિમ હિકમતની કવિતાનો મને થયેલો પરિચય. મેં નાજિમ હિકમતની કવિતાનું અનુકરણ કર્યું નથી. એમના ભાવ સાથે મારા ભાવનું સામ્ય છે એ ધ્યાનમાં આવ્યું. - ઉદાહરણ તરીકે, કવિતામાં કુદરત અને મુનષ્ય જ મુખ્ય છે. એમનો જ વિજય થાય છે. રાજકારણના પ્રત્યક્ષ સંપર્કથી જ માણસને નજીકથી જોવાનો મોકો મને મળ્યો અને એ અજાણ્યા માણસો મારી કવિતામાં આવ્યા છે.

શરૂઆતની મારી કવિતામાં પુસ્તકિયા સિદ્ધાંતોને જ પ્રાધ્યાન્ય મળ્યું છે. ખરેખર કહેવું હોય, તો રાજકારણમાં ઊતરતાં પહેલાં જ મેં રાજકીય કવિતાઓ લખી. પ્રત્યક્ષ રાજકારણમાં ઊતર્યા પછી તો રાજકારણ વિશેની કવિતા બહુ જ ઓછી લખી. પહેલાંની મારી કવિતામાં શરૂઆતમાં જે રાજકારણ આવ્યું છે તે પુસ્તકીય વિદ્યાથી આવ્યું છે. પણ રાજકારણમાં આવ્યા પછી સમજાયું, કે રાજકારણનું કેવળ પુસ્તકિયા જ્ઞાન ઉપયોગનું નથી. બીજી વાત એ કે કવિતાની મદદથી રાજકારણ થઇ શકે છે એ વિશ્વાસ પણ ઊડી ગયો. પ્રત્યક્ષ અનુભવ જ મહત્ત્વનો હોય છે, એ ત્યારે મનમાં ઠસ્યું. તો પણ, કવિતા રાજકારણમાં ઉત્તેજના આણી શકે છે, એમાં કાંઇ શંકા નથી. રાજકીય કવિતા વાંચીને જેઓ રાજકારણમાં આવ્યા છે, એવા લોકો સાથે પણ મને પરિચય થયો, મેં રાજકારણમાં પ્રવેશ કર્યા પહેલાં જ મારી કવિતામાં રાજકારણ તાર સ્વરે પ્રગટ થયું છે. એ કવિતામાં એક પ્રકારનો કોલાહલ હતો. રાજકારણમાં રહીનેય જ્યારે હું કવિતા તરફ ગયો, ત્યારે 'જતો દૂરેઇ જાઇ' (ગમે તેટલો દૂર જાઉં) તો પર્વની કવિતાઓ લખાઇ.

**પ્રશ્ન :** સામાન્ય માણસની બોલાતી ભાષા આપે પ્રથમ જ સાર્થકપણે કવિતામાં આણી. કવિતાના પગની પૂર્વપ્રચલિત ભાષાની બેડી તોડવા પાછળ આપની શી ભાવના હતી ?

# સુભાષ મુખોપાધ્યાય   મુલાકાત : વિલાસ ગિતે

[] જયા મહેતા

પ્રશ્ન : જેમની કવિતામાં કથાતત્ત્વ હોય છે, એવા કવિઓમાં આપ સર્વોત્તમ છો. 'કાલ મધુમાસ', 'છેલે ગેછે બને', 'મુખુજ્જયેર સંગે આલાપ' વગેરે આપની પ્રસિદ્ધ કવિતાઓ આ સંદર્ભમાં યાદ આવે છે. આ કવિતાઓ વાંચ્યા પછી વાચકોને સ્વાભાવિકપણે જ લાગે છે કે આપ ટૂકી વાર્તા કેમ લખતા નથી? કે ક્યારેક આપે ટૂકી વાર્તા લખી છે?

ઉત્તર : મેં પહેલી કવિતા લખી હુ વિદ્યાર્થી હતો ત્યારે, એ વખતે ઍબ્સ્ટ્રેક્શન જ વધારે હતું; કારણકે માણસ વિશેની મારી ધારણા, અનુભવ ખૂબ જ ઓછો હતો. જ્યારે સામાન્ય માણસોનો મારો સંપર્ક વધ્યો, જીવનનો પરિચય થયો, ત્યારે આ અનુભવ થોડોક થયો. એ પછી હું કૉમ્યુનિસ્ટ પક્ષના સંપર્કમાં આવ્યો. પક્ષના સામયિકમાં લખવાનું શરૂ કર્યું. એ સંદર્ભમા પછી બંગાળનાં ગામડાઓમાં મારું ફરવાનું શરૂ થયું. ૧૯૪૮થી ૧૯૫૦ સુધી હુ જેલમા હતો. કુલ અઢી વર્ષ જેલમાં કાઢ્યાં. એ પછી મજૂરોનાં આંદોલન સાથે મારો સંબંધ હતો. વાર્તાની બાબત ત્યાંથી જ આવી. લોકોમાં હળતોભળતો હોવાથી એમના જીવનની વિવિધ સમસ્યાઓની વાર્તા મારા લેખનમાં, કવિતામાં મેં આલેખી. પૂર્ણપણે કાલ્પનિક કથા હું ક્યારેય લખી શકતો નથી. મારુ લેખન શરૂ થયું તે ગદ્યથી જ. નાનપણમાં નિશાળના સામયિકમાં પહેલી વાર્તા પ્રગટ થઇ. પરિચિતોમાં એ વાર્તા વિશે ઘણી ચર્ચા થઇ.

પ્રશ્ન : આપે લેખનની શરૂઆત ગદ્યથી કરી, તેની પ્રશંસા થઇ, તો ગદ્ય છોડીને આપ કવિતા તરફ કેવી રીતે વળ્યા?

ઉત્તર : સાંભળો, મારા શાળા-મિત્રો સગાંસંબંધીઓ, એટલું જ નહીં, ઘરમાં કાકા, મોટા ભાઇ વગેરે પણ મને 'કવિતા લખ' એમ કહેતા. તેઓ મારા લેખનના એકદમ ભક્ત થયા હતા. એમની દૃષ્ટિએ લેખન-વિશ્વમાં કવિતા લખવી એટલે પ્રમોશન જેવી જ ઘટના હતી. એ સમયમાં લેખક અને કવિ તરફ બધા આદરની દૃષ્ટિથી જોતા. હજીય જુએ છે. પરદેશમા પણ મેં આ જોયુ છે. તો મારા મિત્રો વગેરેનું કહેવું હતું કે વાર્તા તો બધા જ લખે છે, પણ કવિતામા તો એક જુદો જ જાદુ હોય છે. એટલે ખૂબ શ્રમપૂર્વક કવિતા લખવાની શરૂઆત કરી. લખેલી કવિતા વારંવાર મઠારતો : એમને ઘણુંખરું કવિતા કહી પણ ન શકાય. પણ આવા પ્રયત્નો વચ્ચે જ મારી કવિતાલેખનની ઘેલછા વધી. ફરી પાછું ગદ્યલેખન શરૂ કર્યું, તે કૉમ્યુનિસ્ટ પક્ષના 'જનયુદ્ધ' સામયિકમાં લખવાની શરૂઆત કરી ત્યારે. એ વખતે ગદ્ય લખવું મને ખૂબ મુશ્કેલ લાગતું. ખરેખર તો એ વખતે જ શ્રી સોમનાથ લાહિરીએ મને ગદ્ય લખવાનું શીખવ્યું. મારો એકેક લેખ તેઓ બાર-પંદર વખત નાપસંદ કરતાં, ફરી પાછો લખવા કહેતા. આ છે બેતાળીસની સાલની વાત. ત્યારે ઘણા દિવસ મારું કવિતાલેખન બંધ હતું. ગામડાઓમાં ફરીને હું વૃત્તાંત - રિપોર્ટ લખવા માંડયો. તે

લેખન લોકોને ખૂબ ગમતું. એકદમ સામાન્ય માણસની બોલચાલની ભાષા હું મારા લેખનમાં વાપરું છું અને તે ભાષાની લોકો ખૂબ વાહવા કરે છે. એ જ વખતે વિવિધ વ્યવસાયના સામાન્ય માણસો સાથે હળવાભળવાની ખૂબ તક મળી. ખેડૂતો, મજૂરો, ખાણિયાઓ, બીજા વિશ્વયુદ્ધના સમયની ગોરો સૈનિકોની છાવણીઓ અને એમની આસપાસના લોકો, દુકાળ, ચોરીચપાટીના ધંધા વગેરે વિશેના મારા લેખ ત્યારે 'જનયુદ્ધ' સામયિકમાં પ્રગટ થયા. પ્રત્યક્ષ જે જોયું- અનુભવ્યું, એ વિશે જ મેં લખ્યું, એ કરતાં વધુ વેગળું કાંઈ મેં લખ્યું નથી. કલ્પનાથી લખવાનું મન થતું નથી, એટલે જ ટૂંકી વાર્તાઓ મેં લખી નથી.

**પ્રશ્ન :** આપના 'અગ્નિકોણ' અને 'પદાતિક' કવિતાસંગ્રહની કવિતા કરતાં પછીની કવિતાનો સૂર નિરાળો છે, એનું કારણ શું ?

**ઉત્તર :** ઓગણીસ સો પચાસની આખરમાં હું જેલમાંથી બહાર આવ્યો. એ પછી ગદ્ય લખ્યું નથી. ફક્ત કવિતા લખી. અન્ય ભાષાઓની કવિતાના અનુવાદ પણ કર્યા, 'પદાતિક' અને 'અગ્નિકોણ' કવિતાસંગ્રહો પ્રગટ થયા ચાલીસ અને ઉડતાલીસની સાલમાં. એ પછી મારી કવિતામાં જુદા જ ભાવ પ્રગટ થવા માંડ્યા. એનાં બે કારણો છે : એક તો રાજકીય અનુભવોની અસર. બીજું કારણ, નાજિમ હિકમતની કવિતાનો મને થયેલો પરિચય. મેં નાજિમ હિકમતની કવિતાનું અનુકરણ કર્યું નથી. એમના ભાવ સાથે મારા ભાવનું સામ્ય છે એ ધ્યાનમાં આવ્યું. - ઉદાહરણ તરીકે, કવિતામાં કુદરત અને મુનષ્ય જ મુખ્ય છે. એમનો જ વિજય થાય છે. રાજકારણના પ્રત્યક્ષ સંપર્કથી જ માણસને નજીકથી જોવાનો મોકો મને મળ્યો અને એ અજાણ્યા માણસો મારી કવિતામાં આવ્યા છે.

શરૂઆતની મારી કવિતામાં પુસ્તકિયા સિદ્ધાંતોને જ પ્રાધાન્ય મળ્યું છે. ખરેખર કહેવું હોય, તો રાજકારણમાં ઊતરતાં પહેલાં જ મેં રાજકીય કવિતાઓ લખી. પ્રત્યક્ષ રાજકારણમાં ઊતર્યા પછી તો રાજકારણ વિશેની કવિતા બહુ જ ઓછી લખી. પહેલાંની મારી કવિતામાં શરૂઆતમાં જે રાજકારણ આવ્યું છે તે પુસ્તકીય વિદ્યાથી આવ્યું છે. પણ રાજકારણમાં આવ્યા પછી સમજાયું, કે રાજકારણનું કેવળ પુસ્તકિયા જ્ઞાન ઉપયોગનું નથી. બીજી વાત એ કે કવિતાની મદદથી રાજકારણ થઈ શકે છે એ વિશ્વાસ પણ ઊડી ગયો. પ્રત્યક્ષ અનુભવ જ મહત્ત્વનો હોય છે, એ ત્યારે મનમાં ઠસ્યું. તો પણ, કવિતા રાજકારણમાં ઉત્તેજના આણી શકે છે, એમાં કાંઈ શંકા નથી. રાજકીય કવિતા વાંચીને જેઓ રાજકારણમાં આવ્યા છે, એવા લોકો સાથે પણ મને પરિચય થયો, મેં રાજકારણમાં પ્રવેશ કર્યા પહેલાં જ મારી કવિતામાં રાજકારણ તાર સ્વરે પ્રગટ થયું છે. એ કવિતામાં એક પ્રકારનો કોલાહલ હતો. રાજકારણમાં રહીનેય જ્યારે હું કવિતા તરફ ગયો, ત્યારે 'જતો દૂરેઇ જાઈ' (ગમે તેટલો દૂર જાઉં) તો પર્વની કવિતાઓ લખાઈ.

**પ્રશ્ન :** સામાન્ય માણસની બોલાતી ભાષા આપે પ્રથમ જ સાર્થકપણે કવિતામાં આણી. કવિતાના પગની પૂર્વપ્રચલિત ભાષાની બેડી તોડવા પાછળ આપની શી ભાવના હતી ?

ઉત્તર : સામાન્ય માણસની બોલાતી ભાષા મેં જ પ્રથમ બંગાળીમાં આણી એ વિધાન બરાબર નથી. મારી પહેલાં અનેક કવિઓએ પોતાની કવિતામાં આવી ભાષા વાપરી હતી. ઈશ્વર ગુપ્તની કવિતા, દાશુ રાયનાં ગીતો કે અત્યારના બીજા ઘણા કવિઓની કવિતામાં સામાન્ય માણસની બોલાતી ભાષા દેખાય છે. અલબત્ત, રવીન્દ્રનાથ આવી ભાષા પોતાની કવિતામાં મોટા પ્રમાણમાં આણી શક્યા નથી, આની પાછળનું કારણ એમની અભિરુચિ, જીવનશૈલી અને સામાન્ય માણસથી થોડું દૂરત્વ. આજના કવિઓ જે પ્રકારના શબ્દો વાપરે છે, એવી ભાષામાં કવિતા લખવી મારે માટે શક્ય નથી. મારી કવિતામાં મેં વાપરેલી ભાષા છે મારી માના મોઢે બોલાતી હતી એ. મારી માને અંગ્રેજી આવડતું નહોતું. જેમને આપણે અશિક્ષિત કહીએ છીએ, એવા લોકોમાંની એ એક હતી. અત્યારે વિદ્યાર્થી-શિક્ષક, પ્રાધ્યાપકોને મોઢે બોલાતી ભાષા વધુ ખરાબ છે, સૌથી વધુ બગડેલી છે - જેમનો સંબંધ ફક્ત પુસ્તકો સાથે હોય છે, એમની જ ભાષા સૌથી ખરાબ હોય છે.

બીજી એક બાબત મારા લેખનમાં છે એમ મને લાગે છે. ઉર્દૂ શબ્દો એ બંગાળી ભાષાનું મોટું ઐશ્વર્ય છે. નાનપણમાં હું મુસ્લિમ વસ્તી વધુ હોય એવા ભાગમાં રહ્યો છું. તેને લીધે તેમની ભાષાનોય મને પરિચય થયો. તેથી જ મારા લેખનમાં મેં એમને મોઢે સાંભળેલા બોલાતા અરબી, ફારસી શબ્દો વાપર્યા છે.

પ્રશ્ન: 'હાંરાસ' અને 'હાનસેનેર અસુખ' એ આપની નવલકથાઓએ બંગાળી નવલકથાઓમાં નવીનતા આણી. આપે બીજી થોડી નવલકથાઓ કેમ ન લખી?

ઉત્તર : આ બે નવલકથાઓ ઉપરાંત બીજી પણ બે નવલકથાઓ મેં લખી છે. કુલ ચાર નવલકથા. મારી ત્રીજી નવલકથાનું નામ છે 'કે કોથાય જાય' અને ચોથી નવલકથાનું 'કાંચા-પાકા'. મારી નવલકથાઓ કેટલે અંશે નવલકથાઓ છે, એ વિશે મને ઘણી શંકા છે. નવલકથાલેખનમાં એક સગવડ હોય છે, આપણે અનેક બાબતો કહી શકીએ છીએ. એક તો 'કાંચા-પાકા'નો પાછીનો ભાગ અને પછી રાજકારણના મારા અનુભવો પર આધારિત એવી એક નવલકથા.

પ્રશ્ન: હાલની આપની કવિતામાં મૃત્યુ વિશેના વિચારોનું છૂપું આક્રમણ દેખાય છે....

ઉત્તર : ઉંમર થતાં મૃત્યુચેતના સ્વાભાવિકપણે જ આવે છે. નાની વયે મૃત્યુચેતના હોય તો જીવન વિશેની સમજ વધારે સ્પષ્ટ અને ગહનગંભીર થઈ શકે. વૃદ્ધાવસ્થાના મનોભાવો મારી કવિતામાં છે. વૃદ્ધાવસ્થામાં ઘણી મઝા પણ હોય છે. મઝા કેવળ યુવાનીમાં જ હોય છે એવું કંઈ નથી. મૃત્યુને કાંઈ હું અંત માનતો નથી.

પ્રશ્ન: આપને ગમતાં ભારતીય - વિદેશી કવિ કયા છે? એમની કઈ કઈ વિશિષ્ટતાઓ આપને ગમે છે?

ઉત્તર : મારી રુચિ વયાનુસાર બદલાતી ગઈ છે, તેમાં કેટલાક કવિ પાછળ ગયા છે, કેટલાક આગળ આવ્યા છે. મેં સાહિત્ય ઓછું વાંચ્યું છે, સાહિત્યેતર જ ખૂબ વાંચ્યું છે. જુદાજુદા સમયે જુદાજુદા કવિઓએ મને પ્રભાવિત કર્યો. શેલી, કીટ્સ,

બાયરન, એક સમયે હ્યૂમની કવિતાઓ પણ ગમતી. માયકોવ્હસ્કી, એલિયટ, સ્ટીફન સ્પેન્ડર, ઑડેન વગેરેની કવિતાઓ ગમતી. બંગાળીમાં જીવનાનંદ દાસ, સુધીન્દ્રનાથ દત્ત, વિષ્ણુ દે, હેમ બાગચી, અરુણ મિત્ર, મણીન્દ્ર રાય, વીરેન્દ્ર ચટ્ટોપાધ્યાય, નીરેન્દ્રનાથ ચક્રવર્તી, શંખ ઘોષ, સુનીલ ગંગોપાધ્યાય, શક્તિ ચટ્ટોપાધ્યાય, આલોકરંજન દાસગુપ્ત - આ કવિઓ ગમે છે. વચ્ચે વચ્ચે ઘણાઓની કવિતા ગમે છે. અલબત્ત હવે વાંચન માટે સમય ઓછો મળે છે.

**પ્રશ્ન :** રવીન્દ્રનાથ વિશે કાંઇ કહેશો ?

**ઉત્તર :** હા, રવીન્દ્રનાથને કદીય ટાળી શકાશે નહીં. આપણા જીવનનાં બધાં ક્ષેત્રોમાં એ આપણને માર્ગ દાખવે છે. રવીન્દ્રનાથને ટાળીને આપણે ચાલી જ શકતા નથી. એમને વિશે ટૂંકમાં કાંઇ કહેવું શક્ય નથી.

## આપજે [] તુરાબ 'હમદમ'

ભલે તું મને ફક્ત રણ આપજે
હું ચાલી શકું એ ચરણ આપજે

ભલે હરઘડી મુંઝવણ આપજે
મને કાળજું પણ કઠણ આપજે

હું બોલું પછી હોઠ ખોલું પછી
પ્રથમ તું મને આચરણ આપજે

પરમતત્ત્વને હુંય પામી શકું
મને એવી એકા'દ ક્ષણ આપજે

કદાચિત્ ભૂલી જાઉં ખુદને હું 'હમદમ'
સતત એક તારું સ્મરણ આપજે

*The Sunlight on the Garden*

LOUIS MACNEICE

The sunlight on the garden
Hardens and grows cold,
We cannot cage the minute
Within its nets of gold,
When all is told
We cannot beg for pardon.

Our freedom as free lances
Advances towards its end;
The earth compels, upon it
Sonnets and birds descend;
And soon, my friend,
We shall have no time for dances.

The sky was good for flying
Defying the church bells
And every evil iron
Siren and what it tells:
*The earth compels,*
We are dying, Egypt, dying

And not expecting pardon,
Hardened in heart anew,
But glad to have sat under
Thunder and rain with you,
And grateful too
For sunlight on the garden.

**નૃત્ય || જયા મહેતા**

લયમાં હિલોળાતા અંગમરોડ સાથે
મજૂરણોના હાથ ઝડપી ગતિથી
તાલબદ્ધ ફરે છે
સિમેન્ટ-કાંકરી ભરેલાં
તગારાં
ફેંકાય છે
ઝિલાય છે

સંગીત કેમ સંભળાતું નથી ?

## નવી પંગુતાના ભાને [] ઉશનસ

(સોનેટ યુગ્મક)
(શિખરિણી)

હવે ક્યાં પહેલાં શું જરી મન થયું કે ઘરથકી
જવાતું ખુલ્લાશે નીકળી પડી પ્હેર્યે જ કપડે?
બહુ તો આ ટોપી ખીંટીથી લઈ આ શિરપરે
મૂકી કે આ હેંડ્યા ઘરફીકર સૌ ત્યાં જ ઝટકી

હવે ક્યાં ચાલે છે પગ જ મુજ કે ઊપડી જઉં,
ખરો દંડયો છે આ રખડું જણને ખંડિત કરી,
બીજું કૈંયે ના ને બસ ચરણની શક્તિ જ હરી,
વિધાતાએ કેવી નિઠુર કરી છે મશ્કરી? લહું.'

નહીં તો આ વેળા નીકળી જવું'તું ડાંગ વનના
ચુમાસું પીપીને તર તરતના જીવન ભર્યા
પહાડોની વચ્ચે રખડવું હતું. નિર્ઝર-ઝર્યા
ભીના ઢોળાવોપે સરકવું'તું રેલાશું તૃણના.

તગ્યા ટીપે ટીપે નવલ રવિ જોવા દરપણે;
-'હશે પેલું જોયું તરું હજીય ત્યાં?' કૌતુક મને.

નહીં તો ચોમાસું પીપીતર થયા પ્હાડ તગડા
ઉછાળીને વપ્રક્રીડનમહીં શૃંગેથી તૃણને
સ્વયં આખું આચ્છાદિત કરી દઈ તુષ્ટ તનને
હરા કે મૂફ્લેજે દીઠ વૃષભ શા પુષ્ટ વગડા

હરા પોચા પોચા જીવનથી ભરેલા કણકણે
પહાડો પંપાળી વૃષભ સમ ડોકે ગલીપચી
કરી અંગુલોથી થરકતી ત્વચા, માખથી ખચી.
વીંઝાતી પુચ્છેથી છબિ નિરખવી'તી શિશુપણે;

અરે, લ્યો, એકાદું પગલુંય ભરાતું ન મુજથી;
નહીં તો આ તાજા શિશિર તડકા ત્યાં નિરખવા
હિમાળે ના જાતે તડકિત જયહીં આ તત હવા!
વતને તડકા જોવા ઘણું મન કુતુકે અધીરથી.

અને જાણે ત્યાંથી નિરખું હિમ-મોટા દરપણે થતી
પ્રતિબિંબાયેલો પ્રગટ હિમનો માનવ મને!

## આપણે સંમત છીએ ‖ ભરત ભટ્ટ 'તરલ'

પોતપોતાના જ ચંચૂપાત વિષે આપણે સંમત છીએ,
આપણી અંદરના ઝંઝાવાત વિષે આપણે સંમત છીએ.

આપણે તલવાર શું શબ્દો ઉગામીનેય જીવી ક્યાં શક્યાં?
સામટા જન્મોના સન્નિપાત વિષે આપણે સંમત છીએ.

એક પગલા જેટલી પૃથ્વી બની શકતા નથી કે આપણે,
દુર્ગની માફક અડીખમ જાત વિષે આપણે સંમત છીએ.

આપણે સંમત છીએ બિંબો વિષે, દર્પણ વિષે, પથ્થર વિષે,
એટલે આઘાત-પ્રત્યાઘાત વિષે આપણે સંમત છીએ.

માત્ર પડછાયો જ કાળો ધબ્બ હોવો જોઈએ એવું નથી-
એકધારા આ દિવસ ને રાત વિષે આપણે સંમત છીએ.

કવિતા

## ઉંમરલાયક પુત્રનાં પરાક્રમ [] મકરન્દ દવે

શેઠને થયું કે હવે દીકરો મોટો થયો ને
પેઢીએ બેસાડું ગાદી માથે હારોહાર,
ખજાનાઓ ખુલ્લા કરું, તેજુરીની ચાવી ધરું
જોઉં કે ચલાવે ગગો કેવો કારભાર !

ભાઈ તો બિરાજ્યા બાપા સાથે એક ગાદી માથે
બાપાની દોલત ભાળી થયા ભારે દંગ,
અહોહો, માલિક હું તો જળ ને આ સ્થળ કેરો
માલિક હું આભનોયે, ફૂલી ગયાં અંગ.

આમ કરી એટમની પેટી ખોલી, બેટમજી
ચાંદા પર મૂકી આવ્યા પાદશાહી પાય,
કોઈ ન હરીફ હવે, હુશિયાર કોઈ વધુ
અહીંયા તો હું જ કરું એમ હવે થાય.

ક્યાંક ગોળો ફેંકી એણે દાળોવાટો કરી જોયો
જમીનમાં ઝેર નાખી ચૂસી લીધું હીર,
દરિયાના પાણી એણે ડબોળી નાખ્યાં ને જાણે
એકલો આ ભોમકાનો પોતે ભડવીર.

બાપા માથું ધુણાવીને જોયા કરે, માળું આને
સોંપી દઈ આવી કાંઈ કાઢયો નહીં સાર,
જરાક હવે જો ભાઈ, આગળ વધ્યા તો એને
ધોલ મારી બાપા કે'શે હઠ, કુલાંગાર.

## ટેલિવિઝન || રઘુવીર સહાય ||સુશી દલાલ
(હિંદી)

હું સંપન્ન માણસ છું, મારા ઘરમાં છે ટેલિવિઝન
દિલ્હી અને મુંબઈ બંનેની દેખાડે છે ફેશન
કયારેક કયારેક તે લોકનૃત્યની તસવીર દેખાડે છે
પણ એ નથી દેખાડતું એમની સાથે મારો શો સંબધ છે
દરેક રવિવારે બતાવે છે મુંબઈનો પૈસાનો ખેલ
ગુંડાગર્દી અને નામર્દીનો જેમાં હોય છે મેલ
કયારેક કયારેક તે બતાવે છે ભૂખ્યો નગ્ન માણસ
એની ઉપર વગાડયા કરે છે સારંગીની તાન

કાલે જયારે ઘરે પાછો ફરતો હતો ત્યારે જોયું કે
ઊથલી પડી છે બસ
વિચાર્યું મારો દીકરો એમાં પાછો આવતો ન હોય
ટેલિવિઝને ખબર સંભળાવ્યા પાંત્રીસ ઘાયલ એક મર્યો
ફક્ત બસ દેખાડી દીધી ખાલી પણ દેખાયો નહીં કોઈ ચહેરો
એ ચહેરો જે જીવ્યો કે મર્યો વ્યાકૂળ જેને માટે હૈયું
એને માટે સમાચારો પછી સમય જ નહીં દીધો
ત્યારે મેં સમજી લીધું આકાશવાણીમાં બનીઠનીને
બેઠા છે ખબરોવાલા એ બધા છે માણસના દુશ્મન
એમને શક હતો બતાવી દે જો કયાંક છત્રીસ માણસો
સાધારણ માણસ પોતપોતાના છોકરાને ઓળખી જાય
એવી દુર્ભાવના રાખે છે માણસ પ્રતિ જે ટેલિવિઝન
નામ દૂરદર્શન છે એનું પણ કામ છે દુદર્શન

# ઝંખનાને ઝરૂખે હું ઝૂર્યા કરું ▯ સુરેશ દલાલ

સાંજે તું આવશે તેથી
એક આખોઆખી સાંજને મેં
લાકડાના દાદરે ઊભી રાખી હતી.

રાતે તને સમય મળશે એ જાણીને
એક દિવસને ઉતાવળને બહાને
થોડીક વાતો કરી વિદાય કરી દીધો હતો.
પરોઢિયે તું પદ્‌મિની શુભ્રતા બનશે એમ ધારીને
મેં રાતના બધા દીવાઓ
મારે હાથે જ ઓલવી નાખ્યા હતા.
અને બપોરે તું આરામથી મારી સંગિની થશે તેથી
ટેલિફોન, હોલા અને કાગડાને
મારી ચારેય હદમાં, આવવાની મનાઈ કરી દીધી હતી.
અને આથમતી સાંજે તું આવશે એવા વિશ્વાસે
મેં દિવસની ઊંઘને રાતના અંધકારમાં
એક દિવસ માટે રજા આપી દીધી હતી.

**(સાનાઉલ હક અનુઃ નલિની માડગાંવકર)**

**એ**વું કેમ થતું હશે કે કવિતા પાસે બેઠી હોઉં ત્યારે જ મને એમ લાગે કે હું મારી પાસે બેઠો છું. કવિતા જાણે કે મારું ઉપનિષદ. હમણાં ઘણા વખતથી તમારી સાથે કવિતાની વાત કરવાનો મોકો નથી મળ્યો.

નલિની માડગાંવકરે એક સરસ કામ કર્યું છે. 'એક દિવસ તને… કલકત્તા' નામે બંગાળી કવિતાના ગુજરાતી અનુવાદનો સંચય પ્રજાને આપ્યો છે

આ કાવ્યના કવિ સાનાઉલ હક છે. નલિની નોંધે છે એમ આ કવિ ૧૯૬૯માં જન્મ્યા. લોકપ્રિયતાથી ઊફરા ચાલનારા. પત્રકારત્વનો પણ અનુભવ.

આઠે આઠ પ્રહર જેની રટણા હોય એની ઝંખનાનું આ કાવ્ય છે. સાંજનો સમય એ પ્રતીક્ષાનો સમય છે. આમ જોઈએ તો સાંજ જેવો કોઈ સંધિકાળ નથી. ઓસરતો પ્રકાશ અને આવતું અંધારું- આ બંનેના સંગમતટ પર ઊભા હોઈએ ત્યારે સૌથી પ્રબળ ઝંખના પ્રિય વ્યક્તિની થાય. ઝંખના થાય એનો અર્થ જ એવો કે પ્રિય વ્યક્તિ પાસે નથી. કાવ્યનાયકને આશા છે કે એની પ્રિયતમા સાંજે તો આવશે. સાંજને એક જ વ્યક્તિ માટે જતનપૂર્વક જાળવી શકાય- અને તે પ્રિયતમા માટે. હું રાહ જોઉં છું. મેં પ્રતીક્ષાના દીવા પ્રકટાવ્યા છે. રસ્તા પર આંખો બિછાવી છે- આવું બધું કહેવાને બદલે કવિએ એ જ વાતને જુદી રીતે- સહેજ નવી રીતે મૂકી છે. 'આખેઆખી' સાંજને લાકડાના દાદરે ઊભી રાખી હતી ! સાંજ સરી ગઈ પણ તું ન આવી. આ સાંજનો અર્થ પણ શું અને શું અર્થ તારા વિનાની જિંદગીનો ? તું આવી હોત તો

લાકડાનો દાદરો પણ નદીની જેમ પ્રવાહિત થઈને વહેતો હોત. આખી સાંજ લાકડાનો દાદરો થઈ ગઈ એવું કહેવામાં ભારોભાર વેદના અને કવિતા છે. લાકડું નિર્જીવ હોય છે. સાંજમાં કોઈ જીવ ન રહ્યો. લાકડું જાણે કે ચિતાનું લાકડું છે- અને આમ પ્રિય વ્યક્તિ વિના સાંજનો જાણે કે અગ્નિસંસ્કાર થઈ ગયો.

પ્રતીક્ષાનો આવો કડવો અનુભવ થયા પછી પણ આશા કેમે કરી છૂટતી નથી. સાંજ તો ગઈ- પણ રાત તો બાકી છે ને ! સાંજે ન આવી તો રાતે તો આવશે. તું મળશે એ વાતને મનોમન ઘૂંટયા કરી. સપનાની કળીઓ ચૂંટયા કરી. તું આવે એટલી વાર. પછી તો સમય મારા અને તારા સિવાય કોઈનો પણ નહીં. તું આવવાની છે- અને તું આવશે પછી સમય કયાંથી અને કેટલો રહેશે- એમ કહી કહીને- જાતને અને દિવસને કહીકહીને- થોડીક ઉપરછલ્લી વાતો કરી, કેમ છો, સારું છે- એવા ખબરઅંતર પૂછી- અણગમતા દિવસને વિદાય કર્યો. સવારના પહોરમાં તું પદ્મિની થઈને પ્રકટ થશે એવી ઈચ્છા હતી, મનોરથ હતા, કોડ હતા પણ પરોઢ પણ સાવ કોરું ને કોરું રહ્યું : રાતના બધા દીવા ઓલવી નાખ્યા આપણે જ આપણી ઈચ્છાઓની અને આશાની ડોક મરોડવી પડે છે- પણ ડોક મરોડવાથી આશા મરતી નથી. એ તો ફરી પાછી જીવે છે મરવા વાંકે. ન સાંજે આવી, ન રાતે આવી, ન પરોઢે આવી. એક પછી એક પ્રહર વીતતા જાય છે. પ્રતીક્ષા વેરી બને છે. સમય વેરી બને છે. જિંદગી તારા વિના ઝેરી લાગે છે. બપોરે પણ એની એ જ દશા. તું આવે અને એકાંત મળે એટલે મારી સરહદમાં મેં કોઈને ફરકવા ન દીધા. ટેલિફોનને મોઢે ડૂચો. સોલા અને કાગડાને પણ દૂર રાખ્યા. અન્યને દૂર રાખવાથી તું નજીક આવતી હોયતો- કરવા જેવું બધું જ કર્યું, પણ તું એ તું છે.

આખી કવિતાનું વર્તુળ છેલ્લી ત્રણ પક્તિમાં પૂરું થાય છે- પણ પ્રતીક્ષા તો એમ ને એમ જ રહે છે ન નીંદ, ન સપનુ. કોઈ પણ રીતે તું આવતી નથી. આવશે નો વિશ્વાસ છે- અને નથી આવતી એનો આઘાત છે, એ જ દિવસ ને રાત છે.

આની સાથે બીજા બંગાળી કવિ અરવિંદ ગુહાનુ 'શબ્દામૃત' કાવ્ય પણ જોવા જેવું છે.-

મનમાં મનમાં જે કંઈ હતી,
એ બધી વાત તને કહી નથી;
બધી વાત જો કહી દઉં તો
રાત આખી કોને પ્રેમ કરું.
સવારે રાતનો કાગળ ફાડી
બધી વાતના ભૂકેભુક્કા કરું છું.
તારાથી આકાશ ભરાઈ જાય ત્યારે
ફરી પાછું વાતોથી ઘર ભરું છું.
કોઈ દિવસ તને ન મેળવું-
મારા બે હાથ લંબાવવા છતાંય
એના કરતાં તું છે એ જ સારી
વાતો વડે સ્પર્શું અણુંએ અણુ.

# નિવેદન [] જયંત પાઠક

મારી કવિતા વિશે બોલવા-લખવાનું મને હંમેશાં અઘરું લાગ્યું છે. સારી-નરસી કવિતાની મને પરખ નથી એવું તો નથી, પણ પોતાની કવિતાની મુલવણીમાં કેટલીક મુશ્કેલીઓ રહેલી લાગે છે. અન્યની કૃતિ આપણી સામે એક તૈયાર રચના રૂપે આવે છે, વસ્તુ (object) તરીકે આવે છે. એમાં સર્જકના મૂળ, પ્રારંભિક સંવેદનનો કે અભિવ્યક્તિ પરત્વે એણે કરેલી મથામણનો આલેખ બહુધા આવતો નથી. પછી ભલે આપણે કૃતિ દ્વારા એ બધાને પામવાનો પ્રયાસ કરીએ ને પામીએ, પોતાની કૃતિ સંબંધમાં પરિસ્થિતિ જરા જુદી હોય છે, એમાં આપણી સામે આપણી તૈયાર રચના તો હોય છે, પણ તે સાથે આપણાં સ્ફુરેલાં આદિ સંવેદન, એમને ઘાટ આપવા માટે આપણે કરેલો પુરસ્કાર-તિરસ્કાર વિવેક, કવિકર્મ, ભાષા-કર્મની આખી પ્રક્રિયા અભીષ્ટ પરિણામ સિદ્ધ કરવાની મથામણ- આ સૌ કૃતિ વિશે લખતાં-બોલતાં આપણા ચિત્તમાં રહેલાં હોય છે જે કૃતિ વિશેના આપણા અભિપ્રાયને ઓછોવત્તો પ્રભાવિત કરે છે ને એમ અભિપ્રાયની પ્રમાણભૂતતાને, તટસ્થતાને જોખમાવે છે. આપણે જે થયું છે તેને વિશે કહેવાને બદલે જે કરવા ધાર્યું હતું તેને વધારે મહત્ત્વ અપાઈ જાય તો કૃતિ પ્રતિની વફાદારી પણ પૂરી જળવાય નહીં. વળી ક્યારેક કોઈ કવિમાં આત્મ-રતિ વધારે હોય તો સ્વ-કૃતિ પ્રત્યેનું એનું મમત્વ પણ એને વિવેક-શિથિલ કરી જાય. આથી જ કદાચ કહેવાયું હશે કે કાવ્યની બાબતમાં તેના કવિનો અભિપ્રાય પ્રમાણ ન ગણાય. કલાકૃતિના આકલનમાં કૃતિ જ શ્રદ્ધેય, કર્તા નહીં. Trust the tale, not the teller. આમ છતાં કર્તા એની કૃતિ નિમિત્તે એની કલાની વિભાવના, અભિવ્યક્તિના એનાથી પ્રયુક્ત તરીકા, સર્જનપ્રક્રિયા સંબંધી એનો અનુભવ, કલા-સર્જનમાં એનું લક્ષ્ય જેવા મુદ્દાઓ વિશે ને એમ કલાવિવેચન ને કૃતિમૂલ્યાંકન સંબંધમાં થોડો વિમર્શ તો આપી શકે.

કાવ્યપ્રવૃત્તિના આરંભના અણઘડ અખતરાઓ વિશે તો અહીં કશું કહેવાની જરૂર ન હોય, પણ સમજણ વધતાં કાવ્યસર્જનમાં મેં મારા મનને કેવી રીતે પ્રયોજ્યું, સર્જનની પ્રક્રિયા, તેની સામગ્રી ને તેના લક્ષ્ય વિશે મારા મનમાં કેવા વિચારો બંધાયા તે વિશે કંઈક કહેવું સ્થાને સમજું છું. નાનપણથી ભાષા પરત્વે કુતૂહલ-કૌતુક ઘણું, એટલે કંઈક નવો, અપરિચિત પ્રયોગ વાંચીએ-સાંભળીએ કે મનમાં તે બરાબર છપાઈ જાય. વતનના આદિવાસીઓ ને નીચલા સ્તરના લોકો અમારી બ્રાહ્મણિયા ભાષાથી જુદી ભાષા બોલે; અમારા મનમાં એની તરત નોંધ થઈ જાય; મન માત્ર નોંધ જ નહિ, એવા ભાષાપ્રયોગોને વહાલ કરતું થઈ જાય, એને આત્મસાત્ કરી લે. કુદરતે કાન સરવા આપેલા એટલે રાગ, ઢાળ, લઢણ, લય, સર્જન વખતે ઘણુંખરું આપોઆપ સરખાં રહે. ભાષાની સમૃદ્ધિને ને ભાષાપ્રયોગની ફાવટને હંમેશાં કવિતાની સફળતા પરત્વે ઘણાં મહત્ત્વનાં વાનાં ગણતો આવ્યો છું. કવિઓની ઉચ્ચાવચતાના નિર્ણયમાં ભાષા મહત્ત્વની કસોટી છે. મારા મતે નાનાલાલ-બલવંતરાય મોટા કવિ ને નરસિંહરાવ-ખબરદાર ઓછા કવિ તે એમની ભાષાને કારણે.

ઓછાબોલી ને સંકોચશીલ કવિતા તે સારી કવિતા. કાવ્યમાં મૌનનો મહિમા કરનાર રોમેન્ટિક કવિ-વિવેચકોમાંનો હું નથી. કાવ્ય ઉદ્‌ગાર છે, એમાં ધ્વનિ, અવાજ, સુસ્પનતા...... છે, અર્થાર્પણની શક્તિ છે. ઉદ્‌ગાર વગર એટલે કે શબ્દ વગર, વાણી વગર આપણે જેને સામાન્ય રીતે કવિતા કહીએ છીએ તેનો સંભવ નથી. આની સાથે સાથે જ કહી દેવું જોઈએ કે કાવ્યને વાણીનો અતિશય સદતો નથી. અહીં મને કવિ-વિવેચક વાલેરી યાદ આવે છે. એના Art of Poetry 'ગ્રંથ'માં એ એક ઠેકાણે કહે છે "It (Poetry) is about to sing rather ster it sings, and it is about to speak rather then it speaks. It dare not sound too loud nor speak too clearly." કવિતા મૌનમાં નથી ને વાણીમાં પણ નથી, એ તો બોલું બોલું થવાની અવસ્થામાં છે. ભાષાની અતિમુખરતા ને અર્થની અતિસ્પષ્ટતા કાવ્ય માટે વર્જ્ય છે. 'કુમારસંભવ'માં કાલિદાસ, શિવને પોતાની સામે અણધારી રીતે પ્રગટ થતા જોઈને પાર્વતીને થતા મનોભાવનું વર્ણન કરતા કહે છે : શૈલાધિરાજ તનયા ન યયૌ ન તસ્થૌ.' પાર્વતી શિવ આગળથી ખસી પણ ન ગયાં ને ઊભાં પણ ન રહ્યાં. કવિતા નથી યયૌમાં કે નથી તસ્થૌમાં, એ છે ન યયૌ ન તસ્થૌમાં, એવી ભાવાવસ્થામાં. કવિતા બોલે છે, પણ પૂરું બોલતી નથી, કહે છે પણ ચોખ્ખું કહેતી નથી. કાવ્યસર્જનમાં મારો અભિગમ, મારી ગતિ કંઈક આવાં છે : વાતને મોટેથી કહેવી નહીં ને વાતને વિસ્તારીને કહેવી નહીં. ભાષાને જરા અડકીને, એને જરા રમાડીને અળગા થઈ જવું, ભાવને જરા સ્પર્શીને વેગળા થઈ જવું.

૧૯૫૪માં મારો પ્રથમ કાવ્યસંગ્રહ 'મર્મર' પ્રગટ થયો ત્યારે તેના પ્રવેશકમાં શ્રી વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદીએ એક વિધાન કરેલું : "ગુજરાતી સાહિત્યને રમણીય કવિતાની ખોટ નથી પડવાની એવી શ્રી. જયંત પાઠક જેવા કવિઓની ઉપાસના જોઈને શ્રદ્ધા બેસે છે." આ વિધાન 'મર્મર'ની કવિતા પરત્વે કેટલું સાચું ગણાય એ જુદી વાત છે, પણ એણે મને મારી કવિતાનું લક્ષ્ય ચીંધ્યું છે એ તો સાચું જ. કવિતામાં ક્યારેક બોધ આવે, ભલે, ચિંતન આવે, ભલે, લાગણીના ઉછાળા આવે, ભલે, પણ એમાં રમણીયતા તો આવે, આવે ને આવે જ. જગન્નાથે રમણીયાર્થ પ્રતિપાદક શબ્દને કાવ્ય કહ્યો તે બરાબર છે, પણ શબ્દ માત્ર રમણીયાર્થનો પ્રતિપાદક જ નહીં, સ્વયં રમણીય પણ હોવો જોઈએ એવો મારો ખ્યાલ, ને આગ્રહ પણ રહ્યો છે. શબ્દની રમણીયતાની ઉપેક્ષા કવિતાને કેવી હાણ કરે તેનાં નિદર્શનો બલવન્તરાયમાં મળી શકે. શબ્દ-અર્થની વક્રતાની જિકર કુન્તકે વિસ્તારથી કરી છે, ને એણે વક્રતા એટલે સૌંદર્ય એમ પણ કહ્યું છે. સત્ય, શિવને સુંદર એ ત્રણ પરમ તત્ત્વની વિભૂતિઓમાં સુંદર સાથે કવિની સૌથી વધારે નિસબત હોય.સત્યતો જે છે તે છે, એ તત્ત્વચિંતનનો ઈલાકો છે, શિવ અન્ય રીતે પણ સાધી શકાય, પણ કવિતાનું પ્રથમ ને ચરમ કાર્ય (Function) તો સૌંદર્યસિદ્ધિનું છે. શ્રી અરવિંદ જેવા મોટા વિચારક તેવા જ મોટા કવિ પણ, સુખની વાત એ છે કે તેઓ કવિતાની વાતમાં મોટે ભાગે કાવ્ય વિવેચક રહે છે. એમના The Future Poetry ગ્રંથમાં તેઓ લખે છે. "For the poet, The moon of beauty and delight is a greater god - head even Than the sun of truth or the breath of life, as in the symbolic image of the Vedic

કવિત

moon god Soma whose plant of intoxication has to be gathered on lonely mountain heights in the moonlight and whose purified juice and essence is the sacred nectar of sueetness, rasa, madhu, amrita without which the gods themselves could not be immortal" સૌંદર્યની અમરત્વદાયિની શક્તિનો આવો મહિમા એક યોગી -કવિ કહે છે ત્યારે કવિતામાં સૌંદર્યના ભોગે સત્ય-શિવને સાધવાના આગ્રહી કવિઓને કાવ્યમાં સૌંદર્યની સર્વોપરિતા વિશે કશી શંકા ન રહેવી જોઇએ.

અનુભવે મારી એવી દ્રઢ ને સ્થિર માન્યતા બંધાઇ છે કે કવિતા કરવી એ એક ઘણું અઘરું કામ છે. કવિરાજા તરીકે સિંહાસનસ્થ થયા પછી પણ તપ વધતું ન રહે તો સિંહાસન પરથી ગમે ત્યારે ઊતરી જવું પડે. કાવ્યસર્જન કરતી વેળા હું હંમેશાં ભયભીત હોઉં છું. આ ભાવ મેં મારા એક કાવ્યમાં આમ પ્રગટ કર્યો છે :

આપણે
કવિતા કરવા જઇએ છીએ
ત્યારે કેવા ભયભીત હોઇએ છીએ !
કલમ છટકી જાય અટકી જાય, બુઠ્ઠી થાય,
જૂઠ્ઠી થાય-
આંખમાં ઝળઝળિયાં સાથે બધું જોઇએ છીએ
ત્યારે આપણે કેવા ભયભીત હોઇએ છીએ !

મારાં અત્યાર સુધીમાં લખાયેલાં બધાં કાવ્યોના આ સંગ્રહ પાછળ મારા મિત્ર ભાઈ સુરેશ દલાલનાં ઇચ્છા ને આગ્રહ રહ્યાં છે, આ ઇચ્છા ને આગ્રહમાં એમનો જે પ્રેમભાવ પ્રતીત થાય છે તેને ઔપચારિક આભાર દર્શનથી ઓછો નહીં કરું. આ બધી પ્રેમની લીલા છે, મૂગા મૂગા એનો આનંદ માણવામાં જ કૃતજ્ઞતા ને ઋણસ્વીકાર સમજું છું.

## આ શહેર... ▯જયા મહેતા

અવાજો પણ મહોરાં પહેરીને ફરતા હોય
એવું કેમ લાગે છે ?
લોકોના અવાજ હવે ઓળખાતા નથી
કોણ દોસ્ત, કોણ દુશ્મન
કોણ કોનું સગું, કોણ પરાયું
ઝડપી વાહનોની અવરજવર વચ્ચે
સમજાતું નથી
આ શહેર
વિસ્તરતું જાય છે, કે
સાંકડું થતું જાય છે.
લોકોના અવાજ હવે ઓળખાતા નથી.

## ભૂલી જજે || પન્ના નાયક

આપણે એકમેકની આંખમાં સુખની સવાર આંજી
ઊઠયા હતા એ ભૂલી જજે.

આપણે શાવરના ફુવારામાંથી નીતરતા જળને
સ્નિગ્ધ ત્વચા પરથી સરી જવા દીધું હતું
એ ભૂલી જજે.

આપણે સામેના ઉપવનમાં ચાર પગલાંની અખૂટ
વાતો સાંભળી હતી એ ભૂલી જજે

આપણે વૃક્ષો નીચે આડી પડેલી બપોરને
ઝરણાંની ટેપ સંભળાવી હતી એ ભૂલી જજે.

આપણે ફૂલોને આંખથી પંપાળ્યાં હતાં એ
ભૂલી જજે.

આપણે ઊડતાં પતંગિયાને કવિના શબ્દો માની
ઝીલવા દોડયા હતા એ ભૂલી જજે.

આપણે એકમેકના ખોળામાં સૂઈ વહાલ
નામનું બાળક ઉછેર્યું હતું એ ભૂલી જજે.

આપણે દરિયાકિનારે ટહેલતાં ટહેલતાં ડૂબતા
સૂરજની સાખે ચુંબનોનો ખજાનો લૂંટયો હતો
એ ભૂલી જજે.

આપણે તારાઓની ઠઠમાં નક્ષત્રોને ઓળખવાની
રમત રમ્યા હતા એ ભૂલી જજે.

એકમેકને વાંચ્યા હતા એ ભૂલી જજે.

આપણે સુખ નામના પ્રદેશમાં અગણિત દિવસો
સુધી ઘૂમ્યા હતા એ ભૂલી જજે.

આપણે તું અને હુંનો સરવાળો હતા એ
ભૂલી જજે.

**દરદની વાત** [] મકરન્દ દવે

દરદની વાત વધી ગઈ ત્યારે !
આમ તો નખમાં કાંઈ નહીં પણ
રોમે રોમ વિદારે -
વસમું લાગે તેમ વૈદજી
ભીતર હસતા ભારે,
કોને કહું પરમની પીડા
કોને પડયા પનારે ?

હાય, પ્રીત જાણે પનિહારી
બેસી પડી કિનારે,
કોણ ભરે ને કોણ ચડાવે
ગગરી, વળી ઉતારે !

## સિત્તેરમે [] નિરંજન ભગત

મિત્રો,

મને લાગે છે સો વરસ જીવીશ. તમારા જેવા મિત્રો હોય તો સો વરસ જીવી શકાય. કેલેન્ડરમાં વાર અને મહિનાનાં નામ ગ્રહો અને દેવો પરથી પાડવામાં આવ્યાં છે: રવિવાર, સોમવાર, મંગળવાર... જાન્યુઆરી, ફેબ્રુઆરી, માર્ચ... કેટલાંક વરસથી તમે મારા કેલેન્ડરમાં વારનાં નામ બદલી નાખ્યાં છે. સોમવાર નહિ, પ્રફુલ્લવાર; મંગળવાર નહિ, અનામી વાર અથવા મારી બાને નામે અનામત વાર; બુધવાર નહિ, ધનપાલવાર; ગુરુવાર નહીં, અરવિંદવાર; શુક્રવાર નહિ, ચિંતનવાર; શનિવાર નહિ, સૌરભવાર; રવિવાર નહીં, રૂપેશવાર. રવિવારે તો ઇશ્વર પણ આરામ કરે છે. હું રવિવારે સવારના અગિયારથી રાતના અગિયાર એમ બાર કલાક મિત્રોરૂપે ઉપરાંત અરવિંદભાઇ, ગૌતમભાઇ અને દેવુભાઇને એમને ઘરે મળવાનું કામ કરું છું. આમ, સાતે દિવસ આ મિત્રોની સાથે હળવુંમળવું, ખાવુંપીવું અને વાતો કરવી. એમ મનાય છે કે ગ્રહો અને દેવો બળવાન છે. તેઓ મનુષ્યને સો વરસ જિવાડી શકે છે. પણ હું માનું છું કે ગ્રહો અને દેવો નહિ, પણ મિત્રો બળવાન છે. મને મિત્રોમાં શ્રદ્ધા છે. તમે મને સો વરસ જિવાડી શકશો. એથી મને લાગે છે કે આ કેલેન્ડરનાં પાનાં ઊથલાવતો ઊથલાવતો સો વરસ જીવીશ. વયમાં નાનો હતો ત્યારે મોટી વયના મિત્રો મળ્યા હતા - ચાર સર્જકો ઉમાશંકર, જયંતિભાઇ, રાજેન્દ્રભાઇ અને પિનુભાઇ તથા ત્રણ બૌદ્ધિકો એસ. આર. ભટ્ટ, એસ. વી. દેસાઇ અને બી. કે. મઝૂમદાર. આજે વયમાં મોટો છું, ત્યારે તમે નાની વયના મિત્રો મળ્યા છો. મોટી વયના મિત્રોમાંથી આજે રાજેન્દ્રભાઇ વિદ્યમાન છે. અન્ય સૌ આજે નથી, ચાલ્યા ગયા છે. પણ તમે એમની ખાલી જગ્યા પૂરી છે. એથી મને લાગે છે કે સો વરસ જીવીશ. ૧૯૭૧માં છેલ્લું કાવ્ય કર્યું હતું. ઉમાશંકરે સાઠ વરસ પૂરાં કર્યાં ત્યારે. પચીસ વરસ પછી આજે તમે મારી પાસે કાવ્ય કરાવી શક્યા છો એથી મને લાગે છે કે તમે મને સો વરસ જિવાડી શકશો.

### સિત્તેરમે

સિત્તેર વર્ષો વાતમાં ને વાતમાં વહી ગયાં,
જોતજોતાં વહી જશે થોડાંક જે રહી ગયાં.
પાછી એક નજર જયાં નાંખું,
જોઉં કંઇ દૂર ઝાંખું ઝાંખું-
મારે હતું શૈશવનું લીલું લીલું સ્વર્ગ,
એનો અચાનક થયો શો વિસર્ગ!
થાય મને કદીક એ પાછું મળે!
થાય મન આટલી જો આશા ફળે!
એકાન્ત ને એકલતા,
મનુષ્ય માત્રના ભાગ્યમાં એ અનિવાર્ય વિરહની વિકલતા,

એને જીવવાને, મરજીવવાને હતો ઝાઝો પ્રેમ હતાં થોડાં કાવ્યો;
એમાં જોકે જાણું નહીં ફાવ્યો કે ન ફાવ્યો.
આખી એક નજર જયાં નાંખું,
જોઉં છું હું આયખું આ આખું-
નાનો હતો ત્યારે મને મોટા મિત્રો મળ્યા હતા,
મોટો થયો ત્યારે એમાં નાના મિત્રો ભળ્યા હતા;
જતાં જતાં કહીશ : ન અન્ય સ્વપ્નો ભલે ફળ્યાં,
મારું મોટું સદ્ભાગ્ય મને આવા મિત્રો મળ્યા.

'પરબ'માંથી

---

શ્રી સુરેશભાઇ,

'કવિતા'નો જૂન, '૯૬ અંક (સળંગ અંક ૧૭૩) પ્રશસ્ય છે. (૧) 'સ્વપ્નની આસમાની લકીર' (અમૃતા પ્રીતમ)- હરીન્દ્ર દવે (૨) કવિતાની મોસમનો મિજાજ - સુરેશ દલાલ, (૩) 'શબ્દમાં શ્વાસની એક ફૂંક અને ગઝલ સ્વયં વાંસળી' (આદિલ મન્સૂરી કૃત ગઝલ સંગ્રહ' મળે ન મળે')- સુરેશ દલાલ દિલચસ્પ છે.

નિર્મિશ ઠાકરના કાર્ટૂનો અંકને ઑપ અર્પે છે. લટકામાં નિર્મિશ ઠાકરનું સ્વ કાર્ટુન.

શ્રી રમેશ પારેખ કૃત ' મીંડાં વીણ્યાં' કાવ્ય, "વગડામાં ફરીફરી મીંડાં વીણ્યાં રેમુંને એકડો એક્કેય જડ્યો નહીં." વેધક છે.

- વી. બી. ગણાત્રા

પ્રિય સુરેશભાઇ,

કવિતા અંક 'જૂન - ૧૯૯૬'માં ઘણી કવિતાઓ ગમી. જેમકે સ્પાનું ગીત 'મીંડાં વીણ્યાં', ભગવતીભાઇનું ગીત - અઢી અક્ષરનું ચોમાસું. જેમાં એક નવતર પ્રયોગ જોવા મળ્યો. શ્રી મનહર ત્રિવેદીનું ગીત- 'મારી કડયમાં છે કૂંચીનો ઝૂડો જી રે' રંગબેરંગી સ્પંદનો જગાવી ગયું. આ સિવાય પણ ઘણી કવિતાઓ ગમી. પણ ઇનામ માટે જયારે એકની જ પસંદગી કરવાની હોય ત્યારે, મનમાં ઉપડયું

શ્રી નયન દેસાઈનું તરત જ સ્પર્શી જાય એવું ગીત "ખાલીખમ કમરામાં ચકલીનું ઊડવુંને પાંખોનું ફરફરવું ચીંચીથી અળગા થવાય છે નારેના..."

હિતેન આણંદપરા

## ગઝલ □ આદિલ મન્સૂરી

પડછાયા ઘેઘૂર ઘૂઘવે મેનહટ્ટને
અંધારા હોઠોને ચૂમે મેનહટ્ટને

અમથી અમથી ગોળી છૂટે મેનહટ્ટને
વાંક વગર છાતીમાં ઊતરે મેનહટ્ટને

સ્વર્ગ અહીં છે પૂંઠાના આ ખોખા વચ્ચે
બેઘર હબ્શી મનમાં બબડે મેનહટ્ટને

ઊંચી ઊંચી ઈમારતો ભોંકાતી આભે
નભ જો આખેઆખું ચૂવે મેનહટ્ટને

વૉલસ્ટ્રીટથી દુનિયાભરમાં પડઘા ગૂંજે
ભાવ સમયના ગગડે જ્યારે મેનહટ્ટને

થીજેલાં પગલાંઓ પૂછે એકબીજાને
બરફ હવે ઓગળશે ક્યારે મેનહટ્ટને

ભૂગર્ભે ટ્રેનોની આવનજાવન સાથે
અંદરની પોકળતા ખખડે મેનહટ્ટને

ચહેરાઓ ભૂંસાઈ ગયા છે એમ સહુના
ખુદને પણ ના કોઈ ઓળખે મેનહટ્ટને

થાક્યો પાક્યો સૂરજ સાંજે પાછા વળતા
વેરાયેલો તડકો વીણે મેનહટ્ટને

એકબીજાની વાત નથી સમઝાતી આદિલ
અધકચરી ભાષાઓ રખડે મેનહટ્ટને

**કવિતા - એ જ કવિની છબી**
તંત્રી : સુરેશ દલાલ
સળંગ અંક : ૧૭૪
વર્ષ : ૨૯, અંક : ૫, ઓગસ્ટ, ૧૯૯૬
મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ



# કવિતા



ખાસ સૂચના : કોઈ પણ કાવ્ય એક વખત બીજે ક્યાંય છપાયેલું હોય તે ફરીથી મોકલવું નહીં. **અપ્રગટ કાવ્ય જ મોકલવું. પ્રસિદ્ધ થતા લેખોના અભિપ્રાયની જવાબદારી લેખકની છે.**

સૂચના : વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તોપણ પોસ્ટકાર્ડ, ઇનલેન્ડ લેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફૂલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિતિવેચક મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થવા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટ્સ વિભાગ સાથે કરવો.

**લવાજમ : દેશમાં ૮૦/- રૂપિયા, પરદેશમાં સીમેલ રૂા. ૧૭૦/-, ઍરમેલ રૂા. ૨૭૦/-, આ અંકના ૧૫/- રૂપિયા**

બહારગામનું લવાજમ "SAURASHTRA TRUST"ના નામથી મનીઑર્ડર/ડ્રાફ્ટ મોકલવા વિનંતી.

**પત્રવ્યવહારનું સરનામું** : સર્ક્યુલેશન મૅનેજર, જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, કોટ, પોસ્ટ બોક્સ નં. ૬૨, મુંબઈ-૧. T.P. 2870831, FAX No. 022-2874097

**મુદ્રક અને પ્રકાશક** : સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી ધીરુભાઈ દેસાઈ, જન્મભૂમિ કાર્યાલય, જન્મભૂમિ માર્ગ, કોટ, મુંબઈ-૧.

**મુદ્રણ સ્થળ** : મે. પ્રીન્ટેજ પ્રા. લિ. સન મિલ કમ્પાઉન્ડ, સન મિલ રોડ, લોઅર પરેલ, મુંબઈ-૪૦૦ ૦૧૩.

ગઝલ □ અશરફ ડબાવાલા.

ઘરમાં એવા કો'ક દિવસ ચોઘડિયા આવે.
ખૂટે આંખમાં પાણી ત્યારે ખડિયા આવે.

ડૂબી ડૂબીને ડૂબવાનું શું માણસમાં તો;
એક વેંત ઉતરો ને ત્યાં તો તળિયા આવે.

ડગલું એક ભરી શકવાના હોંશ નથી પણ;
ડગલું એક ભરું તો તારા ફળિયા આવે.

ઘંટીના પથ્થરની જેવા વિચાર છે ને;
મારી તારી વચ્ચે બબ્બે દરિયા આવે.

શબ્દોની ફૂંકો લઈ ઊભો ભાષાના દરવાજે;
પાછો વળવા જાઉં અને શામળિયા આવે.

## પ્રિયકાન્ત મણિયાર

રાજેન્દ્ર-નિરંજન જેવા સમર્થ કવિઓ જ્યારે હોય ત્યારે પોતીકા અવાજ સાથે પ્રગટ થવું એ અશક્ય નહીં પણ મુશ્કેલ તો અવશ્ય છે. પોતીકો અવાજ લઈને પ્રગટેલા કવિઓની નામાવલી કરીએ તો એ નામાવલી ભલે નાની થાય, પણ એમાં પ્રિયકાન્તનું નામ મૂક્યા વિના ચાલે નહીં. એમનો પ્રથમ કાવ્યસંગ્રહ 'પ્રતીક' ૧૯૫૩માં પ્રગટ થયો. આ એ સમય હતો જ્યારે રાજેન્દ્ર-નિરંજનની કવિતાનો મધ્યાહ્ન તપતો હતો. પ્રિયકાન્તના સંગ્રહનું નામ 'પ્રતીક' ઘણું સૂચક છે. પ્રતીક એ જ તો કવિતાની ભાષા છે. એઝરા પાઉન્ડ કહે છે એમ કવિને એકાદ સમર્થ પ્રતીક મળે તો એ તરી ગયો. પ્રિયકાન્તની કવિતા એટલે પ્રતીકની કવિતા, લાઘવની કવિતા. પ્રિયકાન્તે નવાં પ્રતીકો પણ લેખે લગાડ્યાં છે, અને રાધાકૃષ્ણના પરંપરાગત પ્રતીકનો પણ તાજગીભર્યો ઉપયોગ કર્યો છે. પ્રિયકાન્તની કલમ ગીતમાં મ્હોરે છે અને પરંપરિતમાં પણ એ પાછી નથી પડતી. એમના પરંપરિત પર નિરંજનના પરંપરિતના સંસ્કારો છે પણ એમાં ઉદ્ગારનો જે લહેકો છે તે પ્રિયકાન્તનો પોતાનો છે.

પ્રિયકાન્તનાં ગીત વાંચીએ ત્યારે આપણને પ્રતીતિ થાય છે કે કવિએ કેવળ કલમથી ગીતો નથી લખ્યાં : ભીતરના કાનથી લખ્યાં છે. બાહ્યાંતર સંગીતનો એમના શબ્દોમાં સમન્વય જોઈ શકાય છે :

> એ સોળ વરસની છોરી,
> સરવરિયેથી જલને ભરતી તોયે એની મટકી રહેતી કોરી.
>
> મહી વલોવે રણકે સોનલ કંકણ જેના મલકે મીઠા સૂર,
> ગોરા ગોરા ચરણે એનાં ઘુઘરિયાળાં રૂપાનાં નૂપુર;
> કંઠ સુહાગે સાગરનાં મધુ મોતી રમતાં બાંધ્યાં રેશમ-દોરી.

પ્રિયકાન્તની કલમ નિષેધોથી નથી પીડાતી. એ કેવળ મંચ અને મહેફિલની કવિતા નથી; શયનખંડના એકાન્તની પણ કવિતા છે. દા. ત. :

> કંચુકીબંધ છૂટ્યા ને હટ્યું જ્યાં હીર-ગુંઠન
> હૈયાનાં લોચનો જેવાં દીઠાં બે તાહરાં સ્તન.
> વૃત્તિઓ પ્રેમની સર્વ કેન્દ્રિત થઈ જ્યાં રહી;
> પ્રીતના પક્ષીનો માળો રાતી નીલી નસો મહીં.

પ્રિયકાન્ત આપણી કોઈ mythologyનો આધાર લઈને પણ નવાં પ્રતીકો આપી શકે છે. આ પ્રતીકો એટલે સામસામાં સમીકરણો નહીં. એક જ દાખલો પૂરતો થશે :

> દિનરાતની કાવડ મહીં આ અંધ મારા શ્વાસને,
> ઉચ્છ્વાસને -
> ભાવિ કેરાં તીર્થ કાજે લૈ જતું કેવું હૃદય
> જાણે શ્રવણ -

બજારુ સ્ત્રીના જીવનનાં કાવ્યો પણ અહીં મળે છે. આ કાવ્યોમાં વોલ્ટ વ્હિટમનના કાવ્ય 'ટુ એ કોમન પ્રોસ્ટિટ્યૂટ'માં જે કરુણા છે એ કરુણા નથી પણ વેદનાનો નર્યો ચિત્કાર છે. દા.ત.:

ફોકલૅન્ડ રોડને જોતાં

રે સૂર્યમાં માછલીઓ તરી રહી,
ઉલ્કા કશી આ નભથી ખરી અહીં,
સમુદ્રને નીર સુપ્રાપ્ય શર્કરા!
હેમંતમાં આંહીં વસંતના ઝરા!
શાં પ્રીતિનાં પ્રેમ? રહસ્ય ભીતિનાં?
અનંગ! તારી રતિની સ્થિતિ આ!

પ્રિયકાન્ત કવિ તરીકે એટલા પ્રતિભાશાળી છે કે જે કોઈ વિષયને સ્પર્શે એમાંથી કાવ્યને સાંગોપાંગ અવતારે. પછી એ કાવ્ય 'કાળપશુ'નું હોય કે એ કાવ્ય શિશુનું કે ઈશુનું હોય, અશ્વનું હોય કે હાથીનું હોય. અલબત્ત, અશ્વ કે હાથી પ્રિયકાન્તની કવિતામાં કેવળ અશ્વ કે હાથી થઈને રહી જતા નથી.

પ્રિયકાન્ત નજાકતનો કવિ છે. પણ એની નજાકત બોલકી નથી. આખું જગત ફૂલમય લાગે છે. એમણે જે ગીતનો ઉપાડ આપ્યો છે એ કેટલો બધો સાર્થક અને સમૃદ્ધ છે તે જોઈએ:

ફૂલનો પવન લોચન મારે વાયો,
આકાશ ભરાય એટલી સુગંધ લાવ્યો.

પ્રિયકાન્તની કલમ કટાક્ષ પણ કરે છે પણ એ કટાક્ષ કોઈ ભાલાથી નહીં; સોયથી આપણા છિદ્ર છિદ્રને વીંધી નાખતો હોય એવો તીણો છે. દા. ત.:

એ લોકો પ્હેલાં કાપડના તાકા ભરી રાખે છે
પછી જ્યારે ઉઘાડો માણસ ફાટી જાય છે ત્યારે
વાર વાર વેચે છે.

મને પ્રિયકાન્તના કાવ્યઉદ્યાનમાં વસવું ગમે છે. એમની સુગંધને શ્વસવી ગમે છે. એમણે જે ફૂલોને અને ફૂલોને નિમિત્તે પ્રકૃતિ અને માનવને મોકળો પ્રેમ કર્યો છે એ ભાષાનો સધિયારો લઈને એમની જ પંક્તિમાં એમના કાવ્યવિશ્વ વિશે કહેવું હોય તો હું કહું -

એકકેય એવું ફૂલ ખીલ્યું છે નહીં
કે જે મને હો ના ગમ્યું!
જેટલાં જોયાં મને તો એ બધાં એવાં જચ્યાં
કે જે નથી જોયાં થતું ક્યારે હવે હું જોઉં...

૧૯૫૦ની આસપાસ મને રાજેન્દ્ર-નિરંજનની કવિતાનો કેફ હતો. 'ધ્વનિ' અને 'છંદોલય' લગભગ આખેઆખા કંઠસ્થ. આંખ સામે સતત જો કોઈની પણ કવિતાના શબ્દો લીલુંછમ મેદાન થઈને વિસ્તર્યા હોય તો તે રાજેન્દ્ર-નિરંજનની કવિતાના. આ લીલોતરીની વચ્ચે પતંગિયાની રંગીની અને નજાકત લઈને પ્રગટી પ્રિયકાન્તની કવિતા.

પ્રિયકાન્તની કવિતાનું આકર્ષણ એટલી હદે વસ્યું કે પત્રથી તો એકમેકના પરિચયમાં મુકાઈ ગયા. પણ પહેલી વાર એમને સાંભળવાનો અવસર મળ્યો તે આજે પણ યાદ છે. ઝેવિયર્સ કૉલેજના ગુજરાતીના બી.એ.ના વર્ગમાં અમારા પ્રાધ્યાપક મનસુખભાઈ ઝવેરી એક દિવસ પ્રિયકાન્તને લઈને આવ્યા અને એમણે પોતાનાં કાવ્યો સંભળાવ્યાં અને ગીતો લલકાર્યાં.

પ્રિયકાન્તની કવિતાએ જે પ્રતીતિ આપી હતી તે પ્રતીતિ એમના કાવ્યવાચને દઢાવી અને હું મનોમન બોલી ઊઠ્યો હતો કે આ માણસ પગથી તે માથા સુધી આખેઆખો નર્યો કવિ જ છે. પ્રિયકાન્ત કવિતા સંભળાવે ત્યારે હાથમાં કાવ્યસંગ્રહ કે લખાયેલી કવિતાનાં કાગળિયાં આંખ સામે રાખીને નહીં, પણ પોતાના અનોખા લહેકાથી, અનાયાસે કંઠસ્થ થઈ ગયેલાં કાવ્યોને વહેતાં કરે. પોતાનું કાવ્યવાચન હોય ત્યારે પણ એમને કોઈ બીજા કવિની કૃતિ યાદ આવી જાય, તો એ પણ જાણે એ પોતાની જ છે એટલી લાગણીથી રજૂ કરે. મડિયા રાજેન્દ્રના 'કેવડિયાનો કાંટો' કાવ્યની લોકપ્રિયતાને બિરદાવતાં મજાકમાં તેને ગુજરાતનું રાષ્ટ્રગીત કહેતા; એ કાવ્ય પ્રિયકાન્તને કંઠેથી સાંભળીએ ત્યારે એની મહેક અસ્તિત્વમાં વસી જતી. આવા એકાદ ઉદાહરણ દ્વારા મારે એટલું જ કહેવું છે કે કવિને કવિ બનાવનાર જે મહત્ત્વનું તત્ત્વ મુગ્ધતા છે – એ મુગ્ધતા પ્રિયકાન્તમાં ભરપૂર અને ભારોભાર હતી. જો એકવાર એમને અન્યની કૃતિ ગમી જાય તો એના વિશે એ ઓવારી ઓવારીને વાત કરે. કાવ્ય માણ્યાનો આનંદ એમની આંખોમાં, એમના હાવભાવમાં, એમના શબ્દેશબ્દમાં દેખાઈ આવે. કવિની વિશાળ મુગ્ધતાનું દર્શન કરવું છે ? –

એકકેય એવું ફૂલ ખીલ્યું છે નહીં
કે જે મને હો ના ગમ્યું !
જેટલાં જોયાં મને તો એ બધાં એવાં જચ્યાં
કે જે નથી જોયાં થતું – ક્યારે હવે હું જોઉં...

હું ફૂલ પી એવાં ગયો છું ગટગટાવી
આંખમાં એની અસર એવી થતી

સાગર ખીલેલો લાગતો
પર્વતો પાષાણના કેવા ઠરેલા

તે પણ ખીલેલા લાગતા
એક સરખું ચોતરફ ફેલાયેલું આ આભ પણ
મુજને ખીલેલું લાગતું.

ભમરા સમો ભમતો પવન ને ભમરા સ્વયં
મુજને ખીલેલા લાગતા.

હું આ બધું શું અરે બોલી ગયો ફૂલથી કે ભૂલથી ?
જે કંઈ ખીલ્યા તે શબ્દ મારા
અહીં તહીં બધે વેરાઈ ગયા !

આવા પ્રિયકાન્ત – એક સાચો કવિજીવ – આમ ઓચિંતો ચાલ્યો જાય ત્યારે ગુજરાતી સાહિત્ય જાણે કે શોકસભામાં જ પલટાઈ જાય.

પ્રિયકાન્તની કવિતાએ કેટલાંયે શબ્દચિત્રો દોર્યાં છે અને એમની કવિતામાં કેટલાયે અર્થધ્વનિઓ અને લયધ્વનિઓ આપમેળે મ્હોર્યા છે. નિરંજનની અસરમાં આવીને અને છતાંય એ બધી અસરોને ખંખેરીને પ્રિયકાન્તની કવિતાએ પોતીકું રૂપ પ્રગટ કર્યું છે. પ્રિયકાન્ત જીવનનો કવિ હતો. જીવનના ઉલ્લાસનો અને એની વેદનાનો કવિ હતો. જીવન સાથેની એની અનુભવ – લગની એટલી હદે હતી એટલે તો કદાચ મરણને અદેખાઈ નહીં આવી હોય ને !

પ્રિયકાન્તની કવિતા આદમ અને ઈવની કવિતા છે, રતિ અને કામદેવની કવિતા છે, રાધા અને કૃષ્ણની કવિતા છે. પણ, કોઈ એમ ન માની લે કે કેવળ શૃંગાર જ એમની કવિતાનું કેન્દ્ર છે. અને એટલે જ એમની કવિતાનો વિષય ઈશુ અને ગાંધીજી થાય છે અને કવિના સ્પર્શને પરિણામે કાવ્ય પણ સર્જાય છે. ઘોડાગાડીના અશ્વને જોઈને વિમાસણ અને વ્યથા અનુભવે છે અને સામો એક પ્રશ્ન સરી પડે છે –

સૂર્યનો રથ જે વહે એ સપ્તમાંથી એક પોતે
ક્યાંથી અહીં આવી પડ્યો ?

અશ્વને નિમિત્તે એમને વાત તો કંઈ બીજી જ કરવી છે. ક્યારેક એ પ્રતીકાત્મક રીતે હોય છે તો ક્યારેક એ આમ સીધેસીધું પણ કહી શકે છે :

કોક છાપાની હજારો પ્રતસમા સૌ આપણે.

પ્રિયકાન્તની – કવિની આંખે ઘણું બધું જોવા જેવું છે. પ્રિયકાન્તનાં કાવ્યો આંખ અને કાનના અનુભવની વિદ્યાપીઠના સ્નાતક છે. જ્યાં સુધી બધું ઓગળીને એકાકાર થતું નથી ત્યાં સુધી પ્રિયકાન્ત કવિતા અવતારતા નથી. એમના કાવ્યની થોડીક પંક્તિ પરથી ખ્યાલ આવશે :

જે શબ્દનો અર્થ દૂઝતો નથી
તેને મારા મનમાં મમળાવું છું
જેથી...

પ્રેમ જેવો એ પોચો થાય
કાન જેવો ચમકીલો થાય
આંખ જેવો ઊંડો થાય
રસ્તા જેવો નિખાલસ થાય
અને પશુ જેવો સાચો રહે.

*પ્રિયકાન્ત પરદેશ જઈ આવ્યા, પણ એમની કવિતાને પરદેશીપણાની છાપ નથી લાગી.* એમની પરદેશ-યાત્રાની અનુભવવાણી 'પ્રબલ ગતિ'માં અંકિત થઈ છે. 'પ્રતીક'થી 'પ્રબલ ગતિ' સુધીનાં એમનાં કાવ્યો અને 'પ્રબલ ગતિ' પછીનાં પણ આજ લગીનાં અગ્રંથસ્થ કાવ્યો વિશે સંક્ષેપમાં કહેવું હોય તો કહી શકાય કે પ્રિયકાન્તની કવિતા એટલે 'મોરપીંછનો ભારો.'

કવિતા

હજી થોડાક દિવસ પહેલાં જ અચાનક ટપાલમાં 'કવિતા' માટે એમનાં પાંચ કાવ્યો મળ્યાં. 'કવિતા'નો અંક લગભગ તૈયાર થઈ ગયો હતો પણ પ્રિયકાન્ત જેવા કવિની કવિતા મળતી હોય તો ગમે તેમ કરીને પણ અંકમાં સમાવી લેવી. એટલે એમાંનાં બે કાવ્યો 'કવિતા-૫૩'માં મૂક્યાં ત્યારે ખ્યાલ પણ નહોતો કે એમનાં બાકીનાં ત્રણ કાવ્યોમાંથી એકને આમ છાપવું પડશે :

## પાનખરનો પવન

વૃક્ષને ઝૂલવતો પવન જ પાનખર લઈ આવ્યો
પણ મારી વૃક્ષઘટાનાં કેટલાંય પાન હજી તો લીલાંછમ છે
હા, કોઈક કોઈક ડાળે ડાળે પક્વ પીતવર્ણ થઈ ચૂક્યાં છે
પણ સહુ હજી આ પવન પાગલ નથી થયો ત્યાં સુધી તો
વૃક્ષથી નથી વિચ્છેદાવાનાં
પણ ના
આ એક આકુલવ્યાકુલ પંખી
શી ખબર વૃક્ષમાં શું શોધવા વેગથી ઘૂમી રહ્યું છે ડાળે ડાળે ને
તેની ઝપાટે હજી તો રહેવાનાં હતાં તે પીતવર્ણ
ઢગલો થઈને ધરતી પર ઢળી પડે છે.

માણસને શું મરણ પહેલાં અકળ રીતે કોઈ આગાહી થતી હશે ખરી ? મને તો આ કાવ્ય 'પાનખરનો પવન'માં કોઈક અચાનક મૃત્યુના જ ભણકારા વાગે છે.

૪-૭-૧૯૭૬, ૯-૭-૧૯૮૪

## એ સોળ વરસની છોરી

એ સોળ વરસની છોરી,
સરવરિયેથી જલને ભરતી તોયે એની મટકી રહેતી કોરી
એ૦

ગગનભર્યાં ઘનશ્યામ અષાઢી વાદળ કેરું એ તો અંજન આંજે,
મઘમઘ મ્હેક્યાં ડોલરનાં કૈં ફૂલ સરીખાં ગાલે ખંજન રાજે;
જેની હલકે માયા ઢળકે એવી છાયા ઢાળે નેણ બિલોરી
એ૦

મહી વલોવે રણકે સોનલ કંકણ જેના મલકે મીઠા સૂર,
ગોરાં ગોરાં ચરણે એનાં ઘુઘરિયાળાં રૂપાનાં નૂપુર;
કંઠ સુહાગે સાગરનાં મધુ મોતી રમતાં બાંધ્યાં રેશમ-દોરી
એ૦

એનાં પગલેપગલે પ્રગટે ધરતી ધૂળમાં કંકુની શી રેલ,
એના શ્વાસેશ્વાસે ફૂટે ઘૂમરાતા આ વાયરામાં વેલ;
એના બીડ્યા હોઠ મહીં તો આગ ભરેલો ફાગણ ગાતો હોરી.
એ૦

## કંચુકીબંધ છૂટ્યા ને

કંચુકીબંધ છૂટ્યા ને હટ્યું જ્યાં હીર-ગુંઠન
હૈયાનાં લોચનો જેવાં દીઠાં બે તાહરાં સ્તન.
વૃત્તિઓ પ્રેમની સર્વ કેન્દ્રિત થઇ જ્યાં રહી;
પ્રીતના પક્ષીનો માળો રાતી નીલી નસો મહીં.

અગમ્ય રૂપનાં કિંતુ ત્વચા તો પારદર્શક,
મનનાં લોહને મારાં ચુંબક જેમ કર્ષક.
દીસંત આમ તો જાણે ઘાટીલી નાની ગાગર,
જાણું છું ત્યાં જ છૂપા છે શક્તિના સાત સાગર!

મન્મથ-મેઘ ઘેરાતા કાયના વ્યોમમાં લસે,
તારા ત્યાં સ્તનના જાણે મોરલા ગ્હેકી ઊઠશે!
દીઠું મેં એવું એવું કે ભાવિ ને ગત કાલની
વસંતો ઊર્મિઓ વેરે સાંપ્રતે ત્યાં જ વ્હાલની;

કંચુકીબંધ છૂટ્યા ને-
રહસ્ય - બંધને બાંધ્યો...

## હેમંતની મધરાત

એવા બુઝાયા દીપકો જાણે શમ્યા જ શરાબ્તર
કો માનવીના ખ્યાલ, ઘટતાં ઘેનની ઘેરી અસર;
રે શ્વાસહીણ યંત્રાલયોના રૂંધે ગયા ઉચ્છ્વાસ પણ;
જંપી ગયા રુગ્ણાલયે દર્દી તણા નિશ્વાસ-વ્રણ;

બે હૃદયની એવી એવી ગૂઢ કૈં રે વાત શી
ફૂલનું હૈયું લઇ હેમંતની મધરાત શી
જામી ગઇ; પામી ગઇ સૌ આંખડી નિજનાં સ્વપ્ન
જે શોધતાં દિનને વિશે તો સર્વનાં અતિ ખિન્ન મન !

પંથ પર ચાલ્યું જતું કો માનવી જડતું નથી,
ભૂલથી જાગી ગયેલું બાળ પણ રડતું નથી;
ઊંડાણના અનુરાગથી મૃદુ ઓષ્ઠના ચુંબન સમું
અદૃશ્ય શું જન્મી ગયું કોઇ ગહનતમ વન સમું.
શી અરે કૈં ઓપતી સરોવર સપાટી શાંત છે
જાણે સકલ બસ સ્પષ્ટ છે; હ્યાં ના કશુંયે ભ્રાંત છે.
શાંતિની શી લીનતામાં મીન સૌ લેટી ગયાં,
સંસારનાં સુખદુઃખ પરસ્પર શું અજબ ભેટી રહ્યાં !
આછી રહી કો વાદળી શું વ્યોમ માંહે, ચંદ લૈ,
પોઢી ગઈ; ઉડુની મીંચાઈ આંખડીયે મંદ કૈં,
અંધારને ઓઢી અહો સૌ વૃક્ષ પણ નિસ્તબ્ધ છે;
યોગીજનોના મન સમું જાણે સકલ સંબદ્ધ છે.
પાતળું મલમલ હવાનું મુક્ત પણ ફરકે નહીં,
ને રાત આ ગળતી જતી પણ લાગતું સરકે નહીં.
સંસારની હલચલ બધી શી અંધકારે શાંતરસ,
ટકટક થતી રે ત્યાહરે પણ ચાલતી ઘડિયાળ બસ.

પાલવમાં ઢબૂરી
એ આવી લૈને શિશુ-ફૂલ પ્હેલું,
હૈયું ભર્યું હર્ષથી ઘેલુંઘેલું;
મારીય ના રહે જ તદા સબૂરી,
જોઇ રહું પાલવને હટાવી-
મારો અરે વિગત શૈશવ કાળ લાવી !

### હૃદય

દિનરાતની કાવડ મહીં આ અંધ મારા શ્વાસને,
ઉચ્છ્વાસને -
ભાવિ કેરાં તીર્થ કાજે લૈ જતું કેવું હૃદય
જાણે શ્રવણ -

### પ્રીતિનું દૂધ

ના કોઈએ રે દુગ્ધ મારી પ્રીતિ કેરું મેળવ્યું;
ના કોઈએ અમૃતસમું એને વિશે દધિ ભેળવ્યું;
કલ્પનાઓ રહી ગઈ - એનું થશે નવનીત ને
આનંદમાં સૌ ગોપગોપી એનું ગાશે ગીત - રે
બગડી ગયેલું એ હવે તો શેરી કેરી ચાટમાં ચાલ્યું જશે.
જ્યાં કમનસીબીના અરે કુત્તા બધા લબલબ કરીને ચાટશે.

### ફૉકલેન્ડ રોડને જોતાં

રે સૂર્યમાં માછલીઓ તરી રહી;
ઉલ્કા કશી આ નભથી ખરી અહીં
સમુદ્રને નીર સુપ્રાપ્ય શર્કરા !
હેમંતમાં આંહીં વસંતના ઝરા !
શાં પ્રીતિનાં પ્રેત ? રહસ્ય ભીતિનાં ?
અનંગ ! તારી રતિની સ્થિતિ આ !

## આયુષ્યનું કર્મ

જોઈ લીધું કર્મ મેં આ આયુનું -
કેટલાયે કાળથી,
તાણો લઈને શ્વાસનો
વાણો લઈ ઉચ્છ્વાસનો
ને ફેફસાંની સાળથી
છે વસ્ત્ર વણવું વાયુનું.

## ખીલા

મેદની વીખરાય;
ને આ વૃદ્ધ જેની કાય
તે લોહાર આવી કાષ્ઠના એ ક્રૂસ પાસે
(જે થકી નીતરી રહ્યું રે રક્ત એવું - શુદ્ધ જાણે સૂર્યનું
ને લોચને વિલસે વળી તો ચંદ્રનું માધુર્ય શું !)
જઈ જુએ શું એક શ્વાસે :
મેં મકાનો બાંધવાને જે ઘડ્યા
રે તે ખીલા તો અહીં જડ્યા !

## એક ગાય

ક્યાંકથી
ભૂલી પડી આવે હવા બસ; તૃણ નથી
ચોમેરમાંયે; તપ્ત કણ છે રેતના; તડકો પડ્યો;
ત્યાં કાય તો કેવળ રહી કૃશ હાડકાંનો માળખો
ને એ છતાં એ શ્વાસ લેતી (જેની તો અચરજ થતી)
- હાથમાં આવી ગયેલા મૃત્યુને વાગોળતી !

## શ્રાવણની સાંજનો તડકો

શ્રાવણની સાંજનો તડકો ઢોળાયો મારા ચોકમાં
જાણે હેમનો સોહાયો હાર ગવરી તે ગાયની ડોકમાં

આવ્યા અતિથિ હો દૂરના કો દેશથી એવો સમીર તો ચૂપ,
તોય રે લજાઈને ક્યાંકથી રે આવતાં મંજરીનાં મ્હેક મ્હેક રૂપ;
સૂરને આલાપતી ઘડીઓ ઘેરાય શું વાંસળીને વેહ કોક કોકમાં
- શ્રા૦

આથમણા આભમાં કોઈ જાણે રેલતું અંતરના તેજનો સોહાગ,
વાદળની વેલ્યને ફૂટ્યાં રે ફૂલડાં જાણે અનંગનો બાગ;
રજનીના રંગનો અણસારો આવતો આભના રાતા હિંગળોકમાં
- શ્રા૦

## કેટલીક કડી

કેટલું સ્હેલું અરે જલની લહરને જાગવું
કેટલું બ્હેલું અરે જલની લહરને ભાંગવું



છો ભલે આજે હવે મેં દૃષ્ટિ મારી ખોઈ છે,
અંધારની ને તેજની મેં એક સીમા જોઈ છે.



નાહક બધી આ વેલીઓ રે આસમાને છે પૂગી,
જેનો નશો અમને ચડે તે દ્રાક્ષ તો ક્યાં છે ઊગી ?



ફૂલનો બોજો કદી કો ડાળને હોતો નથી,
જાણીબૂજીને હું હવે આ આંસુને લ્હોતો નથી.



એ તમે માની લીધું કે આ કલમ અટકી જશે,
રોપતાં રોપી દીધી એ ફૂલ લાવી બેસશે.

## સાંઈ

પાઈ પ્યાલી તેં સાંઈ ! અમોને અમલ ચડ્યા ઘનઘેરા,
આ મનનાં ઈંધણ સળગાવ્યાં, નાખ્યા ડુંગર ડેરા - પાઈ૦
આંખ મીંચી અંધારાં બાંધ્યાં, ફૂટી સૂરજ સરવાણી,
એક આસને બેસી સફરી અરબી ઘોડી પલાણી,
કુરનિસ કરતાં ઝૂક્યા હજૂરે કૈંક નવાબ નમેરા. - પાઈ૦

નામ રહ્યું ના, ધામ ગયું, ને કોણ જોરુ ને છોરુ ?
જીતી બાજી આ છેલ્લીવેલી જ્યાં નિજનું મૂક્યું મ્હોરું;
ઊડે અમારાં જુલ્ફાં પાગલ જાણે મોજી બટેરા. - પાઈ૦

ઈલમની લકડી દીધી સાંઈ ! ધૂળમાં નાવ ચલાવી;
અલકમલકની આંખો જુએ કાઠની ગાય દુઝાવી;
પરકમ્મા કરતાં તુજ સાંઈ ! છૂટી ગયા ભવફેરા. - પાઈ૦

## કૃષ્ણ-રાધા

આ નભ ઝૂક્યું તે કાનજી
ને ચાંદની તે રાધા રે,
આ સરવર જલ તે કાનજી
ને પોયણી તે રાધા રે,
આ બાગ ખીલ્યો તે કાનજી
ને લ્હેરી જતી તે રાધા રે,
આ પરવત શિખર કાનજી
ને કેડી ચડે તે રાધા રે,
આ ચાલ્યાં ચરણ તે કાનજી
ને પગલી પડે તે રાધા રે,
આ કેશ ગૂંથ્યા તે કાનજી
ને સેંથી પૂરી તે રાધા રે,
આ દીપ જલે તે કાનજી
ને આરતી તે રાધા રે,
આ લોચન મારાં કાનજી
ને નજરું જુએ તે રાધા રે !

## એક આ ઈંડું

એક આ ઈંડું પડ્યું,
કોણે મૂક્યું ? એ પંખી તો નવ કોઈને હજીયે જડ્યું;
(વ્હે રહ્યો શો કાળ આ) નવ કોઈ ફાવે
ભેદ એનો પામવા, રે તો પછી ભીતર તહીં
જે હો ભર્યું (આપણી અધીરાઈની ઉષ્મા કંઈ ઓછી નહીં)
બસ તો હવે એ બ્હાર આવે.

## ચિત્ર અને શિલ્પ

નિહાળ્યો જેહને છે ના, તેનું રે ચિત્ર દોરવું!
મારે આ વાયુની માંહે કોનું રે શિલ્પ કોરવું ?

## શબ્દ હે

શબ્દ હે ! વિલુપ્ત મૌનની તું શેષ ધૂળ.
રે રહસ્યનું ખીલેલ અર્ધ-ફૂલ,
ઓસબિન્દુમાં ડૂબેલ સૂર્ય શાંત,
ને કદી સુરા પીધેલ ચંદ્ર ભ્રાંત;
સુહાવતી તને મયૂર-પિચ્છની છટા,
છતાંય સાથમાં ભર્યા શું વ્યાઘ્ર-ચર્મના ચટાપટા,
ભરેલ જિંદગી જલે અનંત કૂપ તું,
છતાંય નિત્યનું જ શૂન્યનું સ્વરૂપ તું !

## ચાલતાં ચાલતાં

શ્હેરનો રાત્રિનો માર્ગ વિચારોથી ભર્યો ભર્યો,
તેજીલા વીજદીવાની વચ્ચેથી હું વહ્યો જતો.
ઓચિંતા નીરખું મારી છાયા શી સરકી જતી
વેગીલી આવતાં કાર દોડતી તીક્ષ્ણ દષ્ટિએ,
ચાંપેલી ચરણે મારી છાયા શી સરકી જતી;
સામેથી આવતાં અન્ય વળી ત્યાં કોઈ વાહન
ઘૂમતી શીઘ્ર તો એવી મકાને કો ચડી જતી,

પથના દીપના તેજે ઢોળાયાં જલના સમી;
ઘડીક ઠીંગણું રૂપ લાવતી તો પ્રમાણમાં,
ઓચિંતી વધતી કિંતુ લાંબા કો સળિયા સમી;
એકકી સાથે ધરે રૂપ ત્રણ કે ચારથી વધુ,
મુખ્યત્વે આકૃતિ માત્ર, ઇન્દ્રિયોનું કશું નહીં;
પુલપે ચાલતો તોયે નદીના પટમાં વહે,
તીરનાં વૃક્ષનાં પર્ણો ચોંટીને ઉપરે ચડે;
ઓચિંતી વ્યોમથી વર્ષા પાણી તો પગથી લગી
જલનાં બિંદુ બિંદુએ આવી તો ગેલમાં જતી,
થંભું હું ક્યાંક તો કેવી જાવાને તડપી રહે
વ્હેતા એ વ્હેણની સાથે મૂકીને મુજને પૂંઠે !
દૃષ્ટિએ મેળવી જેની સાથે ના ક્ષણ એક તે
અજાણી નારીના આછા સાળુમાં જઈને રમે,
આખાયે પથને રોકે એટલી પુષ્ટ થાય એ;
ક્ષણનું સઘળું રૂપ, ક્ષણમાં લુપ્ત થાય, ત્યાં
વિરૂપ રૂપનો પ્રશ્ન ? અન્ય સાથે ભળી જવું,
આધીન સર્વ સંજોગે વાંકાચૂકા વળી જવું;
ભરાતી સર્વ આંટામાં ગાડીના મંદ ચક્રમાં
ચાલતાં રહેંટનું દૃશ્ય દૃષ્ટિ સામે ચતું ખડું,
લક્ષ્યને પ્હોંચતાં પહેલાં મારી તે મોર પ્હોંચતી
અંધારા કોક ખૂણામાં ટેખાતી ગેબ એ થતી.
જૂજવાં જૂજવાં રૂપ પેખ્યાંથી ક્લાન્ત હું હવે
લોચનો મીંચીને થંભું સર્વ ત્યાં એકઠાં થતાં,
અજાણ્યા ધૂંધળા આછા ઘેરા અંધાર રૂપમાં;
ફરીને લોચનો ખોલું, નીરખું હું નહીં નવું,
અનંત જૂજવાં રૂપે એ જ હું એ જ હું લહું.
છાયાના રૂપમાં આ તો મારાં સૌ ચિત્ર ચાલતાં,
ચાલતાં ચાલતાં જોયું મારું મેં ચલચિત્ર આ.

## નક્કી અહીં આ હું રહું છું ?

નક્કી અહીં આ હું રહું છું ?
નક્કી અહીં હા, હું રહું છું.
આ જ સરનામે મને મળતા બધા પત્રો,
ભોંયતળિયે, છેક નીચે,
પોસ્ટના પરબીડિયાના જેટલી તો છે જગા;
ને ઉપરની કોક નાની ટિકિટ સરખી એક બારી,
એ થકી સૂર્યે કદી જોકે મને જોયો નથી,
એ થકી ના ચંદ્રને મેં યે વળી જોયો કદી;
એ બારી તો
અહીં તહીં બધે ઉપર નીચે વાંકાચૂકા
રહેતા પડોશીના બજંતા રેડિયોની રેકર્ડોને ચાલવાનો માર્ગ,
એ જ બારી પાસ વીત્યાં
આજ પ્હેલાંનાં બરાબર વર્ષ મારાં વીસ ઝૂલે,
ઝાંખી છબીમાં વર્ષ મારાં વીસ ઝૂલે,
એમાં રહેલી આંખ જુએ
કે અહો શું આજ મારું રાચવાનું ?
રાચરચીલું ?
ચાલીસ લગ પથરાયેલી આ જિંદગી...
આજ ઊઠતાંવેંત હું તે ક્યાં વિચારોમાં વહું છું ?
દિવસ જન્મ્યો ને છતાં ના દર્પણે દેખાઉં હું,
દિવસ રાતે એનું એ છે તેજ   હ્યાં તો !
સ્વિચમાં સઘળું સમાયું,
સ્હેજ કટ–
કેવું પલકમાં તો બધું પ્રગટી ગયું !
પ્હેલાં પ્રથમ મુજને વિહંગો બહુ ગમે,
કેટલાં વર્ષો પરે મેં એ વસાવ્યાં,
આ પડ્યાં ટેબલ ઉપર
જેનું નહીં પીંછુંય તો ફરક્યું કદી તે રંગહીન રૂનાં કબૂતર.
ને કોણ એવું માનવી કે ફૂલ જેને ના ગમે ?

કવિતા

પીલ્યાં ન તે કરમાય ક્યાંથી ફૂલદાનીમાં ?
એની તૂટે ના દાંડલી, એ કાગદી,
કઈ રીત એ કુંતલ ભરાવું કોઈને ?
એની નજીક બે ગાય નાની ધાતુની
જાત્રા વિષે માને ગમી ગઈ એ હતી.

કોને સ્મરણ સ્તન્યપાનનું ?
ને મેં કદી ચાખી અલગ તો દૂધને પીધું નહીં !
ત્યાં કૃષ્ણ કરતા સ્મિત, વેજિટેબલ કંપની કેલેન્ડરે,
ત્યારે મને પણ આવતું હસવું;
શિવ-તાંડવ-નૃત્ય ચાલે આશ્રયે ડ્રગ સિન્ડિકેટ ઉપક્રમે !
છાજલી ભરચક ભરેલી,
રાયતાં, કેરી, અથાણાં,
આડુંઅવળું કેટલું બીજું બધું,
થોડી દવાની શીશીઓ,
એકાદ બે ખાલી પડ્યાં ઈન્જેક્શનો,
ને બ્લેડ ઝાઝી વારની વપરાયલી;
ત્યાં પધારી આસપાસે 'ચિત્રલેખા'
બીજગુપ્તે જે ચહી, ને મેં નહીં;
ગીતા સમશ્લોકી,

આવ્યું બધું જેની મહીં તે સાંજનું છાપું,
અહીં શું નથી ? પણ શાં સ્વરૂપે !
ત્યાં જ પડતી બૂમ ચાની,
હું પેન શોધું-
ધર્મપત્નીને બધું બસ ગોઠવી દેવું-
'તૈયાર હું.'
તો એ કહે, 'તૈયાર હું,

આજ વ્હેલું છે અમારે બાલમંદિર
શનિવારનું !'
બાલમંદિર ? આપણું એકે નહીં જેની મહીં !

'આ લ્યો તમારી પેન.'
પેન -
મારે હરઘડી એનું પડે છે કામ -
હું જન્મ-મૃત્યુ નોંધપોથી રાખતો.

## વિભ્રમે

સ્હેજ પશ્ચિમ પ્રતિ સૂર્ય ઢળતો જતો,
તેમ તો પ્રખર મધ્યાહ્નની અસર વધતી રહી;
આભ નીરખાય ના, ભય મને અગ્નિથી ઓગળ્યું હોય તો ના નહીં !
તેની નીચે તપી
એક સરખી બધી રેતમાં ચાલતો
દૂરના લક્ષ્ય કાજે રહ્યો હું ધપી,
ત્યાં અરે વેગમાં વહી રહ્યાં માહરા શ્વાસ ઉચ્છ્વાસનાં સ્પંદનો-
જે થકી ઉદ્‌ભવે કલ્પના, ઝંખતી વાયુઆંદોલનો;
વાયુથી વિહગમાં, વિહગથી તરુવરે,
સરિતમાં જઈ પછી ડૂબતી સાગરે,
જેહની લકીર પણ આંહીં લ્હેરાય ના.
ના મને લભ્ય થાતી કશી છાંય ત્યાં,
વ્યથિત હું વિભ્રમે વહી જઉં,
મારી છાયા પડી એ જ ઓઢી લઉં !

## અશ્વ

વ્હેલી પરોઢેથી મચ્યો આષાઢનો વરસાદ,
ને આછી ઘણી છે આવજા રસ્તા ઉપર,
હું હોટલે ચાની હૂંફાળી બાષ્પને ચાહી રહું જ્યાં રોકવા
ત્યાં સ્ટૅન્ડ પર એકલ નિહાળું કોક ગાડી એકધારી
ક્યારની છટી રહી,
ને એટલાં પલળેલ પેખું ચર્મના એ દાબડા
ઘેરા બન્યા અંધાર જેવા અશ્વની આંખો ઉપર
કે વ્યોમથી પડતું હજી પાણી હવે પાછું પડે,
શોષાય ના;
પ્રશ સમી કાપેલ એની કેશવાળીની મહીં તો કેટલું રહે ?
ધોધ જે પાણી પડ્યું એમાં ઘણું તો વહી ગયું
એ ઠીક,
નહીં તો ક્યારનો ડૂબી ગયો એ હોત !
ને એય પણ કંઈ ઠીક જેવું થાત.
ને હજુ ઉપરાઉપર વરસી રહ્યાં આ વાદળાં,
લિસ્સી રુવાંટીની પડી લસરી રહ્યાં,
થોડાંક પણ એવાં ભરાયાં કાંધ પરના ભારમાં, સામાનમાં,
ને એટલે ચારે તરફ વ્યાપી વળ્યા આ શીતમાં
અકડઈ ગયેલું પુચ્છ, આખી કાય,
શું એકાદ ક્ષણ બસ અગ્નિની જ્વાળા સમું ફૂટી ઊઠે;
નીચી નમેલી ડોક એવા એક ઊંડા કંપથી
ઊંચી થઈ ને શીઘ્ર પાછી એ ક્ષણે નીચી પડી,
અંગ આખાની મહીં વ્યાપી વળી લાચાર ત્યારે
અશ્વની શું યે વિમાસણ –
સૂર્યનો રથ જે વહે એ સપ્તમાંથી એક પોતે
ક્યાંથી અહીં આવી પડ્યો ?

## એ એટલી ઠંડી હતી

એ એટલી ઠંડી હતી મધરાતની,
પડખું ફરું ત્યાં તો પથારીની ઠરેલી કોર અડતાં
જાગી જતાં હું જોઉં
પડદો ફફડતો,
બારી રહેલી અધખૂલી,
થોડી ઉઘાડી એ વધારે જોશથી જ્યાં બંધ કરવા જાઉં
ત્યાં -
મુજને નિહાળી આટલા સૂમસામ સૂતા શ્હેરમાંથી
કેટલા પ્રહરો થકી તે
કોઈનીયે રાહ જોતો
આભના થોડાક કટકાની ઉપર
ઠૂંઠવઈ ગયેલો ચંદ્ર ઊઠ્યો,
ચાલતો, થથરી રહ્યો, મારી ભણી:
'થોડી જગા ઘરમાં તમારા હોય જો-
આજની આ રાત મારાથી હવે
ઝાઝી કઢાશે ના અહીં !'
હું આ બધું સમજ્યો ન સમજ્યો ત્યાં ત્વરામાં
ઊંઘમાં શા જોશમાં કે કોણ જાણે કેમ-
બારી બરાબર બંધ થઈ ગઈ.

## હાથી

અચિંત ક્યાંથી
અહીં આમ હાથી ?
તે વૃદ્ધ
કો પર્વતના સરીખો !
વહ્યું જતું ક્યાં વટવૃક્ષ ઝૂલતું ?
રિક્ષા અને મોટરની વચે વચે
સરી જતી સાઈકલથી લપાઈ
પોચા પડ્યા ડામરપંથની પરે
સુકાયલા કોઈક હાડકા શી
ચૂના સમી આ ઊડતી બપોરમાં
ધીરે રહીને પગલું શું પોચું
ધરે ?
હવામાં દ્વય દંતશૂલે
છિદ્રો પડે, આંખ અતીવ ઝીણી
મકાન ને માણસની છબીને
ઝીલે,
અધી ઉઘાડી વળી બંધ એટલી
દુકાન દાકે ખસ દટ્ટી સુકકી,
નિરાંતથી લેમન લોક પીતાં
હોટેલમાં ને ભણતાં સમે આ
નિશાળમાં તો સહુ છોકરાંઓ;
સિગારના ધૂમ્ર સમો વહી ગયો.

## તમે ગાંધીજીને જોયા હતા ?

એકદમ જ્યાં સાવ નાના ભાઈએ પૂછ્યું,
'તમે ગાંધીજીને જોયા હતા ?'
ત્યાં હું અચિંતો ને સહજ બોલી ગયો કે 'હા'
અને એ ઓશિયાળી આંખથી જોઈ રહ્યો મુજને
અને બબડી ગયો -
'ત્યારે અમે તો હીંચતા'તા ઘોડિયામાં
પેન-પાટી લૈ હજુ તો એકડાને ઘૂંટતા'તા રે અમે !
હું હવે કોને કહું કે 'ના તમે,
એ તો અમે ?'

## જાળવું

ઝાઝી તને હું જાળવું
પણ તે હવે કેવી રીતે ?
કોઈ પતિયાના સમો
જેના ખવાયા બેઉ હાથે
ના રહી એકેય છે તો આંગળી
ખાલી હથેળીની મહીં
- વ્રણમાં વળી ગઈ ભાગ્યરેખા -
આવી પડેલી કીમતી કો ચીજને
રે મુઠ્ઠી વાળી રાખવા હું તો મથું,
ઝાઝી તને હું જાળવું,
પણ તે હવે...

## અશબ્દ રાત્રિમાં

મટુકીને
જાણ કશી ન થાય
સૂતેલ એવા જલને જગાડ્યું,
બીતાં બીતાં મેં :
જરી થોડું પીધું,
પીધા પછી પાત્ર વિષે વધ્યું તે
ઢોળી દીધું મધ્ય અશબ્દ રાત્રિમાં;
મજલેથી નીજે
તે તો વહ્યું છેક જતાં જતાં તળે
ધીરે ધીરે પાઈપમાં લપાયલી
હેમંતની શીતલ શાંતિના સ્વરો
જગાડતું
જંપી ગયું ક્ષણોમાં.

## નદી કાંઠે હાથ

ઘાટનાં લાંબાં પગથિયે લોક
સૂતા દેહ પર ઓઢાડતાં
ધોળું કશું તે વસ્ત્ર,
ત્યાં તો ખૂલતાં પાછાં ચરણ, પાણી મહીં ડુબાયલાં
કે કોઈએ સરખું કર્યું જ્યાં વસ્ત્ર પાછું
કે પવન ત્યાં જલ ભરેલો હાથ લાવ્યો બ્હાર
તે પાંચ એની આંગળીથી સૂર્ય પીતો
ઝંખતો, ઊંચે જતી જ્વાળા સમો
જાણે હજીય કોઈ જો ખેંચી લિયે આ હાથ...

## આપણ

જેમાં વસ્યા તેની બરાબર
પથ્થરોનાં બસ્ મકાનો,
એ મહીં એવાં અચલ
કે આંકડા ઘડિયાળના;
ક્યારે ગમી છે ખુરશી છોડી જવી ?
ને છતાં શી કાર્યવાહી ?
મેજ પરની ફાઈલો તો નિત્ય વધતા કેશ જેવી,
કેશને સંખ્યા કશી –
ઓહ ! કોકનો છે ફોન ? ક્યાંથી વાગતો ?
વિક્ષેપ છાપું વાંચતાં,
સારાય જગની સંવેદના તૂટી જતી,
જે આમ તો ચાના ગરમ પ્યાલા પછી પીગળી જતી;
ને નિત્યનાં છાપાં મહીં તો શું રહ્યું ?
કંપોઝ એનું એ જ,
કો લિફ્ટ ઊંચેથી નહીં નીચે ગઈ
ત્યાં યુદ્ધ સૂતું જાગતું,
આજે રિહર્સલ થાય જો અણુબૉમ્બનું દરિયા વિષે,
તો કાલ નાટક ખાનગી;
દરિયા વિષે તો માત્ર થોડાં મત્સ્ય મરશે,
મૃદુ જીવ જેવું કૈંક છે આ વિશ્વમાં
એવું હજીયે આપણે જોયું નહીં,
સૂક્ષ્મદર્શક કાચનું એમાં કશુંયે કામ ના !
છાપા મહીં તો અન્ય એવું કેટલુંયે,
શબ્દના તે શા હિસાબો ?
શબ્દ ?
કો શબ્દના અક્ષર સમા સૌ આપણે કેવા નિકટ !
અર્થ કિંતુ એક ના એનો થતો !
મારા તમારામાં કશોયે ભેદ ના,
કોક છાપાની હજારો પ્રત સમા સૌ આપણે.

## સંયોગ

હું સ્નિગ્ધમાં સરકતો...
નભને અડી જતો
બે વ્યોમ ત્યાં તો લળતાં લગોલગ
ભરાયલાં જે પયનર ભવિષ્યથી
ઘેરાયલાં લોચન અંધ, ઊઘડે
અંધારનું મંદિર, સ્પર્શ-સ્પર્શની
જ્યાં જ્યોત જાગે શર જેવી તીક્ષ્ણ
ફેલાયલા પવનથી ધ્રૂજતી અડી જતી
અંધારનું કાજળ ઘટ્ટ પાડતી
આ માંસ-માયા લઘુ અસ્થિ છાઈ
સર્વત્ર જે ગોરસ-સ્વાદ વ્યાપી
ત્યાં નાકમાં નાક-વિહંગ ગેલતાં
ને હોઠમાં હોઠ પ્રવેશી જતાં
કો ગ્રીષ્મના રિક્ત તળાવની તૃષા
ઝઝૂમતો કુંતલ ધોધ છૂટ્યો
ભીંજાઈ રહેતો, જલના પ્રવાહશો
વેગેભર્યું ઝરણ ત્યાં મુજ રક્તનું ક્યાં
પામી જવા શિખર કોઈ અજાણ શૈલનું
ઊંચે ચડે ધસમસ્યું, અણીદાર શીર્ષે
પ્હોંચ્યું અને...
ત્યાં તો પડ્યા તારક છિન્નભિન્ન
અંધારઘેર્યા લઘુ ઓરડામાં...
– વેરણિયા સુદીર્ઘ
વ્હેરી રહ્યા ને થઇ એક, ભિન્ન
બે ભાગમાં ઢળી પડ્યું, કહી એક, બીજું
આવું વળી અવશ ક્યાં...
અંધાર કંપી ઢળી નીંદમાં પડ્યો !

## ક્યાં ?

ક્યાં નદી, ક્યાં સરોવર અને અબ્ધિ ક્યાં ?
ક્યાં છજું દાદરા ત્રણ ચડ્યું –
દૂધ-દેખાવની તાજી ચૂનેભરી થાંભલી,
પાસમાં લટકતી વિહગની જલકૂંડી
વ્યોમ ક્યાં ? સૂર્ય ક્યાં ?
તીવ્ર મધ્યાહ્નથી સસડતું
વાહનોથી નર્યું ખખડતું નગર ક્યાં ?
ક્યાં તહીં, કૂંડીના જલ થકી થાંભલીની પરે,
જલ અને પવન ને તેજ ને છાંયની મિશ્રશી
માછલી
ખેલતી ગેલતી સળવળે !

## લાવણ્ય-બાળા

– જલને અરીસે
લાવણ્ય-બાળા તરતી તરંગે,
પાળી પરે બેસી ઘડીક, ત્યાં પછી
સૂઝ્યું કશું તે ચરણો ઝબોળી
ઉછાળતી નીર – ઠરેલ શીતને
ઉડાડતી ઠેસ લગાવી કુમળી
મચી પડ્યાં બે ચરણોય હોડ ના
જાણે લગાવી, હૃદયમાંથી કોણ
આવેગવંતું જલને કરે વધુ !
ને એટલામાં (જલ તો તૂફાની
પહેલેથી છે તો) પવને ટપાર્યું,
ચગ્યું વળી એય સ્વયં પ્રમોદતું...
ડહોળાયલું રૂપ જરીક દૂરથી
જોઈ રહ્યું કોઈ વિહંગ ડાળથી !

કવિના

## ક્યારેય તો -

ન્હીસલ - આંચકામાં
ગાડી તણાઈ, બહુ હાથ બોલતા
જુદી જુદી આંગળીએ અધૂરા
વિદાય-શબ્દો;
સંબંધ-ધારા ગતિમાં વહી જતી
ડબ્બા ખસે ઝડપથી...
હું મિત્રને લોચનમાં ઝુલાવું
ઊભો રહીને ફરકાવી હાથ
ચરણો ખસ્યાં ના...
ડબ્બા ધસે ઝડપથી બહુ વેગ લેતા
ગાડી હજી અર્ધ-વિશાળ સ્ટેશને,
                    પાછળ કોઈ ડબ્બે -
અઢેલીને કોઈ અજાણ કાયા
ત્યાં બારણે હજી ઊભી...
ક્યારેય તો નહીં મળ્યાં તદપિ વિદાય...

## ફૂલ

ફૂલનો પવન લોચન, મારે વાયો,
આકાશ ભરાય એટલી સુગંધ લાવ્યો.
કોઈ તરુ ના, કોઈ ના ડાળી કોઈ ના ડાળખી, પાન;
ફૂલનો ફુવાર એટલો ફૂટે જેમ કવિનાં ગાન :
ફૂલનો સૂરજ હૃદયે વાવ્યો, ફૂલનો વળી છાંયડો છાયો.
ફૂલની નદી, ફૂલનું તળાવ, ફૂલનું નાનું ગામ,
ફૂલનો દીવો, ફૂલહિંડોળો, ફૂલમાં ફોર્યાં રામ;
કાળને સાગર જાત ડૂબી ત્યાં તરતાં ફૂલથી ફાવ્યો,
ફૂલનો પવન લોચન મારે વાયો.

## ગાલ્લું

ઊભાં છાનાં ઝાડ :
અંધકારના ઊંચા-નીચા ઙ્હાડ,
ઉપર અળગો તારક-દરિયો ડ્હોળો,
ખાંસી ચડેલી વૃદ્ધ કાયનું વળ્યું કોકડું -
ચંદ્ર પડ્યો શું મોળો !
ભાતભાતના ભગ્ન વિચારો મુજમાંથી બહુ જાય વછૂટી
વાદળરૂપે હાર એની તે હજી ન તૂટી !
પવન પંખીશો : કિન્તુ કાપી ઙ્હોળી કોણે પાંખ ?
એક પછી એક હજી અધિકી ઉજાગરામાં ઊગતી મારે
આંખ !
દૂર ઘંટના થાય ટકોરા : વાગ્યા ત્રણ કે ચાર
એક નાનકી ઠેસ ખાઈને કાળ પસાર,
ચોકીદારની લાકડીઓનાં લથડે-ખખડે પગલાં
લાલટેનને હવે બગાસાં ઢગલાં;
ઠર્યા દીવાની વાટ સરીખા ચીલા ટાઢા રામ,
ભવિષ્યનો શું ભાર લઈને -
પરોઢ કેરું ગાલ્લું આવ્યું ગામ ?

## એકાદ જો

એકાદ જો
વિહંગની ચાંચ જેવી
પંક્તિ મને ફૂટી જાય,
પછી તો ચૂગી લઉં
વેરાયેલા અહીંતહીં
શબ્દના કણકણ !

# વ્હાણું

પ્હેલાં તે જાગ્યું આભલું ને પછીથી જાગી ભોમ;
પ્હેલાં તે જાગ્યા ભાણજી ને પછીથી સૂતો સોમ.

પ્હેલાં તે જાગ્યા દેવતા ને પછીથી જાગ્યા લોક;
પ્હેલાં તે જાગી શેરીઓ ને પછીથી જાગ્યા ચોક.

પ્હેલાં તે જાગ્યાં સોવરો ને પછીથી જાગ્યાં મીન;
પ્હેલાં તે જાગ્યા ડુંગરા ને પછીથી જાગી ખીણ.

પ્હેલાં તે જાગ્યો પીપળો ને પછીથી જાગ્યાં પાન;
પ્હેલાં તે જાગ્યાં ખેતરો ને પછીથી જાગ્યાં ધાન.

પ્હેલાં તે જાગી પનિહારી ને પછીથી જાગ્યો પંથ;
પ્હેલાં તે જાગ્યા પંડિતજી ને પછીથી જાગ્યા ગ્રંથ.

પ્હેલાં તે જાગ્યો વાયરો ને પછીથી જાગ્યાં ફૂલ;
પ્હેલાં તે જાગ્યાં ફૂલડાં ને પછીથી જાગી શૂલ.

પ્હેલાં તે જાગ્યા રાફડા ને પછીથી જાગ્યા નાગ;
પ્હેલાં તે જાગી વાંસળી ને પછીથી જાગ્યા રાગ.

પ્હેલાં તે જાગી ગાવડી ને પછીથી દૂધની ધાર;
પ્હેલાં તે જાગી ગોરસી ને પછી વલોણાં વાર.

પ્હેલાં તે જાગ્યા કાનજી ને પછી જશોદા માય;
પ્હેલાં તે જાગ્યાં પ્રભાતિયાં ને પછીથી વ્હાણું વાય.

# અગાસીમાં આંટા -

અગાસીમાં આંટા : ચરણ ફરકે પર્ણ સરખાં,
બધે ફેલાયેલું નભ નયનમાં આવી અટકે
તળેથી ફૂટે છે રવ કિચૂડનો ખાટ ખટકે
પડોશીના બાગે શિશુક રમતાં અન્યની સહ !
રજાઓ લંબાવી 'તન સબલ ના' વૈદ્ય કલમે
અકાર્યે ડૂબેલું દરદ વિકસ્યું ચિત્તનું નવું.
કર્યું શું કર્મોમાં - જીવનભરનો પ્રશ્ન ઊછળે,
પડેલી થપ્પીશા દિવસ સઘળા ત્યાં સળવળે,
કચેરીમાં વીત્યાં, સહી કરી કરી નામ જ ઘસ્યું !
તિજોરીના જેવો ચરણ વિણ હું એક જ સ્થળે
રહ્યો બેઠો, થોડી ખપ-જરૂરની બંધ-ઊઘડ
ઘણું ફેલાયેલું જગત-જલ-ના હોડી સરખો
વહેતો ચાલ્યો ક્યાં... ?
... સાંજ ઢળતાં
ઘરે જ્યાં આવું ત્યાં દિવસ ઊગતો કૉફી-કપમાં,
નિશાળેથી આવ્યાં-નીરખું-સરખાં એક વયનાં
હવે તો લાગે છે...
ક્ષણ સુખી
છતાં પેલો પાછો જીવનભરનો પ્રશ્ન પજવે
કર્યું શું કર્મોમાં ? -
તળેટીમાં બેઠો-પણ નીરખું તો શૈલ જ નહીં !

## ભરતી

આ દરિયાની ભરતી !
ક્યાં લઈ ચાલી નાવ તે મારી કાંઠે કાંઠે તરતી !
આ દરિયાની ભરતી !

છેક તળેથી લઈને મુજને ઊંચા શિખર-મિનારે,
ને ક્ષણમાં તો ખીણ ધકેલે આ શું પારાવારે;
પુરબહારમાં જુવતી કોઈ જોબનમાં તરવરતી !
આ દરિયાની ભરતી !

એ છવરાતી આભ લગી તો અષાઢ-અભ્રો થથરે,
ત્યાંનું જલ લઈ લેવા જાણે ઊછળે લહરે લહરે;
હાકછાકશો એનો પ્રગટતાં દામિની પણ ડરતી !
આ દરિયાની ભરતી !

નહીં તેગ ને નહીં કટારી અણુ અણુ તોયે ઘાવ,
પલ પલમાં પલટાતા એના અવળાસવળા દાવ;
ઘોર કાનને નાગણ કાળી ઝેર ભરી કંઈ ઝરતી !
આ દરિયાની ભરતી !

## વનમાળા

વરસી ગયા વાદળમાં વનમાળી
કહીં હવે પણ ઉરને, નભને ભરતી સૂરત કાળી !
વરસી ગયા વાદળમાં વનમાળી !
જેઠ લગી તો જલી રહી'તી કશુંય ન્હોતું કહેણ,
અચિંત આવ્યા નવ નીરખ્યા મેં ભરીભરીને નેણ;
રોમ રોમ પર વરસી-પરશી બિન્દુ બિન્દુએ બાળી !
વરસી ગયા વાદળમાં વનમાળી !
તમ ધરામાં જે શોષાયું જહીં સરોવર-કૂપ,
જલધારામાં વહી ગયું એ ઉરને ગમતું રૂપ;
શૂન્ય હતું ને શૂન્ય રહ્યું એ નભને રહે હું ન્યાળી !
રે વરસી ગયા વાદળમાં વનમાળી !

## લાવ થોડી વાર

લાવ થોડી વાર
લીલા ઘાસના આકાશ પર બેસું.
પર્ણમાં પથરાયલાં
વૃક્ષ-ઝરણાંને અઢેલું.
પવનની કો પાતળી
મૃદુ ડાળ
તેને ટપારું.
નગરમાં તો લક્ષ રહેતાં લોક પૂરાં બાર,
તેના લક્ષ ચોવીસ હાથ,
કંઈ ને કંઈ કરતા ભલે.
હું તો ઘડીભર-બે ઘડી અહીંયાં જ તો
બેસું.
સર્વથી – મારા થકીયે થઈ વિખૂટો
અળગાપણાની મોકળાશે કોણ જાણે કેટલો લેટું !

## બુદ્ધનું ભિક્ષાપાત્ર

છેક કેલેંડરમહીં આવી ગયા ઓ બુદ્ધ !
દાર્જિલિંગ કે નીલગિરિની એ ડસ્ટ ચાની મ્હેકતી જાહેર ખબરે,
કેટલાં વર્ષો વીંધીને 'આજ'માં આવી ગયા,
દિન ઉપર દિન તારીખના ફાટી રહ્યા –
તોયે ઊભા એવા અચળ તો આપ
– દઢ કાયના પ્રતિમા સ્વરૂપે –
– હાથમાં સાહી અરે પણ પાત્ર તો ભિક્ષાતણું બસ સાવ ખાલી...
એવા અચળ તો આપ જાણે
વિશ્વની છેલ્લી ક્ષણે પણ ત્યાં હશો...
વિશ્વની છેલ્લી ક્ષણે પણ ત્યાં હશો
એની પ્રતીતિ કાજ કે દગ્ધ આ સંસારનો ઉપચાર કેવળ પ્રેમ
સર્વ દુ:ખોની દવા બસ એક કેવળ પ્રેમ
એ ઉપચાર અંતે જો કંઈ રહેને વેદના આ વિશ્વમાં
તો-તો પછી આપો મને આ પાત્રમાં.

## વાડનાં ફૂલ

આંગણાની આડ
મેંદીની વાડમાં
લોઢાના તારના અણિયાળા કાંટામાં
હું એક ફૂલ ઊઘડી ગયું છું.
કોઈને અંદર ન આવવા દેવાનું કામ
કદી ફૂલ કરી શકે ?
અમે જ બહાર આવતા રહ્યા તો !
કંઈકથી બહાર નીકળી જવું એ તો
અદૃશ્ય મનનાં પગલાં છે.

જે થોડો સમય હું ને મારા મિત્રો
અહીં રહીશું ત્યાં સુધી વાડને હસશું,
એમ સમજોને અમે હાસ્યનાં જ ફૂલો છીએ
કોઈ વિહંગને
આકાશે અલોપ કરી દીધું કદી જાણ્યું નથી
તો અમારે દુઃખ શેનું ?
ને હજી
અમને પોતાને તો ખરી જવાનો કોઈ અનુભવ નથી.

## રસો વૈ સઃ

પ્રથમ પાણીમાં તરે પાંદડું નથી વડ નથી વડવાઈ
નહિ સૂર્ય ને નહિ ચન્દ્ર ત્યાં નથી નથી તારા નથી ડુંગરાખાઈ.
ચાર દિશાએ છલક છલક જલ પર્ણ પરે મૃદુ ગોરું
રમ્ય રૂપ શૈશવનું રમતું વણભીંજાયું કોરું.
નહિ પિતા ને નહિ માત ત્યાં નહિ બંધુ નહિ બ્હેન
ટગર ટગર આકાશ પેખતાં નાજુક નમણાં નેન.
વ્હાલાનો શો વળાંક વર્ણવું પગનો અંગૂઠો ધાવે
રસનો સ્વામી રસ નિર્ઝરતો અનંતમાંથી અનંત આવે !

## એકકેય એવું ફૂલ

એકકેય એવું ફૂલ ખીલ્યું છે નહીં
કે જે મને હો ના ગમ્યું !
જેટલાં જોયાં મને તો એ બધાં એવાં જચ્યાં
કે જે નથી જોયાં થતું – ક્યારે હવે હું જોઉં...
એમાંય તે આજે વસન્ત
મબલક ફૂલોના ભારથી ડૂબું ડૂબું નૈયા લઈને નાંગરી
આછા શિશિરના તટ ઉપર
ત્યાં
હું જ ડૂબી જાઉં છું
હું ભાનમાં બોલી રહ્યો બેહોશ છું
હું ફૂલ પી એવાં ગયો છું ગટગટાવી
આંખમાં એની અસર એવી થતી
જેની સુગંધે જગત આ આખું શ્વસે
તે સૂર્ય મુજને તાતો ખીલેલો લાગતો,
ઓટ–ભરતીમાં ઊછળતા માત્ર પાણીનાં
અરે બહુ પર્ણમાં
સાગર ખીલેલો લાગતો
પર્વતો પાષાણના કેવા ઠરેલા
તે પણ ખીલેલા લાગતા
એક સરખું ચોતરફ ફેલાયલું આ આભ પણ
મુજને ખીલેલું લાગતું.
ભમરા સમો ભમતો પવન ને ભમરા સ્વયં
મુજને ખીલેલા લાગતા,
હું આ બધું શું અરે બોલી ગયો
ફૂલથી કે ભૂલથી ?
જે કંઈ ખીલ્યા તે શબ્દ મારા –
અહીંતહીં બધે વેરાઈ ગયા !

બળદ

અત્યારે એક એકામાં બાંધેલો સૂતો છું
(ગુડ્ઝ ટ્રેનમાં લઈ જવાતા સામાનને બાંધે તેમ)
એકવાર આખાય રસ્તે
મારી માતી નતી કાય
મારો ડુંગરિયો દેહ આડો પડી ગયો છે,
ડોકું આડાંની બહાર લબડી રહ્યું છે,
જાણે એમાંથી આંસુની જેમ હમણાં આંખ ટપકી પડશે
અરે અરે હવે એટલોય સંચાર થાય તો તો કેવું સારું –
એક આંખ–મેં ખેડેલો નિત્ય તે રસ્તો
આ જ ? એમ વિમાસે છે –
એક આંખ નિષ્પલક આખા આકાશને જુએ છે
એ આંખ તો મૃત્યુ પામેલા આકાશનો એક અંશ થઈ ગઈ
મારી આટલીક અમથી આંખ મૃત્યુ પામતાં,
આખું આકાશ મૃત્યુ પામ્યું.
હવે રસ્તો પણ ધીમે ધીમે શ્વાસ છોડી રહ્યો છે
જે કાંધ પર એકાનું લાકડું રહેતું ત્યાં માખીઓ
ભાગ્યે જ બણબણતી.
હવે બધી માખીઓ ત્યાં જ બેસે છે
આપણે મરી ગયા પછી આપણા ઉપર માખીઓ બેસે ત્યારે
કેવું સતપત સતપત થાય
હે ભગવાન માખીઓને મોત હજો
હું તો બધો બોજો લઈ જતો હતો
રોજ થોડો થોડો ભાર વહી શકાતો –
મૃત્યુમાં કયું લોઢું હશે તે મારાથી એ તો
વહી શકાતું જ નથી
મારું અણિયાળું શિંગડું કોઈ વાર એવું ડોલાઈ જતું
કે સુકોમલ ઝમીનને રક્તની છાંટ ફૂટી નીકળતી.
શિંગડા તો એનાં એ જ છે પરંતુ

ઊતરી ગયેલા પગ જેવાં
જે તસુય રસ્તો કાપી ન શકે.
મારા પૂંછડામાંય એક ઝાડ હતું
એની ડાળીઓ જેમ ડોલાવવી હોય તેમ હું ડોલાવતો -
એ તો કોઈ મૂળમાંથી કાપી ગયું.
કેટલા યુગોથી હું ષંઢ
પણ બોજો વહવામાં બલવાન
મારી ઈચ્છાની ઈન્દ્રી તો આદિથી કપાઈ ગઈ હતી
છતાં હું કેવું તરફડી તરફડી રસ્તો કાપતો હતો.
આ મૃત્યુએ અણદીઠા હાથે કઈ પરોણી મને ઘોંચી
કે મારું કંઈ ચાલ્યું નહીં.
જુઓ પેલા સુકાઈ ગયેલા ખડમાં કે જેમાં સૂરજ
સાત કરોડ વાર આળોટ્યો છે.
તે ખડના ખડકલામાં પૂળેપૂળો ઊંચકતા -
તેને ખાવાની મારી જીભ જડી આવશે -
હજીયે મારું ઘણુંયે ઘાસ ધરતી પર બાકી છે.
હું ગાડું તાણતો હતો
મને મૃત્યુ તાણી ગયું.
પૈડાં વિનાના ગાડામાં ઢસરડીને
હજી તો હમણાં જ નાળ જડેલી નકામી ગઈ.
બીજો બળદ મને ખાલ ઉતરડવાના
અને ખાડામાં નાખવાના સ્થળે લઈ જઈ રહ્યો છે -
તે મને લઈ જઈ રહ્યો છે ?
કે એનેય લઈ જઈ રહ્યો છે ?
ત્રીજો વળી તેને -
મૂંગાં મૂંગાં ચક્રો -
પૈડાના ચાકડા ઉપર
ઊતર્યો
હોય !

## અંધ

વ્હેતાં ઝરણની જેમ હું તો
સાંભળું છું સૂર્ય...
ઘૂંટ
જેનું એક મેં પીધું નહીં
ખોબો ભરીને નીર જેનું ઘૂંટથી પીવું ગમે.
જન્મનો પહેલો દિવસ તે કેટલો લાંબો લચ્યો...
ગર્ભમાં તરતો હતો -
ને હજી ?
હાથ નાખું ત્યાં મને અંધારની મુઠ્ઠી મળે
કંઈ ને કંઈ ગૂંથ્યે જતી આ આંગળીમાં
ઊગી ચૂકેલી આંખને જોવા મથું
ખાલી તલાવો ને ટેકરીની ટોચ પર
ચાલ્યો જઉં છું
જેટલું અડક્યો જગત
એટલું પંપાળ્યું છે.

# સમયનું સોનું

હવે આ હાથ રહે ના હેમ !
મળ્યું સમયનું સોનું પરથમ વાવર્યું ફાવ્યું તેમ;
હવે આ હાથ રહે ના હેમ !
બહુ દિન બેસી સિવડાવ્યા બસ કૈં નવરંગી વાઘા,
સાવ રેશમી ભાતભાતના મહીં રૂપેરી ધાગા;
જેહ મળે તે દર્પણ જોવા વણલીધેલો નેમ !
હવે આ હાથ રહે ના હેમ !
ભરબપ્પોરે ભોજનઘેને નિતની એ રાતોમાં,
ઘણુંખરું એ એમ ગયું ને કશુંક કૈં વાતોમાં;
પડ્યું પ્રમાદે કથીર થયું તે જાગ્યોયે નહીં વ્હેમ !
હવે આ હાથ રહે ના હેમ !
કદી કોઈને કાજે નહીં મેં કટકોયે એ કાપ્યું,
અન્યશું દેતાં થાય અમૂલખ મૂલ્ય નહીં મેં માપ્યું;
રતી સરીખું અવ રહ્યું એનો ઘાટ ઘડાશે કેમ ?
હવે આ હાથ રહે ના હેમ !

## સૂર્યનો શબ્દ

વ્યોમના અરવમાં સૂર્યનો શબ્દ છે
ઊછળતા અબ્ધિમાં શાંત શો દીપ છે !
વૃક્ષને જોઉં છું ઊડતું વિહગમાં
વિહગમાં પિચ્છની ડાળ ફૂટે,
એક ટહુકો થતાં કલરવે કેટલાં
કાનનો ને વળી અંતરે એ જ તો અરવ ઘૂંટે.
કણસતા ડુંગરા શિખરના ભારથી
ઝરણનાં ચરણથી અબ્ધિ જાતા,
ભરતીને ઓટમાં ઓટને ભરતીથી
નીરમાં નીર થઈ નીર ન્હાતાં.
સતત સંચારતી પલપલે કીડતી
મત્સ્યને નાવની ગતિવિધિ
અબ્ધિના અંગ અંગે
સકલ આ સમજીને
ભોમની ભીતરથી પુષ્પનાં સ્વપ્ન
સૌ ફૂટતાં રંગ રંગે !

—

## ધવલ પથારીના શાંત અચેત સમુદ્રમાં

ધવલ પથારીના શાંત અચેત સમુદ્રમાં જો હું હવે ડૂબી
જાઉં તો – આકાશના તારામાંથી એક પણ ઓછો ન થાય એ
જાણું છું, પણ એ પહેલાં, ફાટી ગયેલા સઢ જેવા આ ફેફસા –
માંથી, છોકરાંના હાથમાંથી, ન પડી જતા સિક્કા જેવી, એકાદ
છેલ્લી ખાંસી ખાઈ લઉં... બંને બોબડા ભાઈ જેવા બે પગને
થોડું બોલાવું, હાથના પર્વતમાંથી નીકળતી અંગૂઠા અને
આંગળીઓની દશે નદીઓને, વર્ષોથી ન વ્હેતી જોઈ લઉં,
જંઘાની જર્જરિત ઘોડારમાં એક અશ્વ અનેક કૂદકા મારીને,
ક્યાંય પહોંચ્યો નથી, એને તે હવે ક્યો ચાબુક લગાવું ?
કાળે જેને રાખ કરી નાખ્યા છે તે રહ્યાસહ્યા વાળને, ગરોળીની
કપાઈ ગયેલી પૂંછડી જેવી તરફડતી મારી જીભને, હું
તો હવે ક્યાં રાખું ? ઘડીક જમણે પડખે જગત જોઉં, ઘડીક
ડાબે પડખે જગત જોઉં ત્યારે, આટલાં વર્ષ આંખ ઉઘાડી
રાખી તોય આકાશ તો તસુયે નીચે ઊતર્યું નથી ત્યારે તો,
ધવલ પથારીના શાંત અચેત સમુદ્રમાં હું હવે ડૂબી જાઉં...

## સાંજ સમાનો દીપ

ઘરમાં ઊગ્યો મોગરો કે સાંજ સમાનો દીપ,
મોતી નીકળ્યું મૂલનું અળગી થાતાં છીપ !
પાણિયારે પોંખતી અજવાળાનો જીવ,
પારવતી જ્યમ પામતી સંતાયેલા શિવ !
એને તે અજવાળિયે નમણા જોઉં નાગ,
કંકુ કાયા રેલિયાં સમણાં જેમ સજાગ !
જલનું તાણું બેડલું ભર્યું નદીનું નીર,
જોવા ઝમતું બુંદથી ઝૂમઝુમ દીપ અધીર !
સુખડ-સળીને પેટથી ઉપર ઊગતી વેલ,
મુજને મૂકી અલોપ થઈ પિયરિયાંની વ્હેલ !
દીવડી નાની તળાવડી વચમાં ઘીનું નીર,
ડોલે સોના-નાવડી રમતો જેમ સમીર !
પાલવ મારો પાથરી ઓથ લગાડું આગ,
વ્હાલા મારા રાખજે રતૂમડો સોહાગ !

## છેલછબીલે

છેલછબીલે છાંટી છેલછબીલે છાંટી,
જમુના જલમાં રંગ ગુલાબી વાટી...
છેલછબીલે છાંટી !

અણજાણ અકેલી વહી રહી હું મૂકી મારગ ધોરી,
કહીં થકી તે એક જડી ગઈ હું જ રહેલી કોરી;
પાલવ સાથે ભાત પડી ગઈ ઘટને માથે ઘાટી !
છેલછબીલે છાંટી !

શ્રાવણનાં સોનેરી વાદળ વરસ્યાં ફાગણ માસે,
આજ નીસરી બ્હાર બાવરી એ જ ભૂલ થૈ ભાસે;
સળવળ સળવળ થાય ફરિ જ્યમ પ્હેલી પ્હેરી હો કાંટી !
છેલછબીલે છાંટી !

તરબોળ ભીંજાણી થથરી રહી હું કેમ કરીને છટકું,
માધવને ત્યાં મનવી લેવા કરીને લોચન-લટકું,
જવા કરું ત્યાં એની નજરની અંતર પડતી આંટી !
છેલછબીલે છાંટી !

## મ્હેક

મને એક મ્હેક મળી ગઈ
પલ તો જાણે મલય-લહર-લયમાં લળી ગઈ
મને એક મ્હેક મળી ગઈ.
ફૂલ નહીં નહીં કોઈ તે કળી એક અજાણી કાયા,
નમણાં નાજુક અંગ તે સકળ પાલવમાં વીંટળાયાં;
મનની એની મ્હેક મીઠી પણ આંખથી ઢળી ગઈ,
નેણ મીંચી મુજ ઉર ભરું ત્યાં વાટમાં વળી ગઈ !
મને૦
નામ ના જાણું ઠામ ના જાણું માલતી કે વનવેલ,
છેક હવાને એક આધારે રહેવું કેમ અઢેલ;
સંગ વિના મને રંગ લગાડી શીદને સાંકળી ગઈ,
તાંતણે-તાંતણે સાવ છૂટી મુજ લાગણી આંબળી ગઈ !
મને૦
એમ તો હજી સ્હેજ પેખાતી હળવી એની ચાલ,
જલમાં જાણે એક સરીખો ઊઠતો અતૂટ તાલ;
એક પછી એક વીતતી ઘડી ઘેનમાં ગળી ગઈ,
એકબીજાની ભૂલની પાછળ ભૂલમાં ભળી ગઈ !
મને૦

## જલાશય

જલાશય આવે એટલે વળાવવા આવનારે
પાછા વળી જવું,
તમે પગ ઉપાડ્યો
અને આંખો તો મારી છલકી ઊઠી !
જલાશય આવી ગયું.
હું હવે પાછો વળું.

## કોરો પડી ગયો છે

જે શબ્દનો અર્થ દૂઝતો નથી
તેને મારા મનમાં મમળાવું છું
જેથી...
પ્રેમ જેવો એ પોચો થાય
કાન જેવો ચમકીલો થાય
આંખ જેવો ઊંડો થાય
રસ્તા જેવો નિખાલસ થાય
અને પશુ જેવો સાચો રહે,
એ માટે હવે મારાથી એને વિખૂટો કરું છું.
તમે પણ જો એને મળો તો
આટલું ધ્યાનમાં રાખશો કે ?
પણ બે શબ્દો અજાણી હોટલમાં પાસેની ખુરશીમાં
ચા પીતા સજ્જનના જેટલું જ મળે છે,
એટલે કાવ્યો તો પૂરાં ક્યારેય લખાતાં નથી.
કાવ્યો પૂરાં લખાતાં નથી,
એટલે સાંજ પડતાં નારી રિસાઈને
રાત્રિસભર એકાંત સહન કરે છે.
એકાંતની ઉષ્ણતા સૂર્યનેય ઘગી ગયેલા
પારેવા જેમ ફફડાવે છે.
ચંદ્રને દરિયામાં ડૂબકી મારવાનું મન થાય છે.
તારાઓ ટોળે વળીને નવા આકાશ માટે
નિસાસો નાખે છે.
હું એકલો હુંમાં રહું પણ
મારામાં હું વારંવાર રહીને હવે કોઈને માટે
જગા રાખી શક્યો નથી (જોકે)
અંધની લાકડી આપણને જોતી નથી પરંતુ
લાકડી ચપકારી જેવા એ ઊભા રહે છે કે
તરત જ આપણાં લોચન અંદરથી
સિવાઈ જાય છે, તેમ

ઘટનાના વારંવાર અંધત્વને ગાઢ બનાવી
દિવસોના દિવસો
સૂર્યના વ્યર્થ તાપણે
ક્ષણો શેકી શેકીને
ક્યારેક બાળી બાળીને
રાખમાં સાથિયો કરવાની વૃત્તિ થઈ આવે છે –
ત્યારે આપણે પાછા બેકલા હોઈએ છીએ,
હું એકલો નથી તો કોઈ મારી સાથે હોય છે
અને એ અંધકારમાં
જ્યોતની અણી જેવો પુત્ર પ્રગટ થાય છે ત્યારે –
આપણા અનુભવના નાનકડા તળાવમાં આ
અપરંપાર મજલાવાળા જહાજ જેવું જગત –
કઈ રીતે ડુબાડવું એ સમસ્યામાં
બાળકનું રુદન કઠણ થઈ જાય છે ત્યારે
વૃદ્ધાવસ્થાનો ક્યારેય નહીં ચડેલો પર્વત
હું ઊતરતો હોઉં છું.

## સુખદુઃખ

લાલચોળ તપવેલા તાંબામાં સપનાં આળોટે એવું સુખ !
ટીપતાં ટીપતાં કોઢ બહાર નીકળી જાય એટલું લાંબું દુઃખ,
વાસ્તુ કરવાનાં મુરત કાઢવાની વેળાએ જ પડી જાય મકાનનું ધાબું–
એક ટાપુમાં પડી રહી – વાનરનું કાળજું ખાવાની મને વીંટળાઈ વળેલી
મગરીની મૂર્ખતા –
જિંદગીની બધી વાત હું નથી કહી શકતો –

## ન્યૂયોર્ક - એક હરણ

સ્નેહાળ શકુન્તલાનેય સાચવવું ભારે પડી જાય
એવું ઠેક ઠેક કરતું એક રમ્યતમ હરણ
સમગ્ર વનમાં અદ્વિતીય
આકાશમાં અનુપમ
ત્વચાના આવેષ્ટનમાં પ્રગટ થતી કુમાશમાં
તબકતી ઝીણી ઝીણી ટીપકી –
–ની છટાથી
વ્હેતી હવાનેય હરણું બનાવી દે છે
એમ સમજોને વાયુને જ કાયા મળી
ને હરણ દોડવા માંડ્યું.

એની એટલી ગતિ, એટલી ગતિ
પૃથ્વી તો પાર કરી
આકાશેય ઓછું પડે છે – આ જુઓને ચંદ્રમાંય
એનાં પગલાં પડ્યાં –
પરિણામે અતિ ગતિથી આખો વનનો વિસ્તાર એનો જ છે

એકલું રૂડુંરૂપાળું – રમ્યતમ્ હરણ
ગતિશ્રેષ્ઠ હરણ
કોઈ એને રોકી શકે તેમ નથી
ઊભું રહેતાં તો એને આવડતું જ નથી
ઠેક ઠેક – ચારે દિશાએ એની ગતિ ગાજી રહી છે
શી તારુણ્યની તાકાત
દોડતાં દોડતાં દોડતાં પાતળા પગોમાં જાણે કોઈએ
અનંત શક્તિ સીંચી હોય – પગમાં જાણે સુરંગ ફોડી હોય –
– એનો અવાજ તો છેક વિયેટનામથી આવે છે –

સમયની ક્ષણેક્ષણનો વિસ્તાર
નના કણેકણનો વિસ્તાર – લીલાછમ બોર્ડોમાં સ્પીડ લખી છે છતાં

પાર કરે છે એટલી પ્રબલ ગતિથી કે
એના વાંકડિયાળ શિંગમાં પ્રગટી ઊઠે છે પાવકની જ્વાળાઓ
અદ્‌ભુત અગ્નિની શિખાઓ -
એવા એ પ્રદીપ્ત અગ્નિની શિખાઓનાં શિંગડાંની
હવે તો લાગી ગઈ ઝાળ
કોરા કોરા વન - વિસ્તારમાં
પાવક પ્રજ્વળી ઊઠ્યો છે.
હરણને ગતિનો ચાક ચગ્યો છે.
ચારે કોર ફેલાઈ ગયું છે શિખાઓનું સુવર્ણ,
અગ્નિનું કાન્તાર ધગધગતું
એક બૂચી ગયો છે સમય,
થોડી વારે એ હોલવાય છે ત્યારે
નવ કોઈ અવશેષ - એકલ
ધીરે ધીરે હાંફતું હાંફતું હરણ.... હજી ચાલે છે
હવે પણ એનાં પગલાં રાખમાં પડે છે.

**અષાઢ**

ફરી પાછું પાણીનું આકાશ,
જ્વાળાઓની કેશવાળીવાળો ઊડતો સિંહ,
ક્યાંક ખૂણાના ખાંચામાં લપાઈ ગયેલી ચણોઠીનો દાણો,
ઢગલો થઈ જતાં પાણીનાં કિરણો,
સુસ્ત સૂઈ રહેલાં છાપરાનાં નળિયાં,
ઝાડનાં પાનની જેમ એકસામટાં હલી ઊઠે છે,
એક કબૂતર બીજા કબૂતરમાં માળો કરે છે.
ક્યારની એકલવાયી તપેલી ટેકરી, કોઈ તલાવમાં નાવા પડી હોય તેમ
પાણીમાં અડધી ડૂબી છે.
બે હાથ ખોળા કરી, એક હાથ નગરને અડતો,
એક હાથ વનને અડતો રાખી,
દરિયાને પોતાના પગ અડાડતી નદી
વિશ્વમાં એક જ નારી હોય તેમ
ચત્તીપાટ જાગતી-સૂતી છે.

## પૅરિસ

પૅરિસ તો નથી જોયું
પણ હોઈ શકે તો હમણાંના મારા
અનુભવો જેવું હોય...
સીન નદીનાં નીર અત્યારે કેટલાં SWEET છે
તે તો નથી ચાખ્યાં
પરંતુ હોવાં જોઈએ તો હમણાંના ચાખેલા હોઠ જેવાં હોવાં જોઈએ
હવે અમે ક્યાંય નથી
સીન નદીને કાંઠે સતત ફર્યા જ કરીએ છીએ
અમારું એકેએક સરનામું ખોટું
અમે ક્યાંય નથી, અમે ક્યાંય નથી
ભલે મારા બીજા પત્રો પાછા જાય
એ તો મારી સાથે છે.
કોઈ ઓળખી શકે એવા અમે ક્યાંય નથી, ક્યાંય નથી
તો વળી એ પણ સાચું કે
જ્યારથી આ પૅરિસમાં પેઠાં
તે પ્હેલાં તો સાવ અજાણ્યાં હતાં
પણ પૅરિસમાં તો સહુ બીજી જ ક્ષણે
એકબીજાંને ઓળખે છે
ન્યૂયૉર્કના આર્ટ મ્યુઝિયમમાં વર્ષો સુધી
ટિંગાયેલી મોનાલીસા
નિગ્રો વૉચમૅનની કાળી કરડાકી મૂછો જોઈ જોઈ કંટાળીને
હવે બહાર ફરવા નીકળી છે.

## ટી-પૉટ

હૈયાના કુંભ સરીખો કાચનો
ટી-પૉટ સીધો જ અગ્નિની જ્વાળા ઝીલી રહે
અને રહે ચોખ્ખો ચણાક
અપાવ્યો ફિલાડેલ્ફિયાના શૉપિંગમાંથી કોઈકે – કહ્યું
સંભારજો રોજ સવારે
એકવાર તો અવશ્ય
પત્નીના હાથની ચા પીતાં...
ભારતમાં ન મળે એવી ચીજ – ભારે
જાળવીને નાના ભાઈનાં ગૃહિણીએ
પેટીમાં મૂકી સાચવીને – ગોઠવીને
મને નહીં જાણ
ઍરપોર્ટ ઊતર્યો
કસ્ટમ પૂછે – લાવ્યા છો કાંઈ ?
કાવ્યો – ડ્યૂટી હોય તો કહો
બધું હેમખેમ ઊતર્યું ત્યાં પાર,
અધીર કાચમાં ઊભું ત્યાં કુટુંબ
ભેટ્યો – નયન ભીનાં – સહુ વેગબંધ વેર
હોંશે હોંશે થાય વાતો વિદેશની
મધ્યરાત્રિ તોય
(કોઈનેય નહીં નીંદરનું નામ –)
જો સખી ! તારે માટે શું લાવ્યો ?
આ શિયાળા માટે સ્વેટર
(કદાચ મારો બીજો પ્રવાસ પણ હોય... તો તારે હૂંફ ?)
ઘેરી રાત જેવું ઘેરું હૂંફાળું
ઊભા ઊભા ઊંચકવા જાઉં સ્વેટર
તહીં તડાક
કાંઈ ભોંય અફળાયું તૂટ્યું...
– રમ્ય શ્વેત શ્વેત ટી-પૉટ
જેમાં એકેય વાર નહીં હજી થઈ ચા...
ને હવે તો રોજ સવારે...

કવિના

## ઇસુની ઉક્તિ

મને ઉતારી લો
ઉતારી લો આ વધસ્તંભ પરથી,
સૈનિકો, મારે શહીદ નથી થવું.
મારું લોહી લૂછી નાંખો,
વેદનાનો શિલાલેખ લખનારા ખીલા કાઢી નાંખો,
આ બધું નથી સહન થતું.
અને પૂછું છું શા માટે સહવું ?
આ સૂર્ય જેવું શુદ્ધ ઊછળતું લોહી લૂછી નાંખો,
દેદીપ્યમાન મારે નથી દેખાવું
અને પેલો સૂર્ય જોઈ જાય એ પ્હેલાં
સૈનિકો આપણે સહુ સાથે મળી - (વેશ્યા પર પથ્થર
મારવા જતાં પેલાં ટોળાંની જેમ)
પેલા સૂર્યને પથ્થર મારી પાડી નાંખીએ.
મને કશુંય ના દેખાય એવું અરાજક અંધારું જોઈએ છે.
મને અહીંથી જલદી ઉતારો ઉતારો.
મારેય તમારી સાથે - પાસે કાણી કોડીય નથી તોય
જૂગટાની હારજીત રમવી છે,
પાસા પાડવા એ જ આનંદ છે,
બે હથેલીમાં સોગઠાના સ્પર્શ જેવું
આ જગતમાં છે શું ?
એમાં સોગઠું જે રીતે મુક્ત રીતે બંધનમાં
હેરફેર છે - એવું જ આ જગતમાં મારે ભમવું, રમવું છે.
હું હજી જીવું છું - મારે હજી જીવવું છે
અથવા મારે હવે નથી જીવવું-
જીવવાનો એક ભાગ કેવો હોય તે મેં જાણી લીધો છે.
મારે અહીંથી ઊતરી જવું છે,
આ વેદનાના ગૌરવ પરથી ઊતરી જવું છે,
હું છું ત્યાં મારે નથી રહેવું.

આ કરોડો સુક્કા સુક્કા ક્રોસ પર – લીલીછમ ડાળીનો
અનુભવ જ નહીં –
આ હણાઈ ગયેલાં લણાઈ ગયેલાં ખેતરોમાં
એકમાત્ર ચાડિયો બની મારે યુગો નથી વિતાવવા.
આકાશના પિતા ! હું તને ઓળખતો જ નથી,
મારે તો આકાશ ઓળખવું છે.
હું તો મારો સુથાર-બાપ શોધું છું,
મારે ઘર, હળ ને ઘોડિયાં ઘડવાં છે.
લાવો લાવો – ક્રોસના કાષ્ઠમાં અગ્નિ પ્રગટાવી
આજની સાંજની રોટી પકાવી લઈએ –
મને પણ ભૂખ લાગે છે – છેલ્લા ખાણાને તો લાંબો સમય
થઈ ગયો છે.
જુદાસ ! તું શું દ્રોહ કરવાનો હતો !
મારે જ મારો દ્રોહ કરવો છે,
મારે મારાથી છૂટું પડવું છે,
જે હું છું તે જ ખોટું છે,
હું એક બીજું અસ્તિત્વ શોધું છું –
અંધારું અંધારું – સૂર્ય ચંદ્ર તારા બધું બુઝાવી દો.
મારે કોઈ પણ વેશ્યાનો થોડી વાર માટે વર થવું છે.
તેઓ શું કરે છે તેનું તેમને ભાન નથી,
ભલે
પણ હું શું કરું છું તે તો હું જાણું છું.

## એ લોકો

એ લોકો પ્હેલાં કાપડના તાકા ભરી રાખે છે
પછી જ્યારે ઉઘાડો માણસ ફાટી જાય છે ત્યારે
વાર વાર વેચે છે.
એ લોકો પ્હેલાં ધાન્યના કોથળા ભરી સીવી રાખે છે
પછી જ્યારે માણસ સડી જાય ત્યારે
કિલો કિલો વેચે છે.
એ લોકો પ્હેલાં ઔષધની શીશીઓ સંઘરી રાખે છે
અને માણસ જ્યારે ફૂટી જાય છે ત્યારે
થોડી થોડી રેડે છે.
તે તે લોકો છે જ નહીં,
એ તો છે નોટોને ખાઈ ઊછરતી ઊધઈ
બીજું એને ભાવતું નથી.
મારે કવિ થવું જ નથી,
ભારે અસર કરનારી જંતુનાશક દવા થાઉં તો બસ !

## તૂટેલાં એકાન્તો

તમને આવતાં એટલી વાર લાગી
હું તો એટલાં મોડાં આવ્યાં કે
તમોને ઘડીભર ઓળખ્યાં નહીં !
અંતે
આંખોમાં ન સમાયાં એ આંસુ લઈ
તમે આવ્યાં ખરાં...
લાગે છે તમારા હાથ જોતાં સાત સમુદ્ર ઉલેચીને આવ્યાં છો
અથવા પાંખ વિનાનાં તમે આખું આકાશ ઊડીને આવ્યાં છો
હું હમણાં જ ઘરની બા'ર જતો હતો
કદી પાછો ન ફરવાને ઈરાદે...
હવે દ્વાર ખોલીને પુન: સાથે જ આપણા ઘરમાં પ્રવેશીએ
જ્યાં બે તૂટેલાં એકાન્તો એક થશે.

## નચિકેતા

સુકાઈ ગયેલા તળાવની માટીને જીભથી ચાટી ચાટી
જે ગાયો છેલ્લી વાર પાણી પી ચૂકી છે
(બીજું છે જ નહીં),
છેલ્લી વારનું ઘાસ મૂળિયામાંથી ઉખેડી ઉખેડી
જેણે ખાઈ લીધું છે
(બીજું છે જ નહીં),
દાંત અને દાઢ જેનાં અકબંધ છે પણ
ખોટું ખોટું વાગોળવાથી
જેનાં હાડકાં પાનખરનાં પર્ણોની જેમ ખખડે છે,
જેનાં દૂધ ક્યારનાંય દોવાઈ ચૂક્યાં છે,
જેમાંથી યુગોથી ટીપુંય ટપક્યું નથી,
જેનાથી કશુંય જન્મે એમ નથી
એવી અસંખ્ય (એ છતાં આશ્ચર્ય) વધતી ને વધતી જતી
ના મૃત્યુ પામતી
ગાયોની વચ્ચે હું વર્તમાન નચિકેતા
યમને ઘેરથી વરદાન લીધા વિના પાછો આવેલો,
ઊભો ઊભો આ ઊભરાતી કાળી-ધોળી-રાતી
અપંગ ગાયોને ગણ્યા કરું છું.
આ ગાયોને કોઈને આપનાર મારા પિતા મૃત્યુ પામ્યા છે,
આ ગાયો લેનાર વિપ્રોનું કોઈ અસ્તિત્વ જ નથી,
આ અસંખ્યાત અપંગ ઊભરાતી ગાયો
અને વચમાં એકલો હું.

## પાંગરી

સમણામાં સાંભળું ને જાગીને જોઉં
વ્હાલો થોડોથોડો આંખમહીં ચોળું,
આમતેમ ઊડતું તું રૂનું હું તો પૂમડું
અત્તરની કુપ્પીમાં ઝબોળ્યું.
દીવડાની જ્યોત થકી આંજી લીધી આંખડી
કાજળનું શું રે હવે કામ ?
પલપલનાં પીવામાં અમરતનાં આચમન
ગંગાને તીર ગોત્યું ગામ.

શ્વાસના સમીરથી ડોલે મારા ડુંગરા ને
ડોલે મારા વડલાનાં પાન,
વેલડીથી છૂટું પડ્યું કોરું ધાકોર થયું
તુંબડામાં ગુંજી ઊઠ્યું ગાન
આંસુમાં ઓળઘોળ દરિયો ડૂબી ગયો ને
નાનકડી નાવ ત્યારે નાંગરી,
વંકાતી અંકાતી એક કેડી એકલી
પગલાંનાં પાન થકી પાંગરી.

## ઘૂમી રહ્યું છે

વૃક્ષને ઝૂલવતો પવન જ પાનખર લઈ આવ્યો
પણ મારી વૃક્ષઘટાનાં કેટલાંય પાન હજી તો લીલાંછમ છે
હા, કોઈક કોઈક ડાળે ડાળે પક્વ પીતવર્ણ થઈ ચૂક્યાં છે
પણ સહુ હજી આ પવન પાગલ નથી થયો ત્યાં સુધી તો
વૃક્ષથી નથી વિચ્છેદાવાનાં
પણ ના
આ એક આકુલવ્યાકુલ પંખી
શી ખબર વૃક્ષમાં શું શોધવા વેગથી ઘૂમી રહ્યું છે ડાળે ડાળે ને
તેની ઝપાટે હજી તો ટકી રહેવાનાં હતાં તે પીતવર્ણ
ઢગલો થઈને ધરતી પર ઢળી પડે છે.

## મને ફાવતું જ નથી

કબરને ખોદતા કોદાળીના ઝટકા અને ટચકા જેવો
કૂકડાનો અવાજ,
ત્યાં દૂર દૂર ગૅસની જ્યોત જેવો મૂંગો દરિયો
બંધ પડેલા ટેલિવિઝનની સ્ક્રીન સમું શાંત આકાશ
ચારે કોર કિલ્લાના ભાગની ઊભેલી ભીંતો
– તેમાંય ભીંતોમાં અમુક ભાગ ભાંગેલો છે એવી ભ્રાંતિ કરાવતી
બંધ કાચની બારીઓ.
પ્રાઇમસના મોઢિયામાંથી ઊડતી મેશ સમાં કોક કોક પંખી
મને વીંટળાઈ વળેલી જર્જરિત હવામાં
મચ્છરદાની સમા સાવ પાસે પાસેનાં છિદ્ર પડી ગયાં છે
તેની મહીં ભૂસું ભરેલા સિંહ સમો
અંગ સંકોરીને હું સૂઈ ગયો છું.
આજની સવારનાં કિરણો સરકસના રિંગ માસ્ટરની ચાબુક જેમ
મને ઉઠાડવા પ્રયત્ન કરે છે – પણ
પ્રત્યેક ગૃહે ચાનો જુદો જુદો સ્વાદ
ઊભરાય છે,
કપને હું હોઠે માંડી શકતો નથી.
ગઈ કાલ રાતનાં લાવણ્યમય દોરેલાં ચિત્રો, આજનો સૂર્ય જોઈ શકતો નથી
– વિખૂટા પડવાનું મને ફાવતું જ નથી.

શબ્દો

સમુદ્રનાં મોજાં સમાં આંતર-આંદોલનથી ઊછળતું
છતાં વ્યોમની વાદળછાંયને પોતામાં લપેટી લેતું
કોઈ જે સમુદ્રપાર ઊભું છે તેને માટે હું
શબ્દો શોધું છું.
જેને હો ટેરવાં કે જે એને સ્પર્શી શકે,
જેને હો આંખો કે જે એને જોઈ શકે,
જેને હો હાથ કે જે એને બાથ ભીડી શકે,
એકધારું પોતે જ બોલે એવા
શબ્દો હું નથી શોધતો
હું એ શબ્દો શોધું છું
કે જેને હો કર્ણ
કે જે એની વાત સાંભળી શકે.
શબ્દો કે જે એને જોઈ
અશ્રુથી છલકી પડે
અને ક્ષણ પછી એના સ્પર્શે
મલકી પડે
એ શબ્દોને હું શોધું છું.

## નજરું નાખી આઘા આભલે

લીલો રે રંગ્યો જેણે પોપટો
ધોળો કીધો જેણે હંસ,
સઘળે તે રંગે ચીતર્યો મોરલો
એનો ઓળખવો છે અંશ.
નજરું નાખી આઘા આભલે
જેની ભરી રે ભૂરાશ,
જલને લાગ્યો મીઠો ઘૂંટડો
માણી આંબળાની તૂરાશ.
જનની આંજે કાજલ આંખડી
છલકે છોરું નયણાંનાં નીર.
ઘડી-બે ઘડીનાં એ ડૂસકાં
પાકાં નજરુનાં હીર.
કાનજીની કાયા ગણું કેટલી
ધર્યું રાધાનુંયે રૂપ,
શબ્દુનો સાદ નહીં પ્હોંચતો
મારી રસના અવ તો ચૂપ.

## તમે મારી આંખો નથી જોઈ ?

કાળું બનૂસ વીંટાળેલો ચોકીદાર
સાંકડી અંધારી
શેરીઓમાં સૂસવતા હિમ-શીત પવનમાં,
માત્ર ચોરની ચિંતામાં જ જેનું ધ્યાન
એવા હરિકેનની ધીમી પડી જતી વાટને
મોગરો વળી ગયો હોઈ
ઊંચી કરી પ્રજ્વલિત કરે છે ત્યારે
આકાશમાં ચંદ્રનું મદીલ તેજ ઊભરાઈ
રહ્યું છે ત્યારે
બંધબારણે સહુ નિદ્રાધીન ઘોરી રહ્યા છે
ત્યારે
બપોરે જેણે એવું તો અપૂર્વ અલૌકિક ઝોકું
ખાઈ લીધું તે
એક શ્વાન
આ ચંદ્રનું ઢોળાઈ જતું સૌંદર્ય
સહન નથી થઈ શકતું ત્યારે
પ્રલંબ સૂરે રડી રહ્યો છે...
મારો અવાજ તો તમે સાંભળ્યો છે
તમે તમે મારી આંખો નથી જોઈ ?

## એ જુલાઈ મહિનાનું સ્મિત

એ જુલાઈ મહિનાનું સ્મિત
કોઈની આંખોમાં કૂંપળ બની ઊગેલું
રક્તમય હોઠોમાં પર્ણરૂપે પ્રગટ્યું
પણ ખળખળ ઝરણું બની વહી ગયું.
વૃક્ષના મૂળ સમું ધરતીની ભીતર ઢંકાઈ ગયું.
અનિવાર્ય કારણોસર
મુલતવી રહેલી ન્યૂ યોર્કથી ટોકિયોની ફ્લાઈટ સમું
ક્યાંક ફાઈલ થઈ ગયું.
અને આકાશમાં દૂર-સુદૂર ક્યાંક કોક વાદળમાં
વ્યાપ્ત વ્યાપ્ત થઈ ગયું.
ફરી એ મારી આંખોના હાથમાં ન આવ્યું તે ન જ આવ્યું
હવે જ લાગે છે સમય સાન્તાક્લોઝ
સમો વૃદ્ધ થઈ ગયો છે.
અને સ્વપ્નોને કારણે હું દિન-પ્રતિ-દિન
શિશુ થતો જાઉં છું.
આજે તો પૂરેપૂરો હું નિદ્રિત થવાનો પ્રયત્ન કરું છું.
કદાચ કોઈ ડિસેમ્બરના અંતમાં એક વ્હેલી સવારમાં
મારું એ ખોવાયેલું સ્મિત મને પાછું મળે !

## દડી કરી દ્યો દરિયો મારો

મૂઈ હું તો માણસ માણસને મોહી !
કોણે જલની મધ્યે વીંધી માછલી જલને ફૂટ્યું લોહી;
વાટ વચાળે બેસારીને હમણાં આવું કહી ગયા તે
વાટવાટમાં રહ્યા કબીરવડ કોહી !
હતાં એટલાં ચોમાસાંનાં દીધાં વાદળ દોહી.

ભડભડ સળગે સમણાં એને ગુલાબ ગણવાં !
પડી જતાં આ પાણીનાં દીપાંના પર્વત ચણવા !
હવા થકીયે અદકો મારી એકલતાનો કાચ પાતળો કોઈ ફૂંકથી ફોડો !
પથ્થરની પાંખડીઓવાળું ફૂલ ખીલેલું તાજું મારું તોડો !
એણે ધૂપ દીધો જ્યાં ધોડો -
લૂગડાના ગાભાનો મારો પ્રાણ ઊડવા લાગ્યો જાણે પીરનો ઘોડો !
ઘેન ચડ્યાંયે ઘડીક
ઠીક ઠીક એ;
દડી કરી દ્યો દરિયો મારો મારામાં માતાં ના મોજાં મારાં,
ફીણ ફીણમાં દૂધ દૂધ છે- જાણું કેટકેટલાં ખારાં !

# મણિલાલ દેસાઈ

મણિલાલને હું અંધકારના રંગ, લય અને ગતિના કવિ તરીકે ઓળખું છું. આ અંધકારની ઓળખ અને લયની સમૃદ્ધિનો પરિચય એને એના ઘડતરકાળમાં ક્યાં મળ્યો હતો એ જાણવાનો અને એ 'ક્રિએટિવ પ્રોસેસ'ને તપાસવાનો અહીં પ્રારંભમાં મારો પ્રયત્ન છે. આ બધાં સાચાં કે ખોટાં પડી શકે એવાં અનુમાનો છે અને અનુમાન જ કરવાં પડે એવી આપણી સ્થિતિ છે – કારણકે આપણી દહેશતને સાચી કે ખોટી ઠેરવવા મણિલાલ આજે નથી.

કદાચ એ ૧૯૫૮-૫૯ની સાલ હશે. કે. સી. કૉલેજમાં કવિતા શીખવવાનું મારે ભાગે આવ્યું હતું. તે વખતે બળવંતરાય ઠાકોરની 'આપણી કવિતાસમૃદ્ધિ' પાઠ્યપુસ્તક. વર્ગમાં બીજા બધા પ્રાધ્યાપકોનો શો અનુભવ છે એ મને ખબર નથી. પણ મારો અનુભવ કંઈક આવો છે : વર્ગમાં બધા જ વિદ્યાર્થીઓ એકસરખા રિસ્પોન્સિવ ક્યારેય ન હોય. એટલે જે વિદ્યાર્થીઓ સૌથી વધુ રિસ્પોન્સિવ હોય એની સામે જ જોઈને કશું કહેવાતું હોય. કદાચ એવા વિદ્યાર્થીઓની આંખની ચમકને આધારે વક્તવ્ય આપમેળે પ્રકટ થતું હોય છે. એથી જ પ્રાધ્યાપક નિરંજને કવિતામાં વિદ્યાર્થીઓને આમ કહ્યું હશે :

'તમે જ ગુરુ, શિષ્ય હું, શિર સદૈવ એથી નમે.'

વર્ગ મોટો હતો – છતાં પણ મણિલાલ એક એવો વિદ્યાર્થી હતો કે વ્યાખ્યાન આપતાં મારી નજર અવારનવાર ત્યાં મંડાતી. તે વખતે તો હું નામથી પણ એને નહોતો ઓળખતો. ધીમે ધીમે પરિચય થયો – મૈત્રીમાં ફેરવાય એવો.

હું એ જોઇ શકતો હતો કે કવિતા માત્રની વાતથી મણિલાલ રાજીનો રેડ થઇ જતો. પણ બે કાવ્યો વખતે મેં એના આનંદની પરાકાષ્ઠાને જોઇ છે. એ બે કાવ્યો તે 'કાન્ત'નું 'ચક્રવાક મિથુન' અને વન પોએટ્રી પોએટ તરીકે ઓળખાતા ગણપત ભાવસારનું 'દશરથનો અંતકાળ'.

અંધારાના પ્રલયજલથી યામિની પૂર્ણ ઘોર
સ્વેચ્છાના વા કુટિલકૃતિનાં મંદ્ર અવ્યક્ત શોર

કાન્તની આ બે પંક્તિમાં મણિલાલ કવિતામાં અંધકારનો સાક્ષાત્કાર કરતો હોય એમ મને લાગ્યું હતું.

અને જેમાં લયાન્વિત કથા અને કવિતાનો એક આકાર રચાયો છે, એ ગણપત ભાવસારના કાવ્યનો ઉઘાડ જુઓ :

તે સમેય સખી આવી જ રજની, દારુણ તે દિ' નિદાઘ
દક્ષિણ વહ્નિથી કિંશુકે કિંશુકે લાગી હતી તે દિ' આગ

અને

પાંદડે પાંદડે નાચતાં કિરણ, ફૂલે ફૂલે ઊડે ગંધ,
છાયા – પ્રકાશના સંજોગમાં જાણે વનડું હર્ષથી અંધ.

આ પંક્તિ પાસે તો મણિલાલ 'Sweetness that charms and joy that makes one die'-એ રીતે ઝૂમી ઊઠ્યો હતો. એ દશ્ય હજીયે મને યાદ છે. ગણપત ભાવસારની કવિતાના લયને જાણે કે એ કાનથી પીતો હોય એમ લાગ્યું હતું. કાન્તની કવિતાનો

ઊગે છે જો અંધારું પૃથ્વી ઉપર
તો લાગે છે મોસમ ફરી જાય છે.



કાલે સવારે ઓ સૂરજના છાંયડામાં
નહિ રહે રાત આ સુનેરી.

નગરજીવનની વિષમતાને ક્યારેક એ સ્પષ્ટ રીતે આમ વ્યક્ત કરે છે :

તમારી જેમ હું પણ
ઘડિયાળમાં છ વાગેલા જોઈને સવાર પામું છું-

તો અંધકારની વિષમતા વ્યક્ત કરવા કલાત્મક ઉપયોગ પણ કરી લે છે :

બધું હશે પણ અંધારાનો ખાટો એમાં સ્વાદ હશે
ઊગવાનું છે વ્હેલું એવું સૂરજને પણ યાદ હશે.

અંધારાનો અજગર, અંધારાનું જલ, અંધારાની દીવાલ, અંધારાનો મગર, અંધારાનું પવન થઈને વહેવું, અંધારાના કણ - આમ નવે નામે-રૂપે કવિ અંધારાને જુએ છે.

અંધકારની સાચી ઓળખ હોય તો જ કવિતાનું અજવાળું પ્રકટે એવી એની માન્યતા હોય એમ લાગે છે.

આજે
મારે (અરે, મારે જ શા માટે ? બધાએ બધાએ)
અંધકાર માણવો છે,
પ્રસવ પહેલાં મા તણા ઉદરે રહી
જે ભોગવ્યો
ને જ્યાં થકી
આ હૃદય ધબકાર લાવ્યું, ગીત આવ્યું,
આંખ જ્યાં શીખી ટમકવું
તે સૌ ભુલાયું.
બુઝવી દો, બુઝાવો બુઝાવો.
આજે ફરી આ સૃષ્ટિ પર
મારે, કવિએ જન્મવું છે.

તમે 'રાનેરી' ઉતાવળે પણ ઉથલાવી જુઓ. અંધકારનું કોઈક રૂપ છંદનો, અછાંદસનો, લયનો ઘાટ થઈને વહેવા માંડશે.

રાતે
મારા રોમરોમમાંથી મારી નસોમાં
ઊતરે છે અંધારું.
ને મારા કિલ્લાને કોરે છે રેશમી કીડો.
સળવળી ઊઠે છે જીભ, થાઉં અંધ.
મને માણસના મિષ્ટ માંસ કેરી આવે છે ગંધ.

'અંધારાની રાત' નામના કાવ્યમાં કહે છે :

એમાંથી અંધારું સિતર્યું વગર ટિકિટે.
એને તે શો ડર ?

આ અંધકાર 'અંધારું' કાવ્યમાં તો કોઈ અપૂર્વ રીતે મહેકી ઊઠ્યો છે :

અંધારું પીળું આકાશ નહિ બાલમા
અંધારું લાલ લાલ સુંવાળું ફૂલ.

અંધકારની વ્યાપકતાને સમેટી લઈને કવિએ એને રૂપ, રંગ, સુગંધ અને કુમાશ આપ્યાં. કહે છે :

અંધારું કાળું ગુલાબ મારા બાલમા
અંધારું આપેલો કોલ મારા બાલમા

તડકો – જે બીજું કશું જ નહીં પણ રૂપાંતર પામેલો અંધકાર જ છે – 'મને થતું કે' એ કાવ્યમાં આવેશ લયનો પ્રવાહ થઈને પ્રકટે છે. એ આવેશ જેટલો શબ્દમાં નથી એટલો શબ્દસમુચ્ચયથી બંધાતા લયમાં છે : ઢાળમાં છે.

આ તડકે બેસી
પીઠ શેકતી
ત્વીન જોઈને
મને થતું કે
હુંયે તડકે બેસું.

કે,

ડુંગરના ખેતરમાં તડકો રોજ સવારે ઝૂલે ડાંગર થઈને.
રોજ સવારે તડકો ઝૂલે રોટા ઉપર પીળાં પીળાં શણ તણાં ફૂલ લઈને.

'બાજુબો', 'જંગલો' કે 'રસ્તો' એ મણિલાલની જેના પર મુદ્રા અંકાઈ છે એવી વિશિષ્ટ ગઝલો. વાંચતાની સાથે વશી જાય એમા એના શેર છે. 'જંગલો' ગઝલના ત્રણ શેરથી એની આ પ્રકારમાં પાંગરેલી પ્રતિભાનો ખ્યાલ આવે છે :

વસતિની આસપાસ ઊગી જાય જંગલો,
મારા પ્રવાસમાંય ભળી જાય જંગલો.

તારા એ પ્રેમને હવે કેવી રીતે ભૂલું ?
કાપું છું એક વૃક્ષ ઊગી જાય જંગલો.



લીલો અવાજ મોરનો હજુયે ઉદાસ છે –
એ સાંભળીને રોજ તૂટી જાય જંગલો.

'આભને નહીં હોય રે આભની માયા' – એ ગીત તો પંક્તિના લાંબા ફલક પર પણ એ કેવી લયની લીલા અજમાવી શકે છે એના ઉદાહરણરૂપ છે. તળપદા લયનું માધુર્ય એનાં કેટલાંક ગીતોમાં જોઈ શકાય છે. તો અમુક પ્રદેશની બોલીની લઢણ પણ મણિલાલે ક્યાંક

ક્યાંક ઉપસાવી છે. દા. ત. 'રાનમાં' કાવ્ય :

આજ હપરમે દો'ડે ઝાડવે ઝાંખરે ભવાં કેમ ખેંચેલાં ?

સમકાલીન કવિતાની તમામ અસરો ઝીલીને એના પર મુદ્રા અંકિત કરવાનો પ્રયત્ન પણ મણિલાલે કરી જોયો છે :

અને એની પાછળ એક કૂતરો
દાંતમાં
ચાંદનીનું શબ પકડી
પસાર થાય,
દર અમાસે.

શૉક આપીને સામાની આંખ ખોલવાના પ્રયત્નો રૂપે પણ કેટલુંક લખાયું છે :

તો
આપણે બધા
આપણાં કપડાં ખભે નાખી ચાલીએ
કદાચ આપણને નગ્ન જોવા
એ લોકો આંખો ઉઘાડે,

કડવાશથી પ્રકટેલો કટાક્ષ 'અમદાવાદ'માં દેખાય છે :

કરુણા તો અમદાવાદનાં લીંટોની આંખોમાં છે.
માણસને તો આંખો જ નથી... સાબરમતીનો
આશ્રમ ગાંધીએ માછલાં પકડવા નહોતો બનાવ્યો.
અને તમે
આ દંભને ક્યાં સુધી જીવતો રાખશો ?
પ્રથમ વર્ષાએ મઘમઘતી ધરતીની ફોરમને
ક્યાં સુધી સાહિબસિંઘના
અત્તરમાંથી તમે સૂંઘશો ?

'રાનેરી'ના મૌન : શબ્દ કે એવા અન્ય કાવ્યમય ગદ્યખંડો પર સુરેશ જોષીની શૈલીની છાપ જોઈ શકાય એવી છે.

મણિલાલે એક કાવ્યમાં કહ્યું છે :

ધુમ્મસ શાં આછાં દગથી હું જોઉં,
અને થતું : ધુમ્મસમાં મુજને ખોઉં.

ધુમ્મસની આંખથી આ કવિએ વિશ્વને જોયું હતું. વિશ્વને એ ઓળખી શકે અને કાવ્યવિશ્વને નિરાંતે આલેખી શકે એ પહેલાં તો મણિલાલ – આપણી ભાષાનો આ વંશ જ પૂર્વજ બની ગયો.



જન્મનું રહસ્ય હજી સુધી ઉકેલાયું નથી અને મરણનું સમાધાન હજી લગી માણસજાતને મળ્યું નથી. રાવજી, જગદીશ, પ્રિયકાન્ત, મડિયા, મણિલાલ દેસાઈના મરણની કળ વરસો પછીય વળી નથી. એક આશ્વાસન છે અને તે એમની કૃતિઓ. ક્યારેક આપણો વિવેચનમાંથી

ભરોસો ઊઠી જાય એવું પણ બને છે. જગદીશ, રાવજી, મણિલાલ હયાત હતા ત્યારે કોઈ એમની કવિતા વિશે ઓવારી ઓવારીને વાત કરતું હોય એવું યાદ નથી. આ કવિઓ જીવતા હતા ત્યારે એમનાં ગીતોને કોઈએ એમની હયાતી દરમિયાન ગળામાં છલકાવ્યાં હોય એનો પણ ખ્યાલ નથી. ગુજરાતી કવિતા સાહિત્યમાં પ્રતિષ્ઠિત થવા માટે માણસે મરવું પડે એવી તો કોઈ અનિવાર્ય શરત નથી ને ?

મણિલાલની કવિતામાં સૌપ્રથમ સ્પર્શે છે આદિમતાનો આવેગ. ગમી જાય છે ગીતોની તળપદી સુગંધ. 'રાનેરી' એનો એકમાત્ર કાવ્યસંગ્રહ. રાન, અને વેરાનમાં એની હરિયાળી કલમ ઘૂમી છે. 'રાન'માં નામના એના એક ગીતમાં એની કલમમાં રહેલી ચિત્રાત્મકતાનો પરિચય તો થાય જ છે પણ સાથેસાથે ભાષાનો પાકા કાતરા જેવો ખટમીઠો સ્વાદ છે, તેનો પણ પરિચય થાય છે :

પવન પેઠો રાનમાં તોયે,
ઝાડવાં કેવાં થિર બેઠેલાં !
પાતરાં બેઠાં આંખ મીંચીને,
ફૂલ બેઠાં છે ફેરવી ડાચું,
મનમાં કોનું ભૂત ભરાણું... ?
કયે ઠેકાણે પડ્યું વાંકું... ?
આજ તો જાણે મરવા બેઠાં,
કાલ તો હુતાં ખૂબ ચગેલાં.

મણિલાલ આસાનીથી કવિતાની કક્ષાનાં ગીતો લખી શકે છે. એની કવિતામાં બત્તીના થાંભલાઓ વસતા હોય છે, પીપળાનું સૂકું પાન છેલ્લો શ્વાસ લેતું હોય છે; ઉંદરનો અજંપો રાતરાણીને ખોઈ બેઠો હોય છે; ચાંદનીનું શબ ફૂલદાના દાંત વચ્ચે હોય છે; કાળી દીવાલો વચ્ચે સૂરજ ચગદાતો હોય છે; કાળા ગુલાબ જેવું અંધારું મહેકતું હોય છે; માણસોની બુદ્ધિ પર મોતિયો બાઝેલો હોય છે; અંધારાના એક એક કણને કીડી દરમાં લાવતી હોય છે; તડકો પીઠ શેકતો હોય છે; વસતિની આસપાસ જંગલો ઊગતાં હોય છે... આવી સમૃદ્ધિ 'રાનેરી'નાં પાનાં ફેરવતાં મળી રહે.

આ મણિલાલ દેસાઈએ બાલમુકુંદની જેમ રાતને ભીલકન્યા સાથે સરખાવી છે; પણ બંનેમાં સામ્ય ઉપમાન પૂરતું જ છે, બાકી અભિગમ પોતપોતાનો છે :

મણિલાલે જે કાંઈ લખ્યું છે તે મોકળા અને ખુલ્લા મને લખ્યું છે. એની કલમને ઢાંક્યું નથી. એ કેનેડીના અવસાન પર પણ લખે છે અને અમદાવાદ પર પણ લખે, ત્યારે એમાં પત્રકારની અદા નથી હોતી પણ કવિની છટા હોય છે, એ આવેશ અને આક્રોશનો કવિ છે.

મણિલાલ, રાવજી, લાભશંકર આ બધાએ કટાવ છંદને ફરી પાછો વહેતો કર્યો. આ કટાવ છંદ કાવ્યમાં કેટલી હદે કામયાબ નીવડે છે અને કેટલો બધો લય ધબકતો છે, એનો ખ્યાલ કોઈને પણ આવી શકે :

ભરોસો ઊઠી જાય એવું પણ બને છે. જગદીશ, રાવજી, મણિલાલ હયાત હતા ત્યારે કોઈ એમની કવિતા વિશે ઓવારી ઓવારીને વાત કરતું હોય એવું યાદ નથી. આ કવિઓ જીવતા હતા ત્યારે એમનાં ગીતોને કોઈએ એમની હયાતી દરમિયાન ગળામાં છલકાવ્યાં હોય એનો પણ ખ્યાલ નથી. ગુજરાતી કવિતા સાહિત્યમાં પ્રતિષ્ઠિત થવા માટે માણસે મરવું પડે એવી તો કોઈ અનિવાર્ય શરત નથી ને ?

મણિલાલની કવિતામાં સૌપ્રથમ સ્પર્શે છે આદિમતાનો આવેગ. ગમી જાય છે ગીતોની તળપદી સુગંધ. 'રાનેરી' એનો એકમાત્ર કાવ્યસંગ્રહ. રાન, અને વેરાનમાં એની હરિયાળી કલમ ઘૂમી છે. 'રાન'માં નામના એના એક ગીતમાં એની કલમમાં રહેલી ચિત્રાત્મકતાનો પરિચય તો થાય જ છે પણ સાથેસાથે ભાષાનો પાકા કાતરા જેવો ખટમીઠો સ્વાદ છે, તેનો પણ પરિચય થાય છે :

પવન પેઠો રાનમાં તોયે,
ઝાડવાં કેવાં થિર બેઠેલાં !
પાતરાં બેઠાં આંખ મીંચીને,
ફૂલ બેઠાં છે ફેરવી ડાચું,
મનમાં કોનું ભૂત ભરાયું... ?
કયે ઠેકાણે પડ્યું વાંકું... ?
આજ તો જાણે મરવા બેઠાં,
કાલ તો હતાં ખૂબ ચગેલાં.

મણિલાલ આસાનીથી કવિતાની કક્ષાનાં ગીતો લખી શકે છે, એની કવિતામાં બત્તીના થાંભલાઓ વસતા હોય છે, પીપળાનું સૂકું પાન છેલ્લો શ્વાસ લેતું હોય છે; ઉંદરનો અજંપો રાતરાણીને ખોઈ બેઠો હોય છે; ચાંદનીનું શબ કૂતરાના દાંત વચ્ચે હોય છે; કાળી દીવાલો વચ્ચે સૂરજ ચગદાતો હોય છે; કાળા ગુલાબ જેવું અંધારું મહેકતું હોય છે; માણસોની બુદ્ધિ પર મોતિયો બાઝેલો હોય છે; અંધારાના એક એક કણને કીડી દરમાં લાવતી હોય છે; તડકો પીઠ શેકતો હોય છે; વસતિની આસપાસ જંગલો ઊગતાં હોય છે... આવી સમૃદ્ધિ 'રાનેરી'નાં પાનાં ફેરવતાં મળી રહે.

આ મણિલાલ દેસાઈએ બાલમુકુંદની જેમ રાતને ભીલકન્યા સાથે સરખાવી છે; પણ બંનેમાં સામ્ય ઉપમાન પૂરતું જ છે, બાકી અભિગમ પોતપોતાનો છે :

મણિલાલે જે કાંઈ લખ્યું છે તે મોકળા અને ખુલ્લા મને લખ્યું છે. એની કલમને ઢાંકણું નથી. એ કેનેડીના અવસાન પર પણ લખે છે અને અમદાવાદ પર પણ લખે, ત્યારે એમાં પત્રકારની અદા નથી હોતી પણ કવિની છટા હોય છે, એ આવેશ અને આક્રોશનો કવિ છે.

મણિલાલ, રાવજી, લાભશંકર આ બધાએ કટાવ છંદને ફરી પાછો વહેતો કર્યો. આ કટાવ છંદ કાવ્યમાં કેટલી હદે કામયાબ નીવડે છે અને કેટલો બધો લય ધબકતો છે, એનો ખ્યાલ કોઈને પણ આવી શકે :

કૃષ્ણ-રાધા

આ નભ ઝૂક્યું તે કાનજી ને ચાંદની તે રાધા રે!
આ સરવર જલ તે કાનજી ને પોયણી તે રાધા રે!
આ બાગ ખીલ્યો તે કાનજી ને લહેરી જતી તે રાધા રે!
આ પરવત શિખર કાનજી ને કેડી ચડે તે રાધા રે!
આ ઉડગણ સઘળું તે કાનજી ને માલી ઝડે તે રાધા રે!
આ કેશ ગૂંથ્યા તે કાનજી ને સેંથી પૂરી તે રાધા રે!
આ દીપ જલે તે કાનજી ને આરતી તે રાધા રે!
આ લોચન મારાં કાનજી ને નમણું જુએ તે રાધા રે!

પ્રિયકાન્ત મણિયાર



# સવાર / મણિલાલ દેસાઈ.

ખીલ્યા ખીલ્યા પારિજાતની નમે,
હવે સવાર આ ભીનું ભીનું ગમે,
ધુમ્મસ શાં આછાં રંગથી હું જોઉં,
અને પછું : ધુમ્મસમાં મુજને જોઉં,

હવે હોઠ આ ધુમ્મસ, ગાલ આ ધુમ્મસ,
ધુમ્મસ ધુમ્મસ નાક કાન આ ધુમ્મસ,
ધુમ્મસ વચ્ચે પારિજાતની સુવાસ ધુમ્મસ,
ગાલની તો શી વાત કરું જ્યાં હવાય ધુમ્મસ.

પારિજાતની લઈ કેસરી દાંડી,
કીરણોએ ઘરઘરની ક્રીડા માંડી.
ખીલ્યા ખીલ્યા પારિજાતની નમે.
હવે સવાર આ ભીનું ભીનું ગમે.

આ તડકે બેસી,
પીઠ શેકતી,
ભીંત જોઈને,
મને થતું કે,
હુંયે તડકે બેસું

મણિલાલની કવિતા પર સમકાલીનોના ઇધરઉધર આછાઆછા કોઇ છાયા - પડછાયાઓ દેખાય, પણ મણિલાલની કવિતા પર સંસ્કાર પોતાના જ પ્રકાશના છે, મણિલાલે ગઝલો પણ લખી છે. સોનેટ પણ નથી લખ્યાં એમ નહીં, પણ મણિલાલ ગીતમાં અને ગદ્યકાવ્યમાં કંઈક વિશેષ મહોરે છે. મણિલાલ પાસે દૃશ્યોને જોવાની અને જોયેલાં દૃશ્યોને ભાવકની આંખમાં આંજવાની એક વિશિષ્ટ દૃષ્ટિ છે. દા. ત.

નમતે પ્હોરે,
આભ હવાની આંગળી ધરી ઊતરે નગરતીરે,
કોઇ શિશુનું ડૂસકું હવે નીરવ ગગન ચીરે.

આપણે ત્યાં જેમ આપણે પ્રહ્લાદ પારેખને વર્ષાના કવિ તરીકે ઓળખીએ છીએ, તેમ મણિલાલની કવિતાની ઓળખ આપવી હોય તો આપણે એમ કહી શકીએ કે તે અંધારાના આરસનો કવિ છે, અંધકારનાં કેટલાંય ચિત્રો અને ચરિત્રો એની કવિતામાં સતત આવતાં જ રહે છે.

દા. ત.

સુકાયેલાં પાન તળેથી જાણે નાગણ સરે,
અંધારામાં ઝાંખા ઝાંખા ભયના ઓળા ફરે.

આપણે અત્યારે જે વાત કરી, એ તો કાચી ઉંમરે મણિલાલે લખેલાં સાચાં કાવ્યોની. આવો કવિ એનાં નહી લખાયેલાં કેટલાંય કાવ્યો લઇને ચાલ્યો ગયો. આવો કવિ જીવ્યો હોત તો આપણને પાર વિનાનાં, લયછલકતાં તળપદા ધબકારવાળા કંઇ કેટલાંય કાવ્યો - ગીતો મળ્યાં હોત.

૧૯૬૮, ૨૬-૮-૧૯૮૪

## રાજુમા

પવન પેઠો રાનમાં તોયે
ઝાડવાં કેવાં થિર બેઠેલાં !

પાતરાં બેઠાં આંખ મીંચીને,
ફૂલ બેઠાં છે ફેરવી ડાચું.
મનમાં હાનું ભૂત ભરાયું ?
કયે ઠેકાણે પઈડું વાંકું ?
આજ તો જાણે મરવા બેઠાં
કાલ તો હુતાં ખૂબ ચગેલાં !
મોઈ પડેલી આમલી પેલી
બાવરિયામાં કેમ રે આજે ?
ભોગ ભરાયા રાનના હાને
ઝાડવું ઝાડવું મનમાં હીજે ?
આજ હપરવે દા'ડે ઝાડવે
ઝાંખરે ભવાં કેમ ખેંચેલા ?
પવન પેઠો રાનમાં તોયે
ઝાડવાં કેવાં થિર બેઠેલાં ?

બાને -

ગયાં વીતી વર્ષો દશ ઉપર બેચાર તુજથી
થયે જુદા, તોયે મુજ હૃદયની શૂન્ય કુટિરે
વિરાજેલી, બા ! તું નવ કદીય હું દૂર ચસવા
દઉં. મારે માટે વિકટ પથમાં તું જ સઘળું.

હજી તારી કાયા મુજ નયન સામે ઝળહળે,
હજી તારો હાલો કરણપટ માંહીં રણઝણે,
અને ગાલે મારે તુજ ચૂમી તણી સ્નેહવરષા
નથી ઝાંખી થૈ કૈં, કંઈ સહજ વા ગૈ છ બદલી.

ઘણી વેળા રાત્રે ઝબકી જઉં ને ત્યાં જ નયનો
ઉઘાડીને ભાગી, ખબર નહીં ક્યાં, જાય સમણાં !
અને ત્યારે થાતું અવ ઢબૂરીને તું સહજમાં
ફરીથી સુવાડે, અરર પણ ના એ નસીબમાં.

વધે છે વર્ષો તો દિન દિન છતાં કેમ મુજને
રહે છે બોલાવી બચપણ તણી હાક તુજની ?

## મારા આ ઉરના ઉમંગને

મારા આ ઉરના ઉમંગને
કેવી રીતે રે સખી ! ભરી શકું ખોબલે
સાગરના ઊઠતા તરંગને ?
ધીરે ધીરે રે કોઈ હાક મને મારતું,
ન બોલાવે તોય મને પાસે;
હર શ્વાસે નીતરતો જાણે આ પ્રાણ,
મને લાગે ઝાઝું નૈં જિવાશે.
કાલ સુધી આનંદે ઝૂલતું'તું ઉર,
કહે કોણે વીંધ્યું એ કુરંગને ?
ભૂલું ભૂલું ને ફરી પાછું સજાગ થાય
હૈયે સૂતેલું કો ગીત !
દિવસ ને રાત એક વાત રહે અંતરમાં,
આને શું લોક કહે પ્રીત ?
કોણ જાણે ઉત્તર કે દખ્ખણનો વાયરો
લાવે સોનેરી સુગંધને ?

## હળવે રહીને હાક મારો

હળવે રહીને હાક મારો.
ઘરમાં કે બ્હાર ચાર લોક મળે ભેળા
ત્યાં લાગે મને ડર તમારો
હળવે રહીને હાક મારો.

સૂતેલી સૈયર આ જાગી જશે ને
વહી જાશે રે વાત પ્રીત કેરી;
કાલે સવારે ઓ સૂરજના છાંયડામાં
નહિ રહે રાત આ સુનેરી.
ઘરઘર ને ગલીગલી વાત થશે ભલીભલી
થોડું ઝાઝું તો વિચારો.
હળવે રહીને હાક મારો.

પાંપણ છે બંધ છતાં ઉર નથી સૂતું
ને પગલાં સુણી લઈશ છાનાં;
વહેલી સવારે પછી જોયું જશે રે,
મને મળશે કૈં કેટલાંયે બ્હાનાં.
સાંજ ને સવાર વારવાર રહે ઘુમરાતો
મનમાં વિચાર એકધારો.
હળવે રહીને હાક મારો.

❑

મળે રાધા જો કોઈને તો કહેજો
કે નીર મને યમુનાનાં વ્હાલાં છે એટલાં જ.
મળે માધવ જો કોઈને તો કહેજો
કે તીર મને સૂરનાં વ્હાલાં છે હજુ એટલાં જ.

ઉનાળે યમુનાનું કંતાયું વ્હેણ,
તોયે તાણી જતું રે મને સ્હેલથી.
ભારી આ ગાગરનું માથે ન ઘેન,
હવે રમતું નથી રે કોઈ ગેલથી,
મળે માધવ જો કોઈને તો કહેજો,
કે રાધાને યાદ હજુ ચેનચાળા એટલા જ.
મળે માધવ જો કોઈને તો કહેજો
કે તીર મને સૂરનાં વ્હાલાં છે હજુ એટલાં જ.

કેટલીયે વાર મારા મનમાં કદંબઝુંડ
લેતું રે લ્હેરથી હિલોળા !
કેટલીયે વાર મને આંખોનાં નીરમાં
દેખાતા રાધાના ઓળા !
મળે રાધા જો કોઈને તો કહેજો
કે માધવના મનમાં ગોકુળ વસ્યાં કેટલાં !
મળે રાધા જો કોઈને તો કહેજો
કે નીર મને યમુનાનાં વ્હાલાં છે એટલાં.

## સાંજ

આખો દિવસ
આળસુ કૂતરાની જેમ
બેસી રહેલા
બત્તીના થાંભલાઓ
એકાએક ભસવા માંડ્યા.
અવાવરુ ઘરના ખાટલા નીચે
ભરાઈ રહેલો અંધકાર
ભાંખોડિયાં ભરતો ભરતો
બહાર નીકળી ગયો.
કબૂતરના ગળાની
નિઃસહાયતા
ઘૂ ઘૂ કરતી થીજી ગઈ.
બારીમાંથી
(કોઈની આંગળી પકડી
પાછી આવવા)
ક્ષિતિજ પર દોડી ગયેલી
મારી નજર
ધીમે ધીમે
ભારે પગે પાછી આવવા માંડી.
સૂરજ ઢળી ગયો
અને હવે
સૂરજ પણ ઢળી ગયો
ને અંધારાએ
બારી બંધ કરી દીધી.

૯૫

પર્ણ સૂકું
પીપળાનું
શ્વાસ લઈ છેલ્લો, ખર્યું.
ને ભરી હૈયે હવાનો કંપ –
(એક ક્ષણ માટે મળ્યું પાછું જીવન)
– ધીરે જઈ
સરવર તળે નીર ઠર્યું !
ને ત્યહીં
કંઈ કેટલાંયે મીન ઊઠયાં સળવળી.
હવે
શાંત જલ, નીતર્યું.

□

ત્રણે કાળનાં માળખાં
હડપ્પા અને હમ્પીનાં ખંડેર જેવાં
ઈતિહાસનાં પાનાંઓમાં
આંગળાં ફંફોળતાં ફંફોળતાં ઠરી ગયાં હતાં,
પૃથ્વીની ઉત્પત્તિ વખતે
ચારેગમ દોડતો લાવારસ
કાદવમાં પડી રહેલા પાડાની ચામડી પર
જળો થઈ વળગી ગયો હતો.
કિલિમાન્જારોનું શિખર
એકાએક ફાટ્યું,
વહેતી નદીનું પાણી ડામર જેવું ઘટ્ટ થયું
ત્યારે
સમય મરી ગયો હતો.

સવાર
મારા હોઠ પર ચુંબન કરે છે.
મને લાગે છે
હોઠ વાટે મારું લોહી હમણાં જ ચૂસી લેશે.
સાંજ
પોતાનાં કઠિન ઉષ્ણ સ્તનો
મારા ખુલ્લા વક્ષ પર દબાવે છે.
મને લાગે છે
હમણાં હું સળગી જઈશ.
રાત
કામાંધ ભીલકન્યાની જેમ
પોતાના બે સાથળોની વચ્ચે
મને પૂરી રાખે છે.
જિંદગી...
ત્રાસ ત્રાસ ત્રાસ
મારે જિવવાના પ્રયત્નો છોડી દેવા જોઈએ.

## તોયે ન તમે આવિયા

તે દી વહેલી સવારે બોલ્યો કાગડો
ઝબકી ઝબકી જોયું ઘરની બહાર
ખેતરની ઓ પાર
તોયે ન તમે આવિયા

પેલી કોરથી સરે છે છેલ્લી વાદળી
ઊગ્યો બારણે દિવાળી ગલગોટો
મળે ન જેનો જોટો
તોયે ન તમે આવિયા

છેલ્લું ફૂલ ગરી ગયો મોગરો

વેણી અરધી મૂકી જોઈ વાટ
સૂની તારી વાટ
તોયે ન તમે આવિયા

દીવો સળગ્યો દિવાળીનો ગોખલે
જાણે સળગી ઊઠ્યું આખું આભ
સળગી ફૂલછાબ
તોયે ન તમે આવિયા

ઊડો પોપટ બાંધો ન ખોટી પ્રીતડી
કે'જો કોઈ જો મળે તો વનમાં
ન પ્રાણ હવે તનમાં
હવે ન તમે આવશો

સૂરજ છેલ્લો કાલે સવારે ઊગશે
છૂટશું આપણે સોનાને પિંજરેથી
રૂપાને બારણેથી
હવે ન તમે આવશો.



આકાશ એકાએક ધસી પડ્યું,
બધી જ સંસ્કૃતિઓ એની નીચે
ચગદાઈ ગઈ.
મોહેં-જો-દરો અને નવું દિલ્હી
બધું જ થઈ ગયું એક...
ત્યારે એકાદ અશ્મિલની પાંસળીએ વળગી રહેલો હું
જંતુ બની
માટી કોરતો કોરતો
સપાટી પર આવ્યો
અને
મનુને શોધવા લાગ્યો.

હવે એ બારણું બંધ કરવું જોઈએ.
સમુદ્રને એની જ ખારાશથી બોદાશ લાગે,
ચંદ્રની સપાટીનો ચળકાટ ઝાંખો પડે,
સૂર્ય પર ઝાંખાં ઝાંખાં પડો બાઝી જાય,
તે પહેલાં
મારે આ બારણું બંધ કરવું જોઈએ.
સ્વપ્ન હતું.
એની અંદરના એકાન્તને નિખિલમાં વેરી દેવાનું;
એની અંદર ગળું દાબી બેસી રહેલા હાસ્યને
કોયલને ગળે બાંધી વસંતમાં રમતું મૂકવાનું.
પણ
બારસાખે લટકતાં ચોકિયાત ફૂલોની બેધારી નજર
હવે ચૂકે એમ લાગતું નથી.
એ બારણું બંધ થવું જ જોઈએ.
નહીં તો
રાતે વેદનાને દોરડે લટકતું મારું શબ
રોજ સવારે તમારે જોવું પડશે.

**અમાસ**

નિસ્સહાય ચાંદની
ડામરની કાળી સડકો પર આળોટે;
એક બાજુના અંધારામાંથી
ભારથી લાદેલી લારી
ઘરરર ઘરરર કરતી પસાર થાય,
અને એની પાછળ એક કૂતરો
દાંતમાં
ચાંદનીનું શબ પકડી
પસાર થાય,
દર અમાસે !

## સખી, કો કહો

સખી, કો કહો પિયને, મળીએ.
લાગી ગઈ છે આગ આગ આ બાગ મહીં ફૂલકળીએ.

સરોવરકાંઠે મીન બેઠું કહે :
હવે ન જળમાં પડવું;
વાતવાતમાં કહી દીધું મેં :
ફરી ન પાછાં મળવું.
ઝબકી ઝબકી ઉર જાય આ રાતદિવસ હરઘડીએ.

હસતાં ખડખડ વૃક્ષ,
હસે છે વૃંદાવનના રસ્તા;
ઓળા કોના જમુનાજલમાં
કાલિનાગ શા ડસતા ?
દશે દિશામાં પગલી પાડી, કઈ દિશામાં વળીએ ?



આ લોકો
પૂર્વ દિશાને હવે પૂર્વ દિશા નહીં માને.
સૂરજ હવે દશે દિશામાં ઊગવા માંડ્યો છે.
હવે કોઈ ઝેર એમને નહીં ચડે.
એમની નસોમાં ઝેર ફરવા માંડ્યું છે.
ઝેરનો રંગ એ લોકો પરખી શકતા નથી.
તો
આપણે બધા
આપણાં કપડાં ખભે નાખી ચાલીએ.
કદાચ આપણને નગ્ન જોવા
એ લોકો આંખો ઉઘાડે.

❑

તો પછી ચાલો
આપણે બધા પાછા વળીએ.
ને બહાર ઊભેલી ભીડને કહીએ
કે
ઈસુ હવે મરી ગયા છે,
ગાંધી હવે મરી ગયા છે,
જેથી
એ લોકો એકબીજાની વેદનાને ચાહવા માંડે,
એકબીજાના ઘાને પંપાળવા માંડે
અને
કાલે નહીં ઊગવાના સૂરજની રાહ જોવામાં
આજની રાત
ન બગાડે.

કૅનેડીના અવસાન પર

## સવાર

રાત્રિનું દુર્ભેદ્ય બખ્તર તોડતાં
તમસ ગયાં થાકી.
ને રીઝવવા રાતને
રાતરાણી રાતભર વરસી સુગંધે,
પણ હવે થાકી.
ડોકને લાંબી કરી, તારલા તાકીને ભસતાં કૂતરાંએ
ડોળ સૂવાનો કર્યો,
ત્યારે...
હમણાં સુધી સૃષ્ટિના જડ ભાગશા
મોભ પર બેસી રહેલા કૂકડાએ
પૂર્વમાં મોં ફેરવીને બાંગ મારી.
કોઈ રાતા રંગનો ઘોડો હલ્યો,
ખૂલી અટારી,
કળીએ આંખ ચોળી,
દૂર ડાળે ઝૂલતી કોયલ ઊઠી બોલી...
ને
રાત નાઠી.



તમે જેની પૂજા કરો છો એ ભગવાન
કાલે રાતે મંદિરની ભીંતમાં પડેલી તડમાંથી
ભાગી છૂટ્યો.
પાછલી વાડના કાંટામાં
ભેરવાઈ રહેલું પીતાંબર
હજુયે ફરફરે છે.

## આભમાં

આભમાં કોયલ કીર કબૂતર ઊડે :
ઝાડજમીને
નભના નીલા રંગમાં ઘડીક તરતાં ઘડીક બૂડે.

જલની જાજમ પાથરી તળાવ
ક્યારનું જોતું વાટ :
કોઈ ના ફરક્યું કાબરકૂબર
સાવ રે સૂના ઘાટ !
એય અચાનક મલકી ઊઠ્યું ચાંચ બોળી જ્યાં સૂડે !

વાત કે'વાને થડના કાનમાં
ડાળ જ્યાં જરાક ઝૂકી,
તોફાની પેલી ચકવાટોળી
ચટકા દઈને ઊડી.
પવન મધુર સૂરથી ગુંજે વાંસળીને વન રૂડે !

□

એક દરમાંથી
બીજા દરમાં જાય તેમ
બે સુંવાળાં સફેદ સસલાં
એક છાતીના પોલાણમાંથી કૂદી બીજીમાં ભરાયાં,
ક્ષિતિજ પરથી દરિયો તરી આવેલો સૂરજ
કપડાં નિચોવતો,
કિનારાની ભીની રેતીમાં પગ પાડતો,
પથ્થર પર આવી ઊભો.
પથ્થર ખસ્યો
ને પેલાં સસલાં કબૂતર બની
મોભની બખોલમાં ઊડી ભરાયાં,
ત્યારે
સૂરજ બે કાળી દીવાલો વચ્ચે ચગદાઈ ગયો.

## અંધારું

અંધારું પીળું આકાશ નહીં બાલમા
અંધારું લોલ લાલ સુંવાળું ફૂલ
અંધારું બાવળનું ફૂલ નહીં બાલમા
અંધારું સુંવાળી શમણાંની શૂલ
અંધારું આંખોમાં આંજ્યુ અંજાય
એને ઘૂમટામાં સંતાડ્યું સંતાય મારા બાલમા
અંધારું પીળું આકાશ નહીં બાલમા
અંધારું લોલ લાલ સુંવાળું ફૂલ

અંધારું ચમકે જે આંખ મહીં મધરાતે
અંધારું મલકે જે હોઠ મહીં મધરાતે
અંધારું કાળું ગુલાબ મારા બાલમા

અંધારું આપેલો કોલ મારા બાલમા
અંધારું બાવળનું ફૂલ નહીં બાલમા
અંધારું સુંવાળી શમણાંની શૂલ

અંધારું કોયલનું ટોળું નહીં બાલમા
અંધારું સોનાનો સુંવાળો સૂર
અંધારું કૂતરાનું ભસવું નહીં બાલમા
અંધારું મૌન તણું ધસમસતું પૂર
અંધારું માગો તો આપ્યું અપાય
એને ભાંગો તો ભાંગ્યું ભંગાય મારા બાલમા
અંધારું પીળું આકાશ નહીં બાલમા
અંધારું કાળું ગુલાબ મારા બાલમા

લીમડામાં સૂસવતું ઝૂલે તે અંધારું
સુગરીના માળામાં લટકે તે અંધારું
અંધારું ફૂલોની છાબ મારા બાલમા
અંધારું પાળેલો બોલ મારા બાલમા
અંધારું બાવળનું ફૂલ નહીં બાલમા

અંધારું સુંવાળી શમણાંની શૂલ

અંધારું અટવાતું તારા આશ્લેષમાં
અંધારું ગૂંચવાતું છૂટેલા કેશમાં
અંધારું આપણો આ સંગ નહીં બાલમા
અંધારું વિરહવેરાન મારા બાલમા
અંધારું ! સૂરજ શું ઊગે નહીં બાલમા
અંધારું લૂંટાયું ચેન મારા બાલમા
અંધારું પીળું આકાશ નહીં બાલમા
અંધારું લોલ લાલ સુંવાળું ફૂલ
અંધારું બાવળનું ફૂલ નહીં બાલમા
અંધારું સુંવાળી શમણાંની શૂલ

▯

જ્યારે તમે
ગંગાના ગંધાતા પાણીમાં આંખ મીંચી ઊભા રહી
તમારા બાપનું શ્રાદ્ધ કરતા હશો,
જ્યારે તમે
હરદ્વારના પસીને ગંધાતા પંડા પાસે
ગૃહશાંતિ કરાવતા હશો,
જ્યારે તમે
સત્યનારાયણની કથા માટે ઑફિસેથી રજા લઈ
ફોરસ રોડની નામચીન રંડી સાથે સૂતા હશો,
જ્યારે તમે
કૃષ્ણને રાધાના ચીરને નામે
ચાર આંગળનું ચીંથરું ચડાવી બનાવતા હશો,
ત્યારે
સ્વર્ગમાં જેના નામથી બધા દેવો ધ્રૂજતા હશે
એ 'બાબર દેવા છાપ' ભગવાન
દાઢી કર્યા પછી ફટકડી લગાવતાં લગાવતાં
એના પાપનું પ્રાયશ્ચિત્ત કરતો હશે.

[]

અને તમે
આ દંભને ક્યાં સુધી જીવતો રાખશો.

આભમાં પ્રકાશતા ચન્દ્રને અને સૂર્યને
ક્યાં સુધી તમે દૂર રાખશો
માથે છાપરું બનાવીને ?

પ્રથમ વર્ષાએ મઘમઘતી ધરતીની ફોરમને
ક્યાં સુધી સાહિબસિંધના
અત્તરમાંથી તમે સૂંઘશો ?

કાલે તો
મંદિરનું શિખર પણ વીજ પડતાં તૂટ્યું.
અને તમે...

[]

હું

તારલામાં
કોઇની ટગરટગર જોઇ રહેતી આંખ શોધું
એટલો હું કવિ નથી.

શિયાળાની ઠંડીથી
સગડી સળગાવી હું બચી જાઉં છું,
પણ

એ રાતની એકલતા પર કવિતા રચતાં મને હજી
આવડયું નથી.

તમારી જેમ હું પણ
ઘડિયાળમાં છ વાગેલા જોઇને સવાર પામું છું;
ક્ષીણ થતી રાતરાણીની ગંધમાં
સવારનું આગમન મારાથી કળાયું નથી.

કોઈના ઇરમીશ જેવા પ્રેમને
આરસમાં કંડારી શકું એટલો ધનાઢ્ય નથી.

અને તેથી...
તેથી જ તો હું મણિલાલ ભગવાનજી દેસાઇ છું.

[]

સમય
એ સડક પર પડેલા પથ્થર પર ચોંટેલી ધૂળ નથી,
કદાચ તડકો હશે.
સમય
એ વૃદ્ધનાં હાડકાંમાં જામી ગયેલું જાડ્ય નથી,
કદાચ મૌન હશે.
સમય
એ હંમેશાં ચાલતાદોડતા રથનું પૈડું નથી,
કદાચ અશ્વ હશે.

સમય
એ સૂરજને કે ચન્દ્રને ડુબાવવાની ભરતી નથી,
કદાચ દરિયો હશે.
સમય
એ અવાવરુ કૂવાનાં લીલ ઝુલાવતાં પાણી પર સૂતેલું
અંધારું નથી,

કદાચ કૂવો હશે.

[]

અને તમે
આ દંભને ક્યાં સુધી જીવતો રાખશો.

આભમાં પ્રકાશતા ચન્દ્રને અને સૂર્યને
ક્યાં સુધી તમે દૂર રાખશો
માથે છાપરું બનાવીને ?

પ્રથમ વર્ષાએ મઘમઘતી ધરતીની ફોરમને
ક્યાં સુધી સાહિબસિંઘના
અત્તરમાંથી તમે સૂંઘશો ?

કાલે તો
મંદિરનું શિખર પણ વીજ પડતાં તૂટ્યું.
અને તમે...

[]

હું

તારલામાં
કોઈની ટગરટગર જોઈ રહેતી આંખ શોધું
એટલો હું કવિ નથી.

શિયાળાની ઠંડીથી
સગડી સળગાવી હું બચી જાઉં છું,
પણ

એ રાતની એકલતા પર કવિતા રચતાં મને હજી
આવડયું નથી.

તમારી જેમ હું પણ
ઘડિયાળમાં છ વાગેલા જોઈને સવાર પામું છું:
ક્ષીણ થતી રાતરાણીની ગંધમાં
સવારનું આગમન મારાથી કળાયું નથી.

કોઈના ઈરમીશ જેવા પ્રેમને
આરસમાં કંડારી શકું એટલો ધનાઢય નથી.

અને તેથી...
તેથી જ તો હું મણિલાલ ભગવાનજી દેસાઈ છું.

[]

સમય
એ સડક પર પડેલા પથ્થર પર ચોંટેલી ધૂળ નથી,
કદાચ તડકો હશે.
સમય
એ વૃદ્ધનાં હાડકાંમાં જામી ગયેલું જાડ્ય નથી,
કદાચ મૌન હશે.
સમય
એ હંમેશાં ચાલતાદોડતા રથનું પૈડું નથી,
કદાચ અશ્વ હશે.

સમય
એ સૂરજને કે ચન્દ્રને ડુબાવવાની ભરતી ન
કદાચ દરિયો હશે.
સમય
એ અવાવરુ કૂવાનાં લીલ ઝુલાવતાં પાણી પ
અંધારું

કદાચ કૂવો હશે.

### આમંત્રણ

સુસવાટ કરતી
આવતી ભીની હવામાંથી
એકાદ બે જલબિન્દુ લઈ
ડાળે
સવારે ડોકિયું કીધું.
કીધું ને હાંક મારી :
આવ વર્ષા.

[]

### એક ચિત્ર

પ્રથમ ઋતુદર્શન પછી

સાહેલી સાથે નદીના પથરાળ તટમાં
વસ્ત્રો ધોતી કુમારિકા
પોતાની કેડ હલાવે છે.
એની નજરની સામે
વહેતી નદી થંભી ગયેલી છે,
અને એમાં ઊગી નીકળ્યાં છે
તાડનાં વનો.
સામેની ક્ષિતિજ
તરડાઈને તૂટી ગઈ છે.
સામેનો સૂરજ
ઊંધો પડ્યો છે.
ગોવાળે પાડેલી બૂમ સીમને એક છેડેથી
બીજે છેડે પહોંચે
એટલી વારમાં તો
નદી વહેવા માંડી.
તૂટેલી ક્ષિતિજ સંધાઈ ગઈ,
સૂરજ સ્વસ્થ થઇ ગયો.
ને તોયે
પથ્થર જેવા પથ્થરનું એકે રૂંવાડું ન ફરક્યું.

[]

શમણું સાત દિવસ આવ્યું ને આજે ખરું પડ્યું રે લોલ
સખી એ સાત દિવસ ચીડવ્યું તે આજે ખરું પડ્યું રે લોલ
આજે અંધારામાં કોઈએ રામણદીવો ધર્યો રે લોલ
આજે ઘરમાં કહેતાં લાજું, માએ શીરો કર્યો રે લોલ
આજે તકતે તાકી જોયું લોચન ઢળી ગયાં રે લોલ
આજે સાંજે ફરતાં રસ્તે માધવ મળી ગયા રે લોલ

કાલે આઠ દિવસના મારે થાશે ઉજાગરા રે લોલ
કાલે રાત વીતે ને કરશું પૂનમ જાતરા રે લોલ
કાલે તુલસીદીવો ધરતાં મન ગાંડું થશે રે લોલ
કાલે સાંજે ફરતાં રસ્તે માધવ મળી જશે રે લોલ

આજે સાંજે પાછાં ફરતાં માધવ મળી જશે રે લોલ
કાલે ગાય ચરાવવા જાતાં માધવ મળી જશે રે લોલ
આજે જમનાપાણી ભરતાં માધવ મળી જશે રે લોલ
કાલે સાત દિવસનું શમણું પાછું ફળી જશે રે લોલ

{}
મારી ગઝલમાં નોખી અદા હોવી જોઈએ :
સૂરજમાં ચાંદનીની મજા હોવી જોઈએ !

આજે સૂરજ ને ચંદ્રમાના ડાઘ ક્યાં ગયા ?
સાચે ખુદાની આંખ ખૂલી હોવી જોઈએ !

શબનમ આ ફૂલને, કળીને વાત શી કરે ?
આખી રાત આભ રડ્યું હોવું જોઈએ !

રસ્તો આ ટૂંકો કાપતાં ટુકડા બની ગયો :
આઠમના ચાંદનેય દરદ હોવું જોઈએ !

કાંટા પર કેમ પગ મૂકે છે ફૂલ વારંવાર :
એણેય ઝાઝી સુરા પીધી હોવી જોઈએ !

રુઆબ એનો ગઝલમાં કંઈ ઓર લાગે છે :
સંધ્યા ઉષાની ઓથ મળી હોવી જોઈએ !

મંજિલની વાત આજ તો ભૂલ્યો છે કાફલો;
હું એકલો પડ્યો. હવે શું થાય, જોઈએ !

{}
નગરતીરે

નમતે પ્હોરે
આભ હવાની આંગળી ધરી ઊતરે નગરતીરે

સીમનો છેડો ક્ષિતિજ ઉપર બેઠો,
તોય ના રેલો આકાશ તણો આભથી પડ્યો હેઠો.
સીમથી વહી આવતી હવા ગામને પાદર ધીરે.

લાખ દીવાનું સપનું હવે જાગે,
આભથી જાણે છાંટણાં થયાં તેજનાં એવું લાગે !
કોઈ શિશુનું ડૂસકું હવે નીરવ ગગન ચીરે.

## દરિયો

દરિયો અઢારસો સત્તાવન
દરિયો ઓગણીસસો ને બાવન
દરિયો આજે કાલે હમણાં
દરિયો ઇસ્વી સનની પહેલાં
દરિયો દરિયો રે, દરિયો દરિયો રે

દરિયો હાથે પકડી રાખો
દરિયો પગમાં જકડી રાખો
દરિયો અંધારે અટવાય
દરિયો હાથ મહીં રહી જાય
દરિયો ગાંડો થઇને છલકે
દરિયો તમે અડો તો મલકે
દરિયો ઊંચો નીચો થાય
દરિયો અંધારામાં જાય
દરિયો રાતે રેતી ખાય
દરિયો ઊંઘો થઇ સૂઇ જાય
દરિયો દરિયો રે, દરિયો દરિયો રે

દરિયો સાત સમુંદર તરતો
દરિયો હાથ મહીંથી સરતો
દરિયો ડા'પણનો ભંડાર
દરિયો મૂર્ખાનો સરદાર
દરિયો ફળિયામાં આળોટે
ફળિયું તોયે સૂકું હોય
દરિયો છાતી થઇને ધડકે
તોયે દરિયો દરિયો હોય
દરિયો કશું નહીં ને દરિયો

દરિયો કશું નહીં ને દરિયો
દરિયો કશું નહીં ને દરિયો
દરિયો ઝાડપાન ના, દરિયો
દરિયો નદી નહીં, પણ દરિયો
દરિયો દરિયો રે, દરિયો દરિયો રે

દરિયો પીંજણથી પીંજાય
દરિયો ગોફણથી વીંઝાય
દરિયો કરડે ગાલે દરિયો
દરિયો ખોડું ચાલે દરિયો
દરિયો તમે નહીં, પણ દરિયો
દરિયો તમે નહીં, પણ દરિયો
દરિયો ખોદો તો ખોદાય
દરિયો સૂકવો તો સુકાય
દરિયો ચોરો તો ચોરાય
દરિયો દરિયો નહીં ને દરિયો
દરિયો દરિયો રે, દરિયો દરિયો રે

દરિયો તમે દબાવો છાતી
દરિયો હવે તમારો સાથી
દરિયો તમે નહીં તો કોણ
દરિયો દરિયો રે, દરિયો દરિયો રે

દરિયો કાળી માછણ ચૂમે
દરિયો ગલીગલીમાં ઘૂમે
દરિયો દરિયાને કે'ના
દરિયો દરિયાને કે'
દરિયો દરિયો રે,

આભને નહીં હોય રે આભની માયા
નહિ તો એ વેરાન કે વને,
આવળ બાવળ ઝાડ કે જને
ડોળતું નહીં રે'ય રે એની સોનલવરણી છાયા !

વાદળી જરાક ઝૂકતી જરાક ઝરતી
કવચિત્ નાવ લઈને નિજની
રે'તી ક્ષિતિજતીરે ફરતી દિવસરાત,
કયારેક ખાલીખમ ને કયારેક ભરતું
ચોગરદમ, બીડેલા રીસમાં
રાધાશ્યામના જેવા હોઠ તો જાણે માંડે ઝાઝી વાત !
કયાંક સમાવે પાંખમાં પવન,
કયાંક પવનને પાંખમાં ભરી
આવતું તરી દૂરથી મૂકી દૂર રે એની કાયા !
ઊતરે જોઈ જલ ને રહે ઝૂકતું જોઈ થલ,
જરામાં લાગતાં ઝોકો
વેરાઈ જતું માનવી મનેમંન;
નમતે પ્હોરે તળાવપાળે કૂવાથાળે
ઊતરી બેસે ચકલાંટોળું,
લાગતું ત્યારે નભને જાણે ભીંજતું એનું તંન !
કોઈ વેળા વન ઝૂકતાં, ઝાડવાં તૂટતાં,
બાગમાં છૂટતા ફૂલફુવારા
એની સાત સમુંદર તરતી રે'તી છાયા !

દરિયો કશું નહીં ને દરિયો
દરિયો કશું નહીં ને દરિયો
દરિયો ઝાડપાન ના, દરિયો
દરિયો નદી નહીં, પણ દરિયો
દરિયો દરિયો રે, દરિયો દરિયો રે

દરિયો પીંજણથી પીંજાય
દરિયો ગોફણથી વીંઝાય
દરિયો કરડે ગાલે દરિયો
દરિયો ખોડું ચાલે દરિયો
દરિયો તમે નહીં, પણ દરિયો
દરિયો તમે નહીં, પણ દરિયો
દરિયો ખોદો તો ખોદાય
દરિયો સૂકવો તો સુકાય
દરિયો ચોરો તો ચોરાય
દરિયો દરિયો નહીં ને દરિયો
દરિયો દરિયો રે, દરિયો દરિયો રે

દરિયો તમે દબાવો છાતી
દરિયો હવે તમારો સાથી
દરિયો તમે નહીં તો કોણ
દરિયો દરિયો રે, દરિયો દરિયો રે

દરિયો કાળી માછણ ચૂમે
દરિયો ગલીગલીમાં ઘૂમે
દરિયો દરિયાને કે'વાય
દરિયો દરિયાને કે'વાય
દરિયો દરિયો રે, દરિયો દરિયો રે

આભને નહીં હોય રે આભની માયા
નહિ તો એ વેરાન કે વને,
આવળ બાવળ ઝાડ કે જને
ડોળતું નહીં રે'ય રે એની સોનલવરણી છાયા !

વાદળી જરાક ઝૂકતી જરાક ઝરતી
કવચિત્ નાવ લઈને નિજની
રે'તી ક્ષિતિજતીરે ફરતી દિવસરાત,
કયારેક ખાલીખમ ને કયારેક ભરતું
ચોગરદમ, બીડેલા રીસમાં
રાધાશ્યામના જેવા હોઠ તો જાણે માંડે ઝાઝી વાત !
કયાંક સમાવે પાંખમાં પવન,
કયાંક પવનને પાંખમાં ભરી
આવતું તરી દૂરથી મૂકી દૂર રે એની કાયા !
ઊતરે જોઈ જલ ને રહે ઝૂકતું જોઈ થલ,
જરામાં લાગતાં ઝોકો
વેરાઈ જતું માનવી મનેમંન;
નમતે પ્હોરે તળાવપાળે કૂવાથાળે
ઊતરી બેસે ચકલાંટોળું,
લાગતું ત્યારે નભને જાણે ભીંજતું એનું તંન !
કોઈ વેળા વન ઝૂકતાં, ઝાડવાં તૂટતાં,
બાગમાં છૂટતા ફૂલફુવારા
એની સાત સમુંદર તરતી રે'તી છાયા !

કરુણા તો અમદાવાદના ઊંટની આંખોમાં છે. માણસોને તો આંખો જ નથી. ઊકળતા ડામરની સડકો પર ચાલતાં ચાલતાં એમની બુદ્ધિ પર હવે મોતિયો બાઝી ગયો છે. તે હું પણ અમદાવાદમાં રહું છું, અમદાવાદમાં રહું છું, મારી આસપાસ પણ એક ઝાંખું પડ બાઝવા માંડ્યું છે. નિરોઝ-ક્વૉલિટીનું ઍરકન્ડિશનર ભઠિયાર ગલીનો શ્વાસ લેવાનો પ્રયત્ન કરે છે અને ભઠિયાર ગલી તો મણિનગરની વેશ્યાઓના પડછાયા પાડે છે. સાબરમતીની રેતી અહીંના રસ્તેરસ્તે પથરાઈ ચૂકી છે અને રસ્તા રાહ જોઈને બેઠા છે ગાંડા ઘોડાપૂરની. સાબરમતીનો આશ્રમ ગાંધીએ માછલાં પકડવા નહોતો બનાવ્યો. કે ઘાટ પર નાહવા આવતી અમદાવાદણો સાથે કનૈયાગીરી પણ નહોતી કરવી, એને તો સાઈકલરિક્ષા ચલાવનાર અહમદશાહને ઑટોરિક્ષા અપાવવી હતી. પણ આ અમદાવાદ બળવંતરાય મહેતાની મોટરના પાટા પર થૂંકવામાંથી અને ઇન્દુલાલ યાજ્ઞિકની ટોપીમાં માથું મૂકવામાંથી જ ઉપર નથી આવતું. કાલે - સરખેજની કબરમાં અહમદશાહનો ઘોડો હણહણ્યો હતો. આવતી કાલે - આદમ મારે બારણે ટકોરા મારી પૂછશે કે, 'મેં આપેલી પેલી લાગણીઓનું શું!' ત્યારે હું, લાલ દરવાજે એક પૈસામાં 'બૂટપૉલિશ' કરી આપવા તૈયાર થયેલા છોકરાની આંગળી પકડી, અમદાવાદમાંથી નાસી છૂટીશ.

## ફૂટપાથ અને આપણે

કાલે કદાચ આપણે પ્રેમનો અર્થ
ભૂલી ગયા હઈશું.
કાલે કદાચ ચુંબન માટે આપણે ઉત્સુક નહીં હોઇએ.
પણ
ત્યારે આ બધું આવું જ હશે.
કાચના શો-કેસમાંની સુંદરી
આમ જ ફસાવવા માટે હસ્યા કરતી હશે.
બારણાં બંધ કરવાનો અવાજ આવો જ આવતો હશે.
અને
એકલતાનું કવચ ઓઢીને
ફૂટપાથ પર કૂતરું સૂતું હશે.
ત્યારે આખીય ફૂટપાથ
એકલી
એકલી
બની જશે.
બે પથ્થરોની વચ્ચેની ધૂળમાં
ગતિનો અવકાશ ફેલાશે.
બાજુમાં ઊભેલી વંડીનાં ઈંટનાં આંગળાં
ધીમે ધીમે ઢીલાં પડતાં જશે.
ગટરના ઉઘાડા ઢાંકણામાંથી ગરમ ગંધાતી હવા
બહાર આવતી હશે.
આકાશ હાઉ હાઉ કરતું
નીચે ધસી આવશે
પણ તારના થાંભલા એને નીચે નહીં ઊતરવા દે.
કૂતરાના પેટના ધબકારે જીવવા મથતી ફૂટપાથ
કૂતરાની જડ પૂંછડીની કવચિત્ હિલચાલ
એક પછી એક બનાવશે
અને ગોઠવશે

ગોઠવશે અને બનાવશે.
પણ એની વચ્ચે
ગરમ મીણનાં ટીપાં પડશે
અને
એ ક્રિયા ઠરી જશે.
મરક્યુરી લાઇટની આસપાસ મંગળફેરા
ફરતાં ફરતાં પતંગિયાં પાણીનાં ટીપાંની જેમ
ટપકશે...
અને ફૂટપાથ એને ગરોળીની જેમ ગળપી જશે.
ત્યારે
બાજુમાંના રસ્તાની પીઠ પર
બપોરે ઊડી ગયેલા કાગડાનો પડછાયો ચીટકી જશે.
ફૂટપાથ
ત્યારે... ઊભી ઊભી સળગતી હશે,
કદાચ રેલ તણાતી હશે,
કદાચ તૂટતી હશે,
કદાચ દારૂડિયાની જેમ લથડતી હશે,
અમળાતી હશે,
કદાચ જહન્નમમાં પડી હશે.
પણ આપણે તો પ્રેમ કરતાં ભૂલી ગયા હઈશું,
આપણે ચુંબન માટે ઉત્સુક નહીં હોઈએ,
શો-કેસમાંની સુંદરીને જોતાં
છાપરા પરની
કબૂતરની હગાર - કાટ ચડેલી ટાંકી-
એરિયલના તાર - જાહેરખબરનાં પાટિયાં
યાદ કરીશું.
ત્યારે પેલો
ફૂટપાથી કૂતરો પણ
એકલતાનું કવચ તોડી
ફૂટપાથ પર દોડતો હશે

અને
એના નહોર ઘસાવાના અવાજથી સડક અને ફૂટપાથ
હાથતાળી દઈ હસે એવું લાગશે.
અને આપણા પગ પર ત્યારે
એક કાનખજૂરો ચડતો હશે.

[]

**સંસ્કૃતનું ત્રીજું લેક્ચર**

બારીમાંથી ડોકાવતા નાળિયેરીના વૃક્ષે
બેચાર રંગ બદલ્યા
અને હવે કાળું બની અંધારામાં ઓગળી ગયું.
અને હું
ડૂબી ગયેલા સૂરજના કિરણની
એક સળી લઈ
અંધારાના પટ પર એને ચીતરું છું.

[]

હું તારી નજરથી છૂટી જાઉં તો ?
ને તારો બનીને તૂટી જાઉં તો ?

હવે ક્યાં સુધી ચાલવું આ રીતે-
હું રસ્તો બનીને ખૂટી જાઉં તો ?

મેં હૈયાને જોયું છે સહરા સમું-
હું મૃગજળ બનીને ઊડી જાઉં તો ?

આ અંધારું લાગે હૃદયના સમું-
હું સૂરજ બનીને ફૂટી જાઉં તો ?

ઊગું છું કમળ થઈને હર શ્વાસમાં.
કહે દેવકન્યા- 'ચૂંટી જાઉં તો ?'

## હું જીવું છું

હું જીવું છું :
નવોઢા કોઇ જાણે
અંગમાં જેના કશું લાવણ્ય ના.

હું જીવું છું :
જીર્ણ કો ઘડિયાળનો કાંટો;
હવે તો કણસતો દર્દી બની.

હું :
હમણાં જ જે પાડી ગયો પગલાં
એ ઝંઝાવાત ?

ના.
હમણાં જ જે છલક્યો,
સૂરજને હાથતાળી દઇ જરા મલક્યો,
એ દરિયો ?

ના.
હમણાં જ જે રસ્તાકિનારે રૈ ઊભું
હીબકાં ભરે કોઇ ત્યજાયેલું શિશુ;
એ ?

ના.
એયે નહીં, એયે નહીં, એયે નહીં.

## બોલ વાલમના

ઊંબરે ઊભી સાંભળું રે બોલ વાલમના;
ઘરમાં સૂતી સાંભળું રે બોલ વાલમના.

ગામને પાદર ઘૂઘરા વાગે,
ઊંઘમાંથી મારાં સપનાં જાગે,
સપનાં રે લોલ વાલમનાં.
ઊંબરે ઊભી સાંભળું રે બોલ વાલમના.

કાલ તો હવે વડલાડાળે ઝૂલશું લોલ,
કાલ તો હવે મોરલા સાથે કૂદશું લોલ,
ઝૂલતાં ઝોકો લાગશે મને,
કૂદતાં કાંટો વાગશે મને,
વાગશે રે બોલ વાલમના.
ઘરમાં સૂતી સાંભળું રે બોલ વાલમના.

આજની જુદાઇ ગોફણ ઘાલી વીંઝશું લોલ,
વાડને વેલે વાલોળપાપડી વીણશું લોલ.
વીંઝતાં પવન અડશે મને,
વીણતાં ગવન નડશે મને,
નડશે રે બોલ વાલમના.
ઊંબરે ઊભી સાંભળું રે બોલ વાલમના.
ઘરમાં સૂતી સાંભળું રે બોલ વાલમના.

૨

## રણ... ઘર

ઊંટની આંખે ખરતી રેતી
        કે રણ બની ગયું રે લોલ
આંખડી ચોગમ ફરતી રે'તી,
        ઘર રણ બની ગયું રે લોલ
તરતાં સાત સાત સઢનાં વ્હાણ
કે આવતી મીઠા જળની તાણ
કોઈને મનનું માન્યું કૂંધું,
        વેરણ બની ગયું રે લોલ
આંખડી ચોગમ ફરતી રે'તી,
        ઘર રણ બની ગયું રે લોલ
ઊભરે ઘરમાં રણની રેતી
કે ઘૂઘરી દૂર દૂર વાગતી રે'તી
લીધું હાથમાં જે જળ જાણી,
        મૃગજળ બની ગયું રે લોલ
ઊંટની આંખે ખરતી રેતી
        કે રણ બની ગયું રે લોલ
રણમાં નીતર્યાં જળનું ઝરણ
કે છૂટતું ચાંદામાંથી હરણ
જીવન લાગતું કાળનું વંન,
        તે ક્ષણ બની ગયું રે લોલ
ઊંટની આંખે ખરતી રેતી
        કે રણ બની ગયું રે લોલ

## અંધારાની દીવાલ પાછળ

અંધારાની દીવાલ પાછળ લીલાં કુંજર ઝાડ હશે
હવા હશે ત્યાં ધીમી ધીમી અંદર સિંહની ત્રાડ હશે

પ્રાણીની કીકીમાં પેઠો સૂરજનો આકાર હશે
તારાનો ટમકાર બિચારો આભ મહીં લાચાર હશે

બધી દિશાના દરવાજાને હશે લટકતું તાળું
કૂંચીના કાણામાં ત્યારે હશે ઝમકતું અજવાળું

બધું હશે પણ અંધારાનો ખાટો એમાં સ્વાદ હશે
ઊગવાનું છે વ્હેલું એવું સૂરજને પણ યાદ હશે

ઘુવડની આંખોમાં ત્યારે અજવાળાંનો ભાર હશે
સૂતાંની આંખોમાં ત્યારે સપનાંનો ભંડાર હશે

દાદીમાની વાતે છેલ્લે હશે ભૂતનું હસવું
પાદર બેઠી ડાકણને પણ હવે ગામમાં ખસવું

## રાતવન

રાતાં પીળાં ઝાડ તળેથી દોડે કાળી વાટ
આંગળીવેઢા ગણવા બેઠી વનમાં ઢાળી ખાટ

હવા આવતી દડબડ દેતી પગલું પીપળપાન
રાતરાણીની વાસ હવાને સુણે માંડી કાન

એકએકથી બમણા ઊંચા આભે પૂગ્યા તાડ
તરડાઈને ક્ષિતિજ તૂટી સિંહે પાડી ત્રાડ

સુકાયેલા પાન મળેથી જાણે નાગણ ,સરે
અંધારામાં ઝાંખા ઝાંખા ભયના ઓળા ફરે

ચટાક દઈ ઊડનારું ઘુવડ નભનું અસ્તર ચીરે
રાત ઊતરતી ધીરે ધીરે ધીરે ધીરે ધીરે

કીડી એક્કેક અંધારાના કણને દરમાં લાવે
બાવળથી ડોસીની ડાકણ પાછી ઘરમાં આવે

હરણાંફાળે આવી મરડયો વાઘણ કેરો કાન
એક ધડાકે સવળી ઊઠયું આડું ઊભું રાન

દરિયામાં સોનાનું ઈંડું ચકલાંચાંચે તૂટે
આમલીએ ભૂતે બાંધેલી રાત બિચારી છૂટે

## રાતનાં ફૂલ

રાતનાં તે ફૂલ અમીં જોયાં રે વાલમા
લાવા દે રાતનાં તે ફૂલ મારા વાલમા
એ રે ફૂલડાંએ અમીં મોયાં રે વાલમા
લાવી દે રાતનાં તે ફૂલ મારા વાલમા

ફૂલડાં લાવે તો તને ગાંડી થૈ સૂંઘું
સૂંઘું સૂંઘું ને તને હૈયામાં ગૂંથું
ગૂંથી ગૂંથીને થાઉં ગાંડી રે વાલમા
લાવી દે રાતનાં તે ફૂલ મારા વાલમા
ખોટી તે વાતમાં ન મોયાં રે વાલમા
લાવી દે રાતનાં તે ફૂલ મારા વાલમા

કાળા કૂવાનું તું પાણી લઇ આવ ભલે
વનનાં વાઘોડિયાને તાણી લઇ આવ ભલે
એની ના અમને કૈં ખોટ મારા વાલમા
રાતનાં તે ફૂલની ન જોટ મારા વાલમા
રાતનાં તે ફૂલ મનમોહ્યાં રે વાલમા
લાવી દે રાતનાં તે ફૂલ મારા વાલમા

**અંધારાની રાત**

આ અંધારાની અવાવરુ ભૂમિમાં
ગાડીની તીણી વ્હિસલના ન્હોર
ખોદતાં ઊંડો રે ઊંડો દર.

આ અંધારાના અભેદ્ય એવા પ્હાડે
ગાડીની બત્તીના તેજે થયું બોગદું.
એમાંથી આ ગાડી સરતી સરૂર્.
આ અંધારાના સ્ટેશન ઉપર
અંધારાની ગાડી આવી ઊભી.
એમાંથી અંધારું ઊતર્યું વગર ટિકિટે.
એને તે શો ડર?
તમે સૂંઘ્યું કે? મેં તો જલમાં પીધું,
દેવદારની ટોચે પણ ટિચાયું.
રોજ સાંજના કીકી દરવાજો ખોલે તે ઘર.

॥

**ધુમ્મસિયા સવાર**

ખીલ્યા ખીલ્યા પારિજાતની તળે
હવે સવાર (અ)ા ભીનું ભીનું ગળે.
ધુમ્મસ શાં આછાં દગથી હું જોઉં,
અને થતું : ધુમ્મસમાં મુજને ખોઉં.
હવે હોઠ આ ધુમ્મસ, ગાલ (અ)ા ધુમ્મસ,
ધુમ્મસ ધુમ્મસ નાકકાન આ ધુમ્મસ,
ધુમ્મસ વચ્ચે પારિજાતની સુવાસ ધુમ્મસ,
નભની તો શી વાત કરું જ્યાં હવાય ધુમ્મસ!
પારિજાતની લઈ કેસરી દાંડી
કિરણોએ ઘરઘરની કીડા માંડી,
ખીલ્યા ખીલ્યા પારિજાતની તળે
હવે સવાર (અ)ા ભીનું ભીનું ગળે.

## એને ભૂલવા

જાનકીનો ત્યાગ કરતા રામના હૃદય પર
મેં મારા શબ્દોને બનાવ્યા છે ધારદાર.
રાત્રિને મેં એના કેશની સ્નિગ્ધતા
ચૂસી લેવા માટે લલચાવી છે.
પવનને એના અંગલાવણ્યની રેખા
ભૂંસી નાખવાની રીત બતાવી છે.
ને વીજળીને એની આંખનો ચમકાર ટણકાવવા
વિનંતી કરી છે વારંવાર,

એની યાદમાંથી પોતાની આગને ચૂસી લેવા
અગ્નિને મારા લોહીએ દીધું છે આહ્‌વાન.
સવારનાં પંખીઓને કહ્યું છે ભુલાવી દેવા
એના ભુવનમોહિની કંઠનું ગાન.

રાત્રે
મારા રોમરોમમાંથી મારી નસોમાં
ઊતરે છે અંધારું.
ને મારા કિલ્લાને કોરે છે રેશમી કીડો.
સળવળી ઊઠે છે જીભ, થાઉં અંધ.
મને માણસના મિષ્ટ માંસ કેરી આવે ગંધ.

## મને થતું કે -

આ તડકે બેસી
પીઠ શેકતી
ભીંત જોઈને
મને થતું કે
હુંયે તડકે બેસું.
જો
કેટકેટલાં વર્ષ તણું આ હિમ થીજ્યું તે
પીગળે,
પીગળે ને અંદરથી ઝીણી પાંખો ફૂટે...
ફૂટે તો
આભ તણા પીપળાની પેલી
સપ્તર્ષિની ડાળ નમી તે ડાળે જઈને બેસું.
આ તડકે બેસી પીઠ શેકતી ભીંત જોઈને
મને થતું કે હુંયે તડકે બેસું.
ઘણી વાર આ અંધારાને આંબે
ટૌકે
મોર કેટલા એકીસાથે
મનની પેલી તૃપ્ત વેદના સૂતી જાગે...
જાગે ને થઈ જાય મોર તો
મોર તણા ટૌકાની માળા સૂર્યકિરણમાં ગૂંથી
ગૂંથી તને શોધવા બેસું.
આ તડકે બેસી પીઠ શેકતી ભીંત જોઈને
મને થતું કે હુંયે તડકે બેસું.

## રાત

અલકમલક સીમને છેડે,
વડની તળે જલમાં કાળી શાહીનું ટીપું ભળે.

મસ મોટાં મસ એકબીજામાં હાથ ગૂંથીને
ચોરામલાનાં ઝાડ ઊભાં તે પડતાં કકડભૂસ;
થાંભલા ખભે મોભ ધરીને ગામ વસાવે,
ટપ દઈને પડતું સૂકું પાન ને કકડભૂસ;
ગામનો ઝાંપો
કડડ કડડ બંધ
ને પવન અંધ લઈને ઘૂમરી ગગન ચડે.
આંબો આમલી બાવળ બોરડી ખેર ખજૂરી
હાશ કરીને હળવે હિયે પગ વાળીને બેઠાં;
ચકલી ચામાચીડિયાં ધરી ચાંચમાં કિરણ એક
હવે તો આભથી ઊતર્યાં હેઠાં;
રાનની મેરે સાંઢ ઊભેલો,
ખાઈબદેલો,
શીંગડે ભેરવી કપડું કાળું ગામમાં પાછો વળે.

[]

## વણરેખાયું વન

પ્હાડમાંથી પ્હાડ ઝાડમાંથી ઝાડ : વણરેખાયું વંન;
ઊડતું રે'તું થઈને સૂડો ડાળથી ડાળે મંન.

પ્હાડની ઓથે ભૂખરા પટે વ્હેતું સૂકું ઝરણ :
કોતર કુંજો કૂદતું જાતું હોય ન જાણે હરણ !

પટના વિશાળ પથરા પાડે સિંહને ગળે ત્રાડ,
ધ્રૂજતી ટેકરીટોચ, થઈને વનનાં ઝીણાં ઝાડ.

ક્યાંક ભૂરા, ક્યાંક સાવ લીલા,
ક્યાંક વનફૂલે લાલપીળા,
છાંયડા કાબરચીતરા જાણે વાઘવરુણા, શીળા !

પથરાકોતર, સાગ ને સીસમ, ક્ષિતિજ આભથી દૂર
વણદેખાયા રાનનું જાણે વધતું રે'તું પૂર !

પ્હાડમાંથી પ્હાડ, ઝાડમાંથી ઝાડ : વણદેખાયું વંન,
ઊડતું રે'તું થઈને સૂડો ડાળથી ડાળે મંન !

[]
પત્ર

હે પ્રિય
મન્સૂરી આદિલ !
હું હવે આવી ગયો છું આ નપુંસક ગામમાં.
ને અહીં ગલીઓ મહીં રખડી રહ્યો છું.
ને અહીં હોટેલમાં ખખડી રહ્યો છું
આંખમાં આંજી
તૂટેલાં સ્વપ્નનું અંજન
અસ્તિત્વના આ વર્તમાની અંધકારે
હું ડૂબ્યો છું.
રસ્તો લઈ માથે હવે
અવકાશમાં પગ ફેરવું છું.
સૌ તરફથી આવતા લાખો અવાજો
હું અહીંયાં સોયના નાકાની અંદર
ગોપવું છું.
...ને હુંય તો છું સાવ જુઠ્ઠો.
લોકને ખોટું હસીને કહી રહ્યો છું :
છું મજામાં.

**અ'વાદ**

આ શ્હેરની ગલીઓ મહીં
સત્યનું કૂતરું
હજુ પગલાં સૂંઘે
ગાંધી તણાં.
[]

**રાનેરી**

પ્હાડની ઊંડી ખીણ રાનેરી ઝાડથી છલોછલ,
વ્હેતું તેની ભીતર ઝીણું રાનપરીનું જલ.

પલમાં જાણે લાગતું ખરે આભની નીલમ છત !
લાગતું જાણે ઝળકી રહ્યું રાનપરીનું સત !
પ્હાડની ઊંડી ખીણ રાનેરી ઝાડથી છલોછલ,
વ્હેતું જાણે ભીતર ઝીણું રાનપરીનું જલ !

વેલથી ઝાઝાં ઝાડ ને તેથી પૂર પડયું અંધારું,
આગળ દોડી મનને મારા ઊડતું આઘું વારું.
અવળા રે વંટોળની અહીં સવળી પડે છાયા,
કોઈએ જાણે ફરતી મેલી પાંદડે પાંદડે માયા !
પ્હાડની ઊંડી ખીણ રાનેરી ઝાડથી છલોછલ,
વ્હેતું તેની ભીતર ઝીણું રાનપરીનું જલ.

વાદળાં ભેળી વાદળું બની ઊડતી પ્હાડની ટૂંક.
પ્હાડને કીધા ગૂમ મારીને પલમાં કોઈએ ફૂંક.
વ્હેતું ભીતર બહાર બધેય રાનવાયુનું જલ.
પ્હાડની ઊંડી ખીણ રાનેરી ભાવથી છલોછલ.

જ્યારે તું બારી પાસે ઊભી રહી રસ્તા પરથી પસાર થતી ભીડ જુએ ત્યારે તારા ચહેરા પરના તલનો તણખો કોઇને બાળી ન મૂકે તેનું ધ્યાન રાખજે. કમળના પાન પરના જલ જેવી મારી યાદ કોઇ વાર તારા હૃદયપત્ર પરથી સરી જાય તો તેનો શોક ન કરતી. અહીંના લોકો તો સિનેમાના ફાટેલા પોસ્ટર જેવું સ્વપ્નનું ફાટેલું ચિત્ર પોતાને ચહેરે ચિટકાડીને ફરે છે; એમાં તારો ચહેરો ભળવા ન દેતી. હું તો હવે દેહ - અક્ષર કે અર્થ - દ્વારા નહીં મળું, પરંતુ મારા વિચારોના કરોળિયા તારી આસપાસ જાળું બાંધે તો બાંધવા દેજે.

હવે તું જ્યાં મને નહીં જુએ ત્યાં હું હોઇશ; કારણ કે હું તો ઓગળતા ધુમ્મસનો બનેલો છું, આકાશના આઠમા રંગમાં ભળેલો છું, તારી હસ્તરેખાના એકાદ વળાંક નીચે છુપાયેલો છું, પીપળાનાં પાનમાં ખડખડી હસું છું, નદીનાં ચંચળ જળમાં મારી નજરને વહેવડાવું છું. કોઇ દિવસ ટપાલીનો ખોટો ભણકો સંભળાય તો એ મારો પત્ર વાંચ્યો હશે. ફોનની ખોટી ઘંટડી વાગે તો મારો ફોન હશે. બારણા પર ભણકારાના ટકોરા પડે તો તે મારા જ હશે. તું કાવરીબાવરી બની કાગળ લેવા, ફોન ઊંચકવા કે બારણું ખોલવા ન દોડતી, નહીં તો ભૂતકાળની જાળમાં તું સપડાઇ જઇશે. તું કેમેય નહીં છૂટી શકે, એમાં જ બંધાયેલા રહી તારે કોશેટો રચવો પડશે. એમાં મારા શબ્દોના તાર ન વીંટાળતી, નહીં તો મને ખબર છે તું એને કાપી બહાર નહીં નીકળી શકે. તું ગૂંગળાઇશ. બારીના ફરફરતા પરદાને ખીંટીએ ટાંગજે, ઘરમાં ધૂપ સળગાવજે, રેડિયો મોટેથી મૂકજે, ગીત ગાજે, બારી પાસે જઇને ઊભી રહેજે, તારા ચહેરા પરના તલને સાચવીને દાબડીમાં મૂકી દેજે. કમળના પાન પરના જલ જેવી મારી યાદ સરી જાય તો તું એનો શોક ન કરતી. એને શોધવા તારાં આંસુઓને ન મોકલતી, નહીં તો તું જ એમાં વહી જશે, તું જ એમાં ડૂબી જશે. એકલતાનો તક્ષક પાછળ પડે તો મારા ભવિષ્યના અંધકારમાં ભરાઇ જજે. જોજે, તારા કર્ણમૂલની લાલ ચકમક મારા

એ અંધકારને સળગાવી ન મૂકે ! તારા દીર્ઘ કેશની કાળાશ એને ઝાંખો ન પાડે! તારા મૌનનો ઝંઝાવાત એને ફૂંકી ન મૂકે! ભૂતકાળનાં જળ તો ખજૂરાહોનાં શિલ્પની જેમ થીજી ગયાં છે. એમાં માછલી બની તું ન વિહરતી, વર્તમાનની આગમાં આગિયો બનીને ન પડતી, ભવિષ્યની રાતમાં તારા મનને ઘુવડ બની ઘરની બહાર ન જવા દેતી.

હું તો આ ત્રણે કાળથી પર ગતિહીન લય અને સ્થિતિહીન યતિ બનીને રહીશ, મારી વાસનાના સૂરજની પાછળ ખાડો ખોદી સૂઈ રહીશ, મારા હોઠના કંપની સાથે તારા વક્ષપ્રદેશના કંપને ગોઠવીશ, તારા ભાવના આકાશને કિલકિલાટ કરી મૂકીશ, ધીમેધીમે પાછળ જોયા વિના ચાલ્યા કરીશ. આગળના અવકાશમાં પાછળના અંધકારની ભાત ઉપસાવીશ અને અનર્થની ભોંય પર અશોકસ્તંભની જેમ લોખંડનો થઈ ઊભો રહીશ-

કહે, તારી યાદના સિંહને તું માથે તો નહીં મૂકી જાય ને ?

[]

**જંગલો**

વસ્તીની આસપાસ ઊગી જાય જંગલો,
મારા પ્રવાસમાંયે ભળી જાય જંગલો.

તારા એ પ્રેમને હવે કેવી રીતે ભૂલું ?
કાપું છું એક વૃક્ષ, ઊગી જાય જંગલો !

જો તું નથી તો થાય, અહીં કોઈ પણ નથી.
તુજ નામ આસપાસ ઊગી જાય જંગલો.

સૂકું જો ખરે પાન તો એની ખબર પડે,
વ્હેલી સવારે ઘરમાં ફરી જાય જંગલો.

---

લીલો અવાજ મોરનો હજુયે ઉદાસ છે-
એ સાંભળીને રોજ તૂટી જાય જંગલો.

ચાવું છું ભાન ભૂલી તણખલું હું ઘાસનું
ને મારે રોમરોમ ઊગી જાય જંગલો.

લીલાં ને સૂકાં પાન ખરે છે ઉદાસીનાં
ને શૂન્યતાના ઘરમાં ઊગી જાય જંગલો.
[]

**રસ્તો**

વળાંકે વળાંકે વળી જાય રસ્તો
અને ઢાળ પરથી ઢળી જાય રસ્તો.

કિનારામાં વૃક્ષોથી વૃક્ષાય રસ્તો
અને પથ્થરોથી તો રસ્તાય રસ્તો.

જતાં-આવતાં લોકને પ્રશ્ન પૂછી,
પડી એકલો રોજ પસ્તાય રસ્તો.

અમે તો હતા સાવ અણજાણ જગથી;
ઘરે આવીને સૌ કહી જાય રસ્તો.
પડ્યાં રાનમાં કૈંક વેરાઈ પગલાં.
થતું મનમાં : કો દી જડી જાય રસ્તો !

દિવસભર ગબડતો, ગબડતો, ગબડતો,
પડયે રાત ઊભો [illegible] જાય રસ્તો.

પગરખાંમાં એ [illegible] ક
સવારે ઊઠીને

## રાવજી પટેલ

રાવજી પટેલની કવિતા વિશેની વાતના પ્રારંભમાં જ મને રાવજીની એક પંક્તિ યાદ આવે છે :

શબ્દ તો નવરાત્રિનો ગરબો.

આ કવિને, કોઈ પણ સાચા કવિને હોય એવો શબ્દનો મહિમા છે. ગરબાની મૂળ કલ્પના તો એ જ કે જેના વીંધેવીંધમાંથી અજવાળું આપોઆપ ઓળખાય. પદ્યકારો પાસે પણ શબ્દ તો હોય છે. પણ એમનો ગરબો ગતિનો આભાસ રચતો હોય એમ માત્ર કોકના અવાજને ઝીલતો ગોળગોળ ફરતો હોય છે. રાવજીનો શબ્દ એ પદ્યકારનો નહીં પણ કવિનો શબ્દ છે. કારણકે એમાં એનો પોતાનો જ અવાજ સળગતો જોઈ શકાય છે.

રાવજી કવિ છે. શબ્દનો કવિ, શબ્દના અવાજને મમળાવવાનો એને શોખ છે અને સૂઝ પણ. શબ્દની પાર વિનાની પ્રકૃતિ વિકૃતિનો એને પરિચય છે. સામાજિક સ્મિત મઢીને ચહેરાને જીવતો રાખવાનો જે કઢંગો પ્રયત્ન કરવો પડે છે એની આ સન્નિષ્ઠ જીવને સૂગ છે.

*'દેહમાં પુરાયેલું અસ્તિત્વ આ*
*ગમતું નથી.*
*મને કોઈ રાવજીથી ઓળખે*
*એયે હવે ગમતું નથી.'*

*

*'ઈસ્ત્રી કરેલા શબ્દને હું ગોઠવું છું*
*કોઈ કાનોમાં'*

કેટલાક કાનને અમુક જ પ્રકારના શબ્દોની ટેવ પડી હોય તો- કાન એમના છે એટલા માટે જ- આપણે આ સમાજમાં શબ્દના સ્વરૂપને ભૂંસી નાખવું પડે છે. ને આવું બધું કયાં એક જ વાર? એ તો પળે પળે અને સ્થળે સ્થળે.

'આ શહેરમાં, હોટેલમાં, સરિયામ રસ્તે કોઈ સાથે ટ્રેનમાં પરગામમાં આ સભ્યતાની કુંવરી (!)ને સાચવ્યા કરવી.'

અને એટલે જ અંતે રાવજીની આ પંક્તિ મળે છે, 'હું મને જડતો નથી.' પછી તો આ કાવ્ય વળાંક લે છે :

*'મારે કૂદવું છે વાછડાની જેમ*
*કોઈને ખટકું નહીં એવો*
*પવનની લ્હેરખી જેવો*
*ફરું'*

રાવજી ધૂળિયા શબ્દોનો કવિ છે. કહેવાતી Decent Society ના શબ્દોનો મેલ રાવજીમાં નથી.

અંગત અને બિનંગત સીમાની વચ્ચે ક્રીડા કરતો રાવજી આત્મલક્ષી કવિ છે. પત્રમાં એ

લીલો અવાજ મોરનો હજુયે ઉદાસ છે-
એ સાંભળીને રોજ તૂટી જાય જંગલો.

ચાવું છું ભાન ભૂલી તણખલું હું ઘાસનું
ને મારે રોમરોમ ઊગી જાય જંગલો.

લીલાં ને સૂકાં પાન ખરે છે ઉદાસીનાં
ને શૂન્યતાના ઘરમાં ઊગી જાય જંગલો.
[]

**રસ્તો**

વળાંકે વળાંકે વળી જાય રસ્તો
અને ઢાળ પરથી ઢળી જાય રસ્તો.

કિનારામાં વૃક્ષોથી વૃક્ષાય રસ્તો
અને પથ્થરોથી તો રસ્તાય રસ્તો.

જતાં-આવતાં લોકને પ્રશ્ન પૂછી,
પડી એકલો રોજ પસ્તાય રસ્તો.

અમે તો હતા સાવ અણજાણ જગાથી;
ઘરે આવીને સૌ કહી જાય રસ્તો.
પડ્યાં રાનમાં કૈંક વેરાઈ પગલાં.
થતું મનમાં : કો દી જડી જાય રસ્તો !

દિવસભર ગબડતો, ગબડતો, ગબડતો,
પડ્યે રાત ઊભો રહી જાય રસ્તો.

પગરખાંમાં એ રાત ઊંઘ્યા કરે છે.
સવારે ઊઠીને સરી જાય રસ્તો :

## રાવજી પટેલ

રાવજી પટેલની કવિતા વિશેની વાતના પ્રારંભમાં જ મને રાવજીની એક પંક્તિ યાદ આવે છે :

શબ્દ તો નવરાત્રિનો ગરબો.

આ કવિને, કોઈ પણ સાચા કવિને હોય એવો શબ્દનો મહિમા છે. ગરબાની મૂળ કલ્પના તો એ જ કે જેના વીંધેવીંધમાંથી અજવાળું આપોઆપ ઓળખાય. પદ્યકારો પાસે પણ શબ્દ તો હોય છે. પણ એમનો ગરબો ગતિનો આભાસ રચતો હોય એમ માત્ર કોકના અવાજને ઝીલતો ગોળગોળ ફરતો હોય છે. રાવજીનો શબ્દ એ પદ્યકારનો નહીં પણ કવિનો શબ્દ છે. કારણકે એમાં એનો પોતાનો જ અવાજ સળગતો જોઇ શકાય છે.

રાવજી કવિ છે. શબ્દનો કવિ, શબ્દના અવાજને મમળાવવાનો એને શોખ છે અને સૂઝ પણ. શબ્દની પાર વિનાની પ્રકૃતિ વિકૃતિનો એને પરિચય છે. સામાજિક સ્મિત મઢીને ચહેરાને જીવતો રાખવાનો જે કઢંગો પ્રયત્ન કરવો પડે છે એની આ સન્નિષ્ઠ જીવને સૂગ છે.

*'દેહમાં પુરાયેલું અસ્તિત્વ આ*
*ગમતું નથી.*
*મને કોઈ રાવજીથી ઓળખે*
*એયે હવે ગમતું નથી.'*

*

*'ઇસ્ત્રી કરેલા શબ્દને હું ગોઠવું છું*
*કોઈ કાનોમાં'*

કેટલાક કાનને અમુક જ પ્રકારના શબ્દોની ટેવ પડી હોય તો- કાન એમના છે એટલા માટે જ- આપણે આ સમાજમાં શબ્દના સ્વરૂપને ભૂંસી નાખવું પડે છે. ને આવું બધું કયાં એક જ વાર ? એ તો પળે પળે અને સ્થળે સ્થળે.

'આ શહેરમાં, હોટેલમાં, સરિયામ રસ્તે કોઇ સાથે ટ્રેનમાં પરગામમાં આ સભ્યતાની કુંવરી (!)ને સાચવ્યા કરવી.'

અને એટલે જ અંતે રાવજીની આ પંકિત મળે છે, 'હું મને જડતો નથી.' પછી તો આ કાવ્ય વળાંક લે છે :

*'મારે કૂદવું છે વાછડાની જેમ*
*કોઇને ખટકું નહીં એવો*
*પવનની લ્હેરખી જેવો*
*ફરું'*

રાવજી ધૂળિયા શબ્દોનો કવિ છે. કહેવાતી Decent Society ના શબ્દોનો મેલ રાવજીમાં નથી.

અંગત અને બિનંગત સીમાની વચ્ચે ક્રીડા કરતો રાવજી આત્મલક્ષી કવિ છે. પત્રમાં એ

લાગણીને લખી જાણે છે તો કવિતામાં એને આલેખી પણ શકે છે. એણે પત્રમાં એના મિત્રને લખ્યુ : 'જો સાંભળ, તેર દિવસ પછી મેં મારુ મોં જોયું, અહા પ્રિય મિત્ર, શી વાત કરું ? તેર દિવસ પહેલા મેં નાની રૂમમાં મોં જોયેલું, માથું ઓળેલુ ત્યારે કેવુ હતું... આજે સવારે તેર ચંદ્રકળાઓનો સરવાળો બરાબર. રાવજીનુ મો જોયુ તો મને થયું, હું તો આવ્યો પણ મારું મો તો ઘેર ચાટલામા જ રહી ગયુ ! અરે ભાઈ, તુ જો આ તરફ આવવાનો હોય તો અમદાવાદમા થઈને આવજે, ૨૫ નૂતન સોસાયટીમા મારી એક રૂમ છે, એમાં પલંગમાં, બુક શેલ્ફમા, કબાટમા કે પત્નીની પેટીમા મારુ મો રહી ગયુ છે તે લેતો આવજે.'

આવી જ આ વ્યથામાથી રચાયેલા કાવ્યમય ઉદ્‌ગારો જુઓ .

*હુ તો આરસ જેવો લિસ્સો ધુમ્મસ લાગુ*
*હુ સૂતો છુ જાણે*
*અગ વગરનો રેલો*
*જલ વગરનુ મોજુ થઈને*
*કાળા ભમ્મર કેશ ઉપર જઈ રેલુ.*

અગત અને બિનગતના છેડા વચ્ચે સતત રહેવુ અને કાવ્ય રચવું એ ખરેખર કપરું કામ છે પણ કલાકારે આ જ કરવાનુ હોય છે. જીવનમાં ડગલે ને પગલે કશુંક બને છે કે નથી બનતુ એ બધા જ અનુભવો દરિયાના પાણી જેવા છે. એમાથી જે બંધાય છે ને વરસે છે એ તો વાદળ, આકાર, રગ, સ્વાદ, સ્થાન જુદા છે એટલે તો જીવનમાંથી જન્મેલી કલાનો મહિમા ખુદ જીવનને જ અતિક્રમી જતો હોય છે.

ઊર્મિના સ્પંદનની ક્ષણોના અનુભવની કવિતા આપણને રાવજીએ આપી છે.

રાવજીની કવિતાના લય અને ભાવલયમા ગતિશીલ વેધકતા છે.

કવિને લય અને ભાવલય સહજ છે- કારણ કવિ આ દશ્યપદાર્થોની બારાખડી કાનથી ઉકેલે છે- કલશોર ભરેલું વૃક્ષ એના કાનમાં ઝૂમે છે. કરેણનાં ફૂલની ઝાલરનો રણકો એને સંભળાય છે. કોઈના ચરણ-ફૂલનો ટહુકો આ કવિ સૂંઘી લે છે- તો પીપળાની ડાળી પર થરથરતી રાત્રિઓના કંપને પણ જોઈ શકે છે. લખે છે ત્યારે એની સમગ્ર ચેતનાની સાથે એની પચેન્દ્રિયો પણ જોડાઈ જાય છે. વિષયની દષ્ટિએ રાવજી 'ઘાસલ' અને 'માસલ'નો કવિ છે.

*મેં ડોલતા કણસલાં પર કાન માંડયા.*

•

*મારી કીકીઓમાંના કણસલાં હજુ હજુ હલ્યાં કરે.*

•

*વિસ્તરેલું વન હતું ઝીણી ઝીણી ધ્રુજારીઓનું*
*ડગ ડગ ગર્ભ વિશ્વનો કંપે*
*...રી આગળીઓમાં સ્વાદ હજી સિસોટા મારે*
*ક્યાં છે સ્પર્શ - કણાળો*
*હજી સ્તનોના ચરુ સાચવી બેઠેલો*
*કેવડિયો ક્યાં છે ?*

'બસ સ્ટેન્ડ પર રાત્રે' નામના એમના લઘુકાવ્યની છેલ્લી પંક્તિ રાવજીના કવિમિજાજનો અચ્છો પરિચય આપે એવી છે :

(અહીં હું કે બીજે ?) શરીર ઘસતો સ્ટેન્ડ સમીપે
અને ત્યાં ઓચિંતો પરસ જલના કો શિકરનો
થયો કે હૈયામાં વિહગ ટહુક્યાં, મ્હાડ પુલક્યા,
ગયું પેસી મારા હૃદયતલમાં ઘાસ સઘળું.

'સંબંધ' (ક્ષયમાં આત્મદર્શન) એ રાવજી પટેલનું ખૂબ જ મહત્ત્વનું કાવ્ય છે. ખરેખર એ કાવ્ય માત્ર આત્મદર્શન જ નથી, યુગાત્મદર્શન પણ છે. માત્ર વ્યક્તિ જ નહીં, કદાચ આખી સંસ્કૃતિ આ ક્ષયથી પીડાય છે અને એટલે જ આ કાવ્યમાં માત્ર હું અને મારું એ જ નહીં પણ 'અમને'ની વાત પણ છે :

*અમને જનોઈની ગોફણ વીંઝીને*
*પૂર્વજ છુટ્ટા મારે,*
*અમને જન્મ ધડીએ*
*પૂર્વજ લમણે લાગ્યા.*

*સંસ્કૃતિનો ઉદ્ગાર હોય એમ-*

*હું સાવરણીનાં રૂંછાં જેવી ભવિષ્યરેખા*
*હું પયગમ્બરનો નકલી ચહેરો.*

'સંબંધ' (ક્ષયમાં આત્મદર્શન) એ કાવ્ય અનેક પઠન ખમી શકે એવું છે. ક્ષયના દર્દીને માટે તો દૂરની ટેકરીઓ જોવાની જ, ત્યાં પહોંચવાનું તો હોય નહીં, એટલે એની પ્રારંભની પંક્તિ જ જુઓ- જેને માટે હૉસ્પિટલની ચાર દીવાલો જ ક્ષિતિજ છે, એવા બળતા, વલખતા જીવનની ઉક્તિ છે :

*પેલી ટેકરીઓનાં પગલાં મારા કાન કને સંભળાતાં*
*બારીમાંથી મેઘછાયી ટેકરીઓ પર હવે ફેરવું છું*
*હાથ (બિછાનેથી)*
*સૂતોસૂતો સોનગઢ પર હાથ ફેરવું...*

આસક્તિ અને અશક્તિની વચ્ચે ક્ષણેક્ષણે વહેરાતો આ જીવ લયથી મૂંગી ટેકરીઓને મુખરિત કરે છે- અને ટેકરી પાસે પહોંચાતું નથી- એટલે તો ટેકરીનો પગરવ એની પાંપણમાં પથરાય છે.

*હું ક્યાં પુરુષનો અવાજ સૂતો ?*
*મરાલની પાંખો નીચે*
*હું ક્ષણેક્ષણે બટકાતો.*

*ઊંઘ સંચરતો કે શ્વાસ પ્હેરીને નિદ્રા પગલાં વીણે.*
*શ્વાસ પહેર્યો છે- એવું તો પોતાની નનામી પાસે જે બેઠો હોય એ જ લખી શકે.*
*ખૂણે ખૂણે ચિંતાયું આકાશ.*
*હું મડદાની આંખોમાં તરવા લાગ્યો.*
*મૃત્યુ જેવો અદીઠ સરતો શ્વાસ.*

*

*શ્વાસમાં રસ્તો લાંબો લાગે.*

*

*હું મને ખેદાન બનાવી વધો જતો પરદેશ.*

આ બધી છૂટક પંક્તિઓમાંથી પણ કવિની વેદનાનો ખ્યાલ આવશે :
ધરતીની તિરાડ પેનની સ્ટીલ ઉપર અંકાઈ.

■

આ કોયલકંઠી પેન હવે કકળે છે.

'સંબંધ' કાવ્ય રાવજીની યાતનાના કાવ્યમય ઉદ્‌ગારનો, રાવજીની કવિતાની ભાષાનો, આ બધાનો જ પરિચય આપે છે.

રાવજીની ભાષા અને અભિવ્યક્તિની મૌલિકતા માટે એક જ ઉદાહરણ પૂરતું છે :

*તમે રે ઊંચેરા ઘરના ટોડલા*
*અમે લજવાતી પાછલી રવેશ રે,*
*તમારી મશે ના અમે સોહિયાં રે.*

લપની લીલી ટેકરીઓને અઢેલીને પ્રકૃતિના આરોગ્યનિકેતનમાં રાવજીની કવિતા કણસ્યા કરે છે- એમાં રાવજીની વ્યથા કણસે છે- અને હવે તો માત્ર વ્યથા, રાવજી વિનાની વ્યથા- મારી, તમારી - આપણા સૌની વ્યથા...

## એક બપોરે

મારા ખેતરને શેઢેથી
'લ્યો ઊડી ગઈ સારસી !
મા,
ઢોચકીમાં છાશ પાછી રેડી દે.
રોટલાને બાંધી દે.
આ ચલમની તમાકુમાં કસ નથી;
ઠારી દે આ તાપણીમાં
ભારવેલો અગની,
મને મહુડીની છાંય તળે
પડી રહેવા દે.
ભલે આખું આભ રેલી જાય,
ગળા સમું ઘાસ ઊગી જાય,
અલે એઈ
બળદને હળે હવે જોતરીશ નંઈ...
મારા ખેતરને શેઢેથી-

## ઘવાયેલો સૈનિક

કપાયલી ડાળ પરે ટહુક્યું
પંખી, અને યાદ બધાંય આવ્યાં.
લાવો લખું કાગળ આજ થાતું,
ને ગામ આખું ઊભરાય ચિત્તે,
લખું ત્યહીં સ્પર્શ થતો સહુનો.
પૂરું કરું વાચન ત્યાં થતું કે
રહી ગયું કૈંક કશુંક; જોઉં
અહીંતહીં, બ્હાર, પણે, કને, આ
બંદૂક જે બિસ્તર પાસ ઊભી
ઉજાગરેથી નબળી પડેલી
પત્ની, ઘવાયો હમણાં ફરીથી.
[]

## ઢોલિયો

અમે અજાણ્યા ક્યાં લગ રે'શું ?
કહો તમારા ઘરમાં ?
કહો તમારા ઘરમાંથી વળી
તબો-તમાકુ પંડ ઊઠીને કયારે લેશું ?
દખણાદી પરસાળ ઢોલિયો ઢળ્યો,
ક્યારનો પડ્યો પડ્યો હું
જતાં-આવતાં ઘરનાં માણસ ભાળું;
બોલ તમારા સુણી માંહ્યથી
પાંપણ વાસી
અમો ખોલિયે દુવાર આડું !
જોઉં જોઉં તો બે જ મનેખે
લહલહ ડોલ્યે જતો ડાયરો !
કોણ કસુંબા ઘોળે ?
ઘૂંટે કોણ ઘેનનાં ફૂલ ?

હથેલી માદક લહરી શી રવરવતી-
દિન થઇ ગ્યો શૂલ...
હમણાં હડી આવશે પ્હોર-
રાતના ઘોડા ગોરી,
સાગઢોલિયે પાંખ ફૂટશે;
કમાડ પર ચોડેલી ચકલી
શમણું થઈ ઘરમાં ફડફડશે.
જુઓ પણે પરસાળ સૂંઘતો ચાંદો.
અમને ઘડીવાર તો ગંધ ઊંઘની આલો,
આલો શ્વાસ તમારો ઓઢું, જંપું.
અંધકારથી પડખાંનો આ-વેગ
હવે તો બાંધો
ઢળ્યે ઢોલિયે...

[]

**તા. ૧૫-૧૧-૬૩**

દેહમાં પુરાયલું અસ્તિત્વ આ
ગમતું નથી.
મને કોઇ રાવજીથી ઓળખે
એયે હવે ગમતું નથી.
સ્વપ્નપરીઓના સુવાસિત દેશને
પરીઓ બધી ઊંચકી ગઇ !
ને જાતને સમજાવતો હું થઇ ગયો.
રે, શું થયું ?
હું કશી દીવાલમાં અટવાઉં છું.
ઇસ્ત્રી કરેલા શબ્દને હું ગોઠવું છું

કોઇ કાનોમાં,
કોઇ કાનોમાં ધખધખ થતું સીસું

તો કોઈમાં એવું પ્રવાહી રેડવું મારે પડે
કે
જીભ પર પાણી વળે
ને આંખ એની મુજને તાક્યા કરે.
આમ હું તો મધ સમો મીઠો બનું
ને યુદ્ધના વિચાર શો ધિક્કારવા લાયક બનું.
લાચાર છું.
આ શહેરમાં - હોટેલમાં - સરિયામ રસ્તે-
કોઈ સાથે ટ્રેનમાં - પરગામમાં
આ સભ્યતાની કુંવરી (!)ને સાચવ્યા કરવી.
હું મુરબ્બી !
કોઈ પેઢીના હિસાબી ચોપડા જેવો નર્યો જુઠ્ઠો !
સહુ સામે મને - સાચા મને - બતલાવવાનો તો
વખત મળતો નથી;
હું મને જડતો નથી.
મારે કૂદવું છે વાછરડાની જેમ
કોઈને ખટકું નહીં એવો
પવનની લ્હેરખી જેવો
ફરું;
હું ચગું વંટોળિયાની જેમ
કે
મારા પતનને કોઈ જાણે ના.
સ્કૂલમાંથી ઘર તરફ વળતા મનસ્વી બાળ જેવું-
અજાણ્યા માનવીને જોઈ હસતું,
પોલીસનો ડંડો જરી ખેંચી પછી
ચડ્ડી ચડાવી ભાગતું,
સિગારેટનાં ઠૂંઠાં, નકામા બાટલીના બૂચ વીણી
ટ્રાફિકને સમજ્યા વગર જોતું
હવામાં જેમ ફુગ્ગો જાય એવું જાય ઘરમાં-
વર્તવું છે.

પરંતુ આજ હું બાળક બની શકતો નથી.
હું મિત્ર કેરા હાથને દાબી નથી શકતો;
પછી તો-
દેહમાં પુરાયલા અસ્તિત્વના આ સર્પને
હું ભેળવી શકતો નથી સહુમાં;
ફૂલની ફોરમ સમો એ તે બને ?!
ચોવીસમી આ પારદર્શક કાંચળી ઉતારતાં
એને હવે પકડું
નહીં તો...

[]

**સીમનું મન**

આવ્યે હજી પલ નથી થઇ એક, ત્યાં તો
આ સીમનું કલકલ્યું મન વિસ્તરેલું;
ભેગું થતું અવ કશે... મુજને થતું કે
મારી જ જેમ હમણાં કંઇ બોલશે એ !
મેં ડોલતાં કણસલાં પર કાન માંડયા
પંખી સમા ત્યહીંય બેય રમે મજેથી !
લીલાશમાં સરકતી પકડી હવાને
ચૂમી લઇ, કલકલાટ બધોય ચાખ્યો !
ને હું હવે નગરને પથ સંચરું ત્યાં
આખીય સીમ મુજને વળગી રહી છે !

## પત્નીનો નિદ્રાસ્પર્શ

ઊંઘના અણખેડ્યા ખેતરમાં ઊગ્યા સારસટહુકા
નભનીલાં ડૂંડાંના ભરચક ભાર થકી
ઝૂકેલાં સાંઠા !
એક કોરથી સ્હેજ સ્વપ્નથી ચાખું
આખું સાકરની કટકીશું ખેતર
જીભ ઉપર સળવળતું.
આ પાથી વંટોળ સૂરજનો
તે પાથી વાયુનાં પંખી
હબળક કરતાં આવ્યાં...
ત્યાં
મારી પાસે વેરણછેરણ ઊંઘ ઓઢીને ઘોરે
શાંતિ રણ જેવી લંબાઈ પડેલી...

## અસંખ્ય રાત્રિઓને અંતે

શિયાળાની લાળીમાં સરકે સીમ,
રાત્રિઓ પીપળની ડાળી પર થથરે;
લબડે શુષ્ક ચંદ્રનું પાંદ.
અરે, મારે ક્યાં જોવું તારું ઘાસલ પગલું
ફરફરતું...?
વંટોળ થઈને ચરણ ચડ્યા ચકરાવે,
પથના લીરા ચકરવકર કંઈ ચડતા એની સાથે.
ક્યાં છે ભમ્મરિયાળા કેશ તમારા ?
દોડું-શોધું...
ઘાસ તણી નસમાં સૂતેલો સૂર્ય
ક્યાંક ક્યાં હડફેટાયો,
બળદ તણી તસતસતી મેઘલ ખાંધ સરીખો

પ્હાડ દબાયો
વીંછણના અંકોડા જેવાં બિલ્ડિંગોથી
હરચક ભરચક શહેર દબાયાં,
જૂવા જેવું ગામ નદીને તટ ચોંટેલું, એ ચગદાયું.
હગડગ હગડગ ગર્ભ વિશ્વનો કંપે.
મારી આંગળીઓમાં સ્વાદ હજી સિસોટા મારે !
ક્યાં છે સ્પર્શ ફણાળો
હજી સ્તનોના ચરુ સાચવી બેઠેલો
કેવડિયો ક્યાં છે ?
લાખ કરોડો વર્ષોથી
ચ્હેરો પથ્થરના ઘૂંઘટની પાછળ છૂપવી બેઠાં.
માનવતી, ઓ ક્યાં છો ?
ક્યાં છો ?
નવા ચંદ્રની કૂંપળ જેવી નજર કરો.

[]

**એક મધ્યરાત્રે**

અરે, આ ઓચિંતું, થઈ જ ગયું શું સ્હેજ પરસે !
પથારી ખીલી ગૈ, કુસમ ટહુક્યાં કૈં રુધિરમાં !
ઝમે અંગુલિનાં શિખર લયમાં, ને નયનમાં
હજારો પૂર્ણિમા પ્રકટ થઈ ગૈ શી પલકમાં !
અને આ હૈયાની ઊષર ધરતીમાં પરિમલ્યા
નર્યા દૂર્વાંકુરો ફરફર થતાં. સ્હેજ ચમક્યું
સૂતેલી પત્નીનું શરીર; ઝબક્યો હુંય; પરખી.
જરા મેં પંપાળી પ્રથમ. ઉર મારુંય છલક્યું.
વીતેલાં વર્ષોમાં કદીય પણ ચાહી નવ તને.
સ્તનોનાં પુષ્પોમાં શરમ છૂપવીને રડી પડ્યો.

બિછાનેથી

નજરની અડોઅડ નભ ઝરે...
અચાનક કવિતાની ચોપડીથી નીસરતો
યક્ષિણીનો આર્તનાદ !
પથારીમાં ગોટવાતા મેઘના પહાડ.
ઓરડીમાં કફ છૂટ્યાં વિહગનો વીંઝવાતો ભાર.
જર્જર...
અચાનક પથારીમાં કણસતું સારસીની ડોક સમું કાંડું,
એને શ્વાસની કુમાશથી હું સાહી લઉં.
જર્જર...
ચિત્કાર ચોતરફ જલ તણો આવરતો
એક
એક

પલ તણો વધ થતો.
માખી પર માંદગીનું હળું થયું હલનચલન.
જર્જર...
ખેતરમાં રોટલાના બટકે ચડાવતો'તો અડદની દાળ,
કને ઘીની ધાર જેવું જોતી હતી નાર
એ જ આ સમય !
જર્જર...
બારીમાંથી મેઘછાયી ટેકરીઓ પર
હવે ફેરવું છું હાથ.
માંદાં પોપચાંમાં ખીલી ઊઠી તાજીતમ રાત !
રહી રહી માટીની સુગંધ મારી હથેલીને અડે,
ઔષધનું લોહી પણ ફેણ ઊંચી કરે !
જર્જર...
એકાએક નિઃસહાય મેઘ મારા ખભા પર પછાડતો શીર્ષ.
અહીં નગરની અગાશીઓ પર

એનો - અજાણ્યાનો ઠરે નહીં પગ.
જર્જર…
પડ્યા હજીય આ શયનની કોર,
કોળી ઊઠે વળી વળી વાછટમાં મોર.

[]

**મન્મથ**

અચાનક તૃણનાં છૂટ્યાં તીર
ભરેલું ભીતર ભેદ્યું !
પાતાળો ફોડીને શાંત સૂતેલા
શેષનાગનું મસ્તક છેદ્યું.
આંખોથી દડદડ છૂટી શૈયા
કૂંપળમાંથી મુશળ વાગ્યાં અંધારાં.
એરાનું પેલું કમલસરોવર
ખાલી તો ખાલી લાવો તે ક્યાં ?
લાવો લાવો ચંદનનાં જલ.
કોણ મને આ કાવ્ય સરીખું પીડે ?
આ તે કોણ મને-
માટીનો પરખીને મનથી ખેડે ?…

[]

**એક વાર્તા**

ઊડી ગયાં કૈં અહીંથી છોગાં.
છલકાતો પિત્તળને બેડે સૂર્ય, ગયો…
ગયું એક મોલ ભરેલું ગાડું.
પલટણ ગિલ્લી પાછળ
વકટ રેંટ મૂઠ કરતી કરતી
જતી રહી.
ઓ દૂર દૂરના લીમડા મ્હેંકે,

કોક ઘટા લીલુંછમ ટહુકે.
ભીજરે પ્હેર્યો ખૂંપ...
લાગલ્યો
પરપોટાની ડોશીને ભૂતકાળ સાંભર્યો.
પિત્તળના બેડા પર
પાછો કૂણો કૂણો સૂર્ય ઊતર્યો...

## આજ અચાનક

કલશોર ભરેલું વૃક્ષ કાનમાં ઝૂલે !
પાળ તૂટેલા વ્હેળા શો
આળોટું રસબસ.
પારિજાતની ગંધ સરીખી તને ગોપવી
લોચન ભીતરમાં રહી ખૂલે !
પ્હેલાં જેમ થતું'તું...
પરિતૃપ્ત એકાંત યાદથી,
એવી... બસ એવી...
કુંવારી શય્યાના જેવી તું...
કેટકેટલું વીત્યું મુજને !
હજી રકતમાં વ્હેતો વ્યાધિ.
અમથી અમથી
મત્ત હવાની ઘૂમરી જેવી
પ્હેલાં ઘરમાં જતી - આવતી.
એક દિવસ ના મળ્યો ?
તને મેં ઔષધ પીતાં પીધી !
આજ અચાનક આંગણ ફૂટ્યું ટહુકે...
લયની ટેકરીઓ લીલીછમ વ્હેતી;
કઇ બારીએ હેરું ?
મન પડતું મેલું - કઇ બારીએ ?!

## અંધકાર

આંખ પાથરું ત્યાં ત્યાં બસ કૈં
શ્યામ કૌમુદી છલકે પારાવાર.
એકલો રહ્યો રહ્યો હું સ્પર્શ દેશને યાદ કરું
તો પલભર પાંપણને તટ વ્હેતું આવે વિશ્વ.
તોરીલો સૂર્ય ઝૂલતો ઝાકળના ઘોડા પર બેસી.
દીઠી'તી મેં કેશનદી ત્યાં –
ડૂબકી એમાં મારી એનાં કમળ કોળતાં
સૂંઘ્યાં'તાં મેં !
એની સળવળતી જલગતિ સરીખો અંધકાર તે આ ?
જ્યાં હમણાં બાળક રડ્યું હતું
જ્યાં હમણાં વાસણ પડ્યું હતું.
પણ ઘરગથ્થુ અંધાર અહીં તે ક્યાંથી ?
મારું અહીંયાં ચરણહાથ કે આંખ કશું ના
આણે તો અહીં સઘળું મારું
સેળભેળ પોતામાં કીધું.
સાથળની બે પાંદડીઓ આલી'તી
એ પણ છીનવી લીધી !
મેં આ અંધકારને ચીરીને આગળ
ધપવાની વાત કરી'તી...
યુગયુગથી હું જેને ભૂલતો ભૂલતો
ઓળખતો આવ્યો છું; એ મિત્ર – સહોદર આ કે ?
તો ક્યાં છે પેલો
જેમાંથી જીવતી માટીનો શોર કાનમાં
અમૃત જેવો અડ્યો હતો.
આ મલમલસાગર ચોગરદમ
રેશમિયું ઘૂઘવે
એમાંથી હું ભિન્ન થવાની વાત કરું છું ?
જેમાં રહીને સ્પર્શદેશની સફર કરું છું !

## ભર્યાં સમંદર

ભર્યાં સમંદર આંખોથી ખાલી કરવાના
હજી કેટલું જીવવાનું છે; બકવાનું છે ?
ગાલ નીચેની માટીમાં આકાશ લસરતું
સરવર જલને મળી ચૂકેલું માંસ બોલતું.
'ભર્યાં સમંદર આંખોથી ખાલી કરવાના'
જન્મ્યું શું ? - રોજ ઊઠીને પૂછીએ તો કહે -
હજી કેટલું જીવવાનું છે; બકવાનું છે ?
ગાલ નીચેની માટીમાં આકાશ લસરતું
પવન રુધિરે છણક્યો - છાતીનાં ફૂલ ખરશે
ખરશે એવું થઇને ઝૂલ્યાં ગઇકાલને
યાદ કરીને ભૂલ્યાં - ભૂલ્યાં સુખ આજનાં
જન્મ્યું શું રોજ ઊઠીને પૂછીએ તો કહે :
'પવન રુધિરે છણક્યો - છાતીનાં ફૂલ ખરશે'
એવું મારું શમણું પાછું કાઢો - પાછું કાઢો
મરવાનું છે કાલે ગીધને પાછું કાઢો - પાછું
યાદ કરીને ભૂલ્યાં એ પણ, સુખ આજનાં
ખરશે એવું સમજી ઝૂલ્યાં ગઇકાલને
ઝૂલે. સરવર ઝૂલે, વાસણ ઝૂલે ઓરે !
મરવાનું છે કાલે ગીધને પાછું કાઢો, પાછું.
હજી અમે ના દીઠી કોયલ વ્હેતી; આંબો
હરતોફરતો હજી અમે ના દીઠો, પર્વત
ઝૂલે ? સરવર ઝૂલે ? વાસણ ઝૂલે ? ઓરે
હજી અમે ના દીઠી કોયલ વ્હેતી ! આંબો
શરીરમાંથી લચક્યો ક્યારે ? લળક્યો ક્યારે ?
મરવાનું કાલે ગીધને પાછું કાઢો; પાછું.
હરતોફરતો હજી અમે ના દીઠો પર્વત -
પર્વત બકાસુરનું મસ્તક થઇને વાગે !
વાગે - વહાણવટાની વાતો, ખરતું પાન આંખનું

વાગે - વાગે કન્યાની પીઠનો પીળો પડછાયો.
હરતોફરતો હજી અમે ના દીઠો : આંબો
શરીરમાંથી બળક્યો ક્યારે, લચક્યો ક્યારે ?
લોહી વગરનો - માંસ વગરનો - કૈંક વગરનો.

## નવલકથાના એક પાત્ર ઉપર કવિતા

આકાશ નીલ થતું જાય છે.
મારી ઘ્રાણપ્રિયાના છુટ્ટા કેશથી
આકાશ હવે નીલ નીલ અતિ નીલ થતું જાય છે.
ઝબ કરતો
લીમડાની ટોચ પર સૂર્યોદય થયો !
પવન કૂંપળને બાઝી પડ્યો
ને
મારી ઘ્રાણપ્રિયાનો ત્વચાસંદેશ
સૂસવાતો ચોતરફ
ચોતરફ સૂર્ય નાહ્યા કરે
ચોતરફ સૂર્ય ઊગ્યા કરે



આવે છે મારી વૃક્ષ
નિહારિકાનું ઉપવસ્ત્ર પ્હેરીને
પ્રથમ રાત્રિની જેમ તે આવે છે.
હમણાં રે હમણાં
માટીમાંથી ઝાંઝર ઊગશે
સાબ્રમતી સારસી બનીને એની પાંખોમાંથી
અંધારું પૂરશે
પુષ્પો પુષ્પો પુષ્પો
સમસ્ત વૃક્ષને સૂંઘ્યા કરું.

## ભર્યાં સમંદર

ભર્યાં સમંદર આંખોથી ખાલી કરવાના
હજી કેટલું જીવવાનું છે; બકવાનું છે ?
ઘાસ નીચેની માટીમાં આકાશ લસરતું
સરવર જલને મળી ચૂકેલું માંસ બોલતું.
'ભર્યાં સમંદર આંખોથી ખાલી કરવાના'
જન્મ્યું શું ? – રોજ ઊઠીને પૂછીએ તો કહે –
હજી કેટલું જીવવાનું છે; બકવાનું છે ?
ઘાસ નીચેની માટીમાં આકાશ લસરતું
પવન રુધિરે છલક્યો – છાતીનાં ફૂલ ખરશે
ખરશે એવું ધઈને ઝૂલ્યાં ગઈકાલને
યાદ કરીને ભૂલ્યાં – ભૂલ્યાં સુખ આજનાં
જન્મ્યું શું રોજ ઊઠીને પૂછીએ તો કહે :
'પવન રુધિરે છલક્યો – છાતીનાં ફૂલ ખરશે'
એવું માઠું શમણું પાછું કાઢો – પાછું કાઢો
મરવાનું છે કાલે ગીધને પાછું કાઢો – પાછું
યાદ કરીને ભૂલ્યાં એ પણ, સુખ આજનાં
ખરશે એવું સમજી ઝૂલ્યાં ગઈકાલને
ઝૂલે સરવર ઝૂલે, વાસણ ઝૂલે ઓરે !
મરવાનું છે કાલે ગીધને પાછું કાઢો, પાછું.
હજી અમે ના દીઠી કોયલ વ્હેતી; આંબો
હસ્નોહસ્નો હજી અમે ના દીઠો, પર્વત
ઝૂલે ? સરવર ઝૂલે ? વાસણ ઝૂલે ? ઓરે
હજી અમે ના દીઠી કોયલ વ્હેતી ! આંબો
શરીરમાંથી લચક્યો ક્યારે ? લળક્યો ક્યારે ?
મરવાનું કાલે ગીધને પાછું કાઢો; પાછું.
હસ્નોહસ્નો હજી અમે ના દીઠો પર્વત –
પર્વત બકાસુરનું મસ્તક થઈને વાગે !
વાગે – વહાણવટાની વાતો, ખરતું પાન આંખનું

વાગે - વાગે કન્યાની પીઠનો પીળો પડછાયો.
હરતોફરતો હજી અમે ના દીઠો : આંબો
શરીરમાંથી બળક્યો ક્યારે, લચક્યો ક્યારે ?
લોહી વગરનો - માંસ વગરનો - કૈંક વગરનો.

## નવલકથાના એક પાત્ર ઉપર કવિતા

આકાશ નીલ થતું જાય છે.
મારી ઘ્રાણપ્રિયાના છુટ્ટા કેશથી
આકાશ હવે નીલ નીલ અતિ નીલ થતું જાય છે.
ઝબ કરતો
લીમડાની ટોચ પર સૂર્યોદય થયો !
પવન કૂંપળને બાઝી પડ્યો
ને
મારી ઘ્રાણપ્રિયાનો ત્વચાસંદેશ
સૂસવાતો ચોતરફ
ચોતરફ સૂર્ય નાહ્યા કરે
ચોતરફ સૂર્ય ઊગ્યા કરે



આવે છે મારી ક્ષ
નિહારિકાનું ઉપવસ્ત્ર પ્હેરીને
પ્રથમ રાત્રિની જેમ તે આવે છે.
હમણાં રે હમણાં
માટીમાંથી ઝાંઝર ઊગશે
સાબરમતી સારસી બનીને એની પાંખોમાંથી
અંધારું પૂરશે
પુષ્પો પુષ્પો પુષ્પો
સમસ્ત વૃક્ષને સૂંઘ્યા કરું.

## ભર્યા સમંદર

ભર્યા સમંદર આંખોથી ખાલી કરવાના
હજી કેટલું જીવવાનું છે; બકવાનું છે ?
ગાલ નીચેની માટીમાં આકાશ લસરતું
સરવર જલને મળી ચૂકેલું માંસ બોલતું.
'ભર્યા સમંદર આંખોથી ખાલી કરવાના'
જન્મ્યું શું ? - રોજ ઊઠીને પૂછીએ તો કહે -
હજી કેટલું જીવવાનું છે; બકવાનું છે ?
ગાલ નીચેની માટીમાં આકાશ લસરતું
પવન રુધિરે છણક્યો - છાતીનાં ફૂલ ખરશે
ખરશે એવું થઈને ઝૂલ્યાં ગઈકાલને
યાદ કરીને ભૂલ્યાં - ભૂલ્યાં સુખ આજનાં
જન્મ્યું શું રોજ ઊઠીને પૂછીએ તો કહે :
'પવન રુધિરે છણક્યો - છાતીનાં ફૂલ ખરશે'
એવું મારું શમણું પાછું કાઢો - પાછું કાઢો
મરવાનું છે કાલે ગીધને પાછું કાઢો - પાછું
યાદ કરીને ભૂલ્યાં એ પણ, સુખ આજનાં
ખરશે એવું સમજી ઝૂલ્યાં ગઈકાલને
ઝૂલે. સરવર ઝૂલે, વાસણ ઝૂલે ઓરે !
મરવાનું છે કાલે ગીધને પાછું કાઢો, પાછું.
હજી અમે ના દીઠી કોયલ વ્હેતી; આંબો
ફરતોફરતો હજી અમે ના દીઠો, પર્વત
ઝૂલે ? સરવર ઝૂલે ? વાસણ ઝૂલે ? ઓરે
હજી અમે ના દીઠી કોયલ વ્હેતી ! આંબો
શરીરમાંથી લચક્યો ક્યારે ? લળક્યો ક્યારે ?
મરવાનું કાલે ગીધને પાછું કાઢો; પાછું.
ફરતોફરતો હજી અમે ના દીઠો પર્વત -
પર્વત બકાસુરનું મસ્તક થઈને વાગે !
વાગે - વહાણવટાની વાતો, ખરતું પાન આંખનું

વાગે - વાગે કન્યાની પીઠનો પીળો પડછાયો.
હસ્તોફ્સ્તો હજી અમે ના દીઠો : આંબો
શરીરમાંથી બળફ્યો ક્યારે, લચક્યો ક્યારે ?
લોહી વગરનો - માંસ વગરનો - કૈંક વગરનો.

## નવલકથાના એક પાત્ર ઉપર કવિતા

આકાશ નીલ થતું જાય છે.
મારી ઘ્રાણપ્રિયાના છુટ્ટા કેશથી
આકાશ હવે નીલ નીલ અતિ નીલ થતું જાય છે.
ઝબ કરતો
લીમડાની ટોચ પર સૂર્યોદય થયો !
પવન કૂંપળને બાઝી પડ્યો
ને
મારી ઘ્રાણપ્રિયાનો ત્વચાસંદેશ
સૂસવાતો ચોતરફ
ચોતરફ સૂર્ય નાહ્યા કરે
ચોતરફ સૂર્ય ઊગ્યા કરે



આવે છે મારી ક્ષ
નિહારિકાનું ઉપવસ્ત્ર પ્હેરીને
પ્રથમ રાત્રિની જેમ તે આવે છે.
હમણાં રે હમણાં
માટીમાંથી ઝાંઝર ઊગશે
સાભ્રમતી સારસી બનીને એની પાંખોમાંથી
અંધારું પૂરશે
પુષ્પો પુષ્પો પુષ્પો
સમસ્ત વૃક્ષને સૂંઘ્યા કરું.

## ભર્યા સમંદર

ભર્યા સમંદર આંખોથી ખાલી કરવાના
હજી કેટલું જીવવાનું છે; બકવાનું છે ?
ગાલ નીચેની માટીમાં આકાશ લસરતું
સસ્વર જલને મળી ચૂકેલું માંસ બોલતું.
'ભર્યા સમંદર આંખોથી ખાલી કરવાના'
જન્મ્યું શું ? - રોજ ઊઠીને પૂછીએ તો કહે -
હજી કેટલું જીવવાનું છે; બકવાનું છે ?
ગાલ નીચેની માટીમાં આકાશ લસરતું
પવન રુધિરે છણક્યો - છાતીનાં ફૂલ ખરશે
ખરશે એવું થઈને ઝૂલ્યાં ગઈકાલને
યાદ કરીને ભૂલ્યાં - ભૂલ્યાં સુખ આજનાં
જન્મ્યું શું રોજ ઊઠીને પૂછીએ તો કહે :
'પવન રુધિરે છણક્યો - છાતીનાં ફૂલ ખરશે'
એવું મારું શમણું પાછું કાઢો - પાછું કાઢો
મરવાનું છે કાલે ગીધને પાછું કાઢો - પાછું
યાદ કરીને ભૂલ્યાં એ પણ, સુખ આજનાં
ખરશે એવું સમજી ઝૂલ્યાં ગઈકાલને
ઝૂલે. સરવર ઝૂલે. વાસણ ઝૂલે ઓરે !
મરવાનું છે કાલે ગીધને પાછું કાઢો, પાછું.
હજી અમે ના દીઠી કોયલ વ્હેતી; આંબો
હરતોફરતો હજી અમે ના દીઠો, પર્વત
ઝૂલે ? સરવર ઝૂલે ? વાસણ ઝૂલે ? ઓરે
હજી અમે ના દીઠી કોયલ વ્હેતી ! આંબો
શરીરમાંથી લચક્યો ક્યારે ? લળક્યો ક્યારે ?
મરવાનું કાલે ગીધને પાછું કાઢો; પાછું.
હરતોફરતો હજી અમે ના દીઠો પર્વત -
પર્વત બકાસુરનું મસ્તક થઈને વાગે !
વાગે - વહાણવટાની વાતો, ખરતું પાન આંખનું

વાગે - વાગે કન્યાની પીઠનો પીળો પડછાયો.
હરતોફરતો હજી અમે ના દીઠો : આંબો
શરીરમાંથી બળક્યો ક્યારે, લચક્યો ક્યારે ?
લોહી વગરનો - માંસ વગરનો - કૈંક વગરનો.

## નવલકથાના એક પાત્ર ઉપર કવિતા

આકાશ નીલ થતું જાય છે.
મારી પ્રાણપ્રિયાના છુટ્ટા કેશથી
આકાશ હવે નીલ નીલ અતિ નીલ થતું જાય છે.
ઝબ કરતો
લીમડાની ટોચ પર સૂર્યોદય થયો !
પવન કૂંપળને બાઝી પડ્યો
ને
મારી પ્રાણપ્રિયાનો ત્વચાસંદેશ
સૂસવાતો ચોતરફ
ચોતરફ સૂર્ય નાહ્યા કરે
ચોતરફ સૂર્ય ઊગ્યા કરે



આવે છે મારી ક્ષ
નિહારિકાનું ઉપવસ્ત્ર પ્હેરીને
પ્રથમ રાત્રિની જેમ તે આવે છે.
હમણાં રે હમણાં
માટીમાંથી ઝાંઝર ઊગશે
સાભ્રમતી સારસી બનીને એની પાંખોમાંથી
અંધારું પૂરશે
પુષ્પો પુષ્પો પુષ્પો
સમસ્ત વૃક્ષને સૂંઘ્યા કરું.

વાગે - વાગે કન્યાની પીઠનો પીળો પડછાયો.
હરતોફરતો હજી અમે ના દીઠો : આંબો
શરીરમાંથી બળક્યો ક્યારે, લચક્યો ક્યારે ?
લોહી વગરનો - માંસ વગરનો - કૈંક વગરનો.

**નવલકથાના એક પાત્ર ઉપર કવિતા**

આકાશ નીલ થતું જાય છે.
મારી ઘ્રાણપ્રિયાના છુટ્ટા કેશથી
આકાશ હવે નીલ નીલ અતિ નીલ થતું જાય છે.
ઝબ કરતો
લીમડાની ટોચ પર સૂર્યોદય થયો !
પવન કૂંપળને બાઝી પડ્યો
ને
મારી ઘ્રાણપ્રિયાનો ત્વચાસંદેશ
સૂસવાતો ચોતરફ
ચોતરફ સૂર્ય નાહ્યા કરે
ચોતરફ સૂર્ય ઊગ્યા કરે



આવે છે મારી ઋત
નિહારિકાનું ઉપવસ્ત્ર પ્હેરીને
પ્રથમ રાત્રિની જેમ તે આવે છે.
હમણાં રે હમણાં
માટીમાંથી ઝાંઝર ઊગશે
સાભ્રમતી સારસી બનીને એની પાંખોમાંથી
અંધારું પૂરશે
પુષ્પો પુષ્પો પુષ્પો
સમસ્ત વૃક્ષને સૂંઘ્યા કરું.

વાગે - વાગે કન્યાની પીઠનો પીળો પડછાયો.
હરતોફરતો હજી અમે ના દીઠો : આંબો
શરીરમાંથી બળફ્યો ક્યારે, લચક્યો ક્યારે ?
લોહી વગરનો - માંસ વગરનો - કૈંક વગરનો.

## નવલકથાના એક પાત્ર ઉપર કવિતા

આકાશ નીલ થતું જાય છે.
મારી પ્રાણપ્રિયાના છુટ્ટા કેશથી
આકાશ હવે નીલ નીલ અતિ નીલ થતું જાય છે.
ઝબ કરતો
લીમડાની ટોચ પર સૂર્યોદય થયો !
પવન કૂંપળને બાઝી પડ્યો
ને
મારી પ્રાણપ્રિયાનો ત્વચાસંદેશ
સૂસવાતો ચોતરફ
ચોતરફ સૂર્ય નાહ્યા કરે
ચોતરફ સૂર્ય ઊગ્યા કરે



આવે છે મારી ક્ષ
નિહારિકાનું ઉપવસ્ત્ર પ્હેરીને
પ્રથમ રાત્રિની જેમ તે આવે છે.
હમણાં રે હમણાં
માટીમાંથી ઝાંઝર ઊગશે
સાબમતી સારસી બનીને એની પાંખોમાંથી
અંધારું પૂરશે
પુષ્પો પુષ્પો પુષ્પો
સમસ્ત વૃક્ષને સૂંઘ્યા કરું.



વિસ્મય
અનાકાશ વિસ્મય !
સમયમાં પણ વ્યાપી ગયાં સ્તન.
કસ્તૂરી હવાનો બધે પાશ
આ
આવી મારી પ્રાણપ્રિયા
ને હવે તો
કેવળ ત્વચાનો જ આવાજ;
જૂઇમાંથી સુગંધ ખરે એવો.
મારી ચોતરફ લાગે છે ઘૂઘવાતો
લયબદ્ધ સમુદ્ર ત્વચાનો
મારી ક્ષ
મારી ક્ષ
મારી ક્ષ મારી ક્ષ
મારી ક્ષ
          મારી મારી મારી
ક્ષ ક્ષ ક્ષ મારી ક્ષમા ક્ષ
ક્ષ
ક્ષ

## રમ્ય શાંતિ

એક પંખીની પાંખ હલે ખેતર પર મંથર
પવન પણે જો પાળ ઉપર ગોવાળ સરીખો સ્તબ્ધ
ઘાસ અવલોકે !
વૃક્ષછાંયમાં બળદ ભળી જઇ
લુમકાય વાગોળે...
જાગે સૂર્ય એકલો.

કવિનાર

નજર પહોંચે ત્યાં લગી વિચારો જંપ્યા.
તળાવનું પોયણ જલ સ્વપ્નવધૂના પેટ સરીખું હાલે !
પણે ચરાના શાંત વાસમાં સારસ જોડું
એકમેક પર ડોક પાથરી સૂતું.
ઉદ્‌ગાર કાઢી ન શકું
એટલી રમ્ય શાંતિ
ઘડીભર આવી'તી...

## ૧૯૬૪-૬૫માં

હવે શાં કાવ્ય લખું ?
માણસનો કાન હવે તો ધૂળ - ધુમાડો - પથ્થર.
થર થર ધરા ધ્રુજે...
હથેલીઓમાં શ્વાસ - સીમા જે બચી એટલી સાચી.
સાચું તો ક્યાં છે અંધારું ?
આંખોના ખૂણા છોડીને ભાગ્યું...
આ તો
ગરુડની તોળાઇ રહેલી પાંખ...
આ તો
છાપાનાં પાનાં પર અધમૂઆં નગર
અક્ષર થઇ વેરાયાં ઝાંખાં - પાંખાં,
ફોડામાં બાળક સંતાતું
એમ સ્ત્રીઓની સામે
પુરુષનું બળ મ્લાન નજરમાં લપી જતું.
બળ્યો, જળ્યો લય ભીંતો કોચે
આખો દેશ અડાયા પર બેઠો છે !
ત્યારે બૉમ્બ પડેલા ગામ સરીખી
સપાટ નિર્જન જીભ (કવિની).

## વરસાદી રાતે

ઇશાની પવન મારા છાપરાના નળિયાને ઊંચું - નીચું કર્યા કરે.
નળિયાંની નીચે મારી ઊંઘ પણ પીંછા જેવી
આઘીપાછી થયા કરે.
નાનો ભાઇ બચ બચ ધાવે,
બચકારે બચકારે અંધકારનો મોલ હલે.
સ્હેજ વળી ફણગાની જેમ ફૂંણું કણસીને
બચ બચ પીધા કરે માયાળુ ખેતર.
મારી કીકીઓમાં કણસલાં હળુ હળુ હલ્યા કરે.
એની પર પંખીઓનાં પીંછાં સ્હેજ ફરફરે.
આખો દહાડો કૈફાઇ કુટાઇ -
મા
પંજેઠીની જેમ લૂસ ખાટલામાં પડી રહી.
મારા બાવડામાં દિવસ, બળદ, હળ, બારેમેઘ પોઢ્યાં
અને
નળિયાંની નીચે મારી ઊંઘ
પીંછાં જેવી આઘીપાછી થયા કરે....

## હું જીવતો છું

ખુરશીમાં ઝૂલતી ડાળીઓ જોઇ શકાય છે.
અને
ઘોડાની નીચે એક બણબણતી બગાઇ સાલી
પ્રત્યેક ક્ષણે
મને વિતાડે છે
હોય. બગાઇ છે બાપડી. ભલે.
પણ હું જીવતો છું એ કંઇ ઓછું છે !
હું મારા Boss - જીનો Personal telephone

તમાકુના છોડને ઉછેરીએ એવી કાળજીથી
નોકરીને પાલવું છું.
હોય. બોસ છે બિચારો. ભલે.
પણ હું જીવતો છું એ કંઇ ઓછું છે !
ઘરમાં મોટેથી તો હસાય જ નહીં
લેંઘામાં ખણજ આવે ને તોય માળું
વલૂરાય જ નહીં
હોય ત્યારે ઘર છે બચારું. ભલે.
પણ હું જીવતો છું એ કંઇ ઓછું છે !
यदा यदा हि धर्मस्य
मुकं करोतिવાળો શ્લોક સ્મરતો હોઉં છું ત્યારે
કોકશાસ્ત્રની ગંદી આવૃત્તિ જેવી બાયડી
મને રોજ ઠૂંસા મારીને રાત બગાડે છે
હોય સાલી એ છે તે ભલે.
પણ હું જીવતો છું એ કંઇ ઓછું છે !
રસ્તા પર ગુલમહોર છે ને ?
બાવળીઓ કહેવું હોય તો જાવ - પણ છે ને ?
નં. ૪. ત્રીજે માળ. લીલીછમ બારી. એ પા તો
જોવાય જ નહીં
ક કરવતનો ક બોલાય
ને ન ખાવું હોય તોય બિસ્કિટ લેવાય
ને પાનના ગલ્લા આગળ - ક્ષણિક ઓસરીમાં
રહ્યો રહ્યો મૃત દાદીમાના ઉછંગમાં કૂદાકૂદ
કરી લેવાય. પણ ઘોડીનું લીલી પા
જોવાય જ નહીં. ભલે
પણ હું જીવતો છું એ કંઇ ઓછું છે !
ને ખુરશીમાં ડાળીઓ ઝૂલતી જોઉં છું પાછી.

## ઠાગાઠૈયા

ઠાગાઠૈયા ભલે કરે રામ !
આપણે તો અલમસ્ત – શરબત ઊંચું મેલ્યું.
ભલે મારું નિર્વાણ ઊડી જાય !
ભલે મને મળે નહીં બ્રહ્મનું બટેરું ભરી છાશ.
દોમદામ પેઢીઓની ગીચતાને
મારે નથી શણગાર પ્હેરાવવા,
એની પર ખીજડા છો ઊગ્યા કરે;
સુગરીઓ ભલે બાંધે ઘર, ભલે સેલ્યૂટ ભર્યા કરે !
આપણે શા ઠાઠ
કવિતાને ઘર શું ને કરવા શા ઘાટ !
કવિતાને મોગરાની ખપે બસ વાસ.
દોમદામ સાહ્યબી મારે મન ફફડતા પડદા –
ફફડતી ભીંત.
મારે મન હંમેશનાં હવડ કમાડ
ઘટમાળ – બટમાળ કશું નહીં
સાહ્યબીનો ચ્હેરો હવે સૂર્ય નહીં –
સૂર્ય હવે છાણનું અડાયું મારે મન.
મારે મન કવિતાની સાહ્યબીના સૂરજ હજાર.
ઓરડામાં પડેલો આ અંધકાર ઊંચકું હું કેમ ?
તમારે કહ્યે મારા નિજત્વને ફેંકી દઉં કેમ ?
મને તો ઘણુંય થાય:
નજીક બેસાડી તારા ઘસ્ને હું કવિતાની જેમ
કશો અર્થ દઉં;
તારી શય્યાને કવિતાની ગંધ દઉં.
કિંતુ વ્યર્થ
તમારે તો સાણસીનો કરવો છે અર્થ.
હું તો માત્ર કવિતાઈ રણનો પ્રલંબ પટ
કેવળ વેરાઈ જાણું પ્રણયની જેમ.

પણ તમારે તો દરિયાનો કરવો છે અર્થ.
હું તો માત્ર,
કૂતરાની પૂંછડીનો વાંકો વિસ્તાર
હું તો માત્ર
કવિ
હું તો માત્ર
ઓરડામાં સબડતું આદિ મમી
હું તો માત્ર
ભૂખથી રિબાતું મારું વલ્લવપુરા ગામ.
હું તો માત્ર
ખાલીબખ નિઃસહાય ૐ
પણ તમારે તો ગણિતનાં મનોયત્ન ગણવાં છે.
મારી પાસે નથી એ ગણિત
મારી પાસે નથી એનો અર્થ
મારી પાસે કવિતાનો નથી કશો નર્થ.

## હાઈકુ

માછી ક્યારનો
ઊભો રહ્યો ને તોય
માછલી તરે !



ગામથી છેટે
એક કૂવામાં બેઠી
તરસી સીમ.

## હજીય તે

હજી હું તો ટાઢાઊના તડકામાં
ઘઉં વીણું, હજીય તે,
હું તો મારે આવુંતેવું કર્યા કરું.
ખાલી પેલી ગમાણના
ખીલા જેવી, હું તો મારે પડી રહું.
કદી કદી આંગણામાં
ખેતરને મૂકી દઉં. કદી કદી ઘઉં ઓરું.
કદી કદી મહુડાનાં
વન આખાં, વન આખાં, વન આખાં વેડી દઉં,
કદી કદી છાપરીની છેક ઊંચી
થાંભલીએ ઓઢણીને
વીંટી દઉં, પછી ગોફણમાં
સીમ આખી ઊંચકીને,
એય ઓલ્યા ડુંગરાની પાર
એની પાર એની પાર
ફેંકી દઉં. સ્હેજ ધણમાંના ઢોર
બધાં આઘાંપાછાં થાય.
ઊંધું ઘાલી સાંજ ખસી જાય.
ટહુકાના કૂણા કૂણા ખ્હાણા
મારા કાળજાને વાગે; તોય
ઘઉં વીણું; હજીય તે...

## ગઝલ

સદા ઘરથી છેટે રહ્યો ઘાસ જેવો
છતાં આંખથી ના અલગ થાય શેઢો.
ચગદતો હંમેશાં ગમે તેમ એને
બળદને કદી ના ચરી જાય શેઢો.
પગલાંનો એ છે જનમથી જ ભૂખ્યો
પથ પર ઘણી વાર પથરાય શેઢો.
નથી પાંખ એને કે ઊડી શકે એ
છતાં નીડમાં ક્યાંક સંતાય શેઢો.
નથી કોઈ હોતું કને વાત કરવા
મને એ સમયથી જ સમજાય શેઢો.
રહ્યો છું કને ને કને તોય છે શું ?
નર્યો ઘાસ છું કે ન પરખાય શેઢો !

•

## ગીત

આપણને જોઈ
પેલા બગીચામાં લીલોતરી સળવળે
આપણને જોઈ
પેલાં પતંગિયાં હજીય તે ઊડ્યા કરે !
આપણને જોઈ
પેલી ડાળીઓ પ્હેરી લે છે ફૂલ-મોડ
આપણને જોઈ
પેલા ઝૂમાં આણી સારસની એક જોડ !
આપણને જોઈ
પેલાં છોકરાંઓ વર-વહુ બન્યા કરે.
આપણને જોઈ
પેલાં ઘરડાંને ચપોચપ દાંત ફૂટે !

## ગીત

મેશ જોઈ મેં રાતી
મઘમઘ મેશ જોઈ મેં રાતી.
મખમલના જલમાં મધરાતે એક પરી જોઈ ન્હાતી !
મેશ જોઈ મેં રાતી.
આંખ ભૂલી ગૈ આંખપણું ને આંગળીઓથી દીઠી.
કમખામાંની રાત ખોલી દઈ હથેલીઓથી પીધી !
શમણાંને છુટ્ટાં મેલીને હીરની દોરી ગાતી
મેશ જોઈ મેં રાતી.
પગનું એક હલેસું વાગે મસ્તક લસરક વ્હેતું;
મોરલીઓનો શ્વાસ ઉપરથી સર્યો જતો'તો સેતુ.
મણિ ચૂસતો નાગ, નાગની ફેણ મને કૈં પાતી !
મેશ જોઈ મેં રાતી.

## ગીત

સાંભળ તો સખી આંબા પર ફૂટ્યું ગુલાબ
મારી છલકાઈ ગઈ આંખોની છાબ
મેં તો આંબા પર દીઠું ગુલાબ...

સાંભળ તો સખી એક ઝીણેરા મોરલાની ડાળ
નરી ટહુકાની નવીસવી વાડ
વચ્ચે છાયુંમાયું ચંદન તલાવ
મેં તો આંબા પર દીઠું ગુલાબ...

સાંભળ તો એક કૂણા કૂણા કાંટાની વાત,
જાણે નાનાં ગુલાબ એમાં સાત
મને વાગીને કરતો ઈલાજ
મેં તો આંબા પર દીઠું ગુલાબ...

સાંભળ તો સખી મેં તો સમણામાં લંબાવ્યો હાથ
મારી રોળાઈ ગઈ રળીયળી વાત
મેં તો આંબા પર દીઠું ગુલાબ...

કવિતા

## ગીત

તારું મધમીઠું મુખ
જાણે સાતપાંચ તારાનું ઝૂમખું
હો આમતેમ ઝૂલે
હો ઝૂલે.
કે ઘર મારું વ્હેલી પરોઢના પ્હેલા
ઉઘાડ જેવું ખૂલે !
મારું સામટુંય દુઃખ
જાણે વાયુનું પગલું શું આછું
હો આમતેમ ઊડે
હો ઊડે.
કે ગંધના ઘેલા પતંગિયા જેવું
આ મંન મને ભૂલે !

## ગીત

પ્હેલ રે વ્હેલેરાં કંકુપગલાં ઉંબર પરથી
અમને જડ્યાં !
ઝીણી પારેવીની પાંખ ઝીણી પરવાળીની આંખ થઈને
અમને જડ્યાં !
ઘરમાં હરતાંફરતાં રાતાં આભ હસ્યાં, નાનાં આભ હસ્યાં,
મનમાં પગલાં ઝર્યાં;
પગલાં પોચાં પોચાં, પગલાં સોનું-રૂપું,
પગલાં રાત-દિવસ
પગલાં સૌને ગમ્યાં.
પ્હેલ રે વ્હેલેરાં કંકુપગલાં ઉંબર પરથી
અમને જડ્યાં !
એ રે પગલાંમાં ફૂટ્યા ફૂલ-દરિયા
ઊગ્યા પાછલા જનમ !
કોળ્યા સુખ-દુઃખના મોર, ઘર ગ્હેંકી ઊઠ્યું –

મનમાં મ્હેંકી ઊઠ્યું;
પગલાં ઝાંઝરનો ધૂપ, પગલાં રાતરાણી,
પગલાં રણનો છાંયો

પગલાં એવાં જડ્યાં.
મ્હેલ રે મ્હેલેરાં કંકુપગલાં ઉંબર પરથી
અમને જડ્યાં !
એ રે પગલાંમાં ઘર જાગી જતું, ઘર ઊંઘી જતું
ઘર ઘઉંનું કણસલું થઈને ડોલરિયું ડોલી જતું
મનમાં ડોલી જતું;
પગલાં લંગર્યાં ના લંગરાયાં, ફરી હાથ ના'વ્યાં
રે ના'વ્યાં

જડેલાં જરી ના જડ્યાં,
મ્હેલ રે મ્હેલેરાં કંકુપગલાં ઉંબર પર
ખીલે જડ્યાં !

## ગીત

કાગળ પર ધ્રુજે છે હાથ
આંબાની ડાળ જેવો...
કાગળ પર ધ્રુજે છે હાથ.
પાછો વળી વળીને ચૈતર પજવતો
સહિયરનો પજવેલો સમણે સરકતો
રાતા રૂમાલ જેવો ફાગ –
કાગળ પર ધ્રુજે છે હાથ.
ઊછરતા વાછડાને કેમ કરી બાંધું ?
ઊડી જતા રસ્તાને કેમ કરી સાંધું ?
રેલાતા ઢાળ જેવો રાગ –
કાગળ પર ધ્રુજે છે હાથ.
કમાડ ખોલતાંક મારા જેઠજી પધાર્યા
ઝાંખા દીવાની વાટ સંકોરી બોલ્યા
'આવે મારો અષાઢ સંગાથ'
કાગળ પર ઢળી જતો હાથ.

## મિસ જૂલિયટીનું પ્રણયગીત

(હો રાજ રે હું તો તળાવપાણી ગૈતી–એ ઢાળમાં ગાવા માટે)

મારા રળજી રે અમોને કૂવે પાણી મોકલ્યાં
અમારે ન'તું જવું ને તોય તમે ધકકેલ્યાં
        કાળજફૂણા કાંટા વાગ્યા...
મારા રળજી રે અમારી પરવાળાની પાની
દેડકો જોઈ ગયો ઉઘાડી – તીતીઘોડે પાડી તાલી
        કાળજફૂણા કાંટા વાગ્યા...
મારા રળજી રે કાંટા છાનામાના વાગ્યા
નબરા મેળ વગરના પાકયા –
        કાળજફૂણા કાંટા વાગ્યા...
મારા રળજી રે તમે જૈ રશિયે તાર કરાવો (કે)
ઝટ ઝટ ચાંદલિયો મંગાવો, મારી પાનડિયો ઢંકાવો
        કાળજકાંટા અમને વાગ્યા...
મારા રળજી રે તમારા હોઠ તણો શો હધડો
પોપટ–પેટ કપાવી લાવો – નાજુક પાની પર બંધાવો
        કાળજફૂણા કાંટા વાગ્યા...
મારા રળજી રે વચમાં મંદિરના શ્રીજીએ
મારી પાનીને પંપાળી – ઓય મા પાંપણથી પંપાળી
        કાળજકાંટા અમને વાગ્યા...
મારા રળજી રે અમારે ન'તું જવું ને તોયે તમે ધકકેલ્યાં
કૂવે પાણી ભરવા ઠેલ્યાં – અમને કાળજકાંટા વાગ્યા.

## ગીત

અમને વડ વગરને છાંયે છાંયો ગમી ગયો;
ગમતું જણ વનાનું ગામ છાંયો ગમી ગયો.
અમે તો આસોને ઊતરતે દીવો રાણો કર્યો,
દીવો આંખોમાં ઊતરતો સખીએ સામો ધર્યો.
સખીએ સાયળની સપાટી પર એક દીવો ધર્યો,
સખીએ થરથરતી જ્યોતિથી અમને દગો કર્યો.
સખીએ થરથરતી જ્યોતિથી અમને ચૂંટી ખણી,
મેં તો અમાસની મધરાતે ચૂંટી ભેળી કરી.
લોલે લોલ વધ્યો રે ચસકો ચટકે ઝેર ચડ્યાં,
અમને આસોના દહાડામાં વસમાં ઝેર નડ્યાં.
અમને વડ વગરનો છાંયો અમથો નથી ગમ્યો,
ગમતું જણ વનાનું ગામ અમથું નથી ગમ્યું.

## ગીત

અમે રે અધવચ રણના વીરડા !
થોડા ખારા રે છઈએ – ખાટા રે છઈએ;
પગલું પડે અને વ્હેતા રે થઈએ
અમે રે અધવચ રણના વીરડા !
અમારી આંખોમાં માળા બાંધશે;
એમાં પીછાં રહેશે – પાછાં વ્હેતાં રહેશે
થોડું અમથું વધેલું આભ હશે....
અમે રે અધવચ રણના વીરડા !
અમારા નિ:સાસા આસોપાલવ થશે,
થોડાં તોરણ થશે – રણનો છાંયો થશે
દુ:ખી કુંવરીનો સાચો વિસામો થશે...
અમે રે અધવચ રણના વીરડા !
અમને શરાપ લાગ્યા સામટા;
નથી લીલા રહેતા – નથી સૂકા થતા
સૂની આંખોમાં ઝાઝેરું ના ટકતા....
અમે રે અધવચ રણના વીરડા !

## ગીત

તમે રે તિલક રાજા રામના
અમે વગડાનાં ચંદન કાષ્ઠ રે;
તમારી મશે ના અમે સોહિયાં -
કેવાં કેવાં દઃખ સાજણ તમે રે સહ્યાં ?
કહોને સાજણ દઃખ કેવાં સહ્યાં !
તમે રે ઊંચેરા ઘરના ટોડલા !
અમે લજવાતી પાછલી રવેશ રે;
તમારી મશે ના અમે સોહિયાં -
કેવાં કેવાં દઃખ સાજણ તમે રે સહ્યાં ?
કહોને સાજણ દઃખ કેવાં સહ્યાં ?
તમે રે અખશર થઈને ઊકલ્યા !
અમે પડતલ મૂંઝારા મૂં ઝીણી છીપના;
તમારી મશે ના અમે સોહિયાં -
કહોને કહોને દઃખ કેવાં પડ્યાં ?

## ગીત

મારી આંખે કંકુના સૂરજ આથમ્યા....
મારી વે'લ શંગારો વીરા, શગને સંકોરો
રે અજવાળાં પહેરીને ઊભા શ્વાસ !
મારી આંખે કંકુના સૂરજ આથમ્યા....
પીળે રે પાંદે લીલા ઘોડા ડૂબ્યા;
ડૂબ્યાં અલકાતાં રાજ, ડૂબ્યાં મલકાતાં કાજ
રે હણહણતી મેં સાંભળી સુવાસ !
મારી આંખે કંકુના સૂરજ આથમ્યા....
મને રોકે પંછાયો એક ચોકમાં;
અડધો બોલે ઝાલ્યો; અડધો ઝાંઝરથી ઝાલ્યો
મને વાગે સજીવી હળવાશ !
મારી આંખે કંકુના સૂરજ આથમ્યા....

## ગીત

રણની વચ્ચે લીલોતરી ને
લીલોતરીમાં નાગ
હે મા તને ડસે.
ખેતર વચ્ચે ઝાકળિયું
ઝાકળમાં ઝૂલી આંખ,
કેર કાંટાળી, આંબલી ને
આંબલિયા પર મોર,
આંબો ઝૂક્યો આંખમાં ને
આંખ ઝૂકી ચોપાસ,
કાલી કાલી ભાષામાં
ભગવાન રડે ભેંકાર,
કાજળકાળું અંધારું ને
કાલા કાલા રામ,
રણની વચ્ચે લીલોતરી ને
લીલોતરીમાં નાગ
હે મા તને ડસે.

## બાર કવિતાઓ

૧

ગઈ કાલે રાત્રે ખાધેલી માછલી
ફરી પાછી જીભ પર
પાણી થઈને ફરી વળે તો !
પણ એમ નહીં બને
કેમ કે
સમય કદી ખોદી શકાતો નથી.
જો એમ હોય તો
પાછલા ભવની મશરૂ તળાઈ પરનું
સંવનન આ લીંપણવાળી ઓસરીમાં
માણી શકાત

## ગીત

રણની વચ્ચે લીલોતરી ને
લીલોતરીમાં નાગ
હે મા તને ડસે.
ખેતર વચ્ચે ઝાકળિયું
ઝાકળમાં ઝૂલી આંખ,
કેર કાંટાળી, આંબલી ને
આંબલિયા પર મોર,
આંબો ઝૂક્યો આંખમાં ને
આંખ ઝૂકી ચોપાસ,
કાલી કાલી ભાષામાં
ભગવાન રડે ભેંકાર,
કાજળકાળું અંધારું ને
કાલા કાલા રામ,
રણની વચ્ચે લીલોતરી ને
લીલોતરીમાં નાગ
હે મા તને ડસે.

## બાર કવિતાઓ

૧

ગઈ કાલે રાત્રે ખાધેલી માછલી
ફરી પાછી જીભ પર
પાણી થઈને ફરી વળે તો !
પણ એમ નહીં બને
કેમ કે
સમય કદી ખોદી શકાતો નથી.
જો એમ હોય તો
પાછલા ભવની મશરૂ તળાઈ પરનું
સંવનન આ લીંપણવાળી ઓસરીમાં
માણી શકાત

વાતાવરણનો કાટ ધીરે ધીરે ઊતરતો જાય.
જૂના ટેબલ પરનું નકશીકામ
મારી કવિતાના અક્ષર બને
એની હું વાટ જોઉં છું.
પણ કૂંપળના કાન પાસે બેસીને
સૂકા તળાવની તિરાડો જેવું
ટટળે છે ક્યારની ટિંટોડી.
મારી જીભ પરથી સૂકું સૂકું તળાવ
શ્રુતિલોક લગી પહોંચે
અને
વાતાવરણનો કાટ સમૂળગો ઊતરી જાય.
ચારેકોર વ્યાપી ગઈ છે
ખેડેલી જમીનની ઊની ઊની વરાળ;
હવે તો
મારી કવિતાના શબ્દોમાંથી પણ
દઝાવાય એવું લાગે છે !

૩
પલંગ પર બેઠો બેઠો કવિતા લખું છું.
ને
આવું કેમ થાય છે ?
તમાકુના પાન પર તડકો બેસે એમ.
મારી પીઠ પાછળ લીમડાની ડાળ
હોય એવું લાગે છે.
હાથમાં પેનને બદલે પાંદડું જ છે જાણે.
હું આ સુંદર મંદિરોથી,
છીંકણીની દાબડી જેવી પેલી વૃદ્ધાની આંખથી
જરીય છેટો નથી.
કાચી કેરીના સ્વાદ જેવી પડોશીની કન્યાથી,
નારંગીની છાલ શરીર પરથી ઉતારીને
ફેંકી દેતા વૃદ્ધથી

અને આખો દિવસ
સૂર્યમાંથી ઘાસ કાપ્યા કરતી
મજૂરણથી કેમ વિભક્ત છું ?
અચાનક
મારી ત્વચામાં ઝૂલ્યા કરતી
લીમડાની ડાળી પર નજર પડી;
અને સામેના વૃક્ષનાં પાંદડાંને આઘાંપાછાં કરી
કૂંપળનું મોં ખૂલ્યું.
અરે હા
હું એ ડાળીની લાલફૂંણી કૂંપળમાંથી જ
સીધો આ ઘરમાં ઊતરી આવ્યો છું !
નહીં તો
આ રૂંવાડાંમાંથી કોયલ ક્યાંથી બોલે ?
મારી આંગળીઓમાંથી
પાંદડાં જેવા શબ્દો ક્યાંથી ફૂટે ?
અને આ
ઘરમાં બેચારપાંચ જણા આવ-જા કરે છે
તે પણ વૃક્ષ જેવા જ.

૪

સ્નાન કર્યા પછી
મેં લીલાછમ બીડની વાસથી
અંગ લૂછ્યું.
સિસોટી મારી કે
બારીમાંથી
ઠેકી આવી
ગાયો
શિંગડીઓ પર સવારનો કૂંણો સૂર્ય લઈને,
ઠેકી આવી
ભેંસો
દિલ પર માછલીની ગંધવાળું તળાવ ઓઢીને,

ઠેકી આવી
બકરીઓ
હેફાળી સીમ, નિર્જન રસ્તા, સૂના ચરા,
એક મોરનું પીંછું
આંખમાં ભરી.
ઠેકી આવ્યો
હું
ઘરમાં ઘૂમરાતો વંટોળ.

૫

ઢીંચણ પર માખી બેઠી ને
મને રડવું આવ્યું;
હે....તું કેટલાં બધાં વર્ષો પછી
પાછી આવી ?
મારાં ઢીંચણ કૂવાના ટોડલા જેવા સૂકાભઠ
એની પર
કોઈનોય સ્પર્શ થતો ન'તો.
ચરામાં દર્ભ ઊગતો, સૂકઈ જતો, તૃણ તૃણ થઈ
ઊડી જતો.
ઝાડ પર બાચકો પોપટ બેસતા
અને ખરી જતા
પણ મારાં ઢીંચણ તો સાવ ઊંડી વાવ જેવા
ખાલી ખાલી
આજે ઢીંચણ પર દિવાળી બેઠી છે !
મને થાય છે :
ચોક્ની માટીમાં રગડપગડ આળોટું
પણ
હે.... તું કેટલાં બધાં વર્ષો પછી
પાછી આવી ?
આજે કામબામ નથી કરવું,
માખી ઊડી જશે તે પછી હું

મારાં ઢીંચણને ચબ્બક ચબ્બક ધાવીશ.
બગીચામાંથી સૂર્યમુખીનું ફૂલ ચૂંટીને
એના પર મૂકીશ.
આ પૃથ્વી પરની
એક માખીને પણ
મારો ઢીંચણ મીઠો લાગે
પછી મને કેમ રડવું ન આવે ?

૬
ફરી વાર એક અંધારી રાત્રે
હું આ ગામમાં આવીશ ત્યારે
પેલું દૂધનું બનેલું વાછડું એની ગાયને
ચાટતું જ હશે કે ?
પેલો
સીસમના ડિલવાળો વૃદ્ધ
ફરકડીમાં ભીંડી વીંટી વીંટી ઘડપણ સાંધે છે
અને
રોજ રોજ સામા ફળિયામાંથી
ઝઘડવા આવતી છોકરી :
ફરી વાર એક અંધારી રાત્રે
હું આ ગામમાં આવીશ ત્યારે
વૃદ્ધ મને સાંધશે ?
પેલી છોકરી મને લડશે ?

૭
છજા નીચેનું કબૂતર
ગટૂરગુટ ગટૂરગુટ કરે છે; તેના ગળામાંથી
માટીની ભીંતનો પડછાયો,
છાપરામાંથી પથારી પર પડતો
પોચા પોચા ગાલ જેવો સૂર્ય,
તળાવનો ભીનોભદ કાદવ,
કમલ કરતાંય રૂપાળી જલકૂકડી

અને પૃથ્વી પર ચાલતાં ચાલતાં
ઘડીક વારમાં ઊડી જવાની હોય એવી અપ્સરી
મારા કાગળ પર ઊતરી આવે છે;
અને
હું કવિતા લખી રહું એટલામાં તો
તે કબૂતર બની
ઊડી જાય છે.

૮

આકાશ કયા ઓરડાના આયનામાં
ભરાઈ ગયું છે ?
મોરનાં પીંછાંઓ ઢગલા જેવાં વાદળ
આ નગરની અગાશીઓ પર
ફરી કદીય નહીં આવે.
હું ચાર વર્ષ પહેલાં
વસંતતિલકા રચતો હતો,
તે સમયમાં કોક કિશોરીના
ફૂલ જેવા કાન આમળ્યા હતા.
ઘાસમાંથી માટીને આઘીપાછી કરીને
અંકુરિયું માથું ઊંચું કરતા છોડને
મેં સૂંઘ્યો હતો.
બરાબર એ જ વખતે
આસોપાલવની ડાળીઓ ટહુકી ઊઠી'તી !
બરાબર એ જ વખતે
હું -
'હું શું કરતો હતો ?'
'.... .... .... ....'
ઓહ !

૯

ફાગણ સુદ ચોથનો આસોપાલવ
તેં મસળી નાખ્યો !
ત્યારે

કેસૂડાની ડાળ જેવા તારા લાલમલાલ હાથમાં
ડૂબકી મારવાનું મને મન થયું....
માણસને ઘણી વાર
કેવું
કેવું
થાય છે !

૧૦

ઝબકીને જાગ્યો
વેરાઈ ગયેલી ઊંઘ ભેગી કરું; પલંગના કાઠા પર
બેઠો બેઠો પગ હલાવું
તો
પગને ખેડેલું ખેતર અડક્યું
પગને મોટરનું વ્હીલ અડક્યું
પગને સિનેમાની તૂટેલી પટ્ટી અડકી
સ્વિચ કરીને જોયું તો પલંગ
નીચે
શિશુ આળોટતું હતું.

૧૧

માર્ગ પરથી રબારીને લીલુંછમ
ઘાસ ભરેલું ગાડું હાંકીને જતો જોઈ
હું
પથારીમાં થોડુંક આળોટ્યો.
ચાદરમાં કશુંય ન્હોતું
છતાંય મેં એને સૂંઘી.
આંખો બંધ કરીને થોડુંક પડી રહ્યો
ત્યારે
કીકીઓમાં કશુંક લીલું લીલું ફરક્યું
અને
હું દોડ્યો.
ખળળ ખળળ વહી જતા

ભીના ભીના
ગાડાની આગળ જઈ
મેં બળદની નાથ ઝાલી (એને)
ખૂબ ખૂબ બચીઓ ભરી.
મને ભાન પણ ન રહ્યું કે એ તો
બળદ હતો કે લીલું લીલું સરી જતું
ઘાસ !
અને હું પથારીમાં આવીને
ડૂસકે ડૂસકે રડી પડ્યો....

૧૨
મારું દુ:ખ ચકલીઓ મૂંગી છે તે છે.
આગલી કવિતામાં
મારા જીવનનાં
દશ વર્ષ રહી ગયાં; અને
હું આંસુમાં, ઓગળી ગયેલી ચકલીઓ જેવો
ફરી વાર થઈ ગયો.
મારા હાથ
બોબડાની જીભ જેવા.
ભીંત પર હલ્યા કરતા પડછાયા જેવો
ઘરમાં વસું
એના કરતાં મંદિરનો ઘંટ હોત તોય સારું,
કેટલાય કાનને હું જગાડત...

**જન્મમૃત્યુ કાવ્ય**

સીમ-ખેતરનાં દેવસ્થાન ફરફરે,
મનના ખૂણાઓ ત્યારે
ભેળા થઈ કચસૂરી આંખોમાં સમાય !
અચાનક
સમયની ગાંસડીઓ તડાતડ તૂટી -
તારીખો વેરાઈ ગઈ...

પાછલા પડાવ પર કેવું હતું ?
ઘાસ પાણી જેવું બેઉ કાંઠે વહ્યે જાય;
મને આગળ ધકેલી પૂંઠે રહી ગયું -
માણસના મન જેવું પ્હોળું પ્હોળું ઘાસ.
ઘાસ હાથી હતું.
ઘાસ ઘેટું હતું.
વિસ્તરેલું વન હતું ઝીણી ઝીણી ધજાઓનું !
મને કશું નહીં ભાન !
આજ
અચાનક સીમ-ખેતરનાં દેવસ્થાન
ફરકે છે કીકીઓમાં
એટલું જ યાદ.

### મણિલાલ

તું કવિતા થઇને
લયલોહ્યું દિલ ખોલ
ડાંગરના ખેતરમાં તડકો થઇને તું પ્રગટેલો
અષાઢના પહેલા વાદળનો રેલો
પીળાં બાવળનાં ફૂલ થઇને મારું શૈશવ ગાતો
અંધારામાં ઊકલી પડતો
કોયલનું ટોળું થઈ મારી આંખે ઢળતો
અડતાં અડતાંમાં તું તડાક દઇને ઊઘડી પડતો
તું મારી માટીનો જાયો માટીના સ્તનમાં
ક્યાં સંતાયો ?
મીઠા લયના સર્પ-મણિધર
ડસવાનું તું છોડ
હું કયાં છું દુર્ભાગી માતા
કે ફરી ફરી
મારા મનમાં જન્મી જન્મી શ્વાસ છોડતો.

## રામકહાણી

પાંદની જેમ ફફડતી ફર્શ જોઈને
મારી આંખમાંથી સૂર્ય પણ ખસી ગયા...
અને
હથેળીઓમાં પોપટનું પેટ ફરી વળ્યું...
બારીના સળિયા પાછળનું આકાશ
ગરુડની ધૂંધળી પાંખની ભ્રાન્તિ કરાવતું
ભેલાઈ જતી લાંબીપ્હોળી
મોલણી સીમ પર તોળાઈ રહ્યું.
જીભ બિચારી
બૉંબથી ભાંગી પડેલા વિયેટનામી ઘરખૂણા જેવી
બળીઝળી કવિતાની લવરીમાં જીવે.
શરીરમાં ધ્રુજતાં ધ્રુજતાં પ્રવેશતાં
મારા ખેતરની ઝુડાતી બોરડી જેવાં શ્હેર
રોમ રોમ પર બૉમ્બાર્ટ
રોમ રોમ પર બળી રહ્યાં રોમ હેનોય
હીરોશીમા કવિ
કવિતાના લય જેવી લિસ્સી લસ જવાની
ગરુડની પાંખ નીચે પ્રેમગીત ગાય;
ખેતરની કેડી પર હળ લઈ પિતા જાય,
વૃદ્ધા એનાં બાળકોનાં બાળકોને નવરાવે ખવરાવે.
મિલેટરી કેમ્પ પર અભાગિયા દોડધામ કર્યા કરે -
આત્માને હાથપગ મળ્યા એનું પરિણામ આ ?

## (દષ્ટિ) કીડી

મંદિરને શિખરે ચડતી એ ધીરે ધીરે
ઘંટારવને ખેરવતી - અવગણતી - મંદિર - મૂર્તિ
વૃક્ષ - મેદની - જંતુથી પણ ઝીણાં ઝીણાં થાય
એટલી ઊંચે પહોંચી -

## દ્રોહસમય પછી

મારે માથે ક્ષમા યાચવાનું પાપ થયું અને
ઇશ્વર સુથાર તું વ્હેરે છે તે કરવતી મારા
પાછલા ભવની જીભ.
કરવતી કરવતી કરવતી
ચૂપચાપ ઊભેલાં ઘેટાંનાં જેવાં ઘટાદાર વૃક્ષોનો ભય
કરવતી, હું ઇશ્વર જેવો સુથાર નથી
ને તું ઇશ્વર સુથારની જૂની વાત છે !
કાલિદાસ તારા રાજ્યમાં પણ એ હતી
મિથિલા નગરીમાં પણ એ હતી
મને સમજાતું નથી આ કાવ્ય હું કોને લખું છું ?!
કાલિદાસ, તેં ઇચ્છેલું કશુંય થયું નહીં
અહીં તો હજીય માણસને તારી જેમ
બે પગ, બે હાથ
બે આંખો અને હજાર હજાર લફરાં છે, હજીય.

છાપાનાં પાનાં પર સૌ ચોકઠાં બાંધી બાંધીને
દંભાય છે. કામરાજના પરાજયથી છોકરાં નાચે છે.
દિનેશ કોઠારી લાંબી બાંયનું શર્ટ પ્હેરી કવિતા
વાંચવા જાય છે. ભદ્રના ફૂટપાથ પર
એક સ્ત્રી રસ્તે જતા
પુરુષને રસ્તો પૂછે છે.
ટાઇપરાઇટરના કિ-બોર્ડમાં બૉસ અને કમિશનર
વચ્ચે 'પ૭ના તુમાર અંગે કૉમ્યુનિકેશન થાય છે.
અને હું નમારમુંડો
મધ્યરાત્રે સડક પર પથરાઇ ગયેલું
મારા ઘરનું તાળું ખોલતો
કામાતુર પત્નીની નિર્જન યોનિને અવહેલતો
હી હી હી હી
માણસની જાત ચપટી કુલેર મળી કે
રાજીની રેડ.
લમણામાં મરી ગયેલા કવિની ખોપરી ગોળી

વાગે છે ત્યારે
ટાઈપરાઈટરમાંથી વાવાઝોડું અમદાવાદ, ત્રિચિનાપલ્લી,
દિલ્હી અને ડાકોરને ચીંથરાની જેમ લઈને ઊડે છે.
ચોગરદમ થાય છે સંભોગની ક્ષણોનું ડિસ્ટર્બન્સ.
હું ખરી પડેલો તારો - આવતી પેઢીનો તણખો.
તેજ કરતાં વધારે બોલું છું.
યુગને સિક્કાની જેમ કાગળ પર ફેંકું છું.
પાનીમાંથી કિષ્કિંધા નગરી ખોતરી કાઢું છું.
ત્યારે
બાલમંદિરની મ્હેતીના હાથમાંનો ચોક
રેલવે પ્રધાન થઈ
ઑલ ઇન્ડિયા પર પ્રસરે છે.
મારી ઓળખમાં ખરડાઈ ગયેલો હું
દોષિત દોષિત.
ખીજડાની કુંવારી ડાળ
શ્હેશરમ, બુકાનીઓ, ધારિયું અને બે હાથવાળો,
બે પગવાળો, બે આંખવાળો, યુગવ્યાપી જીભવાળો
બાલમંદિરની શિક્ષિકાની ચપટીમાંનો ચોક !
કાલિદાસ, તારા કરોડમા દ્રોહની આ દશા !
કાલિદાસ, તારા કરોડમા દ્રોહની આ દશા !

## સ્વ. હુંશીલાલની યાદમાં

ગગન ગુફા ફાટી પડે ને તારા લબ લબ થાય,
નીસર્યો તારો આત્મમો અહીંથી હુંશીલાલ.
ઝાંખા ઘર પાદર થયાં ઝાંખી માનવજાત;
સૂરજ રોતું થઈ ગયો મરતાં હુંશીલાલ.
પીપળડાળ ખરી પડી ખરી મરદની મૂછ;
રંડાપો મરદોને મળ્યો મરતાં હુંશીલાલ.
જીવતાં મુજથી ના થયું જે થયું છાનું થયું,
તે રચ્યું મરશિયા આજ મરતાં હુંશીલાલ.
ઊંઘણશીની આંખોમાં હે પૂજ્ય
તમારી સલા શિખામણ કમલ સરીખી કોળે !

જીવતે જીવ તમે બહુ ખટક્યા
ખટકયા ચંપલની ઊપસેલી ખીલી જેવા
શરીરની કોઇ ખોડ સમાણા ખટકયા.
એક ઘરના આદમી નહોતા તમે...
હે ૐ, સકલ સંડાસની ભીંતો ઉપર
પણ આપના ચ્હેરા ચગે
હે મુરબ્બી,
આપનો ચહેરો
પ્રભુના નામ જેવો યાદ કરવાનો અમારે
કોપરાની શેષ જેવો ચાવવા લાયક
હજી અંધારમાં ચમકયા કરે છે
આગિયા જેવો.
શ્રીવિલય તમારો થયો અહોહો !
ઠેર ઠેર સમશાનો ઝળઝળ
અંદણની ચંદણની જ્હેયો પ્રગટી.
બાપા હજી બળે છે....
આંખોની પછવાડે રડતાં
ગામ નદી ને નાળાં.
અલ્લા બિલ્લો બની ગયો.
ને પરવત ઊંધો પડિયો
બાપા હિંગ ભળેલી દાળ તણો તું દડિયો
જબલપુરની ખડબચડી શેતરંજી જેવી પંગત
હાવાં પથરાતી (ખોટ તમારી નથી સાલતી કોને ?)
કુશકી જેવા ચ્હેરા રઝળે
નગર છાજિયાં લેતાં
શ્રીવિલય તમારો માન્યામાં ના આવે
સચરાચર હે હજી તમારા થૂંક તણી ભીનાશ હવામાં.
તમારા થૂંકની ગંગા વહે છે કાનમાં બાપા
તમારા થૂંકની જે જે થતી'તી ગામમાં બાપા.
તમારા થૂંકથી લાખો કરોડો રૂપિયા ભેગા થતા'તા.
તમારા થૂંકમાંથી બંગલા બેઠા બેઠા થતા'તા
તમારા થૂંકથી અળગાં થયેલાં બે જણાં ચોંટી જતાં'તાં.

તમારું થૂંક ઔષધ લોકનું
તમારું થૂંક અમરત મર્ત્યનું.
તમારો થૂંકનો બાજોઠ મારા દેવ.
તમારા થૂંકનું આચમન લેવા કાજ દેવો જન્મ લેતા રોજ.
હવે પછી જે મરશે એના
કાનમાં વ્હાલા ફૂંક મારીશું
તમાર નાંમની ફૂંક મારીશું.
ગાંમનું કૂતર્યું મરશે અને
તમાર નાંમની ફૂંક મારીશું
બોડી બામણી મરશે એને
તમાર નાંમની ફૂંક મારીશું.
હવાર ગાશું હાંજરે ગાશું
તમાર નાંમનું ભજન ગાશું
મરતી વખતે હરગે જાશું
તમાર નાંમની રટણા પીશું.
હાય હુંશીલાલ હાય હાય
હાય રૂપાળા હાય હાય
સાત ખોટના હાય હાય
આંખની કીકી હાય હાય
ભીડનું મોતી હાય હાય
સાકરઘેલો હાય હાય
કન્યાઘેલો હાય હાય
હાય હુંશીલાલ વટનો કટકો
હાય હુંશીલાલ નરદમ કડકો
હાય હુંશીલાલ ગામનો પાડો
હાય હુંશીલાલ આંખ ઉઘાડો
હાય હુંશીલાલ અમને વરતો
હાય હુંશીલાલ હમ્બો હમ્બો
હાય રે હુંશીલાલ તમારા વિના
ચૂનો પાન તમાકું સૂનાં રે સૂનાં
હાય રે વરણાગિયા તમારા વિના
સૌનાં નામ બિચારાં સૂનાં રે સૂનાં.

હાય રે વરણાગિયા ડગલો તમારો
કિયો ભઇ તે પ્હેરી ફરશે બધે ?
હાય રે વરણાગિયા સમાધિ તમારીને
હીરા જડે તોય ઓછા પડે !
હાય રે વરણાગિયા તમારા વિના
પોચાં પોચાં આસનિયાં સૂનાં રે સૂનાં.
હાય હાય રાજવી
નર્યો ફજેતો રાજવી
એકલપેટો રાજવી
જિલ્લા જેવો રાજવી
કિલ્લા જેવો રાજવી
તમારું નામ મંતર થઇ રટાતું રાજવી
તમારા નામથી હીજડા કમાતા થઇ ગયા;
તમારા નામની હૂંડીઓ ફરે પરદેશમાં
તમારા નામની વ્હેલો ટપાલી ફેરવે
તમારા નામથી ખપ્પર ભરાતાં
હે પ્રભુ,
તમારા નામથી ફફડે ધજાઓ.
તમારા નામને ઓઢીને કન્યા જાય બીજે...
તમારું નામ ચાવે આશ્રમો
તમારો મૃત્યુદિવસ દેશમાં ઊજવાય છે
તમારી યાદમાં જૂનું જૂતું પૂજાય છે.
તમારા પાઠ ગોખે છે હજી વિદ્યાર્થીઓ.
તમે નિર્મુખ બ્રહ્મા.
શ્રી વિષ્ણુની ડૂંટી તમે
પાપ કોરાણે મૂકીને

પુણ્યનું દર્શન કરાવ્યું હંસ તેં તો !
ચંપલની તણી ખીલી ઘડીભર ઊપસી'તી
એમ માનીને અમે આંસુ તમારા નામ પર સાર્યાં
ગોલોકવાસી,
આપને ગાયો પજવતી હોય તો
વૈકુંઠમાં હાલ્યા જજો.

અહીં તમારા થૂંકનાં ગોથાં
હજી વાગ્યા કરે છે,
અમને તમારા થૂકનાં ગોથાં
હજી વાગ્યા કરે છે.

**શંકર પ્રજાપતિને મળ્યા પછી**
(એક અંગત કાવ્ય)

મારી પાસે કશું નથી.
હું તો માત્ર ઇન્દ્રવર્ણ કવિતાનો પુંજ
લયમાં લપેટી મને
નીસર્યો છું યોનિબ્હાર.
પણ ભાઇ,
મારી પાસે માટી પણ નથી.
મારા બાપ પાસે માટી પણ નથી.
શંકર, તને ઘર જેવો નજીક હું લાગું.
પણ હું તો માત્ર સ્ટેજકર્ણ
મારે મન હૃદય તો ચિતરેલું ફળ
હું તો રિક્ત વાવ
મારા તારા નામને વટાવી જાણું.
હું તો ચુડેલની પીઠ જેવો પોલો
છોગાં મૂકી ખીલ્યો કવિતામાં
પણ રામરાગ
ધોળું ફગ હણહણું કુશકીનો ઘોડો
સદીઓનાં ગદેલામાં પડ્યો ખંખેરતો
પેઢીઓનો કાટ.
મારે માથે અટકનો તાજ
મેં ખોઇ નાખી દ્વારિકા.
હું ઊછળતા દરિયાનો સ્વામી આજ કોકાકોલા
ખરીદું છું.
હું કૃષ્ણ હવે ડાઘુ
મારી પાસે માટી પણ નથી.

મારા બાપ પાસે માટી પણ નથી.
વૉય વૉય કવિતાને પંપાળું.
કવિતામાં હીરોશીમા દીઠું ત્યારે
બીજાં શ્હેર ડબા જેવું ખખડીને કોરે ખસ્યાં
બુદ્ધ જેવો બુદ્ધ પણ નયન ઢાળીને સાલો ઢોંગ કરે...
એવે વખતે હું ક્યાં ?

મનુષ્યનું કુળ પાયમાલીની પાછળ પૈસો વેરે
મારા લબાડ દાદે
ગંજીપામાં ઘસી પીધો જનમારો
જીવન ચૂંગીના ધુમાડા જેવું પ્હોળું
પરચૂરણ ગણવામાં વર્ષો વીતે
મેં કાવ્ય લખ્યાં;
મેં જન્મ્યા પહેલાં અંધારામાં
લસરી પ્રસરી લખી કવિતા.
વૃક્ષ બનીને ખેતર ખાધું,
ગાય-ભેંસની ખરીઓમાં મારગ થઈ પેઠો ખેતરમાં,
કાલામાંથી રૂ નીસરે છે એવો
કાવ્ય સરીખો પ્રસરું.
જન્મ્યા પ્હેલાં
પ્રસર્યો'તો હું રાજય બનીને
ઢેફાંની શૈયામાં લ્હેર્યો સૂર્ય બનીને
પોચી પોચી ગરમીને મેં
પાંદડીઓથી પીધી.
વર્ષોનાં વર્ષો સદીઓ સદીઓ યુગો અવિરત
વિચારવેગી વીર્ય થઈને ઢેફે ઢેફે લસર્યો.
ચાંદો, માણસ, પ્હાડ નદી ને રસ્તાઓ મેં ચાખ્યા.
મારી ત્વચા નીચે ખેતર, વ્હેળા ને ઘાસ,
માછલાં, હલમલતો અંધાર અને
કાવ્ય લખ્યાંની પળો મને સાંભરતી
ઈજિપ્તના કોઈ પિરામિડમાં વૈભવ વચ્ચે
લયભંગ થયો તે સાંભરતું,

# મણિલાલ દેસાઈ

(જન્મ : ૧૯૩૯ અવસાન : ૧૯૬૬)

# રાવજી પટેલ

(જન્મ : ૧૯૩૯ અવસાન : ૧૯૬૮)







□ હિતેન આણંદપરા

આંગળી સોતા નખ ઊખેડી કારમી એવી ચીસ પાડે છે રાત વિજોગણ
આગ અઘોરી ચોસલા પાડે દેહના, ચારેકોર વધારે ભીંસ કણોકણ

શીશને ઘૂંટણ પર ટેકીને બેય હાથોથી પગ ભીડીને કોણ રડે છે ?
ધ્રૂસકા, ડૂમો, આંખ છલોછલ હાય જુરાપો હૂંફ વિનાનો તરફડે છે
કોઈ ન આવે તેમ છતાંયે કોઈ આવ્યાના ભાસમાં રહે મન પ્રતિક્ષણ

ઓસરી ઠેકી ચાલ્યો પગરવ મોં વકાસી પગ જુએ સૂમસામ ગાલીચો
રોજ ઊછીનાં શમણાં ભીખી સાંજ પડે જ્યાં હાથ જુઓ તો સાવ ખાલીપો
પ્રીતની હારે કોરતો વિરહ, નથને કાજે નાક વીંધ્યાની થાય પળોજણ.

તાપણું લોયું હાથને શેકતું શેકતું આગળ જાતને આખી શેકી નાખે
હાડ હડોહડ છોતરા જેવું આમ વેરાતું એમ વેરાતું કોઈના વાંકે
ભીંતનું ટાઢુંબોળ કરડવું થાકતી આંખે એકલતાનો ભાર મણોમણ

## અમથું અમથું હેત

□ રમેશ પારેખ

હરિ પર અમથું અમથું હેત
હું અંગૂઠા જેવડી ને મારી વ્હાલપ બબ્બે વેંત…

અમથી અમથી પૂજા કરું ને અમથાં રાખું વ્રત
અમથી અમથી મંગળ ગાઉં, લખું અમસ્થો ખત
અંગેઅંગે અમથી અમથી અગન લપેટો લેત…

'અમથું અમથું બધું થતું તે તને ગમે કે નહીં ?'
એમ હરિએ પૂછયું ત્યારે બહુ વિમાસણ થઈ
કોઈ બીજું પૂછત તો એને ઝટપટ 'ના' કહી દેત…

## રિસાઈને પિયર જતી વહુનું ગીત

❑ હરિહર જોષી

ખેતર શેઢે ખીજડો ને અવળી સવળી ડાળ કે બોલે કોયલડી...
વહુજી ચાલ્યાં રુસણે ને મળિયો સામે ઢાળ કે બોલે કોયલડી...

પગલે ભૂંસી કેડિયું ને પકડી ઊભી વાટ કે બોલે કોયલડી...
ચૂલે ચઢશે બોઘરણું ને ઉભરાશે ઉફળાટ કે બોલે કોયલડી...

ભમ્મર ભીનો આવળિયો ને બેઠાં મબ્લખ ફૂલ કે બોલે કોયલડી...
જેઠાણીને ચૂભશે કેં 'હું' ચાલ્યાની શૂળ કે બોલે કોયલડી...

તડકે દાઝી પાનિયું ને આંખ્યું રાતીચોળ કે બોલે કોયલડી...
સસરા ચપટીક છાંયડો ને સાસુજી વંટોળ કે બોલે કોયલડી...

દેરજી ટૂંકશે ડેલીએ ને રાતાં થાશે ગાલ કે બોલે કોયલડી...
ઊભકો ખાશે દેરાણી ને પડશે મીઠી ફાળ કે બોલે કોયલડી...

ડાબે ઊંચો ડુંગરો ને જમણે છે મોસાળ કે બોલે કોયલડી...
ભીંતો કરશે અસાંગરો ને ઓગળશે પરસાળ કે બોલે કોયલડી...

લહાણી ટાણું આવશે ને ઊગશે અઢળક મોલ કે બોલે કોયલડી...
વનમાં ઝૂરશે મોરલો ને મનમાં તારા બોલ કે બોલે કોયલડી...

**શુદ્ધિ ❑ ટેડેઉઝ રોઝેવીક ❑ સુશી દલાલ**

(પૉલિશ)

શરમાઓ નહીં આંસુઓથી
આંસુઓથી ન શરમાઓ, યુવાન કવિઓ

ચાંદ પર ખુશ ખુશ થઈ જાવ
ખુશખુશાલ થઈ જાવ ચાંદની રાત પર
થાવ નિર્મળ પ્રેમ અને કોયલના સૂર પર

સ્વર્ગે જવા ડરો નહીં
તારાઓ સુધી પહોંચો
તુલના કરો આંખોની તારાઓ સુધી

વ્યાકુળ અને વિવશ થઈ જાવ જંગલી ગુલાબથી
નારંગી પતંગિયાથી
ઊગતા અને આથમતા સૂર્યથી

વહાલા કબૂતરોને ચણ નાખો
આનંદથી જોયા કરો
કુત્તાઓ, ઍન્જિનો, ફૂલો અને ગેંડાઓને

આદર્શોની વાત કરો
યૌવનના ગીત ગાવ
ભરોસો કરો પસાર થતા અજાણ્યા પર

ભોળપણ તમને આપશે ભરોસો સુંદરતા પર
ભાવુકતાથી તમે પહોંચશો માણસના ભરોસા સુધી

શરમાઓ નહીં આંસુઓથી
આંસુઓથી ન શરમાવો યુવાન કવિઓ

## કીડીબાઈનું શ્રદ્ધાગીત

❑ લાલજી કાનપરિયા

ધગધગતા થાંભલે ચડિયાં કીડીબાઈ સતનાં તે પારખાં કરવાં હો જી
રૂમઝૂમ કરતાં હાલ્યાં કીડીબાઈ શ્રદ્ધાનાં શિખરું ચડવા હો જી

અગનિના અંકમાં બેસી કીડીબાઈ ઝંખે છે શીળી છાયા હો જી
સુણીને કાળઝાળ ત્રાડું અસુરની કંપે ટચૂકડી કાયા હો જી

ડગલે ને પગલે રટતી કીડીબાઈ પ્રભુના નામની માળા હો જી
થાંભલો ફાટ્યો ને પ્રગટ્યા ભગવાન, જ્યાં દશે દિશે અજવાળાં હો જી

ઉંબર વચ્ચે પાપ પીંખાયું નખથી, બ્રહ્માંડે જયજયકાર હો જી
કીડીને કારણે પ્રભુજી આવિયા ઉતારવા ભૂમિનો ભાર હો જી

કીડીબાઈ અંતરમાં હરખાયાં એવું કે આંખ્યુંમાં છલકાયાં પાણી હો જી
નાની અમથી સાવ કીડી વિરાટને વૈકુંઠથી લાવી છે તાણી હો જી

ટાઢાંબોળ થાંભલેથી ઊતર્યાં કીડીબાઈ, પારખાં સતનાં લીધાં હો જી
રૂમઝૂમ કરતાં આવ્યાં કીડીબાઈ, શ્રદ્ધાના ઘૂંટડા પીધા હો જી

**એક દિવસ** ❑ લાલજી કાનપરિયા

એક દિવસ એક પંખી આવી વળગણી પર ઝૂલ્યું ત્યાં તો ઘર આખુંયે હલચલ હલચલ
એક દિવસ પંખીએ બોળી ચાંચ ઠીબના પાણીમાં તો ઘર આખ્ખું ઝરણાની કલકલ

આળસ મરડી ઉંબર જાગ્યું, આળસ મરડી ઘર જાગ્યું ને આળસ મરડી હવાય જાગી
તોરણમાં ગૂંથેલાં ફૂલો ફટોફટ ઊઘડી ગયાં ને મ્હેક બધે પ્રસરવા લાગી.

એક દિવસ પંખીએ ફળિયે પાંખ ધૂળમાં ફફડાવી તો ઘર આખુંયે જલજલ જલજલ
એક દિવસ એક પંખી આવી વળગણી પર ઝૂલ્યું ત્યાં તો ઘર આખુંયે હલચલ હલચલ.

એકબીજીને છાનીમાની ભીંત કાનમાં કહેતી કે આ રઢિયાળું કોણ આવ્યું છે ?
રંગબેરંગી પીંછાં સાથે રંગબેરંગી ગીતોનીયે ફાંટ ભરીને લાવ્યું છે !

એક દિવસ એક પંખી આવી જરીક અમથું ટહુક્યું ત્યાં તો ઘર આખુંયે કલબલ કલબલ
એક દિવસ એક પંખી આવી વળગણી પર ઝૂલ્યું ત્યાં તો ઘર આખુંયે હલચલ હલચલ.

ઓચિંતાનું ઘર એની ઘરવટ ભૂલીને પતંગિયું થૈ ઊડવા લાગે આલ્લે, આલ્લે !
અટકળના જંગલને વીંધી તેજીલો તોખાર થઈને મન પણ ભાગે આલ્લે, આલ્લે !

એક દિવસ એક પંખી આવી ફળિયે ચણવા લાગ્યું ત્યાં તો ઘર આખુંયે મંગલ મંગલ !
એક દિવસ એક પંખી આવી વળગણી પર ઝૂલ્યું ત્યાં તો ઘર આખુંયે હલચલ હલચલ.

❑ કિશોર શાહ

વિશાળ રંગમંચ પર
ઊભો છું એકલો
સામે
હારબદ્ધ ખુરશીઓ પર
ગોઠવાયા છે
મારી એકલતાના
વિવિધ સ્વરૂપો.

## કીડીબાઈનું શ્રદ્ધાગીત

❑ લાલજી કાનપરિયા

ધગધગતા થાંભલે ચડિયાં કીડીબાઈ સતનાં તે પારખાં કરવાં હો જી
રૂમઝૂમ કરતાં હાલ્યાં કીડીબાઈ શ્રદ્ધાનાં શિખરું ચડવા હો જી

અગનિના અંકમાં બેસી કીડીબાઈ ઝંખે છે શીળી છાયા હો જી
સુણીને કાળઝાળ ત્રાડું અસુરની કંપે ટચૂકડી કાયા હો જી

ડગલે ને પગલે રટતી કીડીબાઈ પ્રભુના નામની માળા હો જી
થાંભલો ફાટ્યો ને પ્રગટ્યા ભગવાન, જ્યાં દશે દિશે અજવાળાં હો જી

ઉંબર વચ્ચે પાપ પીંખાયું નખથી, બ્રહ્માંડે જયજયકાર હો જી
કીડીને કારણે પ્રભુજી આવિયા ઉતારવા ભૂમિનો ભાર હો જી

કીડીબાઈ અંતરમાં હરખાયાં એવું કે આંખ્યુંમાં છલકાયાં પાણી હો જી
નાની અમથી સાવ કીડી વિરાટને વૈકુંઠથી લાવી છે તાણી હો જી

ટાઢાંબોળ થાંભલેથી ઊતર્યાં કીડીબાઈ, પારખાં સતનાં લીધાં હો જી
રૂમઝૂમ કરતાં આવ્યાં કીડીબાઈ, શ્રદ્ધાના ઘૂંટડા પીધા હો જી

❑ કિશોર શાહ

પેનમાંથી નીકળતી શાહી
કાગળ પર અંકિત થાય
એ વચ્ચેની ક્ષણોમાં
કાગળ અને પેન વચ્ચે
લપાયેલું હોય છે
બ્રહ્માંડ
(યશોદાને કૃષ્ણના મુખમાં દેખાયું હતું એ ?)

## એક દિવસ ❑ લાલજી કાનપરિયા

એક દિવસ એક પંખી આવી વળગણી પર ઝૂલ્યું ત્યાં તો ઘર આખુંયે હલચલ હલચલ
એક દિવસ પંખીએ બોળી ચાંચ ઠીબના પાણીમાં તો ઘર આખ્ખું ઝરણાની કલકલ

આળસ મરડી ઉંબર જાગ્યું, આળસ મરડી ઘર જાગ્યું ને આળસ મરડી હવાય જાગી
તોરણમાં ગૂંથેલાં ફૂલો ફટોફટ ઊઘડી ગયાં ને મ્હેક બધે પ્રસરવા લાગી.

એક દિવસ પંખીએ ફળિયે પાંખ ધૂળમાં ફફડાવી તો ઘર આખુંયે જલજલ જલજલ
એક દિવસ એક પંખી આવી વળગણી પર ઝૂલ્યું ત્યાં તો ઘર આખુંયે હલચલ હલચલ.

એકબીજીને છાનીમાની ભીંત કાનમાં ક્હેતી કે આ રઢિયાળું કોણ આવ્યું છે ?
રંગબેરંગી પીંછાં સાથે રંગબેરંગી ગીતોનીયે ફાંટ ભરીને લાવ્યું છે !

એક દિવસ એક પંખી આવી જરીક અમથું ટહુક્યું ત્યાં તો ઘર આખુંયે કલબલ કલબલ
એક દિવસ એક પંખી આવી વળગણી પર ઝૂલ્યું ત્યાં તો ઘર આખુંયે હલચલ હલચલ.

ઓચિંતાનું ઘર એની ઘરવટ ભૂલીને પતંગિયું થૈ ઊડવા લાગે આલ્લે, આલ્લે !
અટકળના જંગલને વીંધી તેજીલો તોખાર થઈને મન પણ ભાગે આલ્લે, આલ્લે !

એક દિવસ એક પંખી આવી ફળિયે ચણવા લાગ્યું ત્યાં તો ઘર આખુંયે મંગલ મંગલ !
એક દિવસ એક પંખી આવી વળગણી પર ઝૂલ્યું ત્યાં તો ઘર આખુંયે હલચલ હલચલ.

❑ કિશોર શાહ

વિશાળ રંગમંચ પર
ઊભો છું એકલો
સામે
હારબદ્ધ ખુરશીઓ પર
ગોઠવાયા છે
મારી એકલતાના
વિવિધ સ્વરૂપો.

**ક્યારેક આવું પણ થાય □ બ્રિયાન પેટન □ સુ. દ.**
(બ્રિટિશ)

ક્યારેક આવું પણ થાય ક્યારેક તેવું પણ થાય
ક્યારેક તો અહીં જોવા જેવું પણ થાય
મિત્રો આવે ને જાય
ને મૈત્રી વહી જાય
બધા દિવસો ભુલાય
અને ફુવારો પોતાને ખાલી કરે

ક્યારેક આવું પણ થાય
તમે પ્રેમ કરો ને કોઇ ચાહે પણ નહીં
આનો નહીં કોઇ ઉપાય
રે, પ્રેમ વહી જાય
બધા દિવસો ભુલાય
અને ફુવારો પોતાને ખાલી કરે ઘાસમાં

ક્યારેક આવું પણ થાય
બોલવું ઘણું છતાં નહીં કંઇ બોલાય
ક્ષણ વહી જાય
સપનાઓ સળગે ને રાખ થઇ જાય

ક્યારેક આવું પણ થાય
ક્યાંય જવાનું હોય નહીં
ને ક્યાંક પહોંચી જવાય
પંથ જુદો જ લેવાય
સમય સળગી ઊઠે
અને રાખ થઇ જાય
બધું ક્ષણમાં થઇ જાય

ક્યારેક આવું પણ થાય
રક્ષણ વિનાના લોકને હું સંરક્ષણ પૂરું પાડીશ,
વટેમાર્ગુઓ માટે હું ભોમિયો થઇશ,

•

કશું હાથમાં પણ હોય નહીં
એકવાર જેનો મહિમા પણ હોય
એનો મહિમા પણ હોય નહીં
બધું ભૂતકાળ થઈ જાય
અને ફુવારો પોતાને ખાલી કરે ઘાસમાં

ક્યારેક આવું પણ થાય, ક્યારેક તેવું પણ થાય
ક્યારેક તો અહીં કેવું કેવું પણ થાય !
❑

## જીવ ભટકશે

❑ મહેશ દવે

ધરતી તરસે, વાદળ વરસે કોણ કોને આકર્ષે ?
તરણા ને ઝાકળનો સંબંધ મને સદાયે સ્પર્શે

ખરખર ખરખર તારક સરસર દરિયે જઈને ખરશે
ઝળહળ ઝળકે મોતી ઉજ્વળ ગર્ભ-છીપલી ધરશે
મોતી લેવા મરજીવો થઈ મન મારું પરહરશે
તારા કંઠે મોતનમાળા જોઈ જીવ હરખશે
મન મારું આ થઈ મછલિયાં મબલખ અહીં મલકશે
તરણા ને ઝાકળનો સંબંધ મને સદાયે સ્પર્શે

•

ફરફર ફોરાં ઝીલી ઝીલી અંબોડો મલકાશે
વાંકીચૂકી સળવળ નાગણ લપક લપક લપકાશે
સેર પડે જો છુટ્ટી તારી લટક મટક લટકાશે
નિતંબ માંસલ સાથે એ તો આમતેમ અથડાશે
સાથેસાથે જીવડો મારો ભટકી ભટકી ભમશે
તરણા ને ઝાકળનો સંબંધ મને સદાયે સ્પર્શે

## તું જો... ▢ મનહર જાની

મારી આંખનું પરબીડિયું ઉઘાડી તું જો...
તારે સરનામે લખ્યો કાગળ વાંચી તું જો...

મને રાષ્ટ્રધ્વજ જેમ તું ફરકાવ નહીં આમ
હું તો તારો રૂમાલ છું - રૂમાલ;
મને ફાવે તે રીતે તું સંકેલી નાખ -
આંખ લૂછી લે - ચાલ;

તારી આંગળીમાં ગલગોટા વાવી તું જો...
તને પતંગિયું થૈ જતી અટકાવી તું જો...
મારી આંખનું પરબીડિયું...

તને હોય કે હું શ્વાસનું મેદાન છું તો ભલે
તું મને સાંજનો તડકો કહી દે;
પાણીમાં તરતી માછલીઓને જોઈ -
તને પૂછી જો તું - તારો દરિયો ક્યાં છે ?

તારે ટોડલેથી મોરને ઉડાડી તું જો...
તારા જીવનાં દીવાને ફૂંક મારી તું જો...
મારી આંખનું પરબીડિયું...

▢ સુ.દ.

નકશા પરથી
દેશ ઓળખાતો નથી.
બહુ બહુ તો એક સ્થળથી
બીજા સ્થળનું અંતર ઓળખાય છે.
પણ ઓળખી શકાતા નથી
મનુષ્યનું અંતર
કે એનાં અંતરાયો.

ભાંગ છોડીને પીઓ ભજનરસ
ભજનરસ પીઓ પીઓ મારા ભાઈ
ભજનરસ જિયો જિયો મારા ભાઈ
ભજનથી જાય ઘટી ચતુરાઈ
ભજનથી ભ્રમ ભાંગી જાય ભાઈ
ભજનમાં બ્રહ્મ જાય સમાઈ

તર્ક-વિતર્કો, વાદ-વિવાદો
છે કાંટાળી વાડ જી
ઊંચે મૂળિયે ઊગતું જાયે
ભજનનું વ્હાલું ઝાડ જી
ભજનમાં જાય ભગત પરખાઈ
ભજનથી દુનિયા લાગે પરાઈ

ગ્યાનનાં થોથાં બોખાં બોખાં
એનો નહીં કોઈ સવાદ જી
ભગતની પાછળ નાથ જગતના :
કિરપાનો પરસાદ જી.
ભજનમાં નરસિંહની ગરવાઈ
ભજનમાં મીરાંબાઈ તો ન્હાઈ

❑ સુ.દ.

ઊંચા ઊંચા સ્થિર મકાનોને
દોડતા અશ્વોની ઈર્ષા આવે છે
ત્યારે એમની બારીમાંથી
એક આંસુ ટપકી પડે છે

❑ કિશોર શાહ

પંખીઓના કલરવ ઓથે
હિમશિખરથી દડતો દડતો
ધીમાં ધીમાં પગલાં ભરતો
વિસ્તરતો તડકો

ઝીણાં ઝીણાં પાન ભીતરથી
ગળતાં ગળતાં
ઝર ઝર ઝર ઝરે
ઝરતો તડકો

પર્વત પરથી
ખળ ખળ ખળ ખળ
વાંકા ચૂંકા
ઢાળ ઊતરતાં
ઝરણાં સાથે
સર સર સરતો તડકો

ભરબપોરે
રણ વચાળે
ધખ ધખ ધખતા
સૂરજમાંથી
ખર ખર ખરતો તડકો

મોજાંઓની રમણા વચ્ચે
મોજાંઓની ભ્રમણા વચ્ચે
ધીમે ધીમે વાંકી ચૂંકી
વાંકી ચૂંકી જાળ ગૂંથતો તડકો

સંધ્યા ટાણે
પડછાયાના લાંબા લાંબા હાથ પસારી
ખસતા ખસતા સૂરજ સાથે
ડૂબતો ડૂબતો તડકો.

## હાઇકુ

❑ પન્ના નાયક

વરસાદના
દિવસો છે, મોકલ
થોડો તડકો

❑

આવ, લગીર
બેસ, પતંગિયાના
પડછાયામાં

❑

કાળા ઝભ્ભામાં
રાત, જયુરી તારલા
દિન આરોપી

❑

બેઠા શ્વાનની
લટકતી જીભમાં
હાંફે બપોર

❑

ગાગર ભરી
શકું એટલાં, મળે
ઝાકળટીપાં ?

❑

બોરસલીની
ડાળીઓથી, સુગંધી
તડકો ખરે

❑

આગને ઠારે
જળ, કોણ ઠારતું
જળની આગ ?

## ગીત

❑ રશ્મિ ગોહિલ

એક છોકરીનો ચોટલો તો પાંચ હાથ પૂરો ને ગૂંથતામાં રહી જાય અધૂરો
મનોવિજ્ઞાનમાં છોકરી અધૂરી ને છોકરાને ચડતો ગણિતમાં ડચૂરો
કે છોકરાને ચડતો ગણિતમાં ડચૂરો

છોકરીની છાતીમાં વરસે વરસાદ ને કોરો રહે છે એક ખૂણો
છોકરી તો આખ્ખીય થઈ જાય તરબોળ પણ એને એક છોકરો પડે છે ઊણો

ફૂટડા તે છોકરાની ફાગણમય ફેશનમાં નીકળ્યો અજાણ્યો ખજૂરો
મનોવિજ્ઞાનમાં છોકરી અધૂરી ને છોકરાને ચડતો ગણિતમાં ડચૂરો
કે છોકરાને ચડતો ગણિતમાં ડચૂરો

છોકરાએ છોકરીને પ્રેઝન્ટમાં ભૂલથી દઈ દીધો એક 'દી ધતૂરો
એક છોકરી એટલે કે સિંહલ ને એક છોકરો એટલે કે નૂરો

છોકરાનો હતો આ પહેલો અનુભવ જે છોકરીને લાગ્યો સાવ તૂરો
મનોવિજ્ઞાનમાં છોકરી અધૂરી ને છોકરાને ચડતો ગણિતમાં ડચૂરો
કે છોકરાને ચડતો ગણિતમાં ડચૂરો



❑ રજની મહેતા

મબલખ લીલાં પાંદડાં, ઊગ્યું રાતું ફૂલ
તારી મારી જુદાઈ વચ્ચે, ઊગે છે બુલબુલ

સુગંધ ભીની હવા : એમાં ટહુકા ઝીણાં તરે
એક એક આ આંસુઓના, પાન કુમળાં ખરે

હું તો મારી ભીતર જોને, ઊંડે ઊંડે સરું
સમદર જેવો સભર થાઉં ને હોડી થઈને તરું

અજવાળા અંધારા જેવા આવે તડકા છાયા
ખડક થઈને ઝૂર્યા કરીને મૂંગા ગીતો ગાયાં

('ચાંદની તે રાધા રે' - સંપાદક નીતિન વડગામા, પ્રકાશક : વ્યંજન C/o. દિલીપ જોશી, 'દિનકર', મારુતિ નગર, ઍરપોર્ટ રોડ, રાજકોટ - ૩૬૦ ૦૦૧. કિંમત રૂ. ૫૦.)

સંપાદક તરીકે શ્રી નીતિન વડગામાનું આ ચોથું પુસ્તક છે. 'ચાંદની તે રાધા રે'. એ અર્વાચીન રાધા વિષયક કાવ્યોનો સંચય છે. આમાં ૭૫ જેટલાં કાવ્યોનો સમાવેશ કરવામાં આવ્યો છે. રાધાનો પ્રત્યક્ષ ઉલ્લેખ હોય એવા જ કાવ્યોની પસંદગી કરવામાં આવી છે. આ કારણે સારાં કૃષ્ણગીતો લખનાર કવિઓનાં નામ આમાં ન પણ મળે એ સ્વાભાવિક છે અને એક જ કવિના એકાધિક કાવ્યો મળે એ સહજ છે. નીતિનભાઈએ એક સુંદર સંગ્રહ આપણી સામે મૂક્યો છે. પસંદગીના માપદંડને કારણે જે મર્યાદા હતી તેને ઓળંગીને નીતિન વડગામાએ વૈવિધ્યસભર રાધા-કાવ્યોનું સંપાદન કર્યું છે, જેમાં એમની ઊંડી સૂઝ દેખાઈ આવે છે. કેવી વિવિધ અને વિશિષ્ટ રીતે રાધાના પાત્રનું રૂપનિર્માણ થયું છે તે પ્રસ્તુત કરવાનો આ સંગ્રહનો ઉદ્દેશ છે. એમનો શરૂઆતનો લેખ સમૃદ્ધ છે.

આ સંગ્રહમાં ઉ. જો., ઉશનસ્, પ્રહ્લાદ પારેખ, પ્રિયકાન્ત મણિયાર, બાલમુકુન્દ દવે, ભગવતીકુમાર શર્મા, માધવ રામાનુજ, રમેશ પારેખ, રાજેન્દ્ર શાહ, રાજેન્દ્ર શુક્લ, વેણીભાઈ પુરોહિત, સુરેશ દલાલ, સુન્દરમ્, હરીન્દ્ર દવે...... વગેરે ૬૪ કવિઓની કૃતિઓનો સમાવેશ કરવામાં આવ્યો છે. અહીં ભાવવૈવિધ્ય પ્રચૂર માત્રામાં છે. રાધાને પનિહારણના રૂપમાં, પ્રેયસીરૂપે, મિલનોત્સુક એવી અભિસારિકાના સ્વાંગમાં, કૃષ્ણવિરહના અગ્નિમાં પ્રજ્વલિત પ્રિયતમા તરીકે કૃષ્ણને પણ વિહવળ કરતી નાયિકા રૂપે, પવિત્ર અને પૂર્ણ આરાધનાના પ્રતીક તરીકે... આમ વિવિધ સ્વરૂપે નિરૂપવામાં આવી છે. મધ્યકાલીન કવિતામાં રાધા-કૃષ્ણના મિલનનો મહિમા વધારે ગવાયો છે, જ્યારે અર્વાચીન કવિતામાં વિરહનું સ્થાન વધારે છે. અહીં લોકલાજથી ફફડતી રાધા પણ છે અને મર્યાદાને ન ગણકારતી રાધાની ખુમારી પણ છે. રાધાના કૃષ્ણ પ્રત્યેના અહોભાવ અને આદરભાવની સાથેસાથે રાધાના રૂસણાં પણ છે. રીસે ચડ્યા પછી રીઝી ગયેલી રાધાના મૃદુ મનોભાવો આ ગીતોમાં છલકાય છે. કેટલાંક ગીતોમાં કૃષ્ણ અને રાધાનો સમકક્ષ બની જતો ઝુરાપો જોવા મળે છે. રાધાના રૂપનું વર્ણન, રાધા અને મીરાંની સરખામણી પણ અહીં થઈ છે. (સંપાદકે છોછ નથી રાખી અને અવિનાશ વ્યાસનો પણ સમાવેશ કર્યો છે એ સારું છે.)

આ સંગ્રહમાં સમાવિષ્ટ કવિઓમાં ત્રણ કવિ એવા છે જેમણે રાધાકૃષ્ણ વિષય પર સ્વતંત્ર કાવ્યસંગ્રહો આપ્યા છે - દેવજી મોઢા (રાધિકા), સુરેશ દલાલ (રાધા શોધે મોરપિચ્છ) અને હરીન્દ્ર દવે (મારગે મળ્યા'તા શ્યામ).

થોડી કાવ્યપંક્તિઓ જોઈએ તો એમાં વિષય વૈવિધ્યની સાથેસાથે કાવ્યતત્ત્વ પણ એટલું જ જાળવવામાં આવ્યું છે. તારું તે નામ તને યાદ ન'તું ને દી રાધાનું નામ હતું હોઠે (ઈસુભાઈ ગઢવી), અષે પીંછા વિનાના ફરે મોર (ચન્દ્રકાંત દત્તાણી), અનલસના ઓઢણિયા મખમલના પોઢણિયા હેમના હિંડોળા છે ધૂળ (દિલીપ જોશી), ઓઢણી હો તો કસ મારીને કમખા ભેળી ઢમકારી દઉં : હાય રે ! આ તો વાયરે વ્હેતાં મોરલી કેરાં અમી (દિવેન્દ્ર દવે), સાચા પડેલ કોઈ શમણાં સમી રે સાંજવેળાથી શેરીઓ છવાતી (રમેશ પારેખ), રાધા એક કોળતું બીજ છે શ્યામ તમે તાજી કૂંપળ (હર્ષદ ચંદ્રાણા), એક જશોદાના જાયાને જાણું : એ દેવકીના છોરાને જાણે મારી બલ્લા (હરીન્દ્ર દવે), ઊજળો દિવસ શ્યામ થયો ને રાધિકા થઈ રાત (સુરેશ દલાલ), મારગ તો મથુરાનો પીછું તો મોરપિચ્છ નેણ એક રાધાના નણ (માધવ રામાનુજ), રાધા રીઝવવી એ સહેલીસમ વાત છે, પણ કાનુડો લાગે છે શઠ (મહેન્દ્ર ગોહિલ), મશ આંજી'તી મશ : ઈરખા કરી નિરખે મને વ્રજની દશેદશ (મનોહર ત્રિવેદી), ઘનવને ડાબ્યા ને ગીતા પણ ભાખી એક રાધા ના પૂરી સમજાણી (ભાનુપ્રસાદ પંડ્યા), તારી સંગાથ ગ્રહ્યો ગોવર્ધન આજ તારા

પીંછાનો ભાર તે ખમાય ના (ઘનશ્યામ ઠક્કર), મન મીરાં તન રાધા થઈને કુંજકુંજમાં ઘૂમે (અબ્બાસઅલી તાઈ)...

'ચાંદની તે રાધા રે' જો કૃષ્ણ વાંચે તો એને રાધાની મીઠી ઈર્ષા થાય એવો સંગ્રહ.

❑ હિતેન આણંદપરા

ગીત ❑ કમલેશ સોનાવાલા

પહેલી એ પ્રીતના પારેવાં
આજે નભમાં ખોવાઈ ગયા એવાં
નીંદર ઘેરાયેલા નયનોમાં સાચવેલા
શમણાં ખોવાઈ જાય એવાં

ક્યાં ક્યાંથી લાવું એને ? કેમ કરી સાચવું
ભાંગેલા મારા હૈયાના કાચ
ચૂર ચૂર થયેલી આશાઓ મારી
તને કેમ કહું આજે તું વાંચ

સાંભળું તને તો ખાલી પડઘા સંભળાય
તને શોધું સિતારાના વનમાં
ટમકીને કો'ક વાર કરજે ઈશારા મને
વાતને રાખીશ મારા મનમાં

❑

**પરદેશી શહેરમાં** ❑ એલિઝાબેથ જેનિંગ્સ ❑ સુ. દ.
(બ્રિટિશ)
તમે બોલી પણ ન શકો કારણકે
કોઈ પણ એકમેકની ભાષા જાણતું નથી
બહુ બહુ તો નજરથી કે એકમેકને તાકીતાકીને
એકમેકના અભિગમને પકડવાનો પ્રયત્ન કરવો પડે
વાતચીતનો કોઈ વિસ્મય નહીં
ઘોંઘાટ તમને ઢંઢોળીને ખોળી શકે પણ વાણી નહીં

દૃષ્ટિની તમામ સૂક્ષ્મતા સાથેનું
હવે તમારી પાસે છે વર્તુળી મૌન
ઘોંઘાટ તમારા કાનને જકડે
પણ આંખ તો જાણી જ જશે
કે કોઈ કેમ પડખું ફરે છે
અને ચંદ્ર જ્યારે લાંબો દેશવટો ભોગવતો હશે ત્યારે અહીં
રાતના કોઈ તમને સ્પર્શશે
❑

❑ સંદીપ ભાટિયા
નીંદરનાં ઢગલાબંધ નાણાં ખરચીને એક છોકરો ખરીદે અટારી

કાનમાં ગૂપચૂપ કીધેલી વાતોનું પીછું બે પૂઠાં વચાળે
ઊડતા પારેવાની છાયા અડે ને ઘેલો આખા આકાશને ઉલાળે

તકિયાથી ચાદર લગ પાણિપત સપનામાં કમ્મર પર બાંધતો કટારી

ઘરથી નિશાળ સુધી પહોંચતામાં છોકરામાં માળા બંધાઈ જતા એટલા
પહેલા વરસાદના છાંટાથી જંગલમાં ટેંહુક સંભળાય તને જેટલા

કારતકથી આસો લગ રોજ નાગપાંચમ ને આંખોમાં ડોલતા મદારી

## ઝીણું ઝીણું □ ગઝલ □ ભગવતીકુમાર શર્મા

તમે સાંભર્યાં ને છાતીમાં દુખવા લાગ્યું ઝીણું ઝીણું;
અદીઠ નખલી અડતાં જંતર બજવા લાગ્યું ઝીણું ઝીણું.

કમોસમી વરસાદ સવાયું ચોમાસું થઈ વરસ્યો ભરચક;
સુક્કી ભોંય ઉપર લીલુંછમ ફૂટવા લાગ્યું ઝીણું ઝીણું.

કાઠેથી સરકી આવી એક શ્વેત સારસી પાંખો વીંઝી;
જળ જાગ્યાં ને કમળ સમું કંઈ ઊગવા લાગ્યું ઝીણું ઝીણું.

સાંજ ઢળી ને કપૂર ઊડ્યું, શ્વાસોમાં ચકરાવ ધુમાડો;
નસનસમાં કંઈ લીલું સૂકું બળવા લાગ્યું ઝીણું ઝીણું.

કક્કામાં કળતર – બળતરના બાર અક્ષરો ગયા ઓગળી;
લાગણીઓનું લથબથ ગળતર લખવા લાગ્યું ઝીણું ઝીણું.

## નિશ્ચય □ ઓક્તોવિયા પાઝ □ સુશી દલાલ

(મેક્સિકન)

જો આ લેમ્પથી આવતો સફેદ પ્રકાશ
વાસ્તવિક છે,
વાસ્તવિક છે
તો તે હાથ જે લખે છે
એ શું વાસ્તવિક છે.
તે આંખો પણ
જે જુએ છે કે હું લખું છું

એક શબ્દથી બીજા શબ્દ સુધી જતાં જતાં
મારું કહેવાનું શમી જાય છે.
હું જાણું છું કે હું જીવું છું
બે પંક્તિઓની વચ્ચે.

## ગીત

□ નયન દેસાઈ

સદ્‌ગત સ્મરણો આવ્યાં શમણે જો –
ડોલ્યા ડોલ્યા પહાડ ડોલ્યા ધ્રૂજીધ્રૂજી ધરણી ધ્રૂજી આજ
દોડી દોડી ભીંત દોડી ઊઘડી ઊઘડી ચોખટ ઊઘડી ઝળહળતા સૂરજ ઊગ્યા આથમણે જો –
આથમણે ઝાકળના દરિયા ઊગમણે કળીઓનાં પાદર
વચ્ચોવચ્ચ બિછાવી દીધી કૂણા તડકાઓની ચાદર
ઝૂકી ઝૂકી ડાળ ઝૂકી હૈયામાં કોઈ ફાળ ઝૂકી વનરાવનના રાજા ડાબે-જમણે જો
ઝળહળતા સૂરજ ઊગ્યા આથમણે જો –

મ્હેક ભરીને મોતી ઓશિકે વેરાયાં દડ દડ દડ દડ
અલ્લક ઝોકું દલ્લક મૂર્છા મોં સૂઝણાના આવ્યા વાવડ
ઉછળ્યાં ઉછળ્યાં, સ રવર.ઉછળ્યાં, એમાં તરતાં વાદળ ઉછળ્યાં પાણીના પડછાયા પહોંચ્યા રમણે જો
ઝળહળતા સૂરજ ઊગ્યા આથમણે જો –

આંખ ઉઘાડી તોય ઊઠે છે મનના તળિયેથી ભાંભરડા
ભર્યા કેવડાના કાંટામાં ઉઝ્ઝરડા રે, ઉઝ્ઝરડા !
બાંધ્યાં બાંધ્યાં પાન બાંધ્યાં નાગરવેલનાં માન બાંધ્યાં આંગળીઓ અડકાડી આંખે-લમણે જો –
ઝળહળતા સૂરજ ઊગ્યા આથમણે જો

## નુસરત ફત્તેહઅલી ખાનને ગઝલાંજલિ

□ આદિલ મન્સૂરી

શબ્દ હળવે રહીને જાગે છે
કોણ આ મૌનને ચકાસે છે

રાગનું નૂર દૂર દૂર સુધી
શક્યતાઓ નવી જગાડે છે

માત્ર તારો અવાજ સર્વત્ર
બાકી તો શૂન્યતા જ ભાસે છે

તારા આલાપ આભને સ્પર્શે
એના પડઘા સકલમાં વ્યાપે છે

શૂન્યતામાં તું હાથ લંબાવે
ને ક્ષિતિજ ત્યાં વિકાસ પામે છે

એવો છલકાય સૂરનો દરિયો
સઘળાં મોતી કિનારે આવે છે

થાય ક્ષણમાં સમસ્ત એકાકાર
ને સમયને સમાધિ લાગે છે

અન્ય બીજું કશું નથી અહીંયાં
માત્ર તારો અવાજ જાગે છે

એકએક શબ્દ મસ્તમસ્ત અલસ્ત
માત્ર તારો અવાજ જાગે છે

વિસ્તરે વ્યાપ સૌ દિશાઓનો
માત્ર તારો અવાજ જાગે છે

હા નીરવ થૈ ગયું, હતું જે કૈં
માત્ર તારો અવાજ જાગે છે

ઊંઘના છેક તળિયે સર્વસ્વ
માત્ર તારો અવાજ જાગે છે

ક્યાંક પાછળ રહી ગયું બ્રહ્માંડ
માત્ર તારો અવાજ જાગે છે

અર્શને સ્પર્શે તાલ, નાદ, ધ્વનિ
માત્ર તારો અવાજ જાગે છે

૨૧મી ઑગસ્ટ '૯૬, ન્યૂ યૉર્ક

સુ.દ.

ચહેરા પરની કરચલીઓની વચ્ચે
વૃદ્ધાના વીતી ગયેલાં વર્ષો
સંકોચાઈને સૂતાં છે.

સુ.દ.

શ્વેત બરફ,
કાળા અશ્વો,
કથ્થઈ મકાન,
ભૂરું આકાશ -
ખબર નથી
આમાં કયો રંગ
ખૂટે છે ?

## 'મેં એક અચંબો દીઠો'

અભિવ્યક્તિ તો પછીની વાત છે, મૂળ વસ્તુ અનુભવ છે ❑ અમીતા મોદી

આજથી પચીસેક વર્ષ પહેલાંની વાત છે. આપણા પ્રસિદ્ધ છબીકાર અશ્વિન મહેતા મને વેનકુંવરમાં રહેતી અમીતા મોદીની કવિતાઓ 'કવિતા' દ્વૈમાસિક માટે મોકલતા. તે વખતે અમીતાની ઉંમર આઠ-નવ વર્ષની. એની પહેલી કવિતા છાપી તેનો ભાવાર્થ બરાબર યાદ છે. મારે આકાશમાંથી ભૂરો રંગ ચોરી લેવો છે અને પછી પવનને ચીતરવો છે. નવ વરસની છોકરી આવું કાવ્ય લખી શકે એ વિસ્મયનો પણ વિસ્મય. મેં હજી સુધી 'કવિતા'માં કાવ્યની સાથે કોઇને માટે પણ કશી નોંધ નથી લખી. અમીતા માટે મેં એવું લખ્યું કે આ છોકરી પૂર્વજન્મના કોઇ ખડિયામાં કલમ બોળીને લખે છે. પછી તો 'કવિતા' માટે અમીતાના કાવ્યો અશ્વિન મારફતે મળતાં અને છપાતાં રહ્યાં. એક દિવસ એવું કાવ્ય મળ્યું કે જે કાવ્યનું શીર્ષક હતું ધ એન્ડ. આ શાનો અંત હતો? આઠ-નવ વર્ષની ઉંમરે અમીતાએ જે કવિતાનો પ્રારંભ કર્યો હતો એ કવિતાની સૃષ્ટિ તેર કે ચૌદ વર્ષે સમેટી લીધી. હવે કાવ્ય નહીં લખવા એની વાત અમીતાએ આ કાવ્યમાં કરી છે. અત્યારે તો અમીતા ખૂબ મોટી થઇ ગઇ હશે. પણ એને માટે સાંભળેલું કે એ વાયોલિન પણ શીખતી હતી. આ રિયાઝમાં પણ એ એવી ચરમ કક્ષાએ પહોંચી કે એના ગુરુએ કીધું કે હવે તારે શીખવાની જરૂર નથી. એનું પહેલુ નાનકડું કાવ્ય છાપ્યુ ત્યારે આપણા સમર્થ કવિ ન્હાનાલાલની પંક્તિ યાદ આવી: ચાંદનીએ ચીતર્યા સમીર. નવ વર્ષની છોકરી એને આકાશમાંથી ચોરી લીધેલા ભૂરા રંગથી પવનને ચીતરવાના કોડ પ્રગટ્યા. પવન તો દેખાતો નથી પણ હોય છે ખરો. પણ કવયિત્રીએ એવું જાદુ કર્યું કે એક ક્ષણ પવનને આપણી સમક્ષ દૃશ્યમાન કરી લીધો.

કોઇ ગજબની સંવેદનશીલતા હશે આ અમીતા પાસે. એનું અંત નામનું કાવ્ય એ લગભગ ત્રણ પાનાનુ છે. એમા એણે જે વાત કરી છે એ ભલભલા મોટા કવિઓ કે તત્ત્વજ્ઞાનીઓ ન કરી શકે અથવા ભાગ્યે જ કરી શકે એવી ઊંડી અને ઉમદા છે. વસંતની વહેલી સવાર છે. અંધારાના પડછાયાઓ સાથે તેજ રમત આદરી બેઠું છે. સહેજ ખુલ્લી રહી ગયેલી બારીમાંથી શીતળ લહેરખી મનની જાજમ પર ચોંટેલી રજકણને હળવેથી ખંખેરી નાખે છે અને વિચારોની રજકણને ઊંચકી લે છે. તેર વર્ષની ઉંમરે આ ભાવ થવો અને એ ભાવને શબ્દ દ્વારા અભિવ્યક્ત કરવો અને અભિવ્યક્ત કર્યા પછી પણ એમ કહેવું કે અભિવ્યક્તિ તો પછીની વાત છે, મૂળ વસ્તુ અનુભવ છે.

આ છોકરી કાવ્યમાં આગળ જતાં કહે છે કે હું દૂરના સ્થળે જાઉં અને જે કંઇ જોઉં અને અનુભવું ત્યારે બધું જ મને કેમ પરિચિત લાગે છે? મને લાગે છે કે સમય એનું એકાદ પગથિયું ચૂકી ગયો છે. હું આવતી કાલમાં જીવતી હોઉં એવું લાગે છે. ભવિષ્યનો પૂર્વાધ ઉકેલતી હોઉં એમ કેમ લાગે છે. ક્યારેક મને એમ લાગે છે કાળની ટ્રેન ચાલી રહી છે અને હું એના જુદા જુદા કમ્પાર્ટમેન્ટની મુલાકાત લઉં છું. સમયનાં બધાં જ બંધનો સરી ગયાં છે. ભવિષ્ય અને ભૂતકાળ એકમેકમાં ઓતપ્રોત થઇ ગયા છે. અહીં છે મારું અસ્તિત્વ કોઇ પણ પ્રયત્ન વિનાનું.

શું હું મને મારી ફૂટપટ્ટીથી માપું છું? કે હું ઇશ્વરને કોઇ ત્રાજવે તોલી રહી છું! મને એમ લાગે છે કે મારું માપ ઇશ્વરને ત્રાજવે તોલાવું જોઇએ અને એવું જ હોય તો અનંતને હું અનંત વડે કઇ રીતે માપી શકું?

ઘણી વાર હું મને પૂછયા કરું છું કે શા માટે મારા મનનું સંગીત મારા આત્માના

સંગીતને અભિવ્યક્ત નથી કરતું. વિચારોની અભિવ્યક્તિ મારા આંતરપ્રદેશની વાસ્તવિકતાને કેમ ધબકતી નથી કરતી. મૂળભૂત ભેદ આ જ છે. આ જ દેખાય છે. હું સીડીથી આકાશને પહોંચવાનો પ્રયત્ન કરી રહી છું. વાયોલિન અને કવિતા સંપૂર્ણપણે અભિવ્યક્ત કરવા માટે પૂરતા સમર્થ નથી. આપણું મન જે કંઇ સાંભળે છે એ માત્ર પડઘાઓ છે. એનું ક્યાંય મૂળ નથી. હંમેશાં મૂળ અદશ્ય હોય છે. એ અભિવ્યક્તિથી પર હોય છે અને ઇન્દ્રિયોથી એ પામી શકાતું નથી.

મારે મારી જાતને સ્થિર કરવી જોઇએ. આ કવિતા અને સંગીત, મારા મારી જાત સાથેના સંવાદમાં અંતર અને અંતરાય રચે છે. હવે મને કોઇ નવા વાર્તાલાપની જરૂર નથી. મારે તો જે અહીં છે એ અસ્તિત્વનું સંગીત જ સાંભળવું છે. મારે કોઇ બુદબુદો ઊભા નથી કરવા. મારે તો જે મૂળ નક્કર છે એના પડછાયાથી સંતોષ માણવો છે. જેમ ગર્ભમાંથી બહાર પડેલા બાળકને માતાના ખોળામાં સંતોષ હોય એવો. આ ઇન્દ્રિયોના વાદ્યો મને મારી વાસ્તવિકતાથી દૂર લઇ જાય છે. હું મારાં સ્વપ્નોમાં કેદ થઇ ગઇ હોઉં એવું લાગે છે. દર્પણના પ્રતિબિંબોને રોશનીથી ઝળાહળાંથી ધવલ-ઉજ્જ્વલ ન કરી શકાય. જેણે કવિતા અને વાયોલિન બંનેને છેડયાં અને છોડયાં. એ કહે છે કે અનુભવ કદીય પૂર્ણપણે અભિવ્યક્ત થતો જ નથી. આપણે બહુ બહુ તો આપણા અનુભવના અનુવાદો આપીએ છીએ. મૂળ તો ત્યાંનું ત્યાં જ રહી જાય છે અને મારું ભીતર અભિવ્યક્તિ ઝંખતું નથી. પછી કહે છે, અનંતની યાત્રાએ માણસે એકલા જ નીકળવાનું હોય છે. કોઇનો પણ સહવાસ આપણી દૃષ્ટિને ઢાંકી દેતો હોય છે. સૂર્યને મારી મીણબત્તીના અજવાસથી અજવાળવાનો હોય નહીં. સૂર્ય તો સ્વયં પ્રકાશિત છે. આપણી બધી મથામણો અને અભિવ્યક્તિ દેખીતી રીતે ઉપયોગી લાગે પણ એ આપણી જૂઠી સમજણના પુરાવાઓ છે. મારા રાગનો રંગ મારા અભિવ્યક્તિના ઓજારોને લાગે એ પહેલાં જ હું એને ફગાવી દેવા માગું છું.

મારા આ નિર્ણયથી તમે દુઃખી ન થશો. અભિવ્યક્તિ તો પછીની વાત છે, મૂળ વસ્તુ અનુભવ છે. મૌન જ ઉત્તમ છે. આ પરાજય નથી. મારી પ્રામાણિક સમજણ છે. આ કાવ્ય મેં વાંચ્યું, છાપ્યું. અત્યારે ચાલતી કલમે એનો અંગ્રેજીમાંથી અનુવાદ કર્યો તો પણ અમીતાની કાવ્યસૃષ્ટિનો અચંબો હજીય શમતો નથી. સુંદરમની એક પંક્તિ જ યાદ આવ્યા કરે છે : મેં એક અચંબો દીઠો. આ લેખ એવો છે કે એમાં હું ચૂપ છું ને અમીતાની કવિતા બોલે છે.

❑ **સુરેશ દલાલ**

સુ.દ.

ગમે એટલું ઊંચે ઊડે તોપણ
પંખી પોતાની પાંખ નીચે
સૂર્યને વિસામો નહીં આપી શકે.

## The City ❑ C. P. CAVAFY

You said : I'll go to another land, go to another sea,
find some other town better than this one.
Fated, condemned, is all that I've ever done
and my heart, like a dead body, is buried in a tomb.
How long must my mind remain within this gloom ?
When I cast my eyes about me, look no matter where,
I see the black ruins of my life, here,
where I've spent so many years - wasted them,
destroyed them utterly.'

You will not find new lands, not find another sea.
The city will follow you. You'll wander down
these very streets, age in these same quarters of the town,
among the same houses finally turn grey.
You'll reach this city always. Don't hope to get away:
for you there is no ship, no road anywhere.
As you've destroyed your life here,
in this small corner, so in the whole world you've wrecked it utterly.
❑

## * Bodhisattva's Vow ❑ Shantideva
(Buddhist master)

I would be the protector of the unprotected,
A guide to way-farers,
A ship, a dyke, a bridge for them
That seek the further share;
A lamp for them who need a lamp,
A bed for them who need a bed,
A slave for all who need a slave

* Bodhisattva is one who defers his attainment of Nirvana in order to serve others.

## ગીત ▫ પ્રીતિ સેનગુપ્તા

ક્યાંક પામે કોઈ કાંટા, અને ક્યાંક મળે કોઈને શૂળ;
બાઈ, મેં તો રણમાંયે શોધ્યાં છે ફૂલ
એકલદોકલ ભલે હોય, ને પતંગિયું
લાવે છે બદલાતી મોસમના ફાગ,
પંખીની પાંખો પર ઊડતા આવે પાસે
રંગ રંગ કેટલાયે બાગ.
એકલા શા વાદળાએ ખુલ્લા આકાશમાં
પાડી છે ધોળી શી ઝૂલ.
બાઈ, મેં તો શોધીને સૂંઘ્યાં છે ફૂલ.
પથરા પર ધ્યાન ધરી આડો પડેલો
એક કાચંડો તડકે લદબથ,
ને ઉપરથી જાય, વળી નીચે ઝરણા પાસે
આવીને હળે-મળે કેટલાયે પથ.
મધપૂડો છોડીને એક ઝૂંડ દૂર જઈ
ઘેલું ગણગણવે મશગૂલ.
બાઈ, મેં તો શોધીને રાખ્યાં છે ફૂલ.

## * બોધિસત્ત્વનો સંકલ્પ ▫ શાંતિદેવ ▫ મહેશ દવે

(બૌદ્ધ ગુરુ)

કિનારે પહોંચવું છે તેઓ માટે હું
વહાણ, પાળા અને પુલની ગરજ સારીશ;
અજવાળું જોઇએ છે તેમને માટે દીવો થઇશ,
સૂઇ જવું છે તેમને માટે હું બિછાનું બનીશ,
સેવાની જેમને જરૂર છે તેમનો ચાકર થઇ હું રહીશ.

* પોતાના વૈયક્તિક મોક્ષને બાજુએ મૂકી બીજાઓની સેવા કરવા ધારે તેને 'બોધિસત્ત્વ' કહે છે.

## હૃદયમાં આંખમાં આકાશમાં ☐ મનહર મોદી

હૃદયમાં આંખમાં આકાશમાં અધ્ધર ઊછળવાનું
ગમે તે થાય પણ અંતે તને અમથુંય મળવાનું

નગરની નોંધ જેવો તાપ વેઠીને ઊકળવાનું
મને તારા વગરનું આવડે બસ એમ બળવાનું

બધુંયે હાથ લાગે તોય લાગે; છે કશું બાકી
ચરણ ચાલ્યા કરે છે એમ ચાલે છે રઝળવાનું

કરું છું એકઠી કરચો બધી હમણાં તો યાદોની
કહી શકતો નથી આગળ ઉપર શું શું નીકળવાનું

મને પણ એટલું શિખવાડ ઓ મારા બરફ બંધુ !
તિમિરમાં તેજમાં સર સર સરી પળ પળ પિગળવાનું

☐ સુ. દ

સુખ પોતે પણ સુખી નથી
એને દુ:ખનો છાંયો દમ્યા કરે
સ્મિતના લીલા લીંપણ પાછળ
કોરા આંસુ ઝમ્યા કરે.

બાગમાં માદક મ્હેકની વચ્ચે કાંટાઓની ભીંસ
ભમરાના ગુંજનની પડખે તમરાંઓની ચીસ
ઘરમાં કે બ્હાર ક્યાંય રહું :
પણ મને કશું નહીં ગમ્યા કરે

ગમા-અણગમા છૂટી ગયા પણ તોય મને આ કળતર
રહીરહીને નજરને પૂછું કે ક્યાં તને છે નડતર ?
મન મારું આ થઈ બ્હાવરું
કોની પાછળ ભમ્યા કરે ?

❑ હિતેન આણંદપરા

કિયા મારગમાં અટવાયા હો જી
એ પળની લગીરે ખબર ના પડી
અધવચ્ચે ક્યારે ફંટાયા હો જી

ઝાઝું રળીશું, બહુ ભેગું કરીશું
પાછળથી જીવશું નિરાંતે
હમણાં સૌ ઈચ્છાઓ ધરબી દઈશું
પૂરી કરીશું એક સાથે
આવા તે ભ્રમમાં, રોજિંદા ક્રમમાં,
વરસો ખોયા ને પસ્તાયા હો જી
કિયા મારગમાં અટવાયા હો જી

મનમાં તો ધારેલું મોરને ઉછેરીશું
છોડને ઉછેરીશું રણમાં
જાતને આ અર્પીશું ઈશ્વરના સર્જેલા
બધાયે જીવનાં ચરણમાં
અંતરની વાતોને નેવે મૂકી,
થોડું ચાલ્યા ને ફસાયા હો જી
કિયા મારગમાં અટવાયા હો જી

□ મુકેશ જોશી

ખોટું ન લાગે તો વાત એક કહું
હું થોડા દિવસ હવે તારામાં રહું ?
કામમાં હશે તો હું વાત નહીં માંડું
મૌનનાય કોઈ દિ' ના છાંટા ઉડાડું
શમણાંનો કાયદોય હાથમાં ન લઉં… હું…
કોણ જાણે હિમ શી એકલતા જામી
વૈદો કહે છે : હૂંફની છે ખામી
કહે છે કે તારામાં લાગણી છે બહુ… હું…
રોજ એક ઈચ્છા જો સામે મળે છે
આંખોમાં ભીનું યે નામ ટળવળે છે
તારામાં તારાથી આગળ નહીં જઉં… હું…
રસ્તામાં પાથરેલ કાંટા જો મળશે
મારી હથેળી પછી પગ તારો પડશે
વેદનાનો ભાર હું એકલો જ સહું… હું…
ફ્હેણ મોસમનું કોઈ મને ભાવતું નથી
મને સાચકલે મારામાં ફાવતું નથી
આમ દીપાની ધાર બની ક્યાં સુધી વહું ?

આદિવાસીના નિર્દોષ સ્મિતનું લિલામ
કૅમેરાની આંખ ભલે કરે
સ્મિતને કશો ફરક પડતો નથી.

સુ.દ.

રણમાં પસાર થતા ઊંટને
જેટલી રેતીની ઠોકર નથી લાગતી
એટલી સૂર્યની લાગે છે.

સુ.દ.

## ગઝલ

હું પ્રદર્શિત લાગણીનો એક વંશજ
રંગ બદલતી ચામડીનો એક વંશજ

મૂકશે વિશ્વાસ પસ્તાશે પછીથી
બે ઘડીની ખાતરીનો એક વંશજ

તરફડે , કરકે ને કરકે જીવ નીકળે
જળ વિહોણી માછલીનો એક વંશજ

સાવ કોરાણો મથુરાએ મૂકી જે
એ વિલખતી વાંસળીનો એક વંશજ

જીવ ના લઉં તો પછી હું ખાઉં શું?
દોસ્ત હું તો પારધીનો એક વંશજ

અશ્વ, રથ, ચાબુક કશું ના હાથમાં
ને અહમ છે સારથીનો એક વંશજ

□ હિતેન આણંદપરા

❑ મુકેશ જોશી

ખોટું ન લાગે તો વાત એક કહું
હું થોડા દિવસ હવે તારામાં રહું ?
કામમાં હશે તો હું વાત નહીં માંડુ
મૌનનાય કોઈ દિ' ના છાંટા ઉડાડુ
શમણાંનો કાયદોય હાથમાં ન લઉં... હું...
કોણ જાણે હિમ શી એકલતા જામી
વૈદો કહે છે : હૂંફની છે ખામી
કહે છે કે તારામાં લાગણી છે બહુ... હું...
રોજ એક ઈચ્છા જો સામે મળે છે
આંખોમાં ભીનું થૈ નામ ટળવળે છે
તારામાં તારાથી આગળ નહીં જઉં... હું...
રસ્તામાં પાથરેલ કાંટા જો મળશે
મારી હથેળી પછી પગ તારો પડશે
વેદનાનો ભાર હું એકલો જ સહું... હું...
કહેણ મોસમનું કોઈ મને ભાવતું નથી
મને સાચકલે મારામાં ફાવતું નથી
આમ ટીપાની ધાર બની ક્યાં સુધી વહું ?

આદિવાસીના નિર્દોષ સ્મિતનું લિલામ
કૅમેરાની આંખ ભલે કરે
સ્મિતને કશો ફરક પડતો નથી.

સુ.દ.

રણમાં પસાર થતા ઊંટને
જેટલી રેતીની ઠોકર નથી લાગતી
એટલી સૂર્યની લાગે છે.

સુ.દ.

## ગઝલ

હું પ્રદર્શિત લાગણીનો એક વંશજ
રંગ બદલતી ચામડીનો એક વંશજ

મૂકજો વિશ્વાસ પસ્તાશો પછીથી
બે ઘડીની ખાતરીનો એક વંશજ

તરફડે , ફરકે ને ફરકે જીવ નીકળે
જળ વિહોણી માછલીનો એક વંશજ

સાવ કોરાણે મથુરાએ મૂકી જો
એ વિલખતી વાંસળીનો એક વંશજ

જીવ ના લઉં તો પછી હું ખાઉં શું?
દોસ્ત હું તો પારધીનો એક વંશજ

અશ્વ, રથ, ચાબુક કશું ના હાથમાં
ને અહમ છે સારથીનો એક વંશજ

▫ હિતેન આણંદપરા

ઓરડું તો વેરા મારું લાગશે.

ઓરડું તો વેરણ મારું લાગશે....
ને વાર્યું જોવાના ડોળ આવશે..

વજનુંની જેમ વેરાતી ઊભી છું,
ખાલીખમ અબરખની ઓરડી
તેની આંખ લઈ ઝૂર્યા કરું છું,
બધી બોરીં બચ્યાં કે બધી બોરડી

તમે ફોરમના પડછાયા લાવશે....

અગાશીમાં એક સાંજ વરસાદી હોય,
હોય ઉપરથી વીજળી ને કડાકા
ગગનમાં એમ છમાં ઝરવાતાં હોય,
હરિ લોહોદેળ પૂરચાના ધ્રાસકા
તમે ઓરસો સંદેહ મારો કાપશે...
હરિ ઓરડું તો.

□ હરિહર જોશી

કવિતા

## ગઝલ

□ હિતેન આણંદપરા

પાંજરામાં છળ વડે પૂરે હવસ
અંધ સળિયાઓ તળે લૂંટે હવસ

ચામડી તો બહુ જ મીઠી નીકળી
દેહના બદ્ધે રૂંવે રૂંવે હવસ

સ્પર્શથી પણ એ ભયાનક હોય છે
એકટશ જો દેહને ઘૂરે હવસ

બંધ પુસ્તકમાં હતી, આગળ વધી
લો હવે ચિતરાય છે પૂંઠે હવસ

લાખ ચર્ચાઓ પછી તારણ મળે
એમ ક્યાં સહેલાઈથી છૂટે હવસ

આંગળી નઘરોળ શ્વાસોને પીંખે
ને પછી નસકોરીમાં ફૂટે હવસ

સાથ એની પ્રેમ ને હક જોઈએ
સાવ એકલ હોય તો ખૂંચે હવસ

□ હિતેન આણંદપરા

જૂનાં મકાન અને જૂનાં પગથિયાં
જૂની દીવાલોયે ઘરની
ઓરડાના અંધારામાં ઘેરી વળે
આંખો બની છે પથ્થરની

શૈશવ તો બે દી'નું થઈને મહેમાન
સરકી ગયું કયાંક છેટે
ઝાંખપના જાળાને ખંખેરી જોઉં તો
કાળા પડછાયાઓ ભેટે
વાતો ખૂટી રે અવસરની.

દરવાજે કાયમ ટકોરાને ઝંખે
ને એના નસીબે હડસેલા
હળવી એક ફૂંકથીયે ગબડી પડે
એમ સ્મરણો ઊભાં છે બટકેલાં
ઓસરતી પીડા જણતરની
યાદોની ડાળીએ કેટલું ઝૂલે
ભારેખમ આપણા સંબંધો
જોડવામાં જિંદગીયે ઓછી પડે
તોડવામાં એક બે પ્રસંગો
ઓળખાણો લાગણી વગરની.

## દાદાજી - ૮ ❑ અમિતાભ મડિયા

ઉમાશંકરના 'સેતુ'ના બેઠકખંડમાં પીરાજી સાગરાનું એક ચિત્ર લટકતું હતું. તેમાં ગ્રે રંગની પશ્ચાદ્‌ભૂમાં એક દાઢી-મૂછવાળો માણસ અદબ વાળીને ઊભેલો. ચિત્રનો ભાવ ગમગીન, કરુણ. ૧૯૮૨માં એકવાર આ ચિત્ર અંગે મારી તેમની સાથે વાતચીત થઇ. ઉમાશંકર કહે : "ક્રાઇસ્ટની વેદનામૂર્તિ છે." હું બોલ્યો, "ક્રાઇસ્ટની જ શા માટે ? મને તો એક સામાન્ય મનુષ્ય જણાય છે. એક સામાન્ય મનુષ્યની વેદના તેનામાંથી ટપકે છે." ઉમાશંકર : "ક્રાઇસ્ટ શું સામાન્ય ન હતા ?"

દરેક વ્યક્તિ ક્રાઇસ્ટ જેટલી ઊંચાઇ પ્રાપ્ત કરવા માટે POTENTIAL ધરાવે છે એવો અર્થ કદાચ એમને અભિપ્રેત હતો. ક્રાઇસ્ટ સામાન્ય જ હતા; પરંતુ અસત્ય અને અન્યાય સામે એમણે હિંમતભેર અવાજ ઉઠાવ્યો એટલે સૌની નજરમાં આવ્યા. (અને એટલે જ તો એમને વધસ્તંભ પર ચડાવી તેમનું CRUCIFIXION કરવામાં આવ્યું - પણ આ તો આડ વાત થઇ.)

'૮૨માં અમે ભારતીય કલાની વાત કરતા હતા ત્યારે અજંતાના મ્યુરલ્સની અત્યારની ખરાબ હાલત તથા લોકોએ તેની પર ઉઝરડા પાડીને કરેલી ખરાબી અંગે મેં ખેદ વ્યક્ત કર્યો. ઉમાશંકર કહે, હું એવો ખેદ પામતો જ નથી ! અજંતાના મ્યુરલ્સનો ગુપ્તકાલીન લોકોએ રસાસ્વાદ માણ્યો એટલે વાત થઇ પૂરી. પ્રાકૃત, પાલી અને અર્ધમાગ્ધી કાવ્યોનો રસ આજે કોણ માણે છે ? કાવ્ય કે કલાકૃતિ રચાય અને થોડા એને માણે પછી તે નષ્ટ થાય, થઇ શકે.

'૮૭માં એક વાતચીત દરમિયાન અમારું ધ્યાન એ મુદ્દા પર આવેલું કે તૉલ્સ્તૉય કેટલો બધો SINCERE કલાકાર હતો ! પોતાની પ્રતિષ્ઠા યુરોપમાં જડમૂળ ઘાલીને જામી હતી તે પાછલી જિંદગીના વરસોમાં જ ROMANTICISM ના માનવીની વૃત્તિઓને બહેકાવવાના વલણ તરફ તીવ્ર અણગમો થતાં મહત્ત્વના રોમેન્ટિક કલાકારોને તેણે બેધડક ગાળો દીધી - તેમને CONDEMN કર્યા - ખાસ તો GOETHE, વાગ્નર, બીથોવન અને શેક્સપિયરને !! ૧૯મી સદીના યુરોપમાં જ્યારે ROMANTICISM નું જોર ઢીલું પડયું નહોતું ત્યારે આ કલાકારો વિરુદ્ધ બોલવું સહેલું નહોતું ! એક મૂલ્યનિષ્ઠ અને BOLD વિચારક - કલાકાર જ આવી મૌલિક હિંમત બતાવી શકે ! આ વિચારો વ્યક્ત કરતી વખતે તૉલ્સ્તૉયે આમ કરવાથી પોતાની પ્રતિષ્ઠાને યુરોપમાં કેટલી હાનિ પહોંચશે તેની ચિંતા ન કરી. તેની પ્રતિષ્ઠાને હાનિ પહોંચી પણ ખરી.

એકવાર ચુનીલાલ મડિયાને ટાંકીને ઉમાશંકર કહે - કહેવાતી 'સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ' પાછળ સરકાર અને લોકો જે બેફામ નાણાં વેડફે છે તેના દશમા ભાગમાં જ સાહિત્યનું તો કેટલું બધું કામ થાય ?! પણ શું થાય ? જમાનાના રંગ, બીજું શું !

'૮૮માં ટીવી પર રાજ કપૂરની ફિલ્મ 'મેરા નામ જોકર' જોઇ મને કહે - મને તો ગમી !

'૮૫માં એક વાર કહે - 'વિવિધ વાદોથી કવિતાને કેટલું નુકસાન થયું છે તે ખબર છે ? કવિતા તો રહી જ નથી !'

ફિરોઝ ગાંધી માટે એક વાર ઉમાશંકરે આ શબ્દજૂથ પ્રયોજ્યું હતું : VI

□ હિતેન આણંદપરા

જૂનાં મકાન અને જૂનાં પગથિયાં
જૂની દીવાલોયે ઘરની
ઓરડાના અંધારામાં ઘેરી વળે
આંખો બની છે પથ્થરની

શૈશવ તો બે દી'નું થઈને મહેમાન
સરકી ગયું ક્યાંક છેટે
ઝાંખપના જાળાને ખંખેરી જોઉં તો
કાળા પડછાયાઓ ભેટે
વાતો ખૂટી રે અવસરની.

દરવાજો કાયમ ટકોરાને ઝંખે
ને એના નસીબે હડસેલા
હળવી એક ફૂંકથીયે ગબડી પડે
એમ સ્મરણો ઊભાં છે બટકેલાં
ઓસરતી પીડા જણતરની
યાદોની ડાળીએ કેટલું ઝૂલે
ભારેખમ આપણા સંબંધો
જોડવામાં જિંદગીયે ઓછી પડે
તોડવામાં એક બે પ્રસંગો
ઓળખાણો લાગણી વગરની.

ઉમાશંકરના 'સેતુ'ના બેઠકખંડમાં પીરાજી સાગરાનું એક ચિત્ર લટકતું હતું. તેમાં ગ્રે રંગની પશ્ચાદ્‌ભૂમાં એક દાઢી-મૂછવાળો માણસ અદબ વાળીને ઊભેલો. ચિત્રનો ભાવ ગમગીન, કરુણ. ૧૯૮૨માં એકવાર આ ચિત્ર અંગે મારી તેમની સાથે વાતચીત થઈ. ઉમાશંકર કહે : "ક્રાઈસ્ટની વેદનામૂર્તિ છે." હું બોલ્યો, "ક્રાઈસ્ટની જ શા માટે? મને તો એક સામાન્ય મનુષ્ય જણાય છે. એક સામાન્ય મનુષ્યની વેદના તેનામાંથી ટપકે છે." ઉમાશંકર : "ક્રાઈસ્ટ શું સામાન્ય ન હતા?"

દરેક વ્યક્તિ ક્રાઈસ્ટ જેટલી ઊંચાઈ પ્રાપ્ત કરવા માટે POTENTIAL ધરાવે છે એવો અર્થ કદાચ એમને અભિપ્રેત હતો. ક્રાઈસ્ટ સામાન્ય જ હતા; પરંતુ અસત્ય અને અન્યાય સામે એમણે હિંમતભેર અવાજ ઉઠાવ્યો એટલે સૌની નજરમાં આવ્યા. (અને એટલે જ તો એમને વધસ્તંભ પર ચડાવી તેમનું CRUCIFIXION કરવામાં આવ્યું - પણ આ તો આડ વાત થઈ.)

'૮૨માં અમે ભારતીય કલાની વાત કરતા હતા ત્યારે અજંતાના મ્યુરલ્સની અત્યારની ખરાબ હાલત તથા લોકોએ તેની પર ઉઝરડા પાડીને કરેલી ખરાબી અંગે મેં ખેદ વ્યક્ત કર્યો. ઉમાશંકર કહે, હું એવો ખેદ પામતો જ નથી! અજંતાના મ્યુરલ્સનો ગુપ્તકાલીન લોકોએ રસાસ્વાદ માણ્યો એટલે વાત થઈ પૂરી. પ્રાકૃત, પાલી અને અર્ધમાગધી કાવ્યોનો રસ આજે કોણ માણે છે? કાવ્ય કે કલાકૃતિ રચાય અને થોડા એને માણે પછી તે નષ્ટ થાય, થઈ શકે.

'૮૭માં એક વાતચીત દરમિયાન અમારું ધ્યાન એ મુદ્દા પર આવેલું કે ટૉલ્સ્ટૉય કેટલો બધો SINCERE કલાકાર હતો! પોતાની પ્રતિષ્ઠા યુરોપમાં જડમૂળ ઘાલીને જામી હતી તે પાછલી જિંદગીના વરસોમાં જ ROMANTICISM ના માનવીની વૃત્તિઓને બહેકાવવાના વલણ તરફ તીવ્ર અણગમો થતાં મહત્ત્વના રોમેન્ટિક કલાકારોને તેણે બેધડક ગાળો દીધી - તેમને CONDEMN કર્યા - ખાસ તો GOETHE, વાગ્નર, બીથોવન અને શેક્સપિયરને!! ૧૯મી સદીના યુરોપમાં જ્યારે ROMANTICISM નું જોર ઢીલું પડ્યું નહોતું ત્યારે આ કલાકારો વિરુદ્ધ બોલવું સહેલું નહોતું! એક મૂલ્યનિષ્ઠ અને BOLD વિચારક - કલાકાર જ આવી મૌલિક હિંમત બતાવી શકે! આ વિચારો વ્યક્ત કરતી વખતે ટૉલ્સ્ટૉયે આમ કરવાથી પોતાની પ્રતિષ્ઠાને યુરોપમાં કેટલી હાનિ પહોંચશે તેની ચિંતા ન કરી. તેની પ્રતિષ્ઠાને હાનિ પહોંચી પણ ખરી.

એકવાર ચુનીલાલ મડિયાને ટાંકીને ઉમાશંકર કહે - કહેવાતી 'સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ' પાછળ સરકાર અને લોકો જે બેફામ નાણાં વેડફે છે તેના દશમા ભાગમાં જ સાહિત્યનું તો કેટલું બધું કામ થાય?! પણ શું થાય? જમાનાના રંગ, બીજું શું!

'૮૮માં ટીવી પર રાજ કપૂરની ફિલ્મ 'મેરા નામ જોકર' જોઈ મને કહે - મને તો ગમી!

'૮૫માં એક વાર કહે - 'વિવિધ વાદોથી કવિતાને કેટલું નુકસાન થયું છે તેની તને ખબર છે? કવિતા તો રહી જ નથી!'

ફિરોઝ ગાંધી માટે એક વાર ઉમાશંકરે આ શબ્દજૂથ પ્રયોજ્યું હતું : VICTIM

BIG WIFE.

'૭૯માં ઉમાશંકર કહે : બે દિવસથી રેડિયો પર બપોરે હિન્દી ફિલ્મ સંગીત સાંભળું છું, મજા આવે છે પણ શાસ્ત્રીય સંગીત જેવી તો નહીં જ.

હું યુરોપિયન શાસ્ત્રીય સંગીત સાંભળતો. એક વાર તેનો એક ખ્યાલ - PROGRAMME MUSIC ઉમાશંકર સાથે ચર્ચ્યો. PROGRAMME MUSIC એટલે એવું સંગીત જેની પાછળ કોઈ અસાંગીતિક, LITERARY વિચાર હોય. ઉમાશંકર કહે, "અને એનો એક અનુભવ છે. નંદિનીના પ્લેયર પર એકવાર પિયાનો વાગતો હતો અને હું મારા કામમાં મશગૂલ હતો. અચાનક મને આ સંગીત દ્વારા ચાંદનીની અનુભૂતિ થઈ. મેં નંદિનીને આ વિષે કહ્યું નંદિનીએ મને જણાવ્યું કે એ બીથોવનની MOONLIGHT SONNATA વાગતો હતો."

મેં કહ્યું, "તમે પહેલેથી જાણતા ન હતા કે તે સંગીતનો વિષય શો છે, છતાં તમે તેને પકડી પાડ્યો તેમાં જ તે સંગીતની તથા તમારી એક સાંભળનાર તરીકેની સફળતા રહી છે." '૭૯માં મને એકવાર આવો અનુભવ MUSSORGSKY ના સંગીતમાં થયેલો. સંગીતનું TITLE વાંચ્યા વગર જ સંગીત સાંભળવું શરૂ કર્યું. હું એવું અનુભવું કે જાણે હું કોઈ પર્વતનો ઢોળાવ ચડી રહ્યો છું. પછી રૅકર્ડ પર TITLE વાંચ્યું - 'JOURNEY TO THE BALD MOUNTAIN'. ઉમાશંકર પૂછે, યુરોપિયન સંગીતમાં PROGRAMME MUSIC ની વધુ પ્રતિષ્ઠા છે ? મેં કહ્યું, ના, એવું કશું નથી. ABSTRACT MUSIC - એટલે સંગીત ખાતર સંગીત (જે, સંગીત સિવાય અન્ય કશાનું નિરૂપણ ન કરતું હોય તે) જ વધુ મહત્ત્વનું છે; પરંતુ બીથોવનની કેટલીક કૃતિઓમાં આછો પાતળો PROGRAMME મળી આવે છે ખરો : EROTICA (3), FATE KNOCKING AT THE DOOR (5), અને PASTORALE (6) સિમ્ફનીઓ. જોકે, PROGRAMME MUSIC નાં લક્ષણો બીથોવન પછીના કલાકારો - LISZT, WAGNER, HECTOR BERLIOZ, TCHAIKOVSKY અને RICHARD STRAUSS માં વધુ વિકાસ પામ્યાં અને ઘટ્ટ બન્યાં. હવે કાવ્ય અને સંગીતનો સમાગમ થયો. તેમણે SYMPHONIC POEM - સિમ્ફનિક કાવ્યની શોધ કરી SYMPHONIC POEM એટલે ORCHESTRA ની સાથે કાવ્ય ગાવું એમ નહીં પરંતુ સાહિત્યિક - કાવ્યાત્મક ખ્યાલને માત્ર ORCHESTRA ના વાદ્યોથી વ્યક્ત કરવો તે . મહાકવિ GOETHE ના મહાકાવ્ય FAUST નો LISZT એ B MIONOR SONNATA (FOR PIANO) માં સુંદર ભાવાનુવાદ - TRANSCRIPTION કર્યો છે. TCHAIKOVSKY એ શેક્સપિયરના ROMEO JULIET નો સિમ્ફનિક POEM માં અનુવાદ કર્યો છે. બર્લિયોઝની એક કૃતિ છે : AN EPISODE IN THE LIFE OF AN ARTIST.

ઉમાશંકર કહે, ક્યારેક એકાદ વાંસળી અથવા વાયોલીન વાગે અને અચાનક આપણે ચોંકી ઊઠીએ એ રીતે ધડાધડ સમગ્ર ORCHESTRA મચી પડે !! એમ કેમ ?

હું બોલ્યો - અવાજના VOLUME ના CONTRAST ની મજા ખાતર !

ઉમાશંકર કહે - અને ક્યારેક ધીમે ધીમે ORCHESTRA જોડાય અને VOLUME વધવા માંડે એ ?

હું બોલ્યો - VOLUME GRADUALLY વધે એ ક્રેશેન્ડો - CRESCENDO તથા VOLUME GRADUALLY ઘટે એ DIMUENDO. CRESCENDO અને DIMUENDO દરમિયાન સ્વરોનો આરોહ હોઈ શકે, અવરોહ હોઈ શકે અથવા બંને હોઈ શકે - અડધો ORCHESTRA આરોહ કરીને તાર સપ્તકમાં પહોંચી જાય અને તે જ સમયે બાકીના અડધા

ORCHESTRA નાં વાદ્યો અવરોહ કરીને અતિમંદ સપ્તકમાં પહોંચી જઇ BASS પૂરો પાડે, એવું બની શકે. યુરોપિયન સંગીતને રોમેન્ટિક વલણ ઘણું અનુકૂળ આવ્યું છે અને ચાઇકોવ્સ્કી તથા રાકમાનીનૉફ જેવા મહાન સંગીતકારોએ તો સ્વયં કબૂલ કર્યું છે કે પોતાનું સંગીત ક્યારેક ક્યારેક EXCESS OF ROMANTICISM થી પીડાય છે ! ઉમાશંકર કહે - EUROPEAN MUSIC ELEVATES US WITHIN A FEW BARS !!

ઉમાશંકર પોતાની વિચાર - કે - આચારસરણીનો ભાર અન્યોને કદી લગાડતા નહીં. (ઉમાશંકર પોતે સિગારેટ ન પીતા પણ) મિત્રો માટે તેમના બેઠકખંડ અને અભ્યાસખંડમાં ASH-TRAY હંમેશાં અચૂક હાજર રહેતી. દેવુકાકા અને ભાનુકાકા તેમની ASH-TRAY ના નિયમિત ઘરાકો. મડિયા પણ શરૂઆતથી જ ઉમાશંકર સામે SMOKING કરતા. (આ ત્રણે હકીકતમાં CHAIN SMOKERS હતા.)

અમે નવા ઘેર રહેવા ગયેલા ત્યાં વાંસ વાવ્યા હતા. ઉમાશંકર કહે અમારા ઇડર બાજુ તો જંગલોમાં ઠેરઠેર વાંસ નજરે પડે ! પણ તે કાંઇ વૃક્ષ ન ગણાય, અમારે મન તો તે ઝાંખરાં જ.

'૭૯માં મોરારજીભાઇએ વડા પ્રધાનપદ પરથી રાજીનામું આપ્યું અને ચરણસિંહ વડા પ્રધાન બન્યા. વડા પ્રધાનની રૂએ લખેલા ભૂતકાળના કેટલાક પત્રો હવે મોરારજીભાઇએ સમાચારપત્રોમાં પ્રકટ કર્યા (હેતુ શો હતો એ હું અત્યારે યાદ કરી શકતો નથી, પરંતુ અહીં હેતુ મહત્ત્વનો નથી.) આ પત્રો, જે વડા પ્રધાનની હેસિયતથી લખાયેલા, તેમની પર ભારત સરકારની મહોર અને ભારતીય ગણતંત્રનું ચિહ્ન પણ મોજૂદ હતાં - એક શબ્દમાં કહીએ તો એ OFFICIAL પત્ર હતા. ઉમાશંકર અકળાઇને કહે કે આ OFFICIAL પત્રો ઑફિસની બહાર લવાય જ કેવી રીતે ? આપણા સિનિયર નાગરિકો જ જો નાગરિક શિસ્ત અને આચારસંહિતાનું પાલન ન કરે તો લોકશાહીને પોષક પ્રણાલીઓ શી રીતે સ્થપાશે ?

ઉમાશંકરના કટાક્ષ અને વ્યંગ પણ માણવાની મને મજા આવતી. '૮૩-'૮૪ પછી ટીવીનો ફેલાવો વધ્યો ને કેટલાકને ટીવી જોવાનું બંધાણ થઇ ચૂક્યું. એક રવિવારની વાત છે. (સાંજે અચૂક હિન્દી ફિલ્મનું પ્રસારણ થાય.) કોઇકને મળવા જવાનું હતું. સમય વહી રહ્યો હતો. ઉમાશંકર કહે, જલદી જઇ આવવા દે, નહીં તો તેમનો પૂજામાં બેસવાનો સમય થઇ જશે.

ઉમાશંકરની એક મજાક અને શ્લેષને ચુનીલાલ મડિયાએ "ધર્મભાવનાથી પ્રેરાયેલા" લેખમાં આબાદ રીતે પકડેલાં છે : "ભણકાર"ની છેલ્લી આવૃત્તિના છાપકામ મિષે બ. ક. ઠાકોર અમદાવાદ આવેલા. એમને મુંબઇ વળાવવા ઉમાશંકર જોડે હું પણ રેલવેસ્ટેશને ગયેલો, એ અરસામાં ઉમાશંકરના કાવ્યસંગ્રહો 'નિશીથ','આતિથ્ય' આદિ ક્રાઉન કદમાં પ્રગટ થયેલાં. બ. ક. ઠાકોરે અગાઉ 'ભણકાર' ક્રાઉન કદમાં છપાતું એ પહેલી જ વાર ડિમાઇ કદમાં તૈયાર કરાવેલું. ઉમાશંકરે એનું કારણ પૂછયું ત્યારે બલ્લુકાકાએ કહ્યું, "કાવ્યસંગ્રહો ડિમાઇ સાઇઝમાં જ શોભે. તમે પણ અગાઉ ડિમાઇ સાઇઝમાં જ કાવ્યસંગ્રહો છપાવતાં ને ?" તુરંત ઉમાશંકરે ટકોર કરી : 'But when we were for the demi, you were for the crown -' ક્રાઉન પરનો ઉમાશંકરનો શ્લેષ (તાજ) ડોસાએ પકડી પાડયો અને ખડખડાટ બાલસહજ હાસ્ય વેરી રહ્યા.

"બ. ક. ઠાકોર ગાંધીજીના સમવયસ્ક ('મારે ને મોહનભાઇને વીસ જ વાસાનો ફેર) અને સહાધ્યાયી પણ હોવા છતાં એમની બ્રિટિશભક્તિ જાણીતી હતી એમની એ

તાજભક્તિ અંગે ગાંધીવાદી અને સત્યાગ્રાહી કવિ ઉમાશંકર આવી મજાક કરે એ સ્વાભાવિક હતું...' ('કવિનો શબ્દ', પાન ૧૯૩) બે પ્રસંગો યાદ આવે છે જે સંસ્થાકીય શિક્ષણ અંગે ઉમાશંકરના દૃષ્ટિબિંદુ તથા વલણને સ્પષ્ટ કરે છે :

'૮૫માં એક બહેન, લગભગ ૨૫ વરસનાં, આવીને ઉમાશંકર આગળ બળાપો અને હૈયાવરાળ કાઢવા લાગ્યાં. એ બહેને ગુજરાત યુનિવર્સિટીમાંથી સંસ્કૃત વિષય સાથે BA તથા MA કરેલું. MA માં વર્ગ સંતોષકારક ન આવતાં ફરિયાદ કરવા તે ઉમાશંકર પાસે આવેલાં. ઉમાશંકરનો જવાબ લાક્ષણિક હતો : હવે જ સંસ્કૃત સાથે તો તમારો નાતો શરૂ થયો.

બીજો પ્રસંગ એક નવયુવાનનો છે. તેણે તેની ટીનએજ હજી માંડ પૂરી કરી હતી. એક વિશ્વવિખ્યાત ACADEMY માં તેણે અભ્યાસાર્થે અરજી કરી હતી. તેની અરજીનો સીધો જ અસ્વીકાર થયો, ઇન્ટરવ્યૂ માટે કે પરીક્ષા માટે બોલાવ્યા વિના જ. તપાસ કરતાં માલૂમ પડ્યું કે બીજી બધી રીતે CASE યોગ્ય હતો પણ અરજીમાં એક પ્રશ્ન પૂછેલો : HOW WOULD YOU DESCRIBE YOURSELF TO OTHERS ? આ પ્રશ્નનો પેલા નવયુવાને આપેલ ઉત્તર સંસ્થાને ઘણો MODEST લાગેલો. આ કારણ હતું નવયુવાનને ઇન્ટરવ્યૂ કે પરીક્ષા માટે ન બોલાવવાનું. આ જાણી ઉમાશંકરનું REACTION આ મુજબ હતું : 'આ તો એવું થયું કે તમારું મોં તો જાણે ઘણું રૂપાળું છે પણ ડાબે ગાલે એક તલ છે !

જુલાઈ ૧૯૯૬, અમદાવાદ.

□ સુ. દ.

તારે ઝાંપે બાંધું હું મારું ઝૂંપડું
ઝૂંપડામાં બળે એક દીવો
– દીવો તારા નામનો

વાડીએ વાવું હું મારો મોગરો
ઝૂલે ચંપાનું ઝાડ
– ઝાડ તારા નામનું

તારી મેડીએ હવા થઈ હીંચકું
ઓશિકાની સાથે કરું લાડ
– લાડ તારા નામના

મધરાતે, તરસના બોલે મોરલા
હું તો વાદળ થઈ વરસું ધોધમાર
– વાદળ તારા નામના

## અમિતાભ મડિયાના ચિત્રો જોઇને... ❑ મહેશ દવે

બધાં જ જન્મે છે
જન્મેલા બધાં જ મરે છે
માણસ હોય કે પશુ
જન્મવાની તો એક જ રીત
ને મરણના તો કંઇ કેટલાય રસ્તા
કત્લ, વ્યાધી, આત્મહત્યા, અકસ્માત
કે હોય પછી કુદરતી ક્રમમાં જરા-મૃત્યુ
મરણ હોય છે કાળું, ખેપાની, કુકેડ, બિહામણું
એનો ઓથાર, ઓછાયો
કાળો કાળો પડછાયો, શરીરમાં જ લપાયો

લાકડાં, ખપાટિયાં, તેના બનેલા બાંકડા
ને એવા જ માણસ માત્રના હાડકાં
સુક્કા, સપાટ, ગંઠાયેલા, કઠોર ને બરડ,
પાથરો તો પથારી, આડા મૂકો ને ટેકો,
ઊભાં કરો તો સીડી (સ્વર્ગની ?)
કે પછી પગથિયાં નરકનાં ?
શું ફેર પડે છે ?
મરણ એટલે મરણ એટલે મરણ

મૃત્યુનો શાન્ત, ક્ષુબ્ધ, કલાન્ત, વિષાદિયો,
રડમસ અને રડતો, હિજરાતો ચહેરો
છોને લપાયો, છુપાશે ના છુપાયો
નિહાળશે શેરીના કુત્તા યમદૂતની આંખે
ભસશે, રડશે, ભરશે ડૂસકાં
શિયાળવાની લંબ પ્રલંબ લાળી જેવા...
ગર્દભ ભૂંકશે, ડાકણો ગાશે મરસિયા
છુપાયેલા મનુષ્યના આયુષ્યને
આખું ને આખું તાણી કાઢશે

તાજભક્તિ અંગે ગાંધીવાદી અને સત્યાગ્રાહી કવિ ઉમાશંકર આવી મજાક કરે એ સ્વાભાવિક હતું..." ('કવિનો શબ્દ', પાન ૧૯૩) બે પ્રસંગો યાદ આવે છે જે સંસ્થાકીય શિક્ષણ અંગે ઉમાશંકરના દૃષ્ટિબિંદુ તથા વલણને સ્પષ્ટ કરે છે :

'૮૫માં એક બહેન, લગભગ ૨૫ વરસનાં, આવીને ઉમાશંકર આગળ બળાપો અને હૈયાવરાળ કાઢવા લાગ્યાં. એ બહેને ગુજરાત યુનિવર્સિટીમાંથી સંસ્કૃત વિષય સાથે BA તથા MA કરેલું. MA માં વર્ગ સંતોષકારક ન આવતાં ફરિયાદ કરવા તે ઉમાશંકર પાસે આવેલાં. ઉમાશંકરનો જવાબ લાક્ષણિક હતો : હવે જ સંસ્કૃત સાથે તો તમારો નાતો શરૂ થયો.

બીજો પ્રસંગ એક નવયુવાનનો છે. તેણે તેની ટીનએજ હજી માંડ પૂરી કરી હતી. એક વિશ્વવિખ્યાત ACADEMY માં તેણે અભ્યાસાર્થે અરજી કરી હતી. તેની અરજીનો સીધો જ અસ્વીકાર થયો, ઇન્ટરવ્યૂ માટે કે પરીક્ષા માટે બોલાવ્યા વિના જ. તપાસ કરતાં માલૂમ પડયું કે બીજી બધી રીતે CASE યોગ્ય હતો પણ અરજીમાં એક પ્રશ્ન પૂછેલો : HOW WOULD YOU DESCRIBE YOURSELF TO OTHERS ? આ પ્રશ્નનો પેલા નવયુવાને આપેલ ઉત્તર સંસ્થાને ઘણો MODEST લાગેલો. આ કારણ હતું નવયુવાનને ઇન્ટરવ્યૂ કે પરીક્ષા માટે ન બોલાવવાનું. આ જાણી ઉમાશંકરનું REACTION આ મુજબ હતું : 'આ તો એવું થયું કે તમારું મોં તો જાણે ઘણું રૂપાળું છે પણ ડાબે ગાલે એક તલ છે !

જુલાઈ ૧૯૯૬, અમદાવાદ.

❑ સુ. દ.

તારે ઝાંપે બાંધું હું મારું ઝૂંપડું
ઝૂંપડામાં બળે એક દીવો
– દીવો તારા નામનો

વાડીએ વાવું હું મારો મોગરો
ઝૂલે ચંપાનું ઝાડ
– ઝાડ તારા નામનું

તારી મેડીએ હવા થઈ હીંચકું
ઓશિકાની સાથે કરું લાડ
– લાડ તારા નામના

મધરાતે, તરસના બોલે મોરલા
હું તો વાદળ થઈ વરસું ધોધમાર
– વાદળ તારા નામના

## અમિતાભ મડિયાના ચિત્રો જોઇને... ❑ મહેશ દવે

બધાં જ જન્મે છે
જન્મેલા બધાં જ મરે છે
માણસ હોય કે પશુ
જન્મવાની તો એક જ રીત
ને મરણના તો કંઈ કેટલાય રસ્તા
કત્લ, વ્યાધી, આત્મહત્યા, અકસ્માત
કે હોય પછી કુદરતી ક્રમમાં જરા-મૃત્યુ
મરણ હોય છે કાળું, ખેપાની, કુકેડ, બિહામણું
એનો ઓથાર, ઓછાયો
કાળો કાળો પડછાયો, શરીરમાં જ લપાયો

લાકડાં, ખપાટિયાં, તેના બનેલા બાંકડા
ને એવા જ માણસ માત્રના હાડકાં
સુક્કા, સપાટ, ગંઠાયેલા, કઠોર ને બરડ,
પાથરો તો પથારી, આડા મૂકો ને ટેકો,
ઊભાં કરો તો સીડી (સ્વર્ગની ?)
કે પછી પગથિયાં નરકનાં ?
શું ફેર પડે છે ?
મરણ એટલે મરણ એટલે મરણ

મૃત્યુનો શાન્ત, ક્ષુબ્ધ, કલાન્ત, વિષાદિયો,
રડમસ અને રડતો, હિજરાતો ચહેરો
છોને લપાયો, છુપાશે ના છુપાયો
નિહાળશે શેરીના કુત્તા યમદૂતની આંખે
ભસશે, રડશે, ભરશે ડૂસકાં
શિયાળવાની લંબ પ્રલંબ લાળી જેવા...
ગર્દભ ભૂંકશે, ડાકણો ગાશે મરસિયા
છુપાયેલા મનુષ્યના આયુષ્યને
આખું ને આખું તાણી કાઢશે

મરણ એટલે મરણ એટલે મરણ
સૂમસામ, સ્મશાન, ભેંકાર, હાહાકાર;
એક પ્રચંડ આઘાત દાઝતી - દઝાડતી ચિતાની જ્વાળા
પડઘાય, ઘુમરાય, વમળાય,
શૂન્ય થઇ શૂન્યમાં ફેલાય.
❑

## માછલી ને દરિયો

❑ ધીરેન્દ્ર મહેતા

પૂછે છે માછલી દરિયાને, તું અલ્યા, આમ કેમ
સુકાતો જાય છે ?
આવો તો કોઈ દી દીઠો નો'તો તને, બોલ, ભલા
કેમ આવું થાય છે ?
કીધું'તું તેં મને, લઈ જઈશ પેટાળમાં,
દેખાડીશ અવનવલા દેશ,
તે દીની વાલામૂઈ, સાચવું છું જીવ બહુ,
આટલામાં રહું છું હંમેશ;
ક્યાં ગઈ એ મોજાંની મસ્તી તે કેમ હવે છેક આમ
લથ્થડિયાં ખાય છે ?
તારા ઘૂઘવાટમાં ને તારા પથરાટમાં
ભરતી ને ઓટની વારતા,
કાંઠે વેરાયેલાં શંખલાં ને છીપલાં
ભૂલી ભૂલીને સંભારતાં;
હાંફે છે આટલો દિવસ ને રાત તે જીવ તારો
શાને મૂંઝાય છે?

## બદરીનાથ જતાં...

❑ મહેશ દવે

સામે ડુંગર, હું ડુંગર પર
વચ્ચે વહેતો ગંગાસમદર
ડુંગર ધારે વૃક્ષ-સંતરી
દળવાદળ ઘૂમે ઉપરાપર

રસ્તો, રસ્તો, અહીંયાં રસ્તો
ઊંચે ને નીચે છે રસ્તો
આગળ પાછળ બધે જ રસ્તો
વીંટળાઈ વળિયો છે રસ્તો

ઊંચે ઊંચે હું ચઢતો ને
પાછળ પાછળ નીચે રસ્તો
જીવનના વળવળાંક જેવો
ઘેરીને ઘૂમરાતો રસ્તો
આથડતો અથડાતો રસ્તો
અડબડિયો ને ખડખડ
ભેખડમાં જઈ દડતો દડદડ
અડાબીડ જંગલમાં ઘૂમતો
પુલ પરે ખડબડિયો રસ્તો
ખટાક દઈને જમણે વળતો
ઝટાક પાછો ડાબે પળતો
નીચે જઈને પડતો રસ્તો
ઊંચાણે જઈ ચઢતો રસ્તો
જળ માફક ખળખળતો રસ્તો

રસ્તો, રસ્તો, અહીંયાં રસ્તો
ઊંચે ને નીચે છે રસ્તો
આગળ પાછળ બધે જ રસ્તો
વીંટળાઈ વળિયો છે રસ્તો

પર્વત નહીં, પર્વતમાળા છે
શિખરોની ઉન્નત માળા છે
એકથી બીજે પર્વત જાવું
પુલ-ઝૂલાના સાંધેસાંધા
મારા માટે જાણે બાંધ્યા
તેના પરથી દોડી જતી
સડસડાટ આ ગાડી મારી
ચારે બાજુ ઝરઝર ઝરણાં
ધોધ બનીને છે ધસમસતા
ખીણ નીચે ચકરાઈ જુઓ તો
નદના પાણી છે ખળખળતા
હમણાં જમણે, હમણાં ડાબે
નદી પ્રવાહ શું ફરતા રહેતા ?
વા રસ્તો મારો હોય બદલતો ?

રસ્તો, રસ્તો, અહીંયાં રસ્તો
ઊંચે ને નીચે છે રસ્તો
આગળ પાછળ બધે જ રસ્તો
વીંટળાઈ વળિયો છે રસ્તો

ક્યાંક પહાડ છે સુક્કા-બોડા
ક્યાંક ઝાડીનાં ઝૂંડ જમેલાં
ક્યાંક જંગલો ગીચ ભરેલાં
ઉજ્જડ ને વેરાન વળી જ્યાં
એકાકી કો જોગી જેવા
ઓક, પાઈન કે ઘેઘૂર પીપળ
ભેંકારે અંધારે મારગ
ઊભાં રહ્યાં રોકીને રસ્તો
કોણ ખસે છે હું કે રસ્તો ?
ઉત્તર એનો મને ન જડતો
સૂર્ય ડૂબતો, ચંદ્ર ઊગતો
હસું હસું થઈ રહેતો રસ્તો
અમથો અમથો ભલે અમસ્તો
તોય મને બિવડાવે રસ્તો

રસ્તો, રસ્તો, અહીંયાં રસ્તો
ઊંચે ને નીચે છે રસ્તો
આગળ પાછળ બધે જ રસ્તો
વીંટળાઈ વળિયો છે રસ્તો

ગાડી દોડે આગળ આગળ
દૃષ્ટિ મારી પાછળ પાછળ
નીચે કેવો સુંદર સુંદર
અતીત જેવો લાગે રસ્તો
પાછળ જોકે ચોખ્ખો રસ્તો
ભૂતકાળ મારો ક્યાં એવો ?
પાપ-પોટલા થકી ભરેલો
તેથી તો હું બદરી ચાલ્યો.
ઊંચે ઊંચે ભાવિ જોતો
ધૂળભર્યો ધૂંધળો છે રસ્તો
કેમ ચડાશે ? હેઠ પડાશે
ઠંડીથી ધ્રુજવતો રસ્તો
થર થર ઠરી જઈશ હું
ઈશ્વર પાસે નમી જઈશ હું

શ્રદ્ધાથી હું કરીને દંડવત્
બદરી શરણે ઢળી જઈશ હું

★

સામે ડુંગર, હું ડુંગર પર
વચ્ચે વહેતો ગંગાસમદર
ડુંગર ધારે વૃક્ષ - સંતરી
દળવાદળ ઘૂમે ઉપરાપર

□ ધ્રુવ ભટ્ટ

સ્મરણોનું એવું કે ક્યાંક હોય ફૂલ, ક્યાંક ધૂળ, ક્યાંક રેતી કે ધોધમાર વરસ્યો વરસાદ
પગલાંની છાપ ક્યાંક ઓગળતી આંખ ક્યાંક ભીંજાતી લાગણી કે દૂરદૂર રવરવતો સાદ.

ફાગણના ફૂલ સમું એકાદું નામ ક્યાંક વગડાના શૂળ જેમ વાગે,
પાંપણથી રઢિયાળું સપનું સરે ને પછી જંગલમાં આગ આગ લાગે.

સરોવરમાં સંધ્યાના ઓગળતા રંગ, ક્યાંક રાત, ક્યાંક ચાંદની કે રોમરોમ પડતી સવાર,
ક્યાંક હોય ફૂલ ક્યાંક ધૂળ ક્યાંક રેતી કે સ્મરણોમાં હોય ક્યાંક ધોધમાર વરસ્યો વરસાદ.

આખોય બાગ ક્યાંક ઝાકળની જેમ સાવ ઓચિંતો આભ બની ઝૂકે,
સાતમા પાતાળવાળો પરીઓનો દેશ કોઈ મારો છે લાવ કહી રૂઠે.

પર્ણોની જેમ ક્યાંક ફરફરતા હોઠ, ક્યાંક ચૂપ, ક્યાંક વાણી કે રણણણણ રણઝણતો નાદ,
ધોધમાર ક્યાંક હોય ફૂલ ક્યાંક રેતી, કે ધૂળ પછી સ્મરણોમાં હોય ક્યાંક વરસ્યો વરસાદ.

□ **જયા મહેતા**

'જાગીને જોઉં તો...'
ન મળે વૃક્ષો ન મળે તળાવ
રસ્તા પણ નહીં
ન ઘરો ન માણસ કોઇ
દીસે છે કેવળ ધુમ્મસ ધુમ્મસ
બધું એકાકાર ધુમ્મસભર્યું
પંખીઓના અવાજોય ડૂબ્યા છે ધુમ્મસે
આંખ અટવાય છે અથડાય છે ધુમ્મસે
ને
ડરું છું કંપું છું
      મારો અવાજ પણ શું ડૂબી જશે ધુમ્મસે ?

ફેસટસ ૧૪-૮-૧૯૯૬

□ **જયા મહેતા**

શિકાર કરવાની સૌને છૂટ છે
હરણાં-સસલાં બહુ વધી ગયાં છે જંગલોમાં

રસ્તા પર આવે
ને કચડાઇ જાય ગાડી નીચે
તો પૂર ઝડપે જતો માણસ શું કરે ?
નકામો બિચારો મુશ્કેલીમાં મુકાય

સસલાં - હરણાંએ જંગલ છોડી
આમ રસ્તા પર શા માટે આવવું જોઇએ ?

પોતાના માર્ગમાં આવે
એ સૌનો
શિકાર કરવાની છૂટ છે સૌ અમેરિકનોને

ફેસટસ ૨-૮-૧૯૯૬

❑ જગદીશ ઓઝા

આ લીલા લીલા પાન વચાળે
મરક મરક એક કળી
સૂરજની એક કિરણ પરી
એની સંગે રમવા નીકળી.

ઈયળ એની આગળ પાછળ
કીડી ચૂંટીઓ ખણે
પતંગિયાં ચુંબન ચોડે ને
ખિસકોલી ગણગણે.
ગેલગેલમાં વાયુ ભેટે
કાયા મખમ્મલી
મરક મરક એક કળી

ગાતી ગાતી એક ષોડશી
કન્યા ફુલડાં વીણે
પંખી એને પાંખ દઈને
પડઘાતાં જઈ ખીણે
કળી ઊમળકે બરકે એની
બોલી કાલી તોતલી
મરક મરક એક કળી...

❑ જયા મહેતા

પુચ્છ ઉછાળતી ખિસકોલી દોડી ગઈ.
પતંગિયાં કરે છે ઉડાઉડ રંગરંગીન.
હું પણ જો હોત
ઝીણું નાનું ફૂદું કે કરોળિયો પણ...
પણ માણસ મટી જવું મને કેમ ગમે ?
ફેસ્ટસ ૨-૮-૧૯૯૬

❑ Satvahana Hala

Mother, were he abroad
I'd bear the separation
Waiting for him,
But to live separation
In the same village
Is worse than death

❑ સાતવાહન હાલ (પ્રાકૃત)
❑ અનુવાદ : મહેશ દવે

માવડી મોરી,
હતને જો એ બીજે ગામ
વાટ તાકતી વેઠી લેતી
વિજોગ વસમો આમ જ આમ.

દખડાં મારે કોને કે'વા
આંખ સમોરે,
એક જ ગામે
વસિયો વાલમ
ખોરડે જુદે
આના કરતાં મોત રૂડું રે
શાને કાજે જીવવું ઓ રે...

---

★

Distance destroys love
So does the lack of it;

Gossip destroys love
And some times

It takes nothing
To destroy love

લાંબી વાટે તું ને હું
પ્રેમ ગયો વિલાઇ....

એકમેકના સતત પાસમાં
પ્રેમ મર્યો ભૂંસાઇ....

કાનાફુસી લોકની એવી
પ્રેમ રહ્યો રહેંસાઇ....

---

His form
In my eyes,
His touch
In my limbs,
His words
In my ears,
His heart
In my heart :
Now who's
Separate ?

❑ સાતવાહન હાલ (પ્રાકૃત)
❑ અનુવાદ : મહેશ દવે

મારા નેણમાં ભર્યું
એનું જ રૂપ
મારું તનડું માણે
એનો પરસ
મારા કાન તો સુણે
એના શબદ
મારા રૂદિયે ધબક
એનું હૃદય
કોઇ કે'શો મને,
કંઇ છે જુદાઇ ?

## ગઝલ

❑ હનીફ સાહિલ

આર્દ્ર આંખોની ધાર છે કહી દે
એક તારો વિચાર છે કહી દે

ઝુલ્ફનો એ પ્રસાર છે કહી દે
કેમ આ અંધકાર છે કહી દે

એ સિતમનો પ્રકાર છે કહી દે
સ્મિતનો એ પ્રહાર છે કહી દે

તું કહી દે કે હાથ ઠંડા છે
હાથ પણ ઠંડાગાર છે કહી દે

રાત વિતી છે સ્મરણમાં એના
પાંપણે એનો ભાર છે કહી દે

ચંદ્ર પણ છે હવે અસ્તાચલમાં
ક્યારથી ઇંતેઝાર છે કહી દે

ગેબના આવરણ હટાવી હનીફ
શું આ અચરજની પાર છે કહી દે

❑ સુ. દ.

પ્રકૃતિનું મૌન મનુષ્યને
ગાતો કરી મૂકે છે.

સુ.દ.

મને ખબર નથી પડતી
કે હું ઊંડા કૂવામાં ઊતરી રહ્યો છું
કે ઊંચા આકાશે
જઇ રહ્યો છું.

## રાત ❑ કિશોરસિંહ સોલંકી

ધૂણતા ઢોલ
નાચતાં ડાકલાં
હાથ પકડીને ઊભા ટોડલા
ટગર ટગર તાકી રહેલાં પૈણાયાં
નીચું નમીને નીતરવા માંડ્યું
દિવેલની વાડીનું નાળચું
ચોરસીમાંથી ઘીનો ઘાડવો
બહાર આવીને બેસી ગયો પાસે
માંચાની આદેણી આંખો ચોળતી ચોળતી
ઊભી થઈને રોવા બેઠી
ગોદડાના ગાભાએ ઊંહકારો કરી
ગળફો કાઢ્યો હાક થૂ...
ચૂલામાં અડવેલું ઊંબાડિયું
પીવા માંડ્યું ધુમાડો
રાખમાં ચીપિયો
શોધવા માંડ્યો અંગારા
પાણિયારું ઉજાતું જઈને
લઈ આવ્યું નારિયેળ
વળગણીએ લટકતાં બાળોતિયાં
એક બાજુ મૂકી દીધાં
આળિયાએ ઊભા થઈને
ભાથડી ખોલી કાઢી તમાકુ.
ખાંઈણિયો સાંબેલું લઈને
ફૂશકા ખાંડવા બેઠો
ઘંટી થાકી-પાકી
ટૂંટિયું વાળીને સૂઈ ગઈ
ઊખડેલા લેંપણમાં
દાણા વેરાયા
ને ઢોળાયો જેકરાંભ

ભેંતડાં આઘાપાછાં થઈ ગયાં
ખૂણામાં પડેલી સાવરણી
હાકોટા-છીકોટા સાથે
ઘરમાં ઘૂમવા લાગી
ત્યારે
ધૂણતા ઢોલ અને નાચતાં ડાકલાં
સામે
સુકાઈ ગયેલી
બોઈડીના કાંટા જેવાં
હાડપિંજર
માથેથી ફાળિયાં ઉતારી
ખોળા પાથરીને કરગરવા માંડ્યાં
કરગરવા માંડ્યાં...
પણ
આ અંધારાને જણનારી રાત
કેમેય કરીને ખસે જ નહીં !

સુ.દ.

પથ્થર પરથી પડતું ઝરણું
પડતાં પડતાં પણ
પ'

## કાવ્યારંભે સરસવતીપ્રાર્થના

❑ વિનોદ જોશી

વીજળિયું વેડી લેખણ કીધી, સરસવતી માતા !
કાગળનો ખાલી ખૂણો આપજો,

પાઘડિયું પડખે મેલી દીધી, સરસવતી માતા !
વૈખરિયે વળગ્યો લૂણો કાપજો;

કળતર કાંતીને વીંટા વાળ્યા, સરસવતી માતા !
અટકળ ઓળંગી ઓરાં આવજો,

અરથુંનરથુંને બેવડ ચાળ્યા, સરસવતી માતા !
અખશરનાં અજવાળાં ઉપડાવજો,

પરપોટા ચીરી દરિયા બોટ્યા, સરસવતી માતા !
ટાંકાટેભાના અવસર ટાળજો,

પડછાયા પીંખી પગલાં ગોત્યાં, સરસવતી માતા !
લેખીજોખીને વળતર વાળજો;

એંઠાં પતરાળાં દૂધે ધોયાં, સરસવતી માતા !
પરવાળાં વેરી પોથી ઢાંકજો,

ઝળઝળિયાં ઝીલી તુલસી ટોયાં, સરસવતી માતા !
પીળી પાંદડિયે અભરક ટાંકજો;

પરસેવા ખૂંદી કમ્મળ ચૂંટ્યાં, સરસવતી માતા !
અમરતમાં બોળી, અંજળ ચાખજો,

બચબચ થાનોલે વળગી ખૂટ્યા, સરસવતી માતા !
પરથમ પૂજ્યાની લાજું રાખજો.

□ રઈશ મનીયાર

થાય છે સર્જન વિસર્જનથી હવે,
ઓગળું છું હું જ લોચનથી હવે.

વિસ્તરું છું એટલો વિખરાઉં છું,
દૂર જઈ ક્યાં ભાગવું મનથી હવે ?

હું સ્વયં ખુશ્બુ બન્યો છું એટલે,
ઘર પરત આવ્યો છું ઉપવનથી હવે.

હું, પતંગિયું : પુષ્પ પર બેસી ગયો
લે, ઉઠાડી જો સિંહાસનથી હવે

સ્થળ, સમય, અવકાશ બદલાતાં ભલે !
ડોલવું મારે ન આસનથી હવે.

શ્વાસનું સમક હવે લાગે સરળ,
મેળવ્યો છે તાલ ધડકનથી હવે.

પુસ્તકો ઉથલાવ્યા ઝાઝું 'રઈશ'
શીખીએ થોડુંક જીવનથી હવે.

□ રઈશ મનીયાર

લોહીમાં ઓગળે છે બેચેની,
ધીમુંધીમું બળે છે બેચેની.

રોજ નીકળું છું દ્હેલવા હું, અને -
રોજ સામે મળે છે બેચેની.

એમને ચૈનથી સુતેલા જોઈ,
મારી, પાછી વળે છે બેચેની.

મારું એકાંત તોડી-ફોડીને,
સૌની સાથે હળે છે બેચેની.

આ ગઝલ એક તિલસ્મી દીપક છે...
દીપથી નીકળે છે બેચેની.

ધીમું બોલે છે સ્વસ્થતા મારી,
ને ઊંચું સાંભળે છે બેચેની.

ઊડ્યો આત્મા, શરીર રાખ થયું,
અડધું-પડધું બળે છે બેચેની.



# ગઝલ

[મરણોન્મુખ]

ગત જન્મનો આરતો ઓધાર છે
પોપચીઓમાં સ્વપ્નનો ભંડાર છે

શ્વેત કપડું લાશ પર જોયા પછી
આયનાની આંખ અનરાધાર છે

જન્મદિન જેવો જ અવસર મોતનો
આગાસીના ભીડ પારાવાર છે

સત્ય કેવળ મોત છે, એ જ સાક્ષ્ય છે
જિંદગાની તો મોતનું ઓજાર છે.

આમ તો વરસાદ ભીનું હું નથી
આંસુઓનો એ નવો અવતાર છે

ચૂંદડી ઓઢી અરથિયા આવજો
શ્વાસનો આ આખરી તહેવાર છે

— ફૂલ ઝાંકડિયા

**કવિતા-મૌન મંદિરે શબ્દ-ધજા**

તંત્રી : સુરેશ દલાલ

સળંગ અંક : ૧૭૧

વર્ષ : ૩૦, અંક : ૨, ડિસેમ્બર, ૧૯૯૬

મુખપૃષ્ઠ સજાવટ : ઝિનેશ દલાલ




# કવિતા




**ખાસ સૂચના :** કોઈ પણ કાવ્ય એક વખત બીજે ક્યાંય છપાયેલું હોય તે ફરીથી મોકલવું નહીં.
**અપ્રગટ કાવ્ય જ મોકલવું. પ્રસિદ્ધ થતા લેખોના અભિપ્રાયની જવાબદારી લેખકની છે.**
**સૂચના :** વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.
કૃતિ ગમે તેટલી નાની હોય તોપણ પોસ્ટકાર્ડ, ઇનલેન્ડ લેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફૂલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થવા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટ્સ વિભાગ સાથે કરવો.
**લવાજમ : દેશમાં ૮૦/- રૂપિયા, પરદેશમાં સીમેલ રૂા. ૧૭૦/-, એરમેલ રૂા. ૨૭૦/-, આ અંકના રૂપિયા ૧૫/-.**
બહારગામનું લવાજમ 'SAURASHTRA TRUST'ના નામથી મનીઓર્ડર / ડ્રાફ્ટ મોકલવા વિનંતી.

**પત્રવ્યવહારનું સરનામું :** સર્ક્યુલેશન મેનેજર, જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, કોટ, પોસ્ટ બૉક્સ નં. ૬૨, મુંબઈ ૧ T.P. 2870831, FAX NO. 022-2874097

**મુદ્રક અને પ્રકાશક :** સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી ધીરુભાઈ દેસાઈ, જન્મભૂમિ કાર્યાલય, જન્મભૂમિ માર્ગ, કોટ, મુંબઈ ૧

**મુદ્રણ સ્થળ :** મે. પ્રીન્ટેજ પ્રા. લિ. સન મિલ કમ્પાઉન્ડ, સન મિલ રોડ, લોઅર પરેલ, મુંબઈ-૪૦૦ ૦૧૩.

☐ હરિહર જોષી

જળની છાલક ભીંજવે ઊભી ટેકરીઓનાં ગાલ...
એટલું બોલી આથમી ગઈ કુંજડીઓની હાર...
અફવા જેવું ત્રાટક્યું ધ્રબોધ્રબ અંધારું ઘર માલીપા ડેલીએ દીધો સાદ
ભરડો લેતી શેરીઓ ઘાંઘી થઈ કે થયું ફળિયું એનો ચાલતો રે સંવાદ
સાંજની વેળા લાગતી જાણે કોઈ વિજોગણ નાર !
ઓગળે બારે મેઘનો ફૂમો, તોય કોરોધાકોર તું એની ચડતી છાની રીસ
કળતા આખા અંગમાં પે...લા મેઘધનુના ઢાળ હું એની કેમ રે ! પાડું ચીસ
પગપછાડી ભોંયને ખૂંદી હણહણે તોખાર !
આઘાં ઓરાં ખોરડાં ટીકે નેજવાં કરી, સાવ નિમાણાં નેળિયાં, ખેતર, સીમ
પોતપોતાનાં ટહુકા પે'રી ઝાડવાં ધ્રૂજે એમ કે જાણે હમણાં પડ્યું હિમ
આ જ તો થાતું –
હું જ ભુલાયેલ ગીતની કડી તું જ મારો મલ્હાર !
એટલું બોલી...



KAVITA : REGD No 16800/6
Registered as a Newspaper
with the Registrar of Newspap
for India, New Delhi




***In the desert of snow***
***the colour of blood***
***emerges beautifully.***

